# પ્રકાશકના બે બોલ

શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો પ્રથમ હેતુ આ છે: "ગુજરાતી ભાષામા લખાયલા સર્વ પ્રાચીન પુસ્તકોનો સંગ્રહ કરવો; અને તેમાના મુદ્રિત સ્વરૂપમા સંરક્ષણ કરવા યોગ્ય લાગે તેવાં પુસ્તકો હોય તે પ્રસિદ્ધ કરવા." આ હેતુને અનુસરીને સભાએ પ્રાચીન ગુજરાતી સાહિત્યના હસ્તલિખિત ગ્રંથો વેચાતા લઇ સંગ્રહ્યા છે અને હજી એવા મળના ગ્રંથો વેચાતા લેતી રહે છે. આ સંગ્રહમાથી પ્રચલિત કરવા જેવા ગ્રંથો કીયા કીયા છે તે સમજી શકાય તે માટે સભાએ હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧ તથા ૨, આ પ્રકાશક પાસે તૈયાર કરાવી પ્રકટ કરાવી છે. તેનો ત્રીજો ભાગ તૈયાર કરવાનુ પણ આ પ્રકાશકને સોપાયલું છે. તેમાથી પસંદ કરેલા ગ્રથો તૈયાર કરાવવાનુ કામ એક પાસ ચાલે છે, તેમ બીજી પાસ અન્યત્ર સાંપડતા પ્રસિદ્ધ કરવા યોગ્ય પ્રાચીન કાવ્યો, આખ્યાનો, સંશોધી સટીક પ્રકટ કરવાની માગણી થતા તે સભાને ખર્ચે તૈયાર કરાવવામા અને પ્રકટ કરવામા આવે છે. કવિશ્રી માડણ-કૃત પ્રબોધબત્રીશી અને ગવણુમ દોહરી-સંવાદ સ્વ. મણિલાલ બકોર-ભાઇ વ્યાસના સંશોધનો સભાએ પ્રકટ કર્યા છે. તેમજ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો રા. રા છગનલાલ વિદ્યારામ રાવળે સંશો-ધેલો પ્રકટ કર્યો છે. દશમ સ્કંધ અને રુસ્તમ બહાદુરના પવાડાનુ કામ આ પ્રકાશકને અને પંચદંડ તથા હંસાવતીનુ કામ રા. શંકરલાલ છગનલાલ રાવળને સોપાયલુ છે. આમ આ શ્રેણીનું કામ ચાલુ છે.

દરમ્યાન મધ્યકાળની ગુજરાતી ભાષામા રચાયલુ સાંગ મહા-ભારત પ્રકટ ન હોવાથી અને તે પ્રત્યેની અભિરુચિ અભ્યાસીઓની હોવાનું જણાવામા આવતા, ભાગરોળના સુપ્રસિદ્ધ, પ્રાચીન તેમ જ

મધ્યકાલની ગુજરાતી ભાષાના પાકા અભ્યાસી શાસ્ત્રીજી કેશવરામ કાશીરામે એક પ્રીતિકાર્ય તરીકે વિના વેતને તેમ વિના પરિતોષિકે સંશોધી સટીક તૈયાર કરી આપવાનો ભારે શ્રમ ઉઠાવવાની તત્પરતા દાખવી અને સભાને એ કાર્ય કરી આપવા માથે લીધુ તેમના આ પ્રીતિકાર્ય માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભા જ નહી, પણ સાહિત્ય રસિક ગુજરાતી જનતા પણ સદાની ઋણી રહેશે, એમ હું ધારું છુ

પ્રસ્તુત સંગ્રહ મહાભારતની આવૃત્તિમા બનતા સુધી એક પ્રાચીન કવિના જ બને તેટલા પર્વો અને તે જ્યા સંભવિત ન જ હોય ત્યા બીજા એવા પ્રાચીન કવિના પર્વો લેવા, એવુ ધોરણ સભાએ અખત્યાર કરેલુ છે અલબત્ત સાધારણ ગુજરાતી સાહિત્યરસિક જનતાને ભાષાની જૂનાશ નડશે, પણ વાચનથી એ મુશ્કેલી સહજ ટળી શકશે. કારણ ભાષા એટલી બધી દુર્બોધ્ય નથી અભ્યાસીઓની અગત્ય ઉપર પ્રથમ લક્ષ આપવા માટે જ આમ કરવુ પડેલુ છે અને સાધારણ જનતા તે નિભાવી લેશે, એવી આશા છે સહુને તે સુલભ થાય તે માટે સભાએ તેનુ મૂલ્ય પડતર ખર્ચ પૂરતું જ રાખેલુ છે

આ પહેલા ભાગમા પ્રાચીન વૈષ્ણવ કવિ હરિદાસનુ આદિપર્વ અને નાગર કવિ વિષ્ણુદાસનુ સભાપર્વ દાખલ કરેલા છે બીજા ભાગમા વૈશ્ય કવિ નાકરનુ વનપર્વ દાખલ કરવાનો પ્રબંધ કરેલો છે અને તે છપાવવુ શરૂ થયેલુ પણ છે અને તેરવા થોડા સમયમા સંગ્રહ મહાભારત ગુજરાતી જનતા સમક્ષ રજુ કરવાની સભાની ધારણા છે આશા છે કે અભ્યાસી બધુઓ અને સાહિત્યરસિક જનતા તેનો લાભ લેવા નહી ચૂકે

| | |
|---|---|
| જ્યેષ્ઠ વદિ ૧૨ | અંબાલાલ બુલાખીરામ જાની |
| વાર સોમ સં ૧૯૮૯ | સહાયક મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા, |
| તા ૧૯-૬-૩૩ મુંબઇ | મુંબઇ |



# શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ

## શાળા-પાઠશાળાઓમે ઇનામ માટે તેમ પુસ્તકાલયોના

## સંગ્રહ માટે અડધી કિંમતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઇ ઇલાકાના, સરકારી, દેશી રાજ્યોના તેમજ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડોના કેળવણી ખાતાઓમા અભ્યાસ તથા વાચનપ્રચાર કાજે તથા વિદ્યાર્થીઓને અપાતા ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમા ગુજરાતી સાહિત્યનો પ્રચાર બહોળા પ્રમાણમા સહેલાઇથી ઓછા ખર્ચે થઈ શકે તે માટે પોતાની માલીકીના નીચે જણાવેલા પહેલા દશ સુધીના આંકવાળા પુસ્તકો (રાસમાળા ભાગ ૧–૨ સિવાય) અર્ધી કિમ્મતે ઉપલી સંસ્થાઓને વેચાતા લઈ શકવાની અનુકૂલતા કરી આપવાની યોજના કરી છે

રાસમાળા ભાગ ૧–૨ આ સંસ્થાઓને ૧૨॥ ટકાના કમીશનથી વેચાતી આપવા ઠરાવ્યુ છે

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતા અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીના પુસ્તકનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે જેને તે જોઈતો હોય તેને મગાવ્યેથી મફત મોકલવામા આવશે

આ પુસ્તકો અડધી કિમ્મતે વેચાતા લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શરનામે પત્ર વ્યવહાર કરવો

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાની માલીકીનાં પુસ્તકો ૧૭

**૧-૨ રાસમાળા** (સચિત્ર) તૃતીય આવૃત્તિ, ભાગ ૧ લો. તથા બીજો; રચનાર સ્વ શ્રી એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસ ભાષાન્તર કાર, અને વિવિધ ટિપ્પણીઓ તથા પરિશિષ્ટો યોજનાર દિ બ રણછોડ ભાઇ ઉદયરામ દવે દરેકનું મૂલ્ય ૫-૮ ૦

**૩ ફાર્બસ જીવનચરિત**—રચનાર, સ્વ મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે પી મૂલ્ય ૦-૮-૦ (હાલ અપ્રાપ્ય)

**૪ માર્કસ ઓરેલીઅસ એન્ટોનીનસના સુવિચારો**—ભાષા ન્તરકાર, સ્વ ઈડરનરેશ, સર કેશરીસિંહજી, ઉપોદ્‌ઘાત લખનાર અને સંસ્કૃતસુભાષિત અને તત્ત્વજ્ઞાનના વચનો નોંધનાર ર રા નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી મૂલ્ય રૂ। ૨-૦-૦

**૫ શ્રી. ફા ગુ સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ** ભા ૧ લો, ૨ જો, (૧-૬૦, અને ૫૧ થી ૧૫૦ પુસ્તકોની યાદી) તૈયાર કરનાર રા રા અંબાલાલ બુલાખીરામ જાની બી. એ દરેકનું મૂલ્ય રૂા ૨-૦-૦

**૬-૧) શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં ૯ પુસ્તકોની** સંક્ષિપ્ત યાદી તૈયાર કરનાર રા રા અંબાલાલ બુલાખીરામ જાની, બી એ

**૭ ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભાગ ૧-૨**( સાથે બેગા )જુદા વંશાવળીઓ, રાહેસ વગેરે સબંધી હકીકતોના લખાણ સભાના સાધનોને આધારે તૈયાર કરનાર રા ગ નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી, મૂલ્ય રૂા. ૧ ૦-૦

**૮ રમકલ્લોલ** બાળાઓએ ગાવાના સ્ત્રીજીવનના પ્રચલિત ગીતો સંપાદક ર રા છગનલાલ વિ રાવળ રૂા. ૦-૧૦-૦

**૯ પ્રબોધબત્રીશી** (કવિ માંધાતા માંડણકૃત) અને રાવણ મંદોદરી સંવાદ (કવિ શ્રીધરકૃત) બન્નેય જૂના ગુજરાતીના ગ્રંથો—ટીકા સાથે સંશોધક સ્વ ગ મણિલાલ બ વ્યાસ, ટીકા તથા ઉપોદ્‌ઘાતના લેખક રા રા શંકરપ્રસાદ છ ગનલાલ રાવળ મૂલ્ય રૂા ૦-૧૨-૦

**૧૦ પ્રાચીન કાવ્યવિનોદ ભાગ ૧ લો** પ્રાચીન આખ્યાનો અને પદો, નાકર આદિ કવિઓના ગ્રંથો, (ભાષા ક ક અર્વાચીન ગુજરાતી જેવી) સંપાદક ગ રા છગનલાલ વિ રાવળ મૂલ્ય રૂા. ૧-૦ ૦

**૧૧ અહુનવર**—એ નામનો સર્જનજૂના મંત્ર, પારસી ધર્મતત્ત્વનું વૈદિક દ્રષ્ટિએ અવલોકન રા રા માનશંકર પિતાંબરદાસ મહેતા મૂલ્ય ૦-૮-૦

१२ चतुर्विंशतिप्रबन्ध–श्री राजशेखरसूरिसन्दृब्ध – परिशिष्टेन समलङ्कृतः संशोधितश्च एम ए. इत्युपपद–धारिणा श्री हीरालालेन। मूल्यं रु २–८–०

१३ प्रबन्धचिन्तामणिः—श्री मेरुतुङ्गाचार्यरचित शास्त्री दुर्गाशंकरेण संशोधित मूल्यं १–८–०

૧૪ શાક્તસંપ્રદાય—સિદ્ધાન્તો ગુજરાતીમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર ઇત્યાદિ—અને હાર્દિ મતનાં બે શ્રીચક્રો સાથે લે દિ બ નર્મદાશંકર દેવશંકર મહેતા બી એ મૂલ્ય ૧–૮–૦

૧૫ ગુજરાતના ઐતિહાસિક લેખો—ભાગ ૧ લો પ્રાચીન યુગથી વાઘેલા રાજાની સમાપ્તિ પર્યન્તના મહત્ત્વના લેખોમાંથી ગુર્જર વંશ પર્યન્ત ગોઠવી સંશોધી તૈયાર કરનાર, રા રા ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ એ ક્યુરેટર, પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ–મુંબાઈ મૂલ્ય રૂ. ૪–૮–૦

૧૬ મહાભારત–પ્રાચીન ગુજરાતી અનુવાદ કવિ હરિદાસકૃત આદિપર્વ અને નાગરકવિ વિષ્ણુદાસરચિત સભાપર્વ સંપાદક અને સંશોધક રા રા કેશવરામ કાશીરામ શાસ્ત્રીજી, આંગનાળ

૧૭ ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ વા ગુજરાતી રાસમાળા સંગ્રહ કરનાર અને લખનાર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ મૂલ્ય રૂ ૦ ૧૨–૦

## ૨ સભાના પારિતોષિકથી પ્રસિદ્ધ ગ્રન્થો ૫.

(૧) ચેસ્ટરફીલ્ડના નિબન્ધો (ભાષાન્તર) ગ રા ધનસુખલાલ કૃ મહેતા

(૨) વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ–રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી (અપ્રાપ્ય, દ્વિતીય આવૃત્તિ સંશોધાવી તૈયાર કરાવાય છે)

(૩) શૈવમતનો સંક્ષિપ્ત ઇતિહાસ–રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી (અપ્રાપ્ય દ્વિતીય આવૃત્તિ સંશોધાવી તૈયાર કરાવાય છે)

(૪) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા (ભાષાન્તર)–રા રા પ્રેમશંકર નારણજી દવે

લોર્ડ મોરલીકૃત કોમ્પ્રોમિઝ (ભાષાન્તર), સત્યાગ્રહની મર્યાદા રા રા મહાદેવ હરિભાઈ દેસાઈ, બી એ એલએલ બી મૂલ્ય રૂ ૧–૦–૦

## ૩ સભાના આશ્રયથી પ્રસિદ્ધ ગ્રંથો ૬

(૧) નર્મકોષ ક. કવિ નર્મદાશંકર લાલશંકર દવે

(૨) 'ભક્તકવિ શ્રી દયારામનું જીવનચરિત્ર''–લે રા રા શંકરપ્રસાદ છગનલાલ રાવળ પ્રસારક ગ રા નારણદાસ પરમાણંદદાસ ઉમ્બોઈવાળા

(૩-૪) **કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય,** ભાગ ૧ લો તથા ૨ જો (પ્રાચીન સંગ્રહો)–રા રા હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી મહુવા

(૫) **અભિમન્યુ આખ્યાન**–જનતાપીકૃત (૨ સં ૧૭૮૫), રા રા મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી એ એલએલ બી વડોદરા

(૬) **સં યુક્તાખ્યાન** (કાવ્ય) ગ, ગ ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા એમ એ. સુરત

## ૪ મુદ્રણાલયમાં ૭

(૧) **રૂસ્તમ બહાદુરનો પવાડો**(શામળ) રા. ગ અંબાલાલ બુ જાની, બી એ

(૨) **કેશવકૃત ભાગવત દશમસ્કંધ**–રા રા અં બુ જાની, બી એ.

(૩) રા રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆના **"ફાઇલોલોજીકલ લેકચર્સ"** ભાગ ૧ લાનુ ભાષાન્તર (સચિત્ર)–રા રા રા પ્રો બક્ષી બી એ

(૪) **'ચતુર્વિંશતિ પ્રબંધ"**–ગુજરાતી અનુવાદ તૈયાર કરનાર પ્રો હિરાલાલ રસિકદાસ કાપડીઆ, એમ એ

(૫) **પ્રબંધચિંતામણિ**–મેરૂતુંગાચાર્યકૃત ગુજરાતી અનુવાદ તૈયાર કરનાર રા રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

(૬) **મહાભારત ગુજરાતી**–ભાગ ૨ જો વૈશ્યકવિ નાકરરચિત આરણ્યક પર્વ, સંશોધક રા ગ કેશવરામ કાશીરામ શાસ્ત્રી માંગરોળ

(૭) **નરપતિકૃત ' પંચદંડ"** (સં ૧૫૪૫) સંશોધક રા. રા **શંકર** પ્રસાદ છગનલાલ રાવળ

## ૫ તૈયાર થતાં ૫

(૧) **રાસમાળાની પૂરણિકા**–દિ બ રણછોડભાઇ ઉદયરામ દવેએ સંગ્રહીત, નોંધો લખનાર ગ ગ ગિરજાશંકર **વલ્લભજી આચાર્ય** એમ એ

(૨) **"રૂકિમણીરી વેલી '**—(પ્રાચીન) તૈયાર કરનાર રા રા નટવરલાલ ઈચ્છારામ દેસાઈ બી એ.

(૩) **મધુસૂદન વ્યાસકૃત હંસાવતીની વાર્તા**–સં ૧૬૫૪ (પ્રાચીન) સંશોધક રા રા **શંકર**પ્રસાદ છગનલાલ રાવળ

(૪-૫) **શૈવધર્મ અને વૈષ્ણવ ધર્મ** તેના સિદ્ધાન્તો ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર સંશોધિત પરપત દ્વિતીય આવૃત્તિ, કર્તા રા ગ દુર્ગાશંકર કેવળરામ **શાસ્ત્રી**

**મેસર્સ એન, એમ. ત્રિપાઠી એન્ડ કું**

**બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ પ્રીન્સેસ સ્ટ્રીટ–મુબઇ નં ૨**

॥ [illegible] ॥

# પ્રસ્તાવના



## ૧. જાજવલ્યમાન યુગનું સાહિત્ય



ઈશ્વરી સંકેત કયી જાતનો હોય છે, તે જાણવું ખરેખર બુદ્ધિની બહારનો વિષય છે. આજથી ચારેક દાયકા ઊપર હજી જ્યારે ગૂજરાતી ભાષાના કાવ્યસાહિત્યની પ્રસિદ્ધિનો આરમ્ભકાળ હતો તે વખતે ઉપલબ્ધ સાધનદ્વારા વિદ્વાનો એવા મત ઊપર આવેલા કે ખરેખરૂં ગૂજરાતી સાહિત્ય ખેડાયૂં હોય તો તે પ્રેમાનન્દનો સમય એટલે કે વિક્રમની ૧૮ મી સદીથીજ. તે પહેલા કાંઇ સાહિત્ય ખરૂં જોતા માનવામા આવતૂં નહીં. જે કાંઇ હતૂં તે ઘણુંજ જૂજ હતૂ, એટલે તેટલામાત્રથી સાહિત્ય ખેડાયૂં છે, તેમ માનવા કારણ ન હતૂં. પરન્તુ છેલ્લા બે દાયકામા શોધખોળને આધારે પ્રાપ્ત થયેલા હસ્તલિખિત ગ્રન્થોની યાદીયો ભિન્નભિન્ન સંસ્થાઓ તરફથી પ્રસિદ્ધ થયેલી વાચવામા આવતાં વિદ્વાનો જોઇ શક્યા કે – મહાકવિ પ્રેમા નન્દની પૂર્વેનો જે **અન્ધકારયુગ** ગણાતો હતો તેજ યુગમા પ્રેમાનન્દયુગના સાહિત્ય કરતા પણ મોટા પ્રમાણમા સાહિત્ય ખેડાયેલૂં. પ્રેમાનન્દે સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો તે પહેલાની બે સદીયોમા માત્ર રામાયણ અને મહાભારતની કથાઓ ઊપરનૂં સાહિત્યજ એટલૂં વિપુલ છે કે પ્રેમાનન્દયુગના સ.હિત્યથી વધી જાય, અહીં માત્ર એ બે ગ્રન્થો ઊપરનૂં સાહિત્ય કેટલૂં હતૂં તે ટૂંકમા બતાવૂં છૂં.

**રામાયણઃ**—§માડણ, ઉદ્ધવ, §નાકર, વિષ્ણુદાસ, §લિમ્બજીના.

---

§ આ રામાયણો અદ્યાપિ સમ્પૂર્ણ ઉપલબ્ધ નથી થયાં. ઉદ્ધવનૂં રામાયણ પાછલથી કોઇયે પૂરૂ કરેલૂ છે. વિષ્ણુદાસનૂં સમ્પૂર્ણ ઉપલબ્ધ છે. તેણે બાલકાણ્ડ રચ્યોજ નથી અયોધ્યાકાણ્ડથીજ બાલકાણ્ડની કથાનો આરમ્ભ કરી ૭ કાણ્ડે રામાયણ પૂરૂ કર્યૂ છે. નાકર તેમજ વિષ્ણુદાસના લવકુશકાણ્ડ પ્રસિદ્ધ છે.

**મહાભારત —**

૧. આદિપર્વ—×નાકર, હરિદાસ, વિષ્ણુદાસ, મનોહરદાસ અને સુન્દરદાસના,

૨. સભાપર્વ—નાકર, કાશીસુત, વિષ્ણુદાસ, શિવદાસના,

૩. વનપર્વ—નાકર, વિષ્ણુદાસ, અવિચળદાસના,

૪ વિરાટપર્વ—નાકર, કાશીસુત, વિષ્ણુદાસના,

૫ ઉદ્યોગપર્વ—વિષ્ણુદાસ, ભાઉ, ભાઇયાસુતના,

૬. ભીષ્મપર્વ—વિષ્ણુદાસ, જનો, વૈકુણ્ઠના,

૭ દ્રોણપર્વ—વિષ્ણુદાસ, ભાઉના,

૮. કર્ણપર્વ—નાકર, વિષ્ણુદાસ, ભાઉ, વૈકુણ્ઠના,

૯ શલ્યપર્વ—નાકર વિષ્ણુદાસ, વૈકુણ્ઠના,

૧૦ સૌપ્તિકપર્વ—નાકર, વિષ્ણુદાસના,

૧૧. સ્ત્રીપર્વ—નાકર, વિષ્ણુદાસના,

૧૨–૧૩–શાન્તિ–અનુશાસન કોઇના મળ્યા નથી

૧૪. આશ્વમેધિકપર્વ—ના છૂટાછૂટા આખ્યાનો નાકર, વિષ્ણુદાસ, મુકુન્દ કુબેરદાસ, પોઠો, તુળસી, તેના;

૧૫ આશ્રમવાસિકપર્વ—કોઇનૂ નથી

૧૬. મૌશલપર્વ—વિષ્ણુદાસ, શિવદાસના,

૧૭ મહાપ્રસ્થાન—વિષ્ણુદાસનૂ,

૧૮. સ્વર્ગારોહણપર્વ—વિષ્ણુદાસ, સૂરભટના

આ ઉપરાંત રામાયણ–મહાભારતમાંથી નાનૂ નાનૂ વસ્તુ લઇ તેમજ ભાગવતાદિપુરાણોમાંથી આખ્યાનો લઇ રચાયેલાં નાનાં નાનાં

---

× નાકરે આદિ–સભા સ્વતન્ત્ર રચ્યાં નથી તેના આરણ્યક પર્વમાં શરૂઆતમાં ૪ થા કડવામાં આદિપર્વ અને ૫ થી ૧૦ મા કડવાની ૧૨ મી કડી સુધી સભાપર્વ આપ્યૂ છે તેના વિરાટપર્વના આરમ્ભમાં ૧૩ કડવામાં પણ તેણે સભાપર્વ આપ્યૂ છે વિરાટપર્વમાં ૧૪ થી ૧૯ મા કડવા સુધીમાં ૯૬ આરણ્યકપર્વ પણ આપ્યૂ છે

અનેક કાવ્યો આજ અન્ધકારયુગને જાજવલ્યમાનયુગ એવું નામ અર્પવાને લોકસન્મુખ હસ્તલિખિત દશામા મોજૂદ છે. આટલેથીજ વાત અટકતી નથી, પરન્તુ લોકભોગ્ય કલ્પનિક સાહિત્ય પણ આ યુગમા ઘણું ખેડાયું છે. હજી શોધખોળ અટકી પડી નથી. એટલે હજી વિપુલ પ્રમાણમા સાહિત્ય ઉપલબ્ધ થવા વકી છે. હજી સુધીમા એક પણ કવિનું સમ્પૂર્ણ મહાભારત ઉપલબ્ધ થયું નથી. કહેવાય છે કે વિષ્ણુદાસ અને વૈકુણ્ઠે આખા મહાભારતને માતૃભાષામાં ઊતારેલ છે.

ઊપર બતાવવામા આવેલ સાહિત્ય વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધનો અને આખી સત્તરમી સદીનો પરિપાક છે જે સમયે એક બાજૂ નરસિંહ મહેતા ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવાની પેરવીમા હતા તેજ સમયે તત્ ગુજરાતમા પદ્મનાભ, ભાલણ, ભીમ, તેમજ કાઠિયાવાડમા માંડણ, શીધર વગેરે કવિયો અને તે પછી નરસિંહ મહેતાનું શિષ્યમણ્ડલ, એ સૌ માતૃભાષાની બનતી સેવા કરવામા ઉદ્યતજ હતા માત્ર કાવ્યસાહિત્યજ આ બે સદીમા ખેડાયૂ છે, એટલૂજ નથી પરન્તુ ગદ્યસાહિત્ય પણ ખેડાતૂ હતૂ. મહાભારત, ભાગવત, રામાયણના આખા ગૂજરાતી ગદ્ય-ભાષાન્તરો પણ આ સમયમા રચાયા છે. ભગવદ્ગીતાના તો એ સમયના કેટલાયે અનુવાદો હસ્તલિખિત દશામા હસ્તલિખિત ગ્રન્થ ભણ્ડારોમા મોજૂદ છે.

આ તો માત્ર જૈનેતર કવિયોની વાત થઈ બીજી બાજૂ જૈન વિરક્ત સાધુઓ પોતાના ઉપાશ્રયોમા કદાપિ ઠરી ઠામ બેઠા નથી. જૈનેતર લેખકોયે જેટલૂં સાહિત્ય અર્પ્યૂ છે એના કરતા અનેકગણૂં સાહિત્ય આ યુગમા અને આ યુગ પહેલા જૈનસાધુઓયે સર્જી માતૃભાષાનૂં ગૌરવ વધારવાનૂ માન મેળવ્યૂ છે. શ્રી મોહનલાલ દલીચન્દ દેશાઇયે **જૈનગુર્જર કવિયો** એ મથાળા નીચે કીમતી બે ગ્રન્થો અર્પી આપણને જૈન સાધુઓની માતૃભાષાની સેવાઓનો પરિચય બતાવ્યો છે. તેમજ આનન્દકાવ્યમહોદધિના આઠ ગ્રન્થો,

અને ઐતિહાસિક રાસસંગ્રહ વગેરે ગ્રન્થોએ તેમાંના કેટલાએકની કૃતિયો લોકસન્મુખ મૂકી છે.

આ રીતે જાજ્વલ્યમાનયુગ, નહીં કે અન્ધકારયુગ, તેની સ્થિતિ છે. આ યુગમાંના સાહિત્યમાનો થોડોઘણો અંશ આપણા સુપ્રસિદ્ધ વિદેહ તેમજ વિદ્યમાન વિદ્વાનોએ બહાર પાડ્યો છે. સદ્ગત ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, સદ્ગત હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, સદ્ગત મણિલાલ બકોરભાઇ વ્યાસ, તેમજ વિદ્યમાન સાક્ષરો દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, ડો. ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી, રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, વગેરેએ અથાગ મહેનતને અન્તે પ્રાપ્ત કરી પોતાને જે દશામા ઉપલબ્ધ થયાં તે દશામાં પ્રસિદ્ધ કર્યાં છે. દી. બ. ધ્રુવ તેમજ ડો. દેરાસરી અને રા. અંબાલાલ જાની વગેરે વિદ્વાનોએ તો એકએક ગ્રન્થની અનેક પ્રતો મેળવી સિદ્ધ પાઠો આપી ટીકા-ટિપ્પણાદિકથી એ ગ્રન્થોને અતિ સરલ કરી નાખ્યા છે. હજી પણ એ દિશામાં વિદ્વાનો અગાઉ કરતાં પણ વધુ ઉત્સાહથી કામ કર્યે જાય છે, અને દર વર્ષે એવું એક અપ્રસિદ્ધ કાવ્ય સારી રીતે સમ્પાદિત થઈ લોકસન્મુખ મૂકાયે જાય છે.

શ્રી ફોર્બસ ગુજરાતી સભા, મુમ્બાઈ અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ, આ બે સંસ્થાઓ તો ખાસ સારા વિદ્વાનો મારફત એવા કાવ્યો પ્રતિવર્ષ છપાવ્યે જાય છે. એ સંસ્થાઓની પ્રવૃત્તિયો કોઇથી અજાણી નથીજ.

## ૨. સાહિત્યપ્રસિદ્ધિ-પ્રયોજન

આ પ્રમાણે ગુજરાતી સાહિત્યના અણમૂલાં રત્નોની પ્રસિદ્ધિની માટે આમ જુદે જુદે સ્થળેથી પ્રવૃત્તિયો થતી રહે છે, તેની ભીતર રહેલાં કારણો તપાસવા જરા પ્રયત્ન કરિયે. પ્રસિદ્ધ કાવ્યપ્રકાશકાર **મમ્મટાચાર્ય** જણાવે છે કે—

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥

૧. યશ, ૨. દ્રવ્ય, ૩. વ્યવહારજ્ઞાન, ૪. અમંગલનો નાશ, ૫. સાભળતા વાત જ પરમાનન્દ, ૬. સ્ત્રી જે પ્રમાણે ઉપદેશ આપે તે પતિને તાત્કાલિક લાગી જાય છે, તેની જેમ ઉપદેશનો યોગ, આ ૭ વસ્તુને પ્રાપ્ત કરાવનારૂં કાવ્ય છે

કાવ્યના પોતાના હીનત્વ-મધ્યમત્વ-ઉત્તમત્વ એ વગેરે ગુણોને લીધે પછી કદાચ થોડા યા વધુ પ્રમાણમા ઉપર આપેલી ૭ વસ્તુની તેમાથી જરૂર પ્રાપ્તિ થાય છે. ઉપર આપેલી ૭ વસ્તુઓમાની પ્રથમની બે એ કવિને પોતાને માટે છે, જ્યારે બાકીની ચાર એ શ્રોતાને માટે છે. કવિ પોતે વ્યવહારકુશળ હોવાથી વ્યાવહારિક કુશળતાવાળા કાવ્યો રચે, એમા તેને વ્યવહારકુશળતા પ્રથમથી પ્રાપ્ત થઈ ચૂકેલી હોવાથી ફરી વ્યવહારકુશળતા પ્રાપ્ત થાય તેમ કહેવૂ તેમા ગૌરવ થઈ પડશે. વસ્તુત કવિને પાછલી ચારે વસ્તુ સ્વત સિદ્ધ છે, જ્યારે શ્રોતાઓને તે પ્રાપ્ત કે. કવિને યશ અને દ્રવ્ય પ્રાપ્ત પણ ત્યારેજ થાય કે જ્યારે પાછલી આપેલી ચારે વસ્તુઓ શ્રોતામા કારગત થાય. આમ આ મમ્મટનાજ શ્લોક ઉપરથી કાવ્યના ચાર લક્ષણ તરી આવે છે. ૧. કાવ્ય એવૂ હોવૂ જોઇયે કે જેનાથી વ્યવહારકૌશલ્ય મળે. ૨. કાવ્ય એવૂ હોવૂ જોઇયે કે જેનાથી અમંગલ એટલે અધોગતિના દ્વાર, તેમાથી શ્રોતાનો બચાવ થઈ જાય ૩ કાવ્ય એવું જોઇયે કે જે વાચતા યા સાભળવામાત્રથી પરમ આનન્દની પ્રાપ્તિ થાય પરમાનન્દની પ્રાપ્તિજ માનમાદિ દુખોના નિવારણની પછી છે. એટલે કાવ્યમા એવી શક્તિ હોવી જોઇયે કે જેના શ્રવણ યા વાચનથી આપણે આપણા દુખો ભૂલી તલ્લીન બની આનન્દી બનિયે અને ૪. કાવ્ય એવૂ હોવૂ જોઇયે કે સ્ત્રીના ઉપદેશની માફક તરતજ અસર કરનારૂ થાય અનેક સમઝાવનારાઓ આવી જાય પણ મનુષ્યને સમઝ નથી આવતી, પરન્તુ જ્યારે સ્વકીયા યા પરકીયા સ્ત્રી આવીને

સમઝાવવા માટે છે, ત્યારે પુરુષ તરત સમજી જાય છે: સ્ત્રીના ઉપદેશની તાત્કાલિક અસર થાય છે. તેજ રીતે આ કવિતા પણ એવી ઉપદેશાત્મક હોવી જોઇયે કે જેના શ્રવણ અને વાચનથી આપણને તાત્કાલિક અસર થવી જોઇયે. એ માટેજ પ્રવરસેન કહે છે કે—

**परिवड्डइ विण्णाणं, सम्भाविज्जइ जसो, विसप्पन्ति गुणा।**
**सुव्वइ सुपुरुसचरिअं, किं तज्जेण ण हरन्ति कव्वालावा?॥**

વિજ્ઞાનની વૃદ્ધિ થાય છે, યશની સમ્ભાવના થાય છે; ગુણોનો ફેલાવો થાય છે, સત્પુરુષનું ચરિત્ર સાંભળવામાં આવે છે; જેને લીધે કાવ્યાલાપો મનનું હરણ ન કરે તેવું તે શું છે? અર્થાત્ કશું કાવ્યની અન્દર એવું નથી કે જે મનોહર ન હોય.

ગમે તે દેશના તેમજ ગમે તે કાળના કવિયો લેખો તેના કાવ્યોમાં આ ચાર વસ્તુ હશે આ માટેજ કાવ્યાદિને પ્રભુના અંશ કહેવામાં આવ્યા છે—

**काव्यालापाश्च ये केचिद्गीतकान्यखिलानि च।**
**शब्दमूर्तिधरस्यैते विष्णोरंशा महात्मनः॥**

કેટલાક કાવ્યાલાપો અને બધાજ ગીતો—ગાયનો એ શબ્દ મૂર્તિધર મહાત્મા વિષ્ણુના અંશો છે.

આ માટેજ મહાકાવ્યોનું શ્રવણ—વાચન આવશ્યક ગણવામાં આવ્યું છે, અને તેજ મહાકાવ્યોની પ્રસિદ્ધિમાં હેતુરૂપ છે.

આપણે સંસ્કૃત સાહિત્યની સ્થિતિથી પરિચિત છિયે. સાહિત્ય-શાસ્ત્રમાં સંસ્કૃત ભાષા જેટલી આગળ વધેલી છે, તેટલી કોઇ બીજી ભાષા ભાગ્યેજ આગળ વધેલી હશે. કાવ્યોને માટે ઝીણામાં ઝીણા નિયમનો જોઇને ખરેજ આશ્ચર્યચકિત બની જવાય તેમ છે. રસ અને અલંકારની ઝીણવટના વિષયમાં અનેક ગ્રન્થો છપાયેલા છે. સંસ્કૃત ભાષાનો કવિ કવિ ત્યારેજ કહેવાય કે જ્યારે શાસ્ત્રમાં કહેલી મર્યાદા અને તેના નિયમનોનું [illegible]

બધાનું મુખ્ય કારણ, તે ભાષા અનેક સદીયો થયાં અનેક દિશામાં ખેડાયેલી છે, તે છે. આરમ્ભમાં તો દરેક સાહિત્યની એક સરખીજ સ્થિતિ હોય છે. ક્રમિક વિકાસ પામી અમુક સૈકાંઓએ ભાષાસાહિત્ય પ્રૌઢિ પકડી શકે છે.

કાવ્ય કોને કહેવું એ વિષયમાં જે ક્રમિક વિકાસ થઈ કાવ્ય-લક્ષણ સ્થાપિત થયું છે, તે જોવાથી તે વાત તરત સમઝાશે.

શબ્દ અને અર્થ એ ઉભય ઉપર આધાર રાખી આપવામાં આવેલાં લક્ષણો આ છેઃ--

૧. **शब्दार्थौ सहितौ काव्यम्** (भामह. १-१६.) શબ્દ અને અર્થ બેય સાથે મળી કાવ્યત્વ અર્પે છે.

૨. **ननु शब्दार्थौ काव्यम्** (रुद्रट ३-१)-શબ્દ અને અર્થ, એની સંયુક્તતા તે કાવ્ય.

૩. **शब्दार्थौ सहितौ वक्रकविव्यापारशालिनि। बन्धे व्यवस्थितौ काव्यं तद्विदाह्लादकारिणि।** (**वक्रोक्तिजीवितकार**)

વક્ર-સૌન્દર્યયુક્ત કવિનો વ્યાપાર જેમા રહેલો છે એવા અને તજ્જ્ઞને આનન્દ આપનારા પ્રબન્ધમા બરાબર ગોઠવાયેલા શબ્દ અને અર્થ હોય તે કાવ્ય.

૪. **तददोषौ शब्दार्थौ सगुणावनलङ्कृती पुनः क्वापि।**
**(काव्यप्रकाश-मम्मट १-३)**

—નિર્દોષ અને ગુણયુક્ત તેવા શબ્દ અને અર્થ તે કાવ્ય. આ શબ્દ અને અર્થ પ્રાયઃ અલઙ્કારયુક્ત હોવા જોઈયે.

૬. **अदोषौ सगुणौ सालङ्कारौ च शब्दार्थौ काव्यम्।**
**(हेमचन्द्र)**

--નિર્દોષ, ગુણયુક્ત અને અલઙ્કારયુક્ત એવા શબ્દ અને અર્થ તે કાવ્ય.

७ गुणालङ्कारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमय काव्य काव्यविदो विदुः ॥
( प्रताप रुद्रीय १-१ )
( अदोषौ सगुणौ सालङ्कारौ शब्दार्थौ काव्यमिति काव्यसामान्यलक्षणम् )

—ગુણયુક્ત, અલંકારયુક્ત અને દોષરહિત તેવા શબ્દ અને અર્થ તે રૂપ રહેલું ગદ્યરૂપ અથવા પદ્યરૂપ એમ ઉભય પ્રકારનું જે પ્રબન્ધન તેને કાવ્યજ્ઞો કાવ્ય સમજે છે

ઊપર આપેલા વિકાસથી સમજાશે કે—આરમ્ભમાં ભામહ જે કાવ્યલક્ષણ આપે છે, તે હતું તેણે અદોષતા (भामह १-११) અને સાલઙ્કારતા(भामह १-१३)ની એ બે ઉપર જોર થતાની, સામાન્ય લક્ષણ સ્થાપ્યું, રુદ્રટે તેનુંજ અનુસરણ કર્યું વક્રોક્તિજીવિતકારે વક્રોક્તિયુક્ત કાવ્યની આવશ્યકતા દર્શાવી, પ્રસિદ્ધ મમ્મટાચાર્યે અલઙ્કારનો વિકલ્પ સ્વીકાર્યો, વાગ્ભટે પ્રાધાન્ય દાખલ કર્યું, જ્યારે તે પછીના હેમચન્દ્ર, પ્રતાપરુદ્રીયકાર વિદ્યાનાથ વગેરેએ નિર્દોષ, સગુણ, સાલઙ્કાર આમ ત્રણેયના સમન્વયવાળા કાવ્યનીજ કાવ્યતા સ્વીકારી આ કાવ્યના લક્ષણનો પ્રાથમિક વિકાસ.

તે વસ્તુ એક બાજૂ રહી અને બીજી બાજૂ રસની (વિશ્વનાથ) આવશ્યકતા બતાવવામાં આવી. ત્રીજી બાજૂ ધ્વનિનું (આનન્દવર્ધન) પ્રાધાન્ય. ચોથી બાજૂ રીતિનું (વામન) પ્રાધાન્ય. પાંચમી બાજૂ રમણીયાર્થપ્રતિપાદક શબ્દનેજ (જગન્નાથ) કાવ્ય કહેવામાં આવ્યું. આમાંના થોડાકનો મેળ સરસ્વતીકણ્ઠાભરણકાર ભોજ અને એકાવલીકાર વિદ્યાનાથે કાંઇક બેસાડ્યો.

निर्दोष गुणवत्काव्यमलङ्कारैरलङ्कृतम् ।
रसान्वितं कविः कुर्वन् कीर्ति प्रीतिं च विन्दति ॥(सर कण्ठा)

—દોષરહિત, ગુણયુક્ત, અલઙ્કારોથી અલંકૃત અને રસયુક્ત એવું કાવ્ય કરતો કવિ કીર્તિ અને પ્રીતિ મેળવે છે

शब्दार्थौ वपुरस्य तत्र विबुधैरात्माभ्यधायी ध्वनि—
र्वार्ताकैरिव कैश्चिदस्य न पुनः सत्तापि सम्भाव्यते ।

—આ કાવ્યનું શબ્દ-અર્થ એ શરીર, અને ધ્વનિ એ આત્મા એમ ડાહ્યા પુરુષો કહે છે. ત્યારે કાવ્યમાં કેટલાક ચાર્વાકોની માફક આ ધ્વનિની સત્તાની પણ સમ્ભાવના માનતા નથી.

આ બધાનો સુન્દર મેળ તો પ્રતાપરુદ્રીયકાર વિદ્યાનાથજ આપે છે:—

शब्दार्थौ मूर्तिराख्यातौ जीवितं व्यङ्ग्यवैभवम् ।
हारादिवदलङ्कारास्तत्र स्युरुपमादयः ॥ २ ॥

श्लेषादयो गुणास्तत्र शौर्यादय इव स्थिताः ।
आत्मोत्कर्षावहास्तत्र स्वभावा इव रीतयः ॥ ३ ॥

शोभामाहार्यिकीं प्राप्ता वृत्तयो वृत्तयो यथा ।
पदानुगुण्यविश्रान्तिः शय्या शय्येव सम्मता ॥ ४ ॥

रसास्वादप्रभेदाः स्युः पाकाः पाका इव स्थिताः ।
प्रख्याता लोकवदियं सामग्री काव्यसम्पदः ॥ ५ ॥

— આ કાવ્યસમ્પત્તિનું શરીર તે શબ્દ-અર્થ; વ્યઙ્ગ્યવૈભવ તે આત્મા; ઉપમા વગેરે અલઙ્કારો ત્યાં હાર વગેરે ભૂષણ માફક; શૌર્યાદિ ગુણોની માફક ત્યાં શ્લેષ વગેરે ગુણો રહેલા છે; આત્માનો ઉત્કર્ષ કરનારા સ્વભાવો હોય તેની માફક વૈદર્ભી વગેરે રીતિયો છે; વર્તનાદિકથી જે પ્રમાણે કૃત્રિમ શોભા પ્રાપ્ત થાય છે, તેની જેમ વૃત્તિની અહીં સ્થિતિ છે; યોગ્ય સ્થળ ઉપર પદની યોજના એવી શય્યા, શય્યાની માફક રહેલી છે; રસનો આસ્વાદ જુદી જુદી રીતે અર્પતા જેમ પાક હોય તે પ્રમાણે પાકની ત્યાં સ્થિતિ છે; આવી લોકોને જે પ્રમાણે સ્વશરીર માટે સામગ્રીની જરૂર છે, તેમ કાવ્યસમ્પત્તિની સામગ્રી કહેવાએલી છે.

કાવ્યના સ્વરૂપમાં આ પ્રમાણે કાળબળે કેટલો વિકાસ થયો તે ઊપર આપેલાં લક્ષણાદિકથી જાણી શકાશે. સંસ્કૃત ભાષા આવા લક્ષણવાળાં ઉત્તમ કોટિનાં કાવ્યોથી અલઙ્કૃત થઈ ચૂકી છે.

આપણે જોઇ શકિયે છિયે કે આરમ્ભનાં—અતિ આરમ્ભનાં વૈદિક સંસ્કૃત કાવ્યો આટલી વિકસિત સ્થિતિયે પહોચેલાં ન હતાં. તેમાં સાદી સરલાર્થ ડોળડમાક વિનાની મુખ્ય મુખ્ય અલઙ્કારવાળી ઉપમામૂલક કવિતા હતી. વેદમાં તેમજ ઉપનિષદોમાં આવી ડોળ-ડમાકવિનાની કવિતા સારા પ્રમાણમા ઉપલબ્ધ થાય છે. મહાભારત તેમજ રામાયણમાં પણ તેજ રીતે પ્રાથમિક અલઙ્કારવાળી સરલ કવિતાઓ દેખા દિયે છે.

આરમ્ભમાં દરેક સાહિત્યની આવી દશા હોય છે. અલઙ્કારના આલઙ્કારિકોયે અનેક ભેદ ગણ્યા છે. પરન્તુ નાટ્યશાસ્ત્ર જોતા મૂળ કેટલા અલઙ્કાર હતા તે સમઝી શકાશે.

उपमा रूपकं चैव दीपकं यमकं तथा ।
अलङ्काराश्च विज्ञेयाश्चत्वारो नाटकाश्रयाः ॥
(भारतनाट्य० १७-४३)

– નાટકના આશ્રયભૂત ચાર અલઙ્કારો જાણવા. તે ઉપમા, રૂપક, દીપક અને યમક.

આ ચારમાંથી અર્થાલઙ્કાર અને શબ્દાલઙ્કારના અનેક ભેદો પાછળા સાહિત્યમાં આલઙ્કારિકોયે બતાવ્યા.

આ રીતે સંસ્કૃત સાહિત્ય અનેક રીતે સમૃદ્ધ થઈ ચૂક્યું છે. હવે અહીં ગૂજરાતી સાહિત્યની વાત કરિયે. એ તો સર્વને વિદિત છે કે ગૂજરાતી ભાષાનો આરમ્ભકાળ અપભ્રંશના અન્તર્ગત જ છે. અપભ્રંશને આપણે ગૂજરાતી ભાષાનું આદ્યસ્વરૂપ માનિયે છિયે. ખરૂં જોતાં અપભ્રંશ ભાષા એ માત્ર ગૂજરાનમાંજ બોલાતી હતી તેમ ન હતું, પરન્તુ રજપૂતાના, સિન્ધ અને ઉત્તર હિન્દુસ્તાનમા પણ

પૂર્ણ પ્રચારમાં હતી. તેના એક ભાગમાંથી પ્રચલિત ગૂજરાતીનું સ્વરૂપ મધ્યકાલીન ગૂજરાતીની ભૂમિકાઓમાં થઈ ઊતરી આવ્યું છે. ગૂજરાતીનો આદ્યકાળ અપભ્રંશના અન્ત સાથે માનવામાં હું કશો બાધ નથી જોતો. આપણા ગૂજરાતી સાહિત્યનો ખરો આરમ્ભજ આ રીતે વિક્રમની ૧૪ મી સદીના ઉત્તરાર્ધથી. ગૂજરાતી ભાષાના આ આરમ્ભકાલમાં રચાયેલું સાહિત્ય સંસ્કૃતની કોટિમાં તો મૂકી શકાય તેવું જ નથી. તેવી સ્થિતિ થવાનું મુખ્ય કારણ તો એજ હતું કે વિદ્વાનો પ્રાયઃ પોતાની વિદ્વત્તા બતાવવા સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં કાવ્યો રચતા, કેમકે તે સમયમા આ બન્ને ભાષાઓજ સાહિત્યની ભાષા તરીકે સ્વીકારાયેલી હતી. માત્ર જૈન સાધુઓ તત્કાલીન લોકભાષામા હળવાં, સામાન્ય લોકો પણ સમજી શકે તેવા ઉપદેશાત્મક કાવ્યો લખતા હતા. તેમાં કશો સંસ્કૃતસમ ડોળડમાક ન હતો. તે વખતના બેચાર જે આલઙ્કારિક કાવ્યો સાંપડયા છે, તેમાંની સ્થિતિ જોવાથી પણ પ્રતીત થશે કે તે તે કાવ્યના કવિયો સંસ્કૃતકાવ્યોનું સાવ ગડ્ડરિકાન્યાયે અનુકરણ કરવામાં પડયા ન હતા. જૈનેતર કવિનું વસન્તવિલાસ, રણમલ્લછન્દ, તેમજ જૈન કવિનું પ્રબોધચિન્તામણિ અને પૃથ્વીચન્દ્રચરિત્ર (ગદ્ય), એ વગેરે આલઙ્કારિક તેમજ રસાત્મક કાવ્યો જોવાથી આ વસ્તુ સમજી શકાય તેવી છે.

એક બીજી પણ વસ્તુ આમા છે. મમ્મટે જે કાવ્યલક્ષણ આપ્યું છે, તેમાં **उपदेशयुजे** – ઉપદેશનો યોગ કરનાર કાવ્ય હોવું જોઇયે એમ જે કહેવામા આવ્યું છે, તે ખ્યાલમાં રાખતા શૃઙ્ગારાદિ રસોથી રસબસ થયેલા કાવ્યો સર્વસામાન્ય લોકોને સન્માર્ગ ઊપર દોરવાને સમર્થ નજ થાય. સંસ્કૃત ભાષાના સમર્થમા સમર્થ વિદ્વાનો પણ સામાન્ય રીતે કેવલ વ્યુત્પત્તિ માટે અને તદ્દેશીય જ્ઞાનની સમ્પ્રાપ્તિ માટેજ રસાલઙ્કારાદિના જ્ઞાનની આવશ્યકતા માને છે. વસ્તુસ્થિતિયે તે સન્માર્ગ ઊપર દોરનાર નથીજ. ઊપર **काव्या- लापांश्च वैर्जयेत्** એમ જે કહેવામાં આવ્યું છે, તેમાં એજ

વસ્તુ પ્રતીત થાય છે, જેનાથી મનુષ્ય ભ્રષ્ટ થાય છે તેવા કાવ્યાલાપો એ પ્રભુના અંશ નથીજ. આ માન્યતા પણ કાંઇ આધુનિક નથી.

न यद्वचश्चित्रपदं हरेर्यशो जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।
तद्वायसं तीर्थमुशन्ति मानसा न यत्र हंसा निरमन्त्युशिक्क्षयाः॥
तद्वाग्विसर्गो जनताघविप्लवो यस्मिन्प्रतिश्लोकमबद्धवत्यपि ।
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यच्छृण्वन्ति गायन्ति
गृणन्ति साधवः ॥

( ભાગવત સ્કન્ધ-૧, અ. ૫, શ્લો. ૧૦, ૧૧. )

( તે ઉપરનો રત્નેશ્વરનો અનુવાદઃ— )

(૧૦) " જે વચનમાં પદ પરમ સુન્દર, અને કૃષ્ણકથા નહીં,
જગત્-પાવન પરમ હરિયશ, જે વિષે વર્ણ્યો સહી,
તે વચન વાયસ તણું તીર્થ, [ગણો] નીઝરા સમે,
જ્યાં હંસ હરિજન માનસરવર તણા વાસી નવ રમે.
ગોવિન્દ-ગુણ વિન વચન-ચાતુરી લહો નીઝરા જશી,
જ્યાં કાક સરખા રમે કામી, (જે) વિષયના રસના રસી.
પુણ્ય સત્ત્વ માનસ વિષે રમતા, હંસ સમ કૃપાચે યતિ,
તે બ્રહ્મચારી કૃષ્ણવર્જિત કથામાં ન કરે રતિ.

(૧૧) તે વચનનો ઉચ્ચાર ઉત્તમ, અખિલ-જન-પાતક હરે,
જ્યાં યશો-અંકિત નામ હરિના સાધુજન શ્રવણે ધરે.
જ્યાં પ્રતિશ્લોક પ્રધાનમાં અપશબ્દતા દીસે ઘણી;
તોહે હરિ-ગુણ-યુક્ત વાણી સર્વ-ગ્રન્થ-શિરોમણિ.
તે સાધુપુરુષ સાંભળે, હરિનામના વક્તા બની,
કહે કે શ્રોતા તેહનો સંશય, સાથ વસી મનની ગનિ."

આ રીતે પૌરાણિકકાલથી આ માન્યતા દૃઢ છે. આથી કરીનેજ જૈનોએ તેમજ જૈનેતર કવિઓએ ઉપદેશપ્રધાન ગ્રન્થોનું રચન આવશ્યક ગણ્યું. એટલે કાવ્યશાસ્ત્રોના નિયમોનું પાલન કરવાની તેઓને ખાસ

જરૂર ન રહી. તેમ છતા વાણીમા વ્યક્ત થતા સારા અલંકારો તેઓની કૃતિયોમા કોઇ કોઇ સ્થળે વ્યક્ત થનાજ રહ્યા.

આ રીતે આપણા ગૂજરાતી સાહિત્યમા સામાન્ય રીતે ઉપદેશાત્મક કાવ્યો લખવાની પ્રથા સર્વસ્વીકાર્ય જેવી થઈ, અને નાના મોટા અનેક કવિયોએ પુરાણાદિકમાથી વસ્તુઓ લઈ કથાઓ તેમજ મનઃકલ્પિત પણ અનેક ગાથાઓ—લોકકથાઓ સ્વભાષામા કાવ્યના સ્વરૂપમા આપી; અને સામાન્ય રીતે લોકોને અનુકૂળ પડે તે માટે પ્રચલિત દેશીયોમા રાગ–રાગિણીમા તાલબદ્ધ ગાઇ શકાય તેવી જાતની રચના રચી.

ઉપદેશ એ આવા કાવ્યનો પ્રધાન વિષય હોવાથી જનસમૂહને એ જરૂર લાભદાયક થાય. સદ્ગત કવિ દલપતરામ સત્યજ કહે છે કેઃ—

( મનહર )

" બાળક પિએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પિએ તો છક ઊતરે જુવાનીનો.
વૃદ્ધ જો પિએ તો તેને હિમ્મત ને જોર વધે;
ઊપજાવે અન્તરમા રસ સોળે આનીનો.
સતીયો પિએ તો તેને સતનો મારગ સૂઝે.
સુધારસ સમ નારી મોટી અને નાનીનો.
સુકવિતા કોઇને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય જેમા જરીએ નાદાનીનો. "

એથી ઊલટૂં—

" બાળક વાચે તો તેની બુદ્ધિમા બિગાડ થાય.
જુવાન વાચે તો તે જરૂર વહી જાય છે
વૃદ્ધજન વાચે તો તે લાગે તેને વિષ જેવી.
થૂ થૂ કહી જે કવિના ઊપર થૂંકાય છે.

ભગિનીઓ સાંભળતા ભાઇથી ભણાય નહીં,
લાજવાળા માણસો તો વાચતાં લજાય છે.
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે ?
કવિતા તો સૌને સુખ-કારક ગણાય છે.

( દોહરો )

" પિતા પાસ પણ વાચતાં કન્યા લાજે કોઇ,
જરૂર કવિતા જાણવી, અનીતિની એ હોય."

ખરેજ.—

( ઇન્દ્રવજ્ર )

" બેઠી બહેનો પિતુ ભ્રાત પાસે, જે બોલતા બોલ ઘણું લજાશે,
એવૂ લખે તે કહિયે અનીતિ; રૂડા જનોની નહિ એજ રીતિ."

આમ જેમાથી નીતિનો ફેલાવો થવા સમ્ભવ છે તેવી કવિતાની પ્રસિદ્ધિ કેટલી આવશ્યક છે, તે સમઝાશે

ગૂજરાતી ભાષાના આવા પુરાણા કાવ્યોની પ્રસિદ્ધિમા જેમ નીતિનો ફેલાવો મુખ્ય છે, અને તેને લીધે જે લાભ છે, તેટલોજ, તેવી બન્ને વિશેષ તે તે કવિયે ગૂજરાતી ભાષાની કરેલી સેવાનૂ ઋણ ચૂકવવાનો લાભ છે. આવા અનેક અપ્રસિદ્ધ કાવ્યોની પ્રસિદ્ધિથી તે સમયના રીતરિવાજો આપણા જાણવામા આવે છે, એટલે કાવ્યના જે ખાસ પરિણામ વ્યવહારકૌશલ્ય, અમંગલનો નાશ, પરમાનન્દની પ્રાપ્તિ અને નીતિમયના વગેરેનો ઉપદેશ, એ મેળવવાનો અવશ્ય લાભ પ્રજાને મળે છે. અને આ માટેજ લાખો રૂપિયાની મૂડી રોકવામા આવેલી છે, જેના સદ્વ્યયના પરિણામ આપણે નજરે જોઇયે છિયે.

## ૩. મહાભારતની પ્રસિદ્ધિનો આરમ્ભ

ઉપર સૂચવ્યું જ છે કે—અત્યસ્થમાન યુગમાંના તેમજ તે પછીના પ્રેમાનન્દ યુગના કેટલાક નાના પરન્તુ કીમતી કાવ્યો સદ્ગત ઇચ્છારામ દેશાઇ તેમજ સદ્ગત કાટાવાલાએ પ્રસિદ્ધ કર્યાં છે, પરન્તુ મોટાં કાવ્યો હજી સુધી અપ્રસિદ્ધ દશામા છે. ઉદ્ધવકૃત રામાયણ સદ્ગત કાટાવાલાએ પ્રસિદ્ધ કર્યું છે. પરન્તુ તે તેના મૂળ સ્વરૂપમા હજી પ્રસિદ્ધ થયું નથી. બીજાં રામાયણ તેમજ મહાભારતના નાના એક કે બે સિવાયના બધાજ ઉપલબ્ધ પર્વો અપ્રસિદ્ધ દશામા પડ્યા છે. આવાં કાવ્યો પ્રસિદ્ધિમા લાવવાને નાણા તેમજ સમયનો મોટો ભોગ આપવો પડે તેમ છે. તેમજ એકલા એક વિદ્વાનથી એ કાર્ય થઈ શકે તેમ નથી આવી સ્થિતિમા શ્રી ફોર્બસ ગૂજરાતી સભાએ **મહાભારત**ની પ્રસિદ્ધિ જેવું આ મહાભારત કાર્ય ઉઠાવી લીધૂ છે, તે કાંઈ ગૂજરાતી પ્રજાના થોડા સદ્ભાગ્ય નથી.

સને ૧૯૩૦ ની આખરમા ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે **દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહ**ની યાદી પ્રસિદ્ધ કરી તે યાદી મારા હાથમા આવી. તેની ભૂમિકામા તેમણે મહાભારતના પ્રકાશન માટે અનુકૂળતા થઈ શકે તેમ છે, તેવું બતાવેલૂ. આ ઉપરથી એ દિશામા કાઇક પ્રવૃત્તિ આદરવા મારો મનોભાવ થયો મારા મિત્ર શ્રી નટવરલાલ ઇચ્છારામ દેશાઇ (**સમ્પાદક**—"ગૂજરાતી")—દ્વારા શ્રી ફોર્બસ ગૂજરાતી સભા, મુમ્બાઇના સહાયક મન્ત્રી શ્રી અમ્બાલાલ બુલાખીરામ જાની ઉપર આ વિષયમા મે પત્ર લખ્યો, ઉક્ત સભાની મેનેજીંગ કમિટીમા તે પત્ર મૂકાયો અને હરિદાસનૂ આદિપર્વ સારી રીતે સમ્પાદિત કરી આપવનૂ આહ્વાન મને થયૂ. એટલે ગૂ વ સો. ના હસ્તલિખિત સંગ્રહમાથી કવિ હરિદાસની ઉપલબ્ધ પ્રતિયો શ્રી હીરાલાલ પારેખ-દ્વારા મેં મેગાવી, અને આ કાર્યનો તા. ૩૦-૮ ૩૧ ના રોજથી

આરમ્ભ કર્યો. આ રીતે શ્રી હીરાલાલ પારેખ, શ્રી નટવરલાલ દેસાઇ અને શ્રી અમ્બાલાલ બુ. જાની એ ત્રણે મિત્રોના બળ ઉપર આ કાર્ય મેં ઉપાડી લીધું. હરિદાસનું આદિપર્વ ભિન્ન ભિન્ન પ્રતિયો ઉપરથી સંવાદિત કરી તૈયાર કરી ઉક્ત સભાને મોકલી આપવામાં આવ્યું. ગૂજરાતી સાહિત્યરસિક પ્રજાના સદ્‌ભાગ્યે સમ્પૂર્ણ **મહાભારત** (સળંગ એક એક ઉપલબ્ધ પર્વ શૃંખલાબદ્ધ) ટીકા-ટિપ્પણ સાથે પ્રસિદ્ધ કરવાને મોટી રકમ સભાના વિદ્વાન સભ્યોએ મન્જૂર કરી, જેનાં પરિણામે આજે હું ગૂજરાતી પ્રજાના હસ્તમાં વિક્રમની સત્તરમી સદીના કવિ શબ્દભાક્ **કવિ હરિદાસ** અને **કવિ વિષ્ણુદાસ**નાં ક્રમે **આદિ** અને **સભાપર્વ** મૂકવા ભાગ્યશાળી થયો છું.

## ૪. આદિ-સભાપર્વનું સમ્પાદન

કવિ હરિદાસના આદિપર્વનું સમ્પાદન નીચેની પાંચ પ્રતિયો ઉપરથી કરવામાં આવ્યું છેઃ—

**અ.** દલપત હસ્ત. લિ. પુ. સ. નાં. ૩૩૮, (કડવા ૧૧ માની કડી ૧૯ થી અન્ત સુધી.)

**બ.** ,, ,, ,, ,, નાં. ૨૫૫ પૂર્ણ

**ક.** ,, ,, ,, ,, નાં. ૩૪૫ પૂર્ણ

(બ અને ક માટે:) (મનહરના આદિપર્વમાંથી ઉમેરાવાળી, જેમાં આરમ્ભમાં મનહરનાં ૫ કડવા પછી આદિવંશાવતરણ થી શરૂ થતી કથા છે.)

**ડ.** ,, ,, ,, ,, નાં. ૩૪૫ અ અપૂર્ણ (મનહરનાં આદિ પર્વનાં પ્રથમ ૧૪ કડવાં, તે પછી મનહરના ૧૮ મા કડવાની ૪ કડી, તે પછી ૧૫ કડી ક્ષિપ્ત; અને તે બાદ હરિદાસના ૨૦ મા કડવાનાં અન્ત સુધીનું કથાનક મનહરના તેજ કથાનક સાથે ભેળસેળ.)

ફ. દક્ષપા હસ્ત લિ. પુ. સ. નાં. ૨૬૬ હરિદાસનું જ આદિપર્વ
આરમ્ભથી ૩૬ મા કડવાની ૧૬ મી સુધીનું અપૂર્ણ.

આ ઉપરાંત પરિશિષ્ટનું સમ્પાદન શ્રી નટવરલાલ ઇ. દેસાઇની મનહરના આદિપર્વની હાથ નકલ ઉપરથી કરવામાં આવ્યું છે. તે પ્રતિની ઇ સંજ્ઞા રાખી છે.

આરમ્ભમા મારા હાથમા અ, બ, ક, ડ, એ ચાર પ્રતિયોજ આવી હતી. આમાની અ પ્રતિ હરિદાસના આદિપર્વની છે. તેમા આરમ્ભના ૧૧ કડવા (૧૯ મી કડીના ત્રણ પાદપર્યન્ત) નથી. બ, ક, ડ, પ્રતિયોમાના કથાનક મનહરના આદિપર્વમાથી ઠેકઠેકાણે ઉમેરા લઈ સેળભેળ કરી દેવામા આવેલા છે. મુશ્કેલી તો એ નડી કે અ ના ૧૧ મા કડવાની ૧૯ મી કડી એ ડ મા ૨૫ મા કડવાની ૨૦ મી કડી છે. આમ દેખીતા ૯ કડવા ડ મા વધારે મળ્યા. ત્યારે હરિદાસના આદિપર્વનો આરમ્ભ ક્યાથી, એ નક્કી કરવૂ મુશ્કેલ થયૂં. અ ના ૮૭ મા કડવામા આદિપર્વની અનુક્રમણી આપી છે. તેમા.—(જુવો મુદ્રિત પૃ. ૩૦૬–૭)

"પ્રથમ સંગ્રહ પર્વનો, પછિ પુષ્યનૂં આખ્યાન;
પૌલોમ અગ્નિ–પ્રલમ્ભ પ્રેમધરા, આસ્તીક અમૃત–મન્થાન. ૨"

આમ અનુક્રમ છે. જ્યારે ડ પ્રતિમાનો ક્રમ ક પ્રતિના ૮૮ મા કડવામા (જુવો મુદ્રિત પૃષ્ઠ ૩૦૬, ટિપ્પણ ૩ જૂં) આપેલી ક્રમણી મુજબ છે—

"પ્રથમ કથા યાદવ તણી, પછે કલિયુગનો મહિમાય;
સર્પ ટેકે કારણ કહ્યૂં જે, ડશ્યા પરીક્ષિત રાય. ૨
વિદ્યાર્થી ત્રણ ધૌમ્યના, તે કથા કહી વિસ્તાર.
પછે ઉપમન્યુની કથા અનોપમ, સાભલી રાજકુમાર. ૩
રુરુ રુપિની કથા કહી જે, સ્ત્રીને જીવતી કીધી;
કદ્રૂ વનિતાની વાત કહી, વાચાએ બાધી લીધી." ૪

આ બન્ને ક્રમણીની તુલના કરતા એમ સ્પષ્ટ તરી આવે છે કે—હરિદાસ યાદવની કથા કલિયુગનો મહિમા અને પરીક્ષિત્સર્પદંશ આ ત્રણ કથા નથી આપતો. આમ જોતા ક ના ૧૫ કડવાનું કથાનક અ મા નજ હોય, ક ના ૧૬મા કડવામા બારીક તપાસ કરતા ૨૪ મી કડીનો ચોથો પાદ બધે ઠેકાણે જેમ ઢાલમા વળે છે, તેમ ૨૫મીમાના પ્રથમ પાદ તરીકે વળતો જોવામા આવ્યો એટલે કલ્પનાને પૂરતી પુષ્ટિ મળી પરન્તુ ત્યા એક મુશ્કેલી ઊભી થઈ, ક મા ૧૬ મેથી ૨૫ મા કડવા સુધીનો સરવાળો ૧૦ થાય, જ્યારે અ મા તો ત્યા ૧૧ કડવા જોઈયે અ માનું ૧૧ મું અને ૧૨ મુ કડવું એ બેઉ મલી ક મા ૨૫ મું એકજ ગણ્યુ છે, તે જોતા ક નં ૨૪ મું શા માટે એમા વિભક્ત ન હોય? તેને મે ગણી મેળ મેળવતા અરખાઇ આવી અને ૧૭ કડવા નક્કી કરી નાખ્યા પરન્તુ આમા પણ એક મુશ્કેલી ઊભી થઈ કુતૂહલ ખાતર મે શ્રી નટવરલાલ દેશાઇ પાસેથી મનહરના આદિપર્વની હાથ–નકલ મગાવી તેની સાથે ક નો આ વિભાગ મેળવી જોતા ક મા ના ઊમેરા તાગવી નાખતા સન્દર્ભ ઉપરથી કનૂ ૧૮ મૂ અને ૧૯ મૂ કડવૂ એકજ કડવાના રૂપમા હોય, તેમ લાગતા આ બન્નેનૂ ૧૭+૧૭=૩૪ કડીનૂ મુદ્રિત પ્રતિમા ૩ જૂં કડવૂં બનાવ્યૂં. આમ વળી ૧ કડવૂ તૂટ્યૂ, એટલે ક ના ૨૨ મા કડવાના બે વિભાગ કરી નાખ્યા વિભાગ પાડવામા કવિ હરિદાસની લાક્ષણિક પદ્ધતિનૂ યથાબુદ્ધિ પાલન કરવા ખાસ કાળજી રાખી આ રીતે કલ્પનાશ્રયે પ્રથમના ૧૧ કડવાની મેળ બેસાડી પ્રતિ પ્રેસમા મોકલાઈ ગઈ અને બે ફોર્મનૂ મુદ્રણ પણ થઈ ચૂક્યૂં દરમિયાન સોસાઇટીમાથી બીજાં કેટલાક પર્વો નકલો તૈયાર કરવા મગાવ્યા તે સાથે દ. વ. વિ. પુ સ. ના. ૨૬૬ ની અજ્ઞાત કવિના આદિપર્વની અપૂર્ણ નકલ જોવા માગેજ મગાવી વાચતા તે હરિદાસના આદિપર્વનીજ અપૂર્ણ નકલ પ્રતીત થઈ. તેમા આરમ્ભથીજ આદિપર્વ શરૂ થાય છે. મુદ્રિત આદિપર્વની પ્રથમ

ગણેલી કડી આ ફ સન્નક ગણેલી પ્રતિમા ૧૦ મી માલૂમ પડી અને તે પહેલા મુદ્રિત પૃ૰ ૨ ના મા ક્ષિપ્ત તરીકે ગણી કાઢી નાખેલી ૨૦–૨૧–૨૨–૨૩ એ ચાર કડીયો પણ ૬–૭–૮–૯ તરીકે દેખાઈ

ડ પ્રતિ તૈયાર કરનારાયે હરિદાસના આદિપર્વમા મનહરના આદિપર્વના ઊમેરા દાખલ કરતા વધી પડતી એવી હરિદાસની અમુક પ કડીયો બાતલ કરી નાખી છે, તેમજ મનહરની ઊમેરેલી કડીયો ઉપરાંત ક્ષિપ્ત કડીયો પણ ઘૂસાડી દીધી છે આ સાથે ફ પ્રતિ અનુસારનુ શોધપત્ર આપ્યુ છે, તેમા કડી ૧૧ ના પાઠાન્તરો તેમજ મુદ્રિત પ્રતિમા હરિદાસનો જે ભાગ નથી, તેનો નિર્દેશ કર્યો છે તે રીતે વાચન પહેલા શોધન કરી લેવાથી વાચનામા અનુકૂળતા થશે

ડ-ફ પ્રતિવાળાયે આટલા બધા મનહરના આદિપર્વમાથી શા માટે ઊમેરા કર્યા છે, તે વાત અહીં ચર્ચિયે તે અસ્થાને નહીં ગણાય.

કવિ હરિદાસે આદિપર્વનુ સ્વતન્ત્ર રચન કર્યુ છે તેનુ કાવ્ય સુન્દર તેમજ મૂળ મહાભારતની કથાને વળગી રહેવાનુ બન્ધન સ્વીકારવામા ઐચ્છિક છે એટલે કેટલાક પ્રસઙ્ગોમા તેણે મૂળ મહાભારતની આદિપર્વની કથાનો ક્રમ ન સ્વીકારતા સ્વતન્ત્ર ક્રમ સ્વીકાર્યો છે કથાના વિષયમા પણ કયાક ક્યાક જુદા પડવામા રસાનુકૂળ રીત સ્વીકારવામા તેણે પાછી પાની કરી નથી આ રીતનો કવિસમ્પ્રદાય કાઈ આધુનિક નથી મહાભારતમાના અનેક કથાનકો ઉપરથી તેમજ રામાયણના અનેક કથાનકો ઉપરથી સંસ્કૃત ભાષાના કવિયોયે રસાનુકૂળ ફેરફાર તેમજ પોતા તરફના ઊમેરાઓ પોતપોતાના કાવ્ય–નાટકાદિમા સ્વીકાર્યા છે

અત્યારે પણ અનેક ઐતિહાસિક નવલકથાઓ આ પ્રમાણે રચાયેલી આપણે જોઈ શકિયે છિયે કવિ હરિદાસે જે કાઇ છૂટ લીધી છે, તે આટલે દરજ્જે જાય તેવી નથીજ એ ઉપોદ્ઘાતમા આપવામા આવેલી હકીકતથી સમજી શકાશે

હરિદાસના કાવ્યની આ સ્થિતિ છે, ત્યારે મનહરની જુદીજ છે. તે મહાભારતનો ક્રમ બરાબર સ્વીકારી, કથાનકોનું પ્રાતિષ્ઠ્ય બરાબર સાચવી સરલ રીતે કોઈ પણ જાતના ચમત્કાર વિના કથા પદ્યમાં અતિ ટૂંકમાં ઊતારી જાય છે. મનહર પહેલા ૧૪ કડવામાં (ઙ પ્રતિ મનહરના ૩ જા કડવામાં ક્ષેપક ઉમેરી ૨ કડવા કરે છે, તેથી ઙ ના ૧૫ કડવામાં) યાદવકથા, કલિયુગનો મહિમા અને પરીક્ષિતસર્પદંશની ભાગવતાનુકૂળ કથા આપે છે, અને ૧૫ મા કડવાથી સીધે સીધી આસ્તીકની કથાનો આરમ્ભ કરી પદ્યબન્ધ આપ્યે જાય છે.

આમ હરિદાસનું કાવ્ય સુન્દર હોવાથી અને મનહરનું કાવ્ય મૂળને અનુસરતું હોવાથી કોઈ મોહનદાસ નામના માણભટ્ટે મૂળ મહાભારતને સામે રાખી હરિદાસના કડવાઓમાં વચ્ચે વચ્ચે મનહરના કડવાઓમાંથી છૂટક છૂટક ઊમેરાઓ દાખલ કરી મૂળ મહાભારતને-જ ક્રમે ૩૩ કડવા આપ્યા છે આ ઊમેરાઓ ઓળખાઈ ન જાય એ માટે હરિદાસના જે ૮૮ કડવા છે, તેમાં માત્ર ૧ નોજ વધારો કરી ૮૯ કડવા આપી ઙ પ્રતિમાના પ્રથમના મનહરના ૪ કડવા તે પછી મનહરનું ૨૧ મૂ કડવું ૫ મા તરીકે મૂકી ૬ ઠ્ઠે કડવેથી ક પ્રતિમા આદિવંશાવતરણની કથા આરમ્ભી ૮૯ કડવામાં આદિપર્વ પૂરૂં કરે છે મૂળને અનુસરવા કેટલેય સ્થળે હરિદાસના કોઈ કોઈ કથાનકો બાદ કરી તે જગ્યાએ મૂળને અનુસરતા છતાં નીરસ એવા મનહરના ઊમેરાઓ દાખલ કરે છે તેમ કેટલીક જગ્યાએ હરિદાસનો મૂળને કાંઇક પણ અનુસરતો ભાગ હોય તો રાખી મૂકે છે. આમ નાના મોટા ૩૯૩ ઊમેરાઓ ઊમેર્યા છે. ઞ ના ૭૭ મા કડવાની અર્જુનવનવાસપર્વની કથાથી પછી તેણે હરિદાસનુજ કાવ્ય કાયમ રાખ્યું છે. કેમકે પ્રાય ત્યાંથી શરૂ થતું હરિદાસનુજ કથાનક મૂળને અનુસરતું છે. માત્ર છેવટે અનુક્રમણીપર્વમાં પોતાને અનુકૂળ અનુક્રમણી તે આપે છે હરિદાસના કડવા કેટલા હતા તે વાત આ

ભાણભટ્ટે આદિપર્વને અન્તે આપી છે —

(જુવો મુદ્રિત પૃ. ૩૧૨, ટિપ્પણ ૧ લું:— )

"લઘુ દીર્ઘ કડવા તે કીધા, સત્યાશી તે સાર"

આમ મૂળની વાત તેને કોઇ પણ રીતે રાખવાની જરૂર પડી છે અને આ માટેજ ૬ અને ક પ્રતિમા કથાનકના વિભાગ પાડી નાખ્યા છે.

અહીં હરિદાસે ૮૭ કડવા રચ્યા હોય, તેમ મોહનદાસ કહે છે. હરિદાસના અ પ્રતિમા ૮૮ કડવા છે. તેના ૮૭ કડવા હોઇ શકે: જેમકે ક પ્રતિમા ૧૯ મું કડવું ૧૨૩ કડીનું મળી આવે છે, તે અ જેમ શકુંની રીતે ૧૯ માની ૬૪ મીયે ૧૯ માનો અન્ત માને છે, તેમ ક પ્રતિ માનતી નથી. અ મા પણ એ પછી આક તો ૬૫॥ અને આગળ ચાલુ રાખી ૧૨૩ કડીને અન્તે કડવાં ૨૦॥ એમ લખ્યું છે ત્યા ક કડવાં ૧૯॥ એમ આપે છે, તે સ્વીકારિયે તો છેવટ ૮૭ કડના થાય આમ ૮૭ કડવા સ્વીકારવામા કશો બાધ જોતો નથી

**પરિશિષ્ટમાં** અનુકૂળતાયે મનહરનૂ આદિપર્વ પ્રસિદ્ધ કરવામા આવશે, તે ઉપરથી વસ્તુસ્થિતિનું ખરૂ ભાન થશે

હરિદાસના આદિપર્વની પ્રેસકોપી તૈયાર કરવામા મર્દયા અ પ્રતિ ઉપર આધાર રાખવામા આવ્યો છે તે પ્રતિ પ્રાય શુદ્ધ અને હરિદાસના સમયની તત્ર ગૂજરાતની ભાષાને ઘણે અંશે વળગી રહેનારી છે ઘણે અંશે એમ કહેવાનુ પ્રયોજન એ કે— તેમા અર્વાચીન ગૂજરાતીના સામાન્ય લક્ષણ જેવા કે ક્રિયાપદ તેમજ તૃતીયા—સપ્તમીના इ ને સ્થળે ए અને સપ્તમીના इ ને સ્થળે વૈકલ્પિક રીતે લઘુપ્રયત્ન यकार તેમજ નરજાતિસૂચક હ્રસ્વ उकारने સ્થળે નામ—વિશેષણ—કૃદન્તોમા ओ મળી આવે છે अ પ્રતિ वि म १७२७ ની લખાયેલી છે, એટલે તેમા આવો ફેરફાર મળે તેમા નવાઈ નથી.

વિ. સં. ૧૬૪૮ મા લખાયેલા **ગીતગોવિન્દના** ગદ્યાત્મક ગુજરાતી ભાષાન્તરની ભાષા અને વિ સં. ૧૬૯૮ મા લખાયેલા કવિ વિષ્ણુદાસના **રામાયણની** ભાષા અહીં નમૂનારૂપે આપું છૂ. તે ઉપરથી મધ્યકાલીન ગુજરાતીની ત્રીજી ભૂમિકાની ભાષા અને હરિદાસના આદિપર્વની વિ. સં. ૧૭૨૭ ની લખાયેલી પ્રતિની મધ્યકાલીન ગુજરાતીની ચોથી ભૂમિકાની ભાષાના તારતમ્યનો ખ્યાલ આવશે

"હે કૃષ્ણ તે માહારી સખી તાહારી વિરહિં કરીનિ હરિણીની પિરિ
"બન્ધન માહિ પડી છિ। તે કિમ। તેહનિ આવાસ જે વસવાનૂં સ્થન।
"તે વિપિન સૂનૂ ઘોરવન સરખૂં લાગિ છિ। અનિ પ્રિય સખિ.અ
"આણી યે માલા તે જ્વાલા સરખી લાગિ છિ। અનિ તાપ જે પરિતાપ
"તે શ્રમિન નિસાસા તેણિ કરી દાવાનલની જ્વાલા સરખૂં લાગિ છિ।
"અનિ કંદર્પ તે જ્યમ સરખુ લાગિ છિ। કિમ। વાઘની પિરિ હેકડા ભરતુ
"સરખુ। યમ માહા વનનિ વિષિ એક પાસા વાગરીયા જાન માડયૂ.
"હુએ। અનિ એક પાસા દવ લાગિ થકિ। અનિ એક પાસા વાઘ પાવા
"આવી રહિ થકિ। અનિ એક પાસા યમનૂ રૂપ ધરતુ એહવુ આહેડી
"બાણ પૂરી રહિ થકિ ચેહવૂ લાગિ તેહવૂં તાહારિ વિરહિ રાધાનિ
"લાગિ છિ ॥ પ્રબંધ ૮ ॥"

( સુન્દરકાણ્ડમાથી કડવૂ ૩ જૂ —)

રાગ કાફી

"તવ રાપરાણ મેન થઈ રાઘવ૭ વચાવિ રોષ।
"હાહાકાર હોકાર ધકાર આણીનિ અત્ય મન્ય ક્રોધ ॥૧॥
"રાઘવિ રચ્યો રણસંગ હો ॥ ધ્રુ૦ ॥
"માયારચના રાક્ષસ માહિ ટાલિ નહીં અહંકાર।
"મેન ધરા માહિ તવ કીધુ છત્રીસ યોજન અંધકાર ॥૨॥ રાઘવિ૦॥
"નેત્ર તણૂ બલ ત્યાહા નવ્ય ચાલિ નિજ જન નવ્ય લહિવાય।
"ક્રોધ કરિ રાક્ષસ રાપરાણા વાનરનિ સેહિ નિ ધાય ॥૩॥ રાઘ૦।

"રાવણસ્યં જે અગ્નિ ઉપાસિ પાવક પ્રતક્ષ દેવ ।
"મદમાંસ આહૂતિ હોમિ ધ્યાનિ નિયમિશં કરિ સેવ ।૪। ૨।૦।
"પાવકિ પ્રતક્ષ થૈનિ આપ્યો કનક તણો રથ એક ।
"હેમરત્ન ભૂપણ આયુધ બહ સાર સામગ્રીશં વિવેક ।૫। ૨।૦।"

**સભાપર્વ**ની માત્ર એકજ પ્રતિ અને તે પણ છેક વિ. સં. ૧૯૦૮ ની અર્વાચીન શ્રી નટવરલાલ દેશાઇની પાસેથી આવેલી. વિષ્ણુદાસની ભાષાનો યથાબુદ્ધિ સમ્પૂર્ણ ખ્યાલ રાખી એ પર્વનું સમ્પાદન કરવામાં આવ્યું છે.

આ બન્ને પર્વોના સમ્પાદનમા હું કેટલો સફલ થયો છું, તે જેવાનું કામ જૂની ગુજરાતીના અભ્યાસી વિદ્વાનોના હાથમાં છે. આ દિશામા આ મારો પ્રથમજ પ્રયાસ છે, એટલે અનેક સ્ખલનો તેમજ ગેરસમઝને લીધે થતી અશુદ્ધિયો રહી હશે. ગુણજ્ઞ વિદ્વાનો જરૂર તે બતાવી ઉપકૃત કરશે.

આ મહાભારતકાર્યમા આદિથી મારા સહાયકો શ્રી હીરાલાલ ત્રિ. પારેખ, શ્રી નટવરલાલ દેશાઇ અને શ્રી અમ્બાલાલ બુ. જાની છે. તેમનાજ બળ ઉપર આ કાર્ય હું ઉઠાવી રહ્યો છૂ. તે ત્રણે મિત્રોનો હું કાંઇ ઓછો ઋણી નથી. આવા મહાભારત કાર્યને પ્રસિદ્ધ કરવાની તક આપવા માટે શ્રી ફૅાર્બસ ગૂજરાતી સભાના કારોબારી મણ્ડળનો તેમજ ખાસ નવા બીબા તેમા પણ શાસ્ત્રીયતા સાચવવા યોજાયેલી જોડણીનું પાલન બરાબર થઈ શકે તેવા અનુકૂળ બીબા ખરીદી અનુકૂળતા કરી આપનાર, જ્ઞાનમન્દિર પ્રેસના માલેક શ્રી શંકરરાયનો ઉપકાર માનવાની તક જવા દેતો નથી.

આ મારો આદ્ય પ્રયત્ન શ્રી કૃષ્ણચન્દ્રજીના ચરણકમલમા અર્પી આ મારી લાંબીલચક પ્રસ્તાવના પૂર્ણ કરું છું.

દિવોત્સવ–
વિ. સં. ૧૯૮૯ } કેશવરામ કાશીરામ શાસ્ત્રી

॥ श्रीकृष्णः ॥

# ઉપોદ્ઘાત



આ ગ્રન્થ ૨ લા માં બારેજાવાસી કવિ હરિદાસનું આદિપર્વ અને સ્તમ્ભતીર્થવાસી કવિ વિષ્ણુદાસનું સભાપર્વ લેવામાં આવ્યાં છે. આ બન્ને કાવ્યો આપણે હાથમાં લઈયે તે પહેલાં કાવ્યના કર્તા, કાવ્યકૃતિ તેમજ ગુણદોષનું વર્ણન અહીં આપિયે તે આવકારવા લાયક થશે.

## ૧. આદિપર્વ અને તેનો કર્તા

આખા આદિપર્વમાં માત્ર અન્તે —

“ દ્વિજવર રૈકવ-કુલિ ઉત્પન્ન, પુર બારેજા-મધ્ય વાસ
આદિકથા અનુક્રમ-મધ્યાંતિ, કહિ કવિ **શ્રીહરિદાસ.** ૨૨”

આ રીતે કવિની જ્ઞાતિ, નિવાસ અને નામનો ઉલ્લેખ છે. આ કવિના સમ્બન્ધમાં અન્યત્ર કશો ઉલ્લેખ નથી, તેમજ તેનાં બીજાં કોઈ કાવ્યો છે કે નહીં તે વાત પણ અદ્યાપિ નક્કી થઈ શકી નથી. કવિ હરિદાસનો સમકાલીન બીજો એક ગુ. કા. દો. ભાગ ૮ મામાં છપાયેલા ધ્રુવચરિત્ર (ર. સં. ૧૬૩૭)નો કર્તા હરિદાસ છે કે સ. ના સંગ્રહમાંના ધ્રુવચરિત્રને અન્તે આપેલી —( ગુ. કા. દો. માં પૃ ૩૮૬ ઉપર ક્ષેપક તરીકે ગણેલી કડીઓ; તેમાંય છેલ્લી કડી નથી. )

સંવત સોલસાડત્રીસા વર્ષે માસ ચૈત્ર તે સાર. ।
ધ્રુવજીનૂં આખ્યાન કર્યૂં એકાદશી શનવાર. ।૧૮। કડ

**સ્તંભતીરથપુર વૈકુંઠ તોલે કવિતાનો ત્યાહાં વાસ ।**
**ભાભલતા સુખ વૈકુંઠ પામીએ કહે લહુઆસુત હરીદાસ**
। ૨૦ । ક૦

વાલંદ વર્ણકુલિ તે ઉતપંન તેહનો શો અધીકાર ।
કહે હરીદાસ હરીવર્ણંન જોઈ રહે વાસો યુગદાધાર. ।૨૧। ક૦
(શ્રી ફો. ગૂ. સભા. હસ્ત. નામા. ભાગ ૨જો. પૃ. ૧૪)

આ હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ બન્ને હરિદાસ ભિન્ન છે. આ સિવાય સમકાલીન બીજો કોઇ પણ હરિદાસ નથી. બન્ને હરિદાસની એક †એક કૃતિ મળે છે.

આદિપર્વકાર હરિદાસ જ્ઞાતિયે રાયકવાળ બ્રાહ્મણ અને બારેજાનો વતની છે, આ કાવ્ય તેણે સં ૧૬૪૪મા રચ્યૂં છે. જુવો છેલ્લૂં કડવૂં:—

"સવ્વત પટદશ વેદ ઉદધિ, વર્ષાગમિ આષાઢ માસ;
ઉત્તમપક્ષ શશાઙ્ક-કરાઙ્કિત, હરિદિન વ્રત વિશ્વાસ ૨૦
નન્દા તિથિ ભૃગુવાર ઉત્તમ, સિદ્ધિયોગ અપાર,
વૃશ્ચિક-શશિદિન, મધ્ય દિવાકર, પૂર્ણ ગ્રન્થ વિસ્તાર ૨૧."

આષાઢા *સંવ્વત ૧૬૪૪ એટલે ચાલૂ ૧૬૪૩ ના આષાઢ માસના શુક્લપક્ષની દ્વાદશી (વૈષ્ણવી નન્દા એકાદશી) ને શુક્રવારે સિદ્ધિયોગ અને વૃશ્ચિકના ચન્દ્રમા બરાબર બપોરે આ ગ્રન્થ પૂર્ણ કર્યો છે

† ગૂ. વ. સો. ના સંગ્રહમા નં. ૨૮૧ અનૂં અશ્વમેધાન્તર્ગત પ્રેમલા રાણીનૂં અપૂર્ણ આખ્યાન છે. તે સમ્ભવ છે કે આદિપર્વકારનૂં હોય, પરન્તુ અપૂર્ણ હોવાથી તેનો રચનસંવ્વત ઉપલબ્ધ નથી. ભાષા પણ નવીન છે.

*મૂલમાં વેદ-ઉદધિ છે, તેના ૪૪ પણ થાય અને ૪૭ પણ થાય. આ બન્નેમા કયી તિથિ સાચી છે, અથવા બેય સાચી છે કે બેય ખોટી છે, તેનો અહીં જ્યોતિષ દૃષ્ટિયે તપાસ અસ્થાને નહીં ગણાય.

द्व्यब्धीन्द्रोनितशाकं ईशात्तफलं स्यात्
चक्राख्यं रविहतशेषकं तु युक्तम्।
चैत्राद्यैः पृथगमुतः सदग्न्चक्राद्
दिग्युक्तादमरफलाधिमासयुक्तम् ॥ ४ ॥
खत्रिघ्नं गततिथियुङ्गिरमचक्रा–
द्भांशाढ्य पृथगमुतोऽब्धिपङ्क्लब्धैः।
ऊनाहैर्वियुतमहर्गणो भवेद्वै
वारः स्याच्छरहतचक्रयुगणोऽज्ञात् ॥ ५ ॥

( ग्रहलाघव )

—૧૪૪૨ જેમાંથી બાદ થયા છે તેવા શકને ૧૧ થી ભાંગી લીધેલું જે ફલ, તેને ચક્ર કહેવાય. (આનો જે) શેષ રહે તેને ૧૨ થી ગુણી તેમાં ચૈત્રાદિ ગત માસો જોડવા. તેને જુદા (મૂકવા). ૨ થી ગુણેલા ચક્ર સાથે ૧૦ મેળવેલા આ (ઉપરના સરવાળા) ને ૩૩ થી ભાંગી લીધેલું ફલ તે અધિક માસ થાય તેને (ઉપરના સરવાળામાં) મેળવવા. તેને ૩૦ થી ગુણી તેમાં ગયેલી તિથિઓનો સરવાળો કરવો અને તેમાં ચક્રનો શેષ વિનાનો ૬ ઠ્ઠો ભાગ ઉમેરવો. તેને જુદા મૂકવા. (પછી) આ સરવાળામાંથી ૬૪ થી ભાંગી તૈયાર થયેલા ક્ષય દિવસોને બાદ કરવા: આ અહર્ગણ થાય. તે અહર્ગણને ૫ થી ગુણેલું ચક્ર મેળવવું. (અને તે સરવાળાને ૭ થી ભાગતાં ૦ વધે તો સોમ, ૧ વધે તો મંગળ વગેરે.)

સં. ૧૬૪૪–૧૩૫ (સાં. આષાઢાદિ ગણતાં)=શાકે ૧૫૦૯

૧૫૦૯
–૧૪૪૨
————
૦૦૬૭

૨×૬ ચક્ર=૧૨+૧૦+૧૫=૩૭

૧૧) ૬૭ (૬ ચક્ર
૬૬
——
૧ શેષ

૩૩) ૩૭ (૧ અધિક માસ.
૩૩
——
૪ શેષ

૧×૧૨=૧૨
૧૨
+૩ ચૈત્રાદિ ગત માસ
—
૧૫ મધ્યમ માસ

૧૫ મધ્યમ માસ
+ ૧ અધિક માસ
—
૧૬ સ્પષ્ટ માસગણ
૧૬×૩૦=૪૮૦ અહર્ગણ.
+૧૧ ગઈ તિથિ
+ ૧ ચક્રનો ૬ઠ્ઠો ભાગ
———
૪૯૨ મધ્યમ અહર્ગણ

ચક્ર
૬) ૬ (૧ ભાગ
૬
—
૦ શેષ

૬૪) ૪૯૨ (૭ ક્ષય દિવસ
૪૪૮
———
૦૪૪ શેષ

૪૯૨−૭ ક્ષય દિવસ=૪૮૫ સ્પષ્ટ અહર્ગણ.

૬ ચક્ર×૫=૩૦

૪૮૫+૩૦=૫૧૫ સ્પષ્ટ અહર્ગણ

૭) ૫૧૫ (૭૩
૪૯
———
૨૫
૨૧
—
૪ શેષ.

૪ વધે છે માટે શુક્રવાર

સં. ૧૬૪૭ − ૧૩૫ ( સાં. આષાઢાદિ ગણતાં ) શાકે ૧૫૧૨.

૧૫૧૨
−૧૪૪૨
———
૦૦૭૦

૨×૬ ચક્ર=૧૨+૧૦+૫૧=૭૩

૩૩)૭૩(૨ અધિક માસ
૬૬
—
૭ શેષ

૧૧)૭૦(૬ ચક્ર
૬૬
—
૪ શેષ

૫૧ મધ્યમ માસ
+૨ અધિક માસ
———
૫૩ સ્પષ્ટ માસગણ

ચક્ર
૬) ૬ (૧ ભાગ
૬
—
૦ શેષ

## ૨. કાવ્યપદ્ધતિ

કવિયે મૂળ મહાભારતનાં કથાનકોની શૃંખલા જાળવવા પ્રયત્ન કર્યો નથી. કેવી રીતે રસ જળવાઇ રહે તે ધ્યાનમાં રાખી કાવ્યનો વિસ્તાર કર્યે જાય છે. આ રીતે કેટલાંય કથાનકો મૂળ મહાભારતથી જુદાં પડતા પ્રતીત થાય છે, કેટલાક મૂકી પણ દીધાં છે, જ્યારે કેટલાંક ઊલટપાલટ મૂક્યાં છે.† પૂનામાંથી પ્રસિદ્ધ થયેલ મહાભારતની સાર્વદેશિક સંસ્કૃત આવૃત્તિ સાથે હરિદાસ અને મનહરનાં આદિપર્વ સરખાવી ગયો છું. મનહર પ્રાયઃ મૂળનેજ અનુસરે છે, કવચિત જુદો પડે છે પણ.

---

† કુતૂહલ ખાતર અહીં હરિદાસના આદિપર્વની અને સંસ્કૃત આદિપર્વનાં કથાનકોની તુલના આપું છું:—

૧ ૧ લા કડવાની આરમ્ભની ૧૦ કડીનું કથાનક સંસ્કૃત મ. ભા. નથી.
૨ સારમેય અને સરમાનો મૂળનો સંવાદ હરિ. છોડી દિયે છે.
૩ સારમેયને માર્યો માટે રાજા નાના ભાઇને બોલાવે છે, ત્યાં સંસ્કૃતમાં શ્રુતશ્રવાના પુત્ર સોમશ્રવાને બોલાવવામાં આવ્યો છે.
૪ રાજા ભાઇયોને બોલાવી તક્ષશિલા જિતવા જઈ જિતે છે, તે હરિ. માં નથી.
૫ ૩ જા કડવાની ૧૯ થી ૨૪ નો ઉપક્રમ મ. ભા. માં નથી. તે દાખલ કરવામા કવિની ચતુરાઇ છે. પ્રશ્ન મૂકી ઉત્તર આપવાની લાક્ષણિક પદ્ધતિ તેમાં દેખાઇ આવે છે.
૬ હરિદાસ શિષ્યાગમન વિસ્તારથી આપે છે, તે તેટલું સં. મ. ભા. માં નથી.
૭ ઉપમન્યુની કથા મ. ભા. માં આરુણિની કથા પછી છે.
૮ ૪ થા કડવાની કથા હરિ. વિસ્તારથી આપે છે. સં. મ. ભા. માં આરુણિ તરતજ ઊઠી જાય છે. ત્યાં 'ઉદ્દાલક એવું નામ આરુણિનું ગુરુયે આપ્યું" તે હરિ. નથી આપતો.
૯ હરિ. દહગાપપાઠ કહે છે. મૂળમાં જનમેજય અને પૌષ્યનું નામ છે,

૧૦ ઉપાધ્યાયની સ્ત્રી અને ઉત્તઙ્કનો સંવાદ મ. ભા. માં નથી. ત્યાં તો માત્ર બીજી સ્ત્રીઓ ઋતુમતી હોવાનું ઉત્તઙ્કને કહે છે. ઉત્તઙ્ક જતો નથી.

૧૧ ૬ ઠ્ઠા કડવાની ૧–૧૦ કડી પ્રસઙ્ગ બદલાવવા હરિ. પ્રયોજે છે. ૧૦–૧૪ મી કડી સુધીની પણ રસ માટે જ.

૧૧ પૌષ્યરાજા એઠું બોલ્યો તે કથા કવિ લંબાવે છે, પરન્તુ ઉત્તઙ્કનું મુખ એઠું કેમ રહ્યું, તે વાત નથી આપતો.

૧૧ પૌષ્યને ત્યાં જે ભોજન આવ્યું તેમાં મોવાળો હતો, તે જોઇ ઉત્તઙ્કે કહ્યું કે–'દુષ્ટ અન્ન આપવા માટે તું અન્ધ થા.' રાજાએ સામો શાપ આપ્યો, 'તું અનપત્ય થા.' અનાજમાં રાણીનો વાળ પડી ગયેલો, તે રાજા જાણતો ન હતો, એટલે દયાથી ઉત્તઙ્કે તેને શાપથી મુક્ત કર્યો. રાજાએ શાપથી મુક્ત ન કર્યો. ( અહીં મ. ભા. નો શ્લોકઃ—

नावनीतं हृदयं ब्राह्मणस्य वाचि क्षुरो निहितस्तीक्ष्णधारः ।
विपरीतमेतदुभयं क्षत्रियस्य वाङ्नावनीती हृदयं तीक्ष्णधारम् ॥ )

૧૨ નાગ જમીનમાં પેસી ગયા પછીનો ઉત્તઙ્કનો કકળાટ મ. ભા. માં નથી.

૧૩ ઉત્તઙ્કનો દરમાં પેસવાનો પ્રયત્ન મ. ભા. માં નથી. ત્યાં તો પેસી જ જાય છે. જોઇ શકાય તેમ છે કે રસ બદલાવવા કવિએ આ પ્રયોજ્યું છે.

૧૪ ઉપાધ્યાયિની પતિને શાપ દેવા કહે છે, તે વાત મ. ભા માં નથી. પોતે મનમાં જ શાપ દેવા તૈયાર થાય છે, તેવી વાત મ. ભા. માં છે.

૧૫ ઉપાધ્યાયિની ઉત્તઙ્કને શાપ દેવા તૈયાર થવાની વાત કહે છે, તે કવિની જ છે.

૧૬ વસ્તુ વણતી ધાતા–વિધાતા હતી તે વાત કવિ નથી આપતો.

૧૭ કડવા ૧૨ મામાં આપેલો ધૃતરાષ્ટ્ર સઞ્જયનો પ્રસઙ્ગ, મ. ભા. માં અ૦ ૧ લામાં આવી જાય છે. જ્યારે અધ્યાય ૪થાની કથા હરિદાસ ૧ લા કડવાની છેલ્લી કડીઓમાં આપે છે.

૧૮ પૌલોમ પર્વમાં કવિ અગ્નિની કથાનો પ્રસ્તાવ કરી ચ્યવનનો જન્મ કહે છે. જ્યારે સં. મ. ભા. તો શૌનક માત્ર ભૃગુવંશનું વર્ણન

અને તદહુંગે **ચ્યવનત્વ** કેમ મળ્યૂ તે પૂછે છે, તેમા ખાસ **પુલોમા** (ભૃગુની સ્ત્રી) પ્રથમ પુલોમા નામના રાક્ષસને વરાયેલી, પાછળથી તેના પિતાયે ભૃગુને આપી

૧૯ ૬ ઠ્ઠા અધ્યાયની શ્લો૦ ૫ થી ૮ની કથા જેમા બ્રહ્માયે પુત્રવધૂને જોઇ, અને વધૂની આખમાથી નીકળેલા આસુની ચ્યવન ઋષિના આશ્રમ પાસેની વધૂસરા નામની નદી થઈ, તે કથા હરિદાસ નથી આપતો

૨૦ નમદ્વરા (પ્રમદ્વરા)ની ઉત્પત્તિની કથા કવિ નથી આપતો

૨૧ રુરુના કલ્પાન્ત સમય મ ભા દૂત આવવાનૂ કહે છે દેવગણુ નહીં

૨૨ **મ. ભા.** મા આ પછી જરત્કારુની કથા છે જે હરિ ૧૮મા માં આપે છે **મ ભા** મા ત્યા **યાયાવર** નામના ઋષિયા છે વાન૦ખિલ્ય નહી

૨૩ તે પછીની આસ્તીકના જન્મની કથા કવા ૨૦મામા છે

૨૪ **મ ભા.**ની તે પછીની કથા હરિ ૧૯મામા આપે છે ત્યાનો શૌનકનો પ્રશ્ન હરિ નથી આપતો

૨૫ ઉચ્ચૈઃશ્રવાને જોયો અને અમૃત માટે મેરુના શિખર ઉપર દેવતાઓયે પ્રયત્ન કર્યો ત **હરિદાસ** નથી આપતો

૨૬ **મ ભા** મા વિનતાના દાસી થવા બાદ ગરુડ ઈંડામાથી બહાર આવ્યો પ્રજા અગ્નિ પાસે ગઈ પછી ગરુડ પાસે આવી તે વાત **હરિ** મા નથી

૨૭ અધ્યાય ૨૧ માની કદ્રૂયે કરેલી ઇન્દ્રસ્તુતિ, અ૦ ૨૨ મા મા વરસાદ૦નૂ આવવૂ, નાગોનૂ પ્રસન્ન થવૂ તે હરિ નથી આપતો

૨૮ ગરુડે માતા ઉપરાત સર્પોને દાસીપણાની મુક્તિનૂ પૂછ્યૂ હરિ માત્ર માતાને પૂછ્યૂ તેટલૂજ કહે છે

૨૯ ગરુડને વિનતા **મ ભા** મા બધા નિષાદોને ખાઇ જવા કહે છે

૩૦ કચ્છપ અને ગજ તે પૂર્વે વિભાવસુ અને સુપ્રતીક નામના મુનિ હતા તેમ **મ ભા** કહે છે

૩૧ **મ ભા** મા પર્વત તે ગન્ધમાદન અને વૃક્ષ રોહિણપાદપ છે

૩૨ તે પછી ગરુડ પિતા પાસે ગયો પિતાને વાલખિલ્યાદિકને તકલીફ ન થાય, તેમ ફરમાવ્યૂ, ગરુડે તેઓની સ્તુતિ કરી એટલે વાલખિલ્યો હિમાલયમા ગયા આ વાત હરિ નથી આપતો

૩૩ મ. ભા. નો આ પછીનો અમૃત-રક્ષણ, ઇન્દ્ર સાથેનું યુદ્ધ એ પ્રસઙ્ગ હરિ. પ્રથમ આપી દિયે છે. ત્યાં સર્પોનાં નામ હરિ. આપતો નથી.

૩૪ આ પછીની શેષનાગે સર્પના નાશ માટે તપ કર્યું, બ્રહ્માજીયે વર આપ્યો. તે પછી શેષ પૃથ્વી ધારણ કરવા ગયો. વાસુકિને નાગોયે તેને સ્થાને સ્થાપ્યો, આ વાત કવિ નથી આપતો.

૩૫ અ૦ ૩૬ થી ૪૯ સુધીનો પરીક્ષિતનો વૃત્તાન્ત, જનમેજય જન્મ અને જનમેજય કાશીરાજની કુંવરીને પરણ્યો, આ પ્રસઙ્ગ કવિ નથી આપતો.

૩૬ વાસુકિયે બ્હેનના વર માટે નોકરો મોકલ્યા તે વાત મ. ભા.માં નથી. ત્યાં તો ભાઈ બ્હેન પરસ્પર વાત કરે છે.

૩૭ અ૦ ૪૫-૪૬ માં પરીક્ષિતનું ચરિત્ર ફરી આપે છે, તે પણ હરિ.- માં નથી

૩૮ સર્પસત્રની તૈયારી પહેલાં હરિ. આસ્તીકના આવવાની વાત કહે છે.

૩૯ સર્પસત્રના ઋષિ મહર્ષયોનાં નામ હરિ. માં નથી. સત્ર સમયની ઇન્દ્ર તક્ષકની આકળાઇ મ. ભા. ૫૧ મામાં આપે છે.

૪૦ આસ્તીકને મોકલવા બ્હેનને વાસુકિયે કહેવું, તે હરિ. નથી કહેતો.

૪૧ જરત્કારુયે આસ્તીકને કદ્રૂ-શાપ, સમુદ્રમથન, દેવોનું વરદાન, એ વાત કહી તે હરિ. નથી આપતો.

૪૨ આસ્તીકે આવી જનમેજયની પ્રશંસા કરી તે વાત કવિ નથી આપતો.

૪૩ બળી ગયેલા સર્પોનાં નામ કવિ નથી આપતો.

૪૪ આસ્તીકે સર્પમન્ત્ર આપ્યો તે કલ્પના કવિનીજ છે. મૂળ મ. ભા. માં શિક્ષ તરીકે શિરશ્ચક્ષની વાત છે.

૪૫ આ ૫૪ માની કથા હરિદાસ કડવા ૧૨ મે થી માંડે છે, અને ત્યાંથી મહાભારતની બધીજ કથા વૈશમ્પાયને જનમેજયને કહી તેવું વિધાન કરે છે. સંસ્કૃત મહાભારતમાં તો ૫૩ મા અધ્યાય સુધીની કથા માત્ર સૂતજ શૌનકને કહે છે. ૫૫ મામાં મહાભારતની કથા ટુંકમાં વૈશમ્પાયન જનમેજયને કહી જાય છે.

૪૬ ૫૬ મા અધ્યાયમાં વિસ્તાર માટે જનમેજય પ્રશ્ન કરે છે. વૈશમ્પાયન મહાભારતના માહાત્મ્ય સાથે પ્રસ્તાવ કરે છે, તે વાત હરિ. છોડી દિયે છે.

૪૭ ઉપરિચર વસુની કથામાં, "ઉપરિચરને પાંચ પુત્ર થાય છે, તે પછી પાસેના પર્વતમાંથી એક નદી થાય છે, તેમાંથી એક સ્ત્રી, એક પુરુષ નીકળે છે. પુરુષને રાજા સેનાપતિ બનાવે છે. ગિરિકા નામની સ્ત્રીને રાણી બનાવે છે. એક દિવસે શ્રાદ્ધ નિમિત્ત મૃગયા રમવા રાણીનું સ્મરણ કરતો રાજા જાય છે." તે વાત કવિ નથી આપતો.

૪૮ ગિરિકાયે પક્ષીને કાગળ આપી મોકલ્યો તે કલ્પના કવિની છે.

૪૯ વ્યાસજન્મ પછીની કથા—વ્યાસે કરેલા વેદવિભાગ, તે વેદવિભાગ શિષ્યોને આપ્યા, વસુઓમાંથી ભીષ્મની ઉત્પત્તિ, ત્યાં માણ્ડવ્યની કથા, પરશુરામે ક્ષત્રીયોને મારી નાખ્યા પછી બ્રાહ્મણોથી ફરી ક્ષત્રિયોની ઉત્પત્તિ; પ્રજા વધતાં દેવોની આજ્ઞાથી દૈત્યોની ઉત્પત્તિ, દૈત્યોયે પ્રજાનો કરેલો સંહાર, નવે દક્ષ કન્યાનો વંશ, તે પછી દેવ દૈત્યોના અંશવાળા કયા કયા રાજાઓ થયા; આ બધી કથા કવિ છોડી દિયે છે.

૫૦ દુષ્યન્ત-શકુન્તલાના મેળાપમાં હરિ. કહે છે કે-શકુન્તલાયે પ્રથમ વરવા ઇચ્છા બતાવી. મ. ભા. દુષ્યન્તે આહ્વાન કર્યાનું છે.

૫૧ શકુન્તલા જે પોતાની ઉત્પત્તિ વગેરેની વાત કહે છે, તે તેણે 'કણ્વ કહેતા હોય' તે સ્વરૂપમાં આપી છે. હરિ. તેમ બતાવતો નથી. તે પછી પુત્ર નવ માસ રહ્યો તેમ કવિ કહે છે મ. ભા. માં ત્રણ વર્ષ ગર્ભમાં રહ્યાનું છે.

૫૨ શકુન્તલા દુષ્યન્તના દરબારમાં જાય છે, ત્યાં અધ્યાયને અન્તે મ. ભા. માં દુષ્યન્ત જાણતો છતાં ઢોંગ કરતો હતો તેમ છે. હરિ. રસ જાળવવા દુષ્યન્ત ભૂલી ગયો હોય તેમ આપે છે, ત્યાં શકુન્તલાયે કહેલા આકરા શબ્દો હરિ. છોડી દિયે છે.

૫૩ દુષ્યન્તના પુત્ર ભરત ઉપરથી ભરતખણ્ડ કહેવાયો, તે વાત અહીં મ. ભા. માં નથી.

૫૪ કચના ટૂકડા કરી સાલાવૃકને ખવડાવ્યા, એ પછી વનમાં ગયો ત્યાં મારી નાંખ્યો, આ બે વાત કવિ નથી આપતો.

૫૫ શઠવાતની કૂપની કથા, અવનીમાં ભટકારવાની કથા અને પછી ગાય ચારવા જવાની કથા કવિની પોતાની કલ્પના છે.

૫૬ મ. ભા. કચ કહે છે કે—"હું જેને ભણાવીશ, તેને વિદ્યા ફળશે." હરિજિત આ વાતનો ઉલ્લેખ કરતો નથી.

૫૭ કડવા ૨૭ માની ૨૭ મી કડીથી અન્ત સુધીની કથા મ ભા મા નથી મ ભા તો માન કચ યજ્ઞભાગી થશે તેટલૂજ વિધાન કરે છે

૫૮ કડવા ૨૮–૨૯–૩૦ ની કથા કવિ ખાસ મવાની કહે છે મ ભા મા અતિ ટૂકમા છે

૫૯ દેવયાનીના અપમાન બાદ શુક્ર ક્રોધનૂ ખણ્ડન કરે છે, જ્યારે દેવયાની વૃષપર્વાના શહેરમા રહેવાની ના કહે છે, એ બધૂ હરિદાસ નથી આપતો

૬૦ વૃષપર્વા–શુક્રસંવાદ હરિ અતિ ટૂકમાં આપે છે

૬૧ મ ભા કહે છે દેવયાની હજાર દાસી સાથે વનમા ગઇ ત્યા યયાતિ તેને પાછો મલ્યો હરિદાસ જુદોજ ઉઠાવ કરે છે, અને આ કથા જાણે રહેવા મિલાપ ટાણેજ બની ગઇ હોય તેમ કહે છે

૬૨ વૃષપર્વાને પત્ર લખ્યો તે આવ્યો તે મ ભા નથી ત્યા તો જડૈવ માત્ર જ્યા દેવયાની યયાતિ છે ત્યા પિતાને બોલાવ્યા અને આવ્યા

૬૩ દેવયાનીને એક પુત્ર થયો ત્યારે શર્મિષ્ઠાને ગર્ભનો યોગ થયો તેને બદલે હરિદાસ વણ પુત્ર થયા તેમ કહી દિયે છે ત્યાનૂ કવિયે આપેલૂ ઉપવનનૂ સુન્દર વર્ણન મ ભા મા નથી

૬૩ સંયોગ થયા પછી એક પુત્ર થતા દેવયાનીયે તપાસ કરી તેને બદલે કવિ ત્રણ પુત્ર થયા પછી તપાસ કર્યાનૂ કહે છે

૬૪ શર્મિષ્ઠા–દેવયાની પ્રથમ મલ્યા તે વાત હરિ નથી આપતો

૬૫ દેવયાનીયે પુત્રોને જોયા એ બધૂ વનમા થયૂ હરિ ગજ્જાગમાં થયાનૂ કહે છે

૬૬ દેવયાનીયે શર્મિષ્ઠાને ઠપકો આપ્યો તે વાત હરિ નથી કહેતો

૬૭ યયાતિ દેવયાની રીસાયત્રે ચાલતા પાછળજ ચાલ્યો આવ્યો તેવૂ મ ભા મા છે

૬૮ અ ૮૨ માનો શાપ–યયાતિ પ્રશ્નોત્તર હરિ નથી આપતો તેમજ ૮૩ માનૂ અષ્ટકનૂ પ્રશ્ન–ગમ્ભ પી કથાનક અને તેને યયાતિ જવાબ આપે છે તે પણ નથી આપતો

૬૯ અ ––યયાતિસંવાદમા પ્રતર્દન વસુમના અને શિબિ પણ કહે છે, તે વાત ન કહેતા અષ્ટકનૂ કથન પણ અતિ ટૂંકમા કવિ આપે છે

૭૦ અ ૮૯-૯૦ મા એવવ'શન પદ્ય-ગદ્યાત્મક મ ભા નૂ વર્ણન કવિ આપતો નથી

૭૧ મહાભિષ-ગંગાનો પ્રસંગ વગેરેનો કવિયે આપેલો વિસ્તાર મ ભા મા નથી, તેમજ વસુની કથા પણ વસુ માર્ગમા મલ્યા તેવૂ મ ભા મા નથી

૭૨ પ્રતીપ-ગંગા મિલાપ કવિ ટૂકમાજ બતાવે છે, પણ તેનો જરા વિસ્તાર ૩૭ મા કડવાની ૨૬-૩૦ કડીમા કરે છે

૭૩ વસુની કથામા, આઠમા વૃદ્ધ વસુને યૌવન મળે તે માટે તેની સ્રીયે ગાય ચોરવા કહ્યૂ તેમ હરિદાસ આપે છે, તેને બદલે મ ભા મા તે સ્રીને પોતાની સખી ઉશીનર રાજાની પુત્રી જિનવતી માટે ગાયની જરૂર છે, તેવૂ વિધાન છે

૭૪ શાન્તનુયે યોજનગન્ધાને જોઇ, ત્યારે તેણે પુરોહિતને મોકલ્યો તેમ હરિ કહે છે મ ભા મા યોજનગન્ધા રૂબરૂ મળી છે

૭૫ દેવદત્ત યોજનગન્ધાને મનાવવા પ્રધાનાદિક સાથે ગયા, તવૂ મ ભા

૭૬ ચિત્રાંગદ મર્યા પછી ભીષ્મે વિચિત્રવીર્ય માટ કન્યાની શોધ રી, તેમ મ ભા મા છે જ્યારે હરિદાસ ચિત્રાંગદની સ્થિતિ માને છે, અને સ્વય વરમા મત્સ્યગન્ધની વાત કહે છે

૭૭ અહીં અમ્બાનો શાલ્વ તરફ પ્રેમ ભી મ-શાલ્વનો યુદ્ધનો પ્રસંગ હરિ છોડી દિયે છે

૭૮ અ ૯૮ ની પરશુરામ નિ ક્ષત્રીય પૃથ્વી કર્યા પછી બ્રાહ્મણોયે ક્ષત્રિયાણીઓના પ્રજોત્પત્તિ કરી ત્યા બૃહસ્પતિથી ઉતથ્યની સ્રીમા દીર્ઘતમા વગેરેની ઉત્પતિ એ બધૂ કવિ છોડી દિરે છે

૭૯ મ ભા મા ધૃતરાષ્ટ્ર ઉત્પન્ન થયા પછી અમ્બાલિકા ગઈ, તેમ છે ત્યા અમ્બાલિકા ફિક્કી પડી ગઈ તેટલૂજ, ચન્દનાદિના લેપનૂ નથી તેમજ અમ્બિકાને ફરી વ્યાસજી પાસે જવા કહ્યૂ, તેણે દાસીને મોકલી.

૮૦ માણ્ડવ્યના પ્રસંગમા બધા ચોરોને કાસી દીધી તેમ મ ભા હરિ વિસ્તૃત હકીકત આ પ્રસંગની આપે છે તે મ ભા મા નથી

૮૧ તે પછીની દેશની સ્થિતિ સારી હતી તે વાત કવિ જતી કરે છે

૮૨ કુન્તીના મન્ત્રપ્રયોગ વખતે સૂર્ય સાથેનો સવાદ એ કવિની કલ્પના માત્ર છે ઇન્દ્રે કર્ણ પાસેથી કવચ-કુણ્ડલ લઈ શક્તિ આપી ન

વાત કવિ મૂકી દિયે છે, તેમજ તે પછીનો પાણ્ડુ-દિગ્વિજયનો પ્રસઙ્ગ પણ છોડી દિયે છે

૮૩ કુન્તીને માત્ર એક પુત્ર થયો ત્યાજ ગાન્ધારીને ચિન્તા થઈ, જ્યારે હરિદાસ પાર્થની ઉત્પત્તિ પછી ચિન્તા થવાનૂ કહે છે વ્યાસના વરદાનથી ગાન્ધારીને ગર્ભ રહેલો તે કવિ નથી કહેતો

૮૪ ગાન્ધારીને ઉત્પન્ન થયેલા બધા પુત્રોના નામ પણ હરિ નથી આપતો.

૮૫ પાણ્ડુને શાપ થવાના પ્રસઙ્ગમા સ્રીને નહીં પરન્તુ મુનિને જ શાપ આપ્યો તેવૂ મ ભા માં છે આ કથા હરિદાસ કુન્તીની દસ્યાદિક થયા તે પ્રસઙ્ગમા આપે છે અહીં નહીં.

૮૬ દસ્યાદિક પછીની કથામા પાણ્ડુયે તાપસોને સન્તાનોત્પત્તિ માટે કહ્યૂ તાપસોયે આશીર્વાદ આપ્યો અને રાજાયે કુન્તીને બોલાવી જ્યારે ત્યા હરિદાસ, 'કુન્તી જાતે આવી રાજાને વાત કરવા લાગી,' તેમ કહે છે

૮૭ શારદણ્ડાયિની અને વ્યુષિતાશ્વની વાત હરિ છોડી દિયે છે

૮૮ મ ભા ના પાણ્ડુ દેવનૂ નામ આપે ગયા અને પુત્રોત્પત્તિ થઈ તેમ છે, તેમજ માદ્રીયે રાજાને કહ્યૂ તેમ હરિ માં નથી

૮૯ પાણ્ડુયે બીજી વાર માદ્રીને મન્ત્ર આપવા કહ્યૂ તે વાત હરિ મૂકી દિયે છે

૯૦ આ પછી હરિ વ્યાસાગમન અને ગાન્ધારીના પુત્રોની ઉત્પત્તિ કહે છે તે બાદ તરતજ પાણ્ડુનૂ મૃત્યુ કહે છે ત્યા માદ્રી રાજાને આલિઙ્ગન આપવા જાય, તેવો ઉલ્લેખ છે, જ્યારે મ. ભા માં માદ્રીયે વાર્યા છતા પાણ્ડુ તેને આલિઙ્ગન આપે છે, તેવૂ વિધાન છે

૯૧ પાણ્ડુના મૃત્યુ પછી માદ્રીને ઠપકાના શબ્દો હરિ નથી આપતો

૯૨ તેવે નારદનૂ આગમન મ ભા માં નથી ત્યા તો તાપસો આવે છે અને તેઓ બધા મળી ભીષ્માદિ પાસે જાય છે નારદ આવ્યા પહેલાં ઋષિઓ આવ્યાનૂ હરિ કહે છે પણ તેઓ હસ્તિનાપુર ગયા તે વાત નથી કહેતો

૯૩ આ પછીનૂ વ્યાસનૂ આગમન અમ્બિકા-સત્યવતી તપ તપી સ્વર્ગે સીધાવે છે, તે વાત હરિ નથી આપતો, બાકીના જતમા ભીમને

નાખવાનું, ઝેર દેવાનું વગેરે અહીં ન આપતાં હરિ ૫૪ મા કડવામાં આપે છે.

૯૪ મ. ભા. ની અહીં દ્રુપ વગેરેની ઉત્પત્તિ ૪૯ મા કડવામાં આપે છે.

૯૫ દ્રુપે બચ્ચાઓને બચાવ્યા તે વાત આ પહેલાં ૪૮ મા કડવામાં આપે છે

૯૬ આ પછીની દ્રોણોત્પત્તિ, અશ્વત્થામાનો જન્મ અને દ્રોણે પરશુરામ પાસેથી વિદ્યા મેળવી, તે વાત કવિ પડતી મૂકે છે

૯૭ આ પછી દ્રોણને દ્રુપદ પાસેથી મળેલ અપમાનની વાત દ્રોણ ધૃતરાષ્ટ્રને કહે છે, તે હરિ અહીં ન આપતાં ૫૧ મા કડવામાં આપે છે.

૯૮ ૫૦ મા કડવામાં આપેલી રમાતું કૃષ્ણવાળી વાત મ. ભા. મા નથી

૯૯ દીવાનો અને એકલવ્યનો પ્રસંગ હરિ ૫૩ મા કડવામાં આપે છે. પરન્તુ તે દ્રુપદને નમાવી પાછા વળતી વખતે બન્યાનું કહે છે

૧૦૦ અ૦ ૧૨૩ માંજ ભાસ (કૃત્રિમ) પક્ષીને તાકવાની પરીક્ષા મ. ભા. આપે છે, તે હરિ ૫૦ મામાં આપી દિયે છે ત્યાંન પ્રસંગ [illegible] ર્યાં છે

૧૦૧ દ્રોણને એક દિવસ ગ્રાહ ગળવા માંડ્યો, તે વાત હરિ છોડી દિયે છે.

૧૦૨ અ૦ ૧૨૪ મા મા તાલીમ જુવે છે, તે વાત પણ છોડી દિયે છે મનહર આ બધા પ્રસંગો મ. ભા. ને ક્રમે ઉતારેલા આવે છે

૧૦૩ અ૦ ૧૨૫ થી અર્જુનની પરીક્ષા, કર્ણનું આગમન અને દુર્યોધને તેને અંગદેશનો રાજા બનાવ્યો કર્ણના દુર્યોધને કરેલા વખાણ, આ વાત હરિ નથીજ આપતો.

૧૦૪ આજ ક્રમમાં યુધિષ્ઠિરને રાજ્ય આપવા બધાની મરજી હોવા છતાં દુર્યોધન પિતાને તેમ ન થવા કહે છે તે વાત મૂકી હરિ. માત્ર દ્વૈષની વાત ૫૪ મામાં આપે છે

૧૦૫ ધૃતરાષ્ટ્રનો વિચાર ફેરવી નાખ્યો તે વાત પડતી મૂકી હરિ. સીધી વારણાવતની વાત આપે છે, અને જતી વખતે વિદુર મળ્યા તે હરિ. પુરોચનને મોકલ્યો, પાણ્ડવો ગયા, ભીષ્માદિ વળાવા ગયા તે પછી આપે છે

૧૦૬ [illegible]

૧૦૭ લાક્ષાગૃહના ભેદના સમ્બન્ધમા હરિ પાણ્ડવોનુ અજ્ઞાન આપે છે જ્યારે મ ભા મા તે બધી વાતથી વાકે, છે તેમ છે

૧૦૮ ખનકે વિદુરની સલાહથી સુરગ ખોદી તે ૫૪મા હરવામા કહે છે પરન્તુ પાણ્ડવોને તો તે વાતની ખબરજ નથી

૧૦૯ ભીમેજ પુરોચન ઉંઘી ગયા બાદ તે સૂતો હતો તે ભાગ સળગાવ્યો અને સુરંગમા પેસી ગયા તેને બદલે હરિ એ પુરોચન પાસેજ કગાવે છે પાણ્ડવોને બચાવ માટેની ધાવાવેલી વગે હરિ ની કલ્પ ના માત્ર છે

૧૧૦ હિડિમ્બા-ભીમનો શ્રુવાતનો સંવાદ હરિ આપતા નથી

૧૧૧ હિડિમ્બા એકલી આવી કુન્તીની સેવા કરવા લાગી ત્યા કુન્તી જાગ્યા તે વાત મ ભા મા નથી ત્યા ચારે પાણ્ડવોએ તેને માતા પાસે લેઇ ગેટલુજ છે

૧૧૨ વૃક્ષની અન્તરથી લેપુ તે વાત મ ભા મા નથી તે પછી ઘટોત્કચ ની ઉત્પત્તિની વાત હરિ ને ક્રમે મ ભા મા નથી તેમ એક વર્ષ રાક્ષસીને ત્યા રહ્યાની વાત પણ મ ભા માં નથી તે હરિનીજ કલ્પના છે

૧૧૩ રાત્રે ભીમને પાછેર મૂકી જવાનુ હિડિમ્બાન યુધિષ્ઠિરે કહ્યુ તે હરિ મા નથી અહીં આ પ્રસગ હરિ જુદાજ સ્વરૂપના આપે છે

૧૧૪ બ્રાહ્મણીને ત્યાંનો પ્રસગ મ ભા મા જુદા સ્વરૂપમા છે અહીં માત્ર રસ જાળવવા હરિ ય એ કથાનક ફેરવી નાખ્યુ છે અહીં જમાવવાનુ કારણ રસ એ હરિ નીજ કલ્પના છે

૧૧૫ બક પાસે ભીમ ગયો તેમા પણ હરિ જાદુજ કહે છે યુદ્ધને અન્તે ભીમે રાક્ષસોને તે દેશ છાડી જવા કહ્યુ તે વાત પણ હરિ નીજ કલ્પના છે

૧૧૬ રસ્તામા જતા બ્રાહ્મણે દ્રૌપદી-સ્વયંવર થવાની વાત કરી તેને બદલે હરિ પાસેમા એક વિપ્રના આશ્રમમા મહાભારતની વાત થતી હતી તે ત્યા જઇ સાંભળી અભ્યાન કહે છે

૧૧૭ અહીં બ્રાહ્મણે દ્રોણોત્પત્તિ વર્ણવે કહે છે, તે વાત પણ નથી આપતો.

૧૧૮ ચિત્રરથના પ્રસંગમાં બાણની હાર કર્યાનો ઉલ્લેખ મ ભા નથી

૧૧૯ ચાક્ષુષી વિદ્યા આપી એ વાત હરિ. આ પર્વને અન્તે કહે છે

૧૨૦ તપતી માટે સંવરણે સૂર્યનું તપ કર્યું. સૂર્યને સંવરણજ તપતી માટે વર યોગ્ય લાગ્યો, તે હરિ જતું કરે છે

૧૨૧ પ્રથમ મેલાપસમયે તપતી–સંવરણનો સંવાદ થયો, તે વાત હરિ. જતી કરે છે

રાજા વનમાં બાર વર્ષ રહ્યા, ને વરસાદ ન પડ્યો શહેરમાં આવ્યા પછી વરસાદ થયો, આ વાત હરિ જતી કરે છે

૧૨૨ કામ ક્રોધને વશ કર્યા માટે વસિષ્ઠ કહેવાયા, તે વાત હરિ જતી કરે છે.

૧૨૩ કલ્માષપાદને ત્યાં બ્રાહ્મણ આવ્યો અને તેને મનુષ્યનું માંસ ખવડાવ્યું, તેમજ શક્તિને મળ્યો તે વાત મ. ભા. મા છે૦ પા૦ છે હરિ ત્યાં બીજા બ્રાહ્મણની વાત કરે છે, તે મ. ભા. મા નથી

૧૨૪ પરાશરે રાક્ષસ–યજ્ઞ કર્યો અને અગ્નિ ઇત્યાદિએ આવી યજ્ઞ સમાપ્ત કર્યો, તે વાત હરિ નથી આપતા, નીચે ક્ષિપ્ત છે

૧૨૫ દ્રૌપદીસ્વયંવરપર્વના આરમ્ભમાં ફરી વિદ્યા ભણાવવાની વાત છે તે વાત અગાઉ આવી જતી હોવાથી અહીં હરિ નથી આપતો આમ કેટલાય એવડા પ્રસઙ્ગો તેણે જતા કર્યા છે

૧૨૬ વ્યાસ ફરી મળ્યા તે વાત હરિ. છોડી દિયે છે

૧૨૭ દ્રુપદે બ્રાહ્મણોમાંથી ગમે તે વરે તેમ કહ્યુ તે હરિ રસ માટેજ આપે છે અહીં અર્જુન વેધે છે, તે પ્રસઙ્ગ હરિએ બહલાવ્યો છે

૧૨૮ ઝગડાને અન્તે કૃષ્ણે આવી વાર્યા તે વાત હરિ નથી આપતો

૧૨૯ કુંભારને ઘેર કૃષ્ણજી હાજર હતા તે મ ભા માં નથી

૧૩૦ વ્યાસે આવી "જટિલા નામની ઋષિપત્નીની વાત" કહી તેજ હરિ. નથી આપતો

૧૩૧ પઞ્ચેન્દ્રનું આખ્યાન અને દ્રૌપદીના જન્મની કથા હરિ, ઉ પા આપે છે

૧૩૨ કુશચન્દ્રજીએ પારિબર્હ મોકલ્યું, ત્યાં હરિ કહે, પ્રભુ હાજર હતા

૧૩૩ હસ્તિનાપુરમાં ગયા પછી પાણ્ડવોને ફરી હેરાન કરવાની કૌરવોની પેરવી, એ ભાગ હરિ છોડી દિયે છે

૧૩૪ ભીષ્મ વિગ્રહની નાપસન્દગી બતાવી રોકે છે, દ્રોણ સમજાવે છે–'માનો, નહીં માનો તો તમારો નાશ થશે,' વિદુર દુર્યોધનાદિકની છોકરમત ખ્યાલમાં ન લેવા કહે છે. ધૃતરાષ્ટ્ર વિવેક કરી પાણ્ડવોને તેડાવે છે, વગેરે હરિ છોડી દિયે છે. હરિ માત્ર મધ્યમ સૂચવી દિયે છે

૧૩૫ હરિ. સુન્દ ઉપસુન્દનું વૃત્તાન્ત ટૂંકવી કેટલુંક મૂકી આપે છે

૧૩૪ બાનેર બોત્તેર દિવસના આગલાની વાત મ. ભા. માં નથી

૧૩૬ હરિ બ્રાહ્મણની ગાયની વાત આપે છે, ત્યાં મ. ભા. માં ધનની વાત કહે છે

૧૩૭ સુભદ્રા બાબતમાં બલભદ્ર સાથેની મન્ત્રણા મ. ભા. માં નથી

૧૩૮ સુભદ્રાહરણ બાદ જે બલભદ્રને કોપ ચઢ્યો તે વાત હરિ. જતી કરે છે

૧૩૯ કૃષ્ણે દિવાસો આપ્યો તે વાત હરિ ઉ. પા. આપે છે.

૧૪૦ ખાણ્ડવદાહના પ્રસઙ્ગમાં ઇન્દ્રયુદ્ધ અને અશ્વસેનના મોક્ષનો પ્રસઙ્ગ હરિ. ઉ. પા. આપે છે.

૧૪૧ અહીંથી કેટલાક પ્રસઙ્ગો મૂળનાં આબાદ ભાષાન્તરરૂપે દેખા દિયે છે

૧૪૨ મન્દપાલ જરિતાને મૂકી લપિતા પાસે ગયો તે વાત હરિ ઉલટી સૂચવે છે.

૧૪૩ જરિતાના બચ્ચાઓએ સ્તુતિ કરી તેને બદલે હરિ ખુદ જરિતાએજ સ્તુતિ કરી તેમ કહે છે

૧૪૪ જરિતા આગ્રહ કરે છે, તેને અગ્નિ જવાબ આપે છે, તે વાત મ. ભા. માં નથી

૧૪૫ લપિતાનો પ્રસઙ્ગ હરિ મૂળથી જુદોજ આપે છે. તે પછી હરિ. ઇન્દ્રયુદ્ધ અહીં આપે છે, અને અનુક્રમણી ઉલટી આપે છે.

મૂળ મહાભારતની કથામાંના પ્રસઙ્ગોમાં ફેરફાર કરવામાં કવિનો મુદ્દો કયો હોવો જોઇયે તે સ્પષ્ટ છે. લાક્ષાગૃહના પ્રસઙ્ગમાં પાણ્ડવોની અજ્ઞાનતા આપવામાં તેમ જ શકુન્તલા દુષ્યન્ત પાસે જાય છે ત્યાં કાલિદાસની માફકજ દુષ્યન્તને તદ્દન વિસ્મૃતિ થઈ તેમ આપવામા તે તે પાત્રોની નિર્દોષતા સૂચવવા તરફ કવિ દોરાયો દીસે છે. કુન્તી વગેરે બ્રાહ્મણને ઘેર જાય છે ત્યાંનો પ્રસઙ્ગ પણ કરુણ રસ બહેલાવવા કવિ સુન્દર રીતે યોજે છે.

મુદ્દે કાવ્ય કેવી રીતે રસિક બને, પાત્રતા કેવી રીતે જળવાઇ રહે, તે ખ્યાલ રાખતા સ્વાભાવિક રીતે તેને છૂટ લેવી પડી છે. તે તે કવિનું ભૂષણ છે, દૂષણ નથી.

કાવ્યબન્ધના વિષયમા વિચાર કરતા એક વસ્તુ મળે છે કે તત્કાલીન કવિયો સામાન્ય રીતે કડવાને અન્તે **ઊથલો** આપતા, તે આ આખા કાવ્યમા ક્યાય પણ જણાતો નથી.**સભાપર્વ** કાશીસુતે સં. ૧૬૪૮ માં રચ્યું છે, તેમા તેમજ બીજા કવિયોની કૃતિયોમાં પ્રાયઃ બધા કડવાને અન્તે ઊથલો હોય છેજ.

પ્રાચીન સંસ્કૃત સર્ગબન્ધ કાવ્યોમા દરેક સર્ગને અન્તે છન્દ બદલાવવાનો કવિસમ્પ્રદાય હતો. આ છેલ્લા પદ્યમા સામાન્ય રીતે નવા સર્ગમા શું થવાનું છે તેનું સૂચન આપવામા આવ્યું હોય છે તેને સ્થળે આપણા કવિયો **ઊથલો** પ્રયોજતા, જેનુંજ બીજું નામ વલણ છે.

અત્રે સ્વાભાવિક શઙ્કા રહે છે કે કવિયે આ કાવ્ય અન્તે બતાવ્યા મુજબ ૬૯૯૭ કડીનું બનાવેલું, તેનું આ ટૂંકું સ્વરૂપ તો નહીં હોય ને? જો આમ હોય તો **ઊથલા** વગેરેને રજા આપી હોય; તેમજ મૂળના કેટલાક વર્ણનો રહી જાય છે, તે પણ પ્રથમ રચાયેલાં પાછળથી નીકળી ગયા હોય. આનો ખુલાસો તો ત્યારેજ થાય કે જ્યારે એવી કોઇ પ્રાચીન પ્રતિ મળી આવે.

આદિપર્વ જોતા એક બીજું પણ આશ્ચર્ય થાય છે, બીજા કવિયો બબ્બે ચાર ચાર કે બહુ તો દસ કડવા પછી દોહરી ચાલને બદલે ચોપાઇ અને ચોપાઇ ચાલને બદલે દોહરી બદલાવે છે. જ્યારે અહીં ૮૮ કડવામા માત્ર ૪૮ મા કડવામા ચોપાઇની ચાલ છે. તેમજ ૨૮ મા અને ૭૫ મામા છન્દફેર કર્યો છે. ૨૮ મા યોજેલો છન્દ પણ કવિ નાકર વગેરે તે ઢાળનો છન્દ પ્રયોજે છે તેના કરતા થોડોક વિલક્ષણ છે. નાકર તેવા પ્રસંગમા મૂળ દોહરી ચાલના દરેક ચરણે "સુષ્ય સુન્દરી", "ઘેલી કા કરી" એ વગેર આપે છે, જેમા દરેક સમપદનો અનુપ્રાસ મળે છે. જ્યારે આદિપર્વમા આ સ્થળે તે પ્રમાણે નથી

લાબી લાબી દોહરીચાલના કડવા હોવા છતા રસ જળવાઇ રહ્યો છે, તે કવિની સફળતા સૂચવે છે

અની આપેલા બન્ને કાવ્યોમા **સભાપર્વ** કરતા **આદિપર્વ** વધારે રસિક પદ્ય બલ્કે કાવ્ય કહેવાવાની યોગ્યતા ધરાવે છે ખરૂ જોતા બન્ને બન્નેની દિશામા અનેરી ભાત પાડે છે, એમ કહેવું તો અયોગ્ય નહીં જણાય

---

## ૩. સભાપર્વ અને તેનો કર્તા

કાવ્યના આરમ્ભમા —

"... કૃપા મુઝ કરયે સદી, કર જોડી કિહિ વિષ્ણુદાસ"
વચ્ચે કડવા ૧૯માને અન્તે — ૧–૩

"વિષ્ણુદાસ કિહિ, તે વાયક, રાય જનમેજે શ્રવણિ ધરે રે"
અને અન્તે — ૨૯

"શ્રી ગુરુચરણ-પ્રતાપિ કરી, કિહિ સેવક વિષ્ણુદાસ રે"

આમ ત્રણ સ્થળે વિષ્ણુદાસની છાપ છે. આમા કાવ્યને અન્તે કવિના નિવાસાદિકનો ઉલ્લેખ ન હોવા છતા રચનાસંવત્નો

આધારે આ કાવ્ય સ્કમ્ભતીર્થનિવાસી મકરકુલોત્પન્ન નાગરકવિ વિષ્ણુદાસની કૃતિ છે, તેમ હું માનું છું.

વિષ્ણુદાસને નામે એક બીજું પણ સભાપર્વ ચઢેલું છે. આ સભાપર્વ વડોદરાથી રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાયે પ્રસિદ્ધ કર્યું છે. આ પાછલા સભાપર્વના ૨૦ કડવાં છે. જેમા ૧ લા કડવાની ૫ મી કડીમા, છેલ્લી કડીમા, ૨, ૩, ૮, ૯, ૧૦, ૧૪, ૧૬, ૧૮ અને ૨૦ આ કડવાઓને અન્તે આમ ૨૦ કડવાના કાવ્યમા ૧૧ વાર વિષ્ણુદાસની છાપ છે. જ્યારે પ્રથમના ૩૬ કડવાના સભાપર્વમા માત્ર ત્રણ સ્થળે છાપ છે.

પાછલા સભાપર્વનો રચનાસંવત :

"સંવત સોળસત્તર ને બાર, જેષ્ઠ માસનો મંગળવાર;
તે દિવસે આ કીધો ગ્રંથ, માથે તેને શ્રીભગવંત." ૧૧

આમ ૧૬૧૭ ના જેઠની ૧૨ અને મંગળ આપ્યો છે. ગણિતિક દૃષ્ટિયે આ સંવત ખોટો છે, તે વાત બતાવી **જાલન્ધર આખ્યાનના ઉપોદ્ઘાત**મા રા. રામલાલ મોદીયે સં ૧૬૭૦ જેઠ સુદિ ૧૨ મંગળવાર સિદ્ધ કર્યો છેજ (પૃ. ૩૮).

આ રીતે આપણી પાસે બે સભાપર્વ છે, ૧. સ. ૧૬૫૪ ના આશ્વિન કૃષ્ણપક્ષની ૩ ને રવિવારે રચાયેલું અને ૨. સં. ૧૬૭૦ ના જેઠ સુદિ ૧૨ ને મંગળવારે રચાયેલું. આ બેમા કયું વિષ્ણુદાસનું, અથવા બન્ને વિષ્ણુદાસના, એ વિષય ખાસ ચર્ચા માગે છે.

રા રામદાસ મોદી કહે છે કે (જા આ. પ્ર. પૃ. ૩૯)—

"બૃ. કા. દો. માં આપેલ સં. ૧૬૫૪ નું વર્ષ સંભવિત નથી, કેમકે એ વર્ષમા તો તે રામાયણ રચતો હતો."

રા. રામલાલ મોદીને પ્રથમના સભાપર્વની નકલ મલી હોત અને વિષ્ણુદાસની લાક્ષણિક પ્રત્યયપદ્ધતિનો વિચાર કરી ગણિતિક દૃષ્ટિયે જોયું હોત તો ઉપર સુજ્બના મત ઉપર નજ આવત.

તેમણે માત્ર રા. ભાનુસુખરામવાળૂં નાનૂ સભાપર્વ જોયૂં હોવાથી તેમજ પૂ. કા. દો. મા રા. નટવરલાલે ચર્ચેલૂં સભાપર્વ તો ૧૬૫૪ વાળૂંજ હોવાથી આ જાતની ગરતચૂક ઊભી થઈ છે.

૧. સં. §૧૬૫૪ ના આશ્વિન વદિ ૩ ને રવિવાર એ ગણિતિક દૃષ્ટિયે સાચી તિથિ છે. એટલે **સભાપર્વ** તે દિવસે રચાઇ પૂર્ણ થયૂં તેમા કશો શક નથી. આ સંવ્વત સર્વત્ર આષાઢાદિ લેવાના છે એટલે આપણો તો તે સં. ૧૬૫૩ થાય તે ભૂલી જવાવા જેવૂં નથી. આ વસ્તુ ધ્યાનમા ન રહે તો તિથિ શોધવામા ભૂલ થવા સમ્ભવ રહે છે.

---

§ આ મિતિ સાચી છે, તે નીચેના ગણિતથી જણારો—

સં. ૧૬૫૪ – ૧૩૫ (સં આષાઢાદિ ગણતાં) = શાકે ૧૫૧૯

૧૫૧૯–૧૪૪૨ = ૭૭ ×૭ ચક્ર = ૧૪ + ૧૦ + ૬ = ૩૦ – ૩૩ = ૦ અધિક માસ.

૧૧)૭૭(૭ ચક્ર
૭૭
—
૦૦ શેષ

૦ × ૧૨ = ૦
+૬ ચૈત્રાદિ ગત માસ
—
૬ મધ્યમ માસ

૬ મધ્યમ માસ
+૦ અધિક માસ
—
૬ સ્પષ્ટ માસ

૬ સ્પષ્ટ માસ
×૩૦
—
૧૮૦
+ ૧૭ ગત તિથિ
+ ૧ ચક્રનો ૬ ઠ્ઠો ભાગ
—
૧૯૮ મધ્યમ અહર્ગણ

૧૯૮ ÷ ૬૪ = ૩ ક્ષય દિવસ     ૧૯૮–૩ ક્ષય દિવસ = ૧૯૫ સ્પષ્ટ અહર્ગણ

૧૯૫
+ ૩૫ ચક્રના પાંચ ગણા
—
૨૩૦

૭)૨૩૦(૩૨
૨૧
—
૨૦ ૬ શેષ માટે રવિવાર.
૧૪
—
૬ શેષ

૨. વિષ્ણુદાસ ઘણું કરી પોતાનાં કાવ્યોમાં નામની છાપ જવલ્લેજ આપે છે. તેણે દ્રોણપર્વ જેવા મોટામાં મોટાં ૭૪ કડવાના કાવ્યમાં માત્ર નીચેને છ સ્થળે છાપ આપી છેઃ–( રા. નટવરલાલ દેસાઇની પ્રતિઃ—)

૧. ૧૯ મા કડવાની છેલ્લી કડી, પૃ. ૪૫, ૧ લી લીટી.
૨. ૪૦ મા ,, ,, ,, ૧૧૯, છેલ્લી ,,
૩. ૪૭ મા ,, ,, ,, ૧૪૩, ૫ મી ,,
૪. ૪૮ મા ,, ,, ,, ૧૪૫, ૭ મી ,,
૫. ૫૪ મા ,, ,, ,, ૧૬૦, ૧૦ મી ,,
૬. ૭૪ મા ,, ,, ,, ૨૫૩, ૬ ઠ્ઠી ,,

આવડા મોટા કાવ્યમા માત્ર છ સ્થળે છાપ આપે છે. જ્યારે રા. ભાનુસુખરામવાળા સભાપર્વમા ૧૧ વાર છાપ મળે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય તેમ છે કે — પાછલું સભાપર્વ વિષ્ણુદાસને નામે ચઢેલું છે.

૩. રા. મોદીનો એમ કહેવાનો આશય છે કે–વિષ્ણુદાસ તે સાલમાં રામાયણ રચતો હતો એટલે તેને સભાપર્વ રચવાનો સમય ન હોય. પરન્તુ આમ માનવા હું કશું કારણ જોતો નથી. એક સમયે એકજ ગ્રન્થ લખવો એવું કાઇ હોતું નથી. અનેક ગ્રન્થો એકીસાથે લખવા આરમ્ભેલા હોય છે. માત્ર જ્યારે જેજે ગ્રન્થ પૂરો કર્યો હોય ત્યારેજ તેની તિથિ તે આપે છે. આ રીતે કાવ્યને અન્તે આપેલી તિથિ માત્રથી એમ ભડકી જવાનું નથીજ કે તે સમયે બીજો ગ્રન્થ ન રચાતો હોય. પૌરાણિક પ્રાચીન કવિયો તો કાવ્યો નિયમિત ગાઇ સમ્ભળાવતા હતા. તે એક દિવસમા માત્ર એકજ આખ્યાન ગાતો હોય તેમ પણ માનવાનું નથી. બે કે ત્રણ કલાક માટે ગાનારો કવિ કટકે કટકે જુદા આખ્યાનો લઈ સમ્ભળાવતો હોયજ. સાં. ૧૬૫૪ ના ચૈત્ર સુદિ ૧૩ ને રવિવારને રોજ વિષ્ણુદાસે કિષ્કિન્ધાકાણ્ડ પૂર્ણ કર્યો છે, જે સભાપર્વની મિતિ પછી લગભગ

૬ મામની વાત ઉપર છે. તેટલા સમયમા તેણે કિષ્કિન્ધાકાણ્ડ રચ્યો હોય, તેમ માનવામા પણ બાધ નથી

રા રામલાલ મોદીયેજ એક વાત બનાવી છે કે–વિષ્ણુદાસે રૂકમાંગદ આખ્યાન અને ચન્દ્રહાસ આખ્યાન સં. ૧૬૩૪ મા રચ્યા છે તે પછી તેના કાવ્યો છેક સં ૧૬૫૪ ના મળે છે આ વીસ વર્ષના ગાળામા તેણે શુ કર્યું, એવો સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે. સં ૧૬૫૪ પછી તો એકાએક કેટલાય કાવ્યો તેના નામના મળી આવે છે આમા જરા ઊંડો વિચાર કરિયે તો એમ નથી થતૂ કે–આટલા વીસ વર્ષના ગાળામા એ સંસ્કૃત મહાભારત–રામાયણાદિક ઉપરથી ગુજરાતીમા કાવ્યો ઉતારવાના શાન્ત કામમા પડ્યો હોય ?

*સં ૧૬૫૪ ના તેના કિષ્કિન્ધાકાણ્ડ અને સભાપર્વ મળે છે તે તેણે તે સાલમા પ્રથમ વાર ગાઇ સમ્ભળાવ્યા હોય તે પૂર્વે તેણે આદિપર્વ, અયોધ્યાકાણ્ડ અને આરણ્યકકાણ્ડ ગાઈ બતાવ્યા હશે. આદિપર્વ ત્રુટિત હો ન ના સંગ્રહમા છે †અયોધ્યા–આરણ્યક ગૂ વ સો મા છે તેમા તેની સાલ નથી શ નટવરલાલ દેસાઇ પાસેના આરણ્યકમા પણ સાલ નથી બીજા પણ તેના કેટલાયે કાવ્યો છે કે જેમા રચનતિથિ નથી મળતી

---

* કિષ્કિન્ધાકાણ્ડની સાલનૂ ગણિત નીચે મુજબ છે –

૧૬૫૪–૧૩૪ (આષાઢાદિ ગણતા પણ ચૈત્રમાં તો ૧૩૪ નો જ ફેર)=૧૫૨૦

૧૫૨૦ 　 ૧૧)૭૮(૭ ચક્ર 　 ૨×૭ ચક્ર=૧૪+૧૦+૧૨=૩૬–૩૩
–૧૪૪૨ 　 ૭૭ 　 =૧ અધિક માસ
———— 　 ——
૦૦૭૮ 　 ૦૧ શેષ 　 ૧૨ મધ્યમ માસ 　 ૧૩ સ્પષ્ટ માસ
+ ૧ અધિક માસ 　 ×૩૦
૧×૧૨=૧૨ 　 —— 　 ————
+ ૦ ગત માસ 　 ૧૩ સ્પષ્ટ માસ 　 ૩૯૦
—— 　 + ૧૨ ગત તિથિ
૧૨ મધ્યમ માસ 　 + ૧ ચક્રનો ક્ષેપ માન
————
૪૦૩ મધ્યમ અહર્ગણ

૪૦૩—૬૪=૬ ક્ષય દિવસ   ૪૦૩–૬ ક્ષય દિવસ=૩૯૭ સ્પષ્ટ અહર્ગણ

૩૯૭+૩૫, ચક્રના પાયગણ=૪૩૨   ૭)૪૩૨(૬૧
૪૨૭
———
૫ એટલે શનિવાર.

છતા ૧ દિવસનો ફેર આવા rough ગણિતમા નથી ગણવામા આવતો એટલે રવિવાર આવી શકે

† વિષ્ણુદાસે બાલકાણ્ડ રચ્યો નથી તે તેણે ઉત્તરકાણ્ડમા આપ્યુ છે — ( કડવુ ૧ લુ — )

આદિ અયોધ્યા કાંડ પાવન રાંમ જન્મા ચેહ
જાંનકી સ્વયંવર પરમ પ્રાક્રમ બ ન ગંબક તેહ ૮ ।
× × × ×
બીજૂ આર્ણીક કાંડ ઉતમ ટંકારણ માંહિ
રઘુ ઈશ્વર શ્રીરામ હણ્યા બહુ દૈત્ય સાથિ ત્યાહિ ૧૦ ।
× × × ×
ત્રીજ કીષ્કંધ્યાકાડ માહિ મલ્યુ કપી હનૂમત ૧૨
× × × ×
ચોથા સુ રકાંડ માંહિ સુંદર આંવી સેત '
× × × ×
( કડવુ ૨ જુ — )
શ્રી રાંમ તણાં પ્રાક્રમ કહ્યાં હવિ પાંચ કાંડ પુરાં થયા
અહી થકી ઉત્તરકાંડ આરંભીઇ ૧ "

( રા નટવરલાલ ઇ દેશાઇની સા ૧૬૯૮ ૮૯ માં નકલ થયેલી પ્રતિ પૃ ૨૫ )

ઉત્તરકાણ્ડની રચ્યા સાલ અન્તે મળતી નથી

યુદ્ધકાણ્ડની રચ્યા સાલ નીચે મુજબ ( તેજ પ્રતિ પૃ ૨૫૭).
' સંવત ૧૬૬૦ નીરધાર, ફાગુ શુદિ પ પૂરમ રવીવાર
યુધકાંડ ઇમ પૂરણ થઇ કવીતાઇ કર જોડી કહુ ૨૩

૫. આ બન્ને સભાનું રચન જોતાં પણ તે બન્ને એક કર્તાનાં સમ્ભવતાં નથીજ, બલ્કે પાછલું સભાપર્વ પૂર્વેના સભાપર્વને જોયા પછી લખાયું હોય તેમ લાગે છે. કેટલાક પ્રસઙ્ગોમાં જ્યાં મોટા સભા. માં દોહરી ચાલ છે, ત્યાં નાના સભામાં ચોપાઇની ચાલ મળી આવે છે, તેજ રીતે મોટા સ. ના પ્રસઙ્ગો જોઇ ખાસ નાના સભા. માં પ્રસઙ્ગો ઊ. પા. આપવામાં આવેલા છે.

મોટા સભાપર્વને હું સંસ્કૃત સભાપર્વ સાથે સરખાવી ગયો છું. સરખાવતા સ્પષ્ટ માલુમ પડ્યું છે કે બીજે કડવેથી છેલ્લા કડવા સુધીમા સંસ્કૃત સભાપર્વનાં કથાનકોને ટૂંકવી શૃઙ્ખલાબદ્ધ કવિ અનુસરતો આવ્યો છે. ×આની સાથે કાશીસુત અને નાકરના સભાપર્વ પણ જોઇ ગયો છું. કાશીસુત રાસક રીતે મૂળને અનુસરતો જાય છે. વચ્ચે સાદા ઉત્પ્રેક્ષાદિ અલઙ્કારો આપે છે. નાકરનું તો કાવ્ય કેવળ સ્વતન્ત્ર છે, તેને ખાઇ જોતાં સંસ્કૃત મહાભારતનું બન્ધનજ નથી અને નાના સભાપર્વનો કર્તા ઘણે સ્થળે નાકરને અનુસરે છે.

---

× માત્ર ૪ થા કડવામાં તે રાજાઓને પહેલાં ગણાવે છે ને ઋષિયોને પછી ગણાવે છે. જ્યારે સંસ્કૃત મહાભારતમાં પ્રથમ ઋષિ અને પછી રાજાઓ ગણાવ્યા છે. અહીં બન્નેની તુલના કરવાને નહીં ગણાય.

સભાપર્વમાં નીચેનું ટૂંકવ્યું યા મૂકી દીધું છે:—

૧ પ્રભુ દ્વારકા પધાર્યાની વીગત ટૂંકમાં આપે છે.
૨ કૃષ્ણ દ્વારકા પધારતાં પિતા વિગેરેને મળ્યા તે મૂકી દિયે છે.
૩ ચારે સભાનાં વર્ણન માટે ચાર અધ્યાયને બદલે અતિ ટૂંકવી નાંખે છે.
૪ રાજસૂય કરવા બાબતમાં ધૌમ્યાદિ સાથેની મન્ત્રણા મૂકી દિયે છે.
૫ જરાસન્ધના જુલ્મ પહેલાં મૂળનું "સહિમ્બકનું આખ્યાન".
૬ "જરાસન્ધને જીતે તે સમ્રાટ થાય." તે કથા અતિ ટૂંકમાં આપે છે. (કાશીસુતે આ વાતજ મૂકી દીધી છે.)
૭ યુધિષ્ઠિર યજ્ઞ કરતાં ખચકાય છે. તે પછી અર્જુન હિમ્મત આપે છે. તે વાતને બદલે વિષ્ણુદાસ ભીમને ગોઠવે છે.

૭ માની ૪૬ મી કડી સાથે મૂળનું સરખાવોઃ—

૪. વિષ્ણુદાસ સામાન્ય રીતે તેના કાવ્યોને અન્તે ગામ-ઠામ-જ્ઞાતિ વગેરે આપે છે, જ્યારે આ બન્ને સભાપર્વમા તેમ નથી. આમ છતા ૩૬ કડવાવાળા સભાપર્વમા પદસઙ્ખ્યા, કડવાની સઙ્ખ્યા અને ઊથલાની સઙ્ખ્યા આપવામા આવી છે, જે ૨૦ કડવાવાળા સભાપર્વમા નથી.

વિષ્ણુદાસના રુક્માંગદ-આખ્યાનને અન્તે પણ તેણે ગામ-ઠામ જ્ઞાતિ નથી આપ્યા, જ્યારે પદ-સઙ્ખ્યા, રાગસઙ્ખ્યા અને કડવાની સઙ્ખ્યા તેમજ સંવત આપેલાજ છે

"ઉત્તમ રાગ રાગણી ઓગણીશ, સુણતા પાપ હરે જુગદીશ,
સંવત સોળ ચોત્રીશો સાર, જેષ્ટ સુદી દશમી ગુરવાર. ૧૬
પદ પાંચશે ઉપર વીશ, સંક્ષેપે કડવા વીશ.
અન્તણે કીધો અભ્યાસ, કર જોડી કહે વિષ્ણુદાસ." ૧૭
(બૃ કા દો ભાગ ૮મો પૃ ૪૧૭)

ગુ વ સો ની નં. ૪૭૭ ની પ્રતિમાં—
"ઉત્તમ વાણી રાગ ઓગણીસ, સંક્ષેપે કડવા ચોત્રીશ."

એવો ઉલ્લેખ મળે છે. ત્યા વાણી=ઊથલા અને રાગ ઓગણીસ હોય તેમ લાગે છે. "વાણી કહી" એ વિષ્ણુદાસનુ લાક્ષણિક વાક્ય રુક્માંગદઆખ્યાનમા સાત સ્થળે મળી આવે છે. જ્યારે સભાપર્વમા તે વ્યવસ્થિત રીતે કડવાઓના અન્તમા દસ વાર આવે છે. તેમજ "તેમા કશો સન્દેહ નહી" આ વાક્ય પણ બન્ને કાવ્યમાં કેટલાક ઊથલાઓમા દેખાય છે રુક્માંગદઆખ્યાનમા વિષ્ણુદાસની છાપ બાર વાર આવે છે આ તેની આરમ્ભની બીજી કૃતિ હોવાથી તેમા તેણે તેમ કર્યું હોય પરન્તુ પાછીનાં કાવ્યોમાં છાપ થોડે સ્થળે આપવાની ટેવ ગમેલી તેમ દ્રોણપર્વ વાચવાથી પ્રતીત થાય છે. જાલન્ધર આખ્યાન જોઈયે છિયે ત્યારે તો ખાતરી થાય છે કે તેણે માત્ર પોતાની છાપ છેલ્લા કડવામાજ આપી હોય, કેમકે તેના ત્રુટક છપાયેલા તે કાવ્યમા આદિમાં કે વચ્ચે ક્યાય છાપ મળતી નથી.

૧૮ શિશુપાલે ભીષ્મને તરછોડતા કૃષ્ણની નિન્દા કરી તે અતિ દૃકમાં

૧૯ શિશુપાલને મારવાનૂ ભીષ્મે કૃષ્ણને યાદ દેવડાવ્યૂ તેટલૂજ મૂકી દિયે છ અને ત્યા શાન્ત પાડવાનૂ કહે છે

૨૦ ૪૪ મા અધ્યાયની ૧ ભીષ્મનાં વાક્ય, ૨ તેનો શિશુપાલ જવાબ આપે છે —'બધાને મૂકી કૃષ્ણનો સત્કાર શા માટે ?" અને સ્વવિષય સમર્થન કરે છે ભીષ્મ કહે–' અમે સહૂ દેખતા સન્માનિયે છિયે ન સહન થતુ હોય તો કૃષ્ણ સાથે લડવા તૈયાર થાવ" આટલૂં કથાનક વિષ્ણુદાસ મૂકી દિયે છે

૨૧ ૪૬ મા અધ્યાયની કથા — વ્યાસ યુધિષ્ઠિર પાસે આવી બધાનૂ કારણ તૂ છે' તેમ કહે છે અને યુધિષ્ઠિરને સ્વપ્ન આવવાનૂ અને તેમા શિવજી આવવાનૂ કહે છે યુધિષ્ઠિરને વૈરાગ્ય આવે છે આ વાત ચારે સભાપર્વવાળા મૂકી દિયે છે

૨૨ અ ૪૭ મા દુર્યોધનને જલસ્થલ ભ્રાન્તિ થઈ ત્યારે દ્રૌપદી હસ્યા તે આજ સ્થળે મ ભા મા નથી મ ભા મા દુર્યોધને બાપની પાસે ફરિયાદ કરી ત્યા દુર્યોધન 'દ્રૌપદી હસી" તેમ કહે છે (માત્ર આજ સ્થળે નાકર સુન્દર રીતે મૂળને અનુસરે છે

૨૩ ૨૭ મા કડવાની ૨૧ મી સરખાવો —

अशुभ वा शुभ वापि हित वा यदि वा हितम् ।

प्रवर्तता सुहृद्द्यूत दिष्टमेतन्न सशय ४९–५६.

૨૪ ૫૦ થી ૫૭ મા અધ્યાય સુધીની કથા અતિ દૃકમા ૨૩ મા કડવામા આપે છે ૧૩ મી કડી સરખાવો —

दृष्ट ह्येतद्विदुरेणैव सर्व विपश्चिता बुद्धिविद्यानुगेन ।

तदेवैतदवशस्याभ्युपैति महद्भय क्षत्रियजीवघाति ॥ (५१–१६)

૨૫ વિષ્ણુ ૨૩ ના અન્તમા શકુ ગણાવે છે ત મ ભા મા નથી

૨૬ જુગારના ખણ્ડન માટે ૬ મી કડી અને ૮ મી સરખાવો —

निकृतिर्देवन पाप न क्षात्रोऽत्र पराक्रम ।

न च नीतिर्ध्रुवा राजन् ! किं त्व द्यूतं प्रशससि ? (५९–५)

धर्मेण तु जयो युद्धे तत्पर न तु देवनम् (५९–८)

भीमार्जुनावुभौ नेत्रे मनो मन्ये जनार्दनम् ।
मनश्चक्षुर्विहीनस्य कीदृशं जीवितं भवेत् । (स. प. १६–२)

૮ ૧૯ મા અધ્યાયની જરાસન્ધે મથુરા ઉપર ગદા ફેંકવાની વાત વિષ્ણુદાસ નથી આપતો બાકીની હકીકત ૮ મા કડવાની ૨૨–૨૩માં સમાવી લિયે છે.

૯ ૮ માની ૨૭ મી કડીના મૂળમાં જરાસન્ધવધપર્વ શરૂ થાય છે ૩૨ મી કડી સરખાવો —

यदि मे हृदयं वेत्सि यदि ते प्रत्ययो मयि ।
भीमसेनार्जुनौ शीघ्रं न्यासभूतौ प्रयच्छ मे ॥ (स. प. २०–७)

१३४ मी —न शौरिणा विना पार्थो न शौरिः पाण्डवं विना ।१४।

૧૦ ૨૧ મા અધ્યાયનું કૃષ્ણ માગધપુરીનું વર્ણન આપે છે તે વિષ્ણુ મૂકી દિયે છે માગધપુરમા ગયા ત્યા છાના ગયા તેમ વિષ્ણુ કહે છે

૧૧ ૯ માની ૧૫ મી કડી સરખાવો —

अद्वारेण रिपोर्गेहं द्वारेण सुहृदो गृहान् ।
प्रविशन्ति नरा धीरा द्वाराण्येतानि धर्मत २१–५३.

૧૨ જરાસન્ધે લડવા તૈયારી બતાવી, પરન્તુ પછી "તે સહદેવને ગાદી આપી બહાર લડવા આવ્યો" તેટલી વાત મૂકી દીયે છે

૧૩ માની કોની સાથે લડવું તે વાત મૂળ મ ભા મા નથી મ ભા માત્ર ભીમનો જ ઉલ્લેખ કરે છે

૧૪ પાદડું લઈ બે કટકા કર્યા તે મ ભા મા નથી, ભાગવતમાં છે

૧૫ અધ્યાય ૨૫ થી ૩૨ સુધીમાં અર્જુનાદિનો દિગ્વિજય વિસ્તારથી છે તે વિષ્ણુદાસ અતિ ટૂંકમા આપે છે

૧૬ અ. ૩૬ માનો પ્રસઙ્ગ મૂળ પ્રમાણે જ આપે છે છતા નારદજીના વિચારમાં બ્રહ્મભવનની વાત છે તે માત્ર મૂકી દિયે છે

૧૭ ૩૮ મા અધ્યાયમાં ભીષ્મ ખુદ શિશુપાલને તરછોડી કૃષ્ણના પૂજન માટે કહે છે, તેને બદલે વિદુરના મુખમા "ભીષ્મે આમ કહ્યુ" એમ આપે છે (કડવું ૧૯ મુ )

૧૮ શિશુપાલે ભીષ્મને તરછોડતા કૃષ્ણની નિન્દા કરી તે અતિ ટૂંકમાં

૧૯ શિશુપાલને મારવાનું ભીષ્મે કૃષ્ણને યાદ દેવડાવ્યું તેટલું જ મૂકી દિયે છે અને ત્યા શાન્ત પાડવાનું કહે છે

૨૦ ૪૪ મા અધ્યાયની ૧ ભીષ્મનાં વાક્ય ? તેનો શિશુપાલ જવાબ આપે છે —'બધાને મૂકી કૃષ્ણનો સત્કાર શા માટે ?" અને સ્વવિષય સમર્થન કરે છે ભીષ્મ કહે ' અમે સહુ દેખતા સન્માનિયે છિયે ન સહન થતું હોય તો કૃષ્ણ સાથે લડવા તૈયાર થાવ" આટલું કથાનક વિષ્ણુદાસ મૂકી દિયે છે

૨૧ ૪૬ મા અધ્યાયની કથા — વ્યાસ યુધિષ્ઠિર પાસે આવી બધાનું કારણ તું છે" તેમ કહે છે અને યુધિષ્ઠિરને સ્વપ્ન આવવાનું અને તેમા શિવજી આવનાનૂ કહે છે યુધિષ્ઠિરને વૈરાગ્ય આવે છે આ વાત ચારે સભાપર્વવાળા મૂકી દિયે છે

૨૨ અ ૪૭ મા દુર્યોધનને જલસ્થલ-ભ્રાન્તિ થઈ ત્યારે દ્રૌપદી હસ્યા તે આજ સ્થળે મ ભા મા નથી મ ભા મા દુર્યોધને બાપની પાસે ફરિયાદ કરી ત્યા દુર્યોધન "દ્રૌપદી હસી" તેમ કહે છે (માત્ર આજ સ્થળે નાકર સુન્દર રીતે મૂળને અનુસરે છે

૨૩ ૨૨ મા કડવાની ૨૧ મી સરખાવો —

अशुभ वा शुभ वापि हित वा यदि वा हितम् ।

प्रवर्तता सुहृद्द्यूत दिष्टमेतन्न सशय ४९—५६.

૨૪ ૫૦ થી ૫૭ મા અધ્યાય સુધીની કથા અતિ ટૂંકમા ૨૩ મા કડવામા આપે છે ૧૩ મી કડી સરખાવો —

दृष्ट ह्येतद्विदुरेणात्र सर्वं विपश्चिता बुद्धिविद्यानुगेन ।

तदेवैतदवशस्याभ्युपैति महद्भय क्षत्रियजीवघाति ॥ (५१—१६)

૨૫ વિષ્ણુ ૨૩ ના અન્તમા શકુ ગણાવે છે તે મ ભા મા નથી

૨૬ નાગરના ખણ્ડન માટે ૫ મી ૬ ઠ્ઠી અને ૮ મી સરખાવો —

निकृतिर्देवन पाप न क्षात्रोऽत्र पराक्रम ।

न च नीतिर्ध्रुवा राजन् ! किं त्व द्यूतं प्रशससि ? (५९—९)

धर्मेण तु जयो युद्धे तत्पर न तु देवनम् (५९—८)

૨૭ ઘોડે ચઢી યુધિષ્ઠિર ગયા તે વાત મૂળ મ. ભા. માં નથી.

૨૮ દ્યૂતમાં એટલી ચાલેમાં કોઈ મૂકી દિયે છે, કોઈ વધારી દિયે છે.

૨૯ ૬૩ મા અધ્યાયમાંની કાવ્ય નામના વિદ્વાનની વાણીનો અનુવાદ છોડી દિયે છે.

૩૦ પાછું દ્યૂતમાં ગવાશ્વ, બહુધેનુક, અજાવિક, જનપદ, રાજપુત્રો મૂક્યા તે વાત મૂકી દિયે છે.

૩૧ યુધિષ્ઠિર દ્રૌપદી ન આવતાં દૂત મોકલ્યો, તેટલું માત્ર છોડી દિયે છે.

૩૨ વિકર્ણનાં કેટલાંક ઉપયોગી વાક્યો મૂકી દિયે છે.

૩૩ દ્રૌપદીની કૃષ્ણસ્તુતિ વિષ્ણુ મૂળ કરતાં લાંબી આપે છે. તે પછીનાં ભીમનાં વાક્ય દુઃશાસન વાક્યો તે પછી આપે છે, જ્યારે મ ભા. માં પ્રથમ છે.

૩૪ દ્રૌપદી કહે છે કે "યુધિષ્ઠિર કહે, 'હારી' તો મને માન્ય." તે વાત વિષ્ણુ નથી આપતો.

૩૫ સમાધાન થતાં કર્ણે દ્રૌપદીનાં વખાણ કર્યાં-ભીમ અર્જુનનાં વાક્ય, ભીમનું જોસ યુધિષ્ઠિર વાળે છે, તે બધું ટૂંકમાં. તેમાં માત્ર અર્જુનનાં વાક્ય વિષ્ણુદાસ નથી આપતો.

૩૬ ૭૫ મા અધ્યાયની ગાન્ધારી ધૃતરાષ્ટ્રને સમઝાવે છે, તે વાત ચારેયમાંથી કોઈ પણ સભાપર્વમાં નથી.

૩૭ અનુદ્યૂત પછી ભીમ-અર્જુન વગેરે કહે, "અમો ફલાણા ફલાણાને મારશું." તે ત્રણે ભાઈ ન બોલ્યા, માત્ર ભીમેજ બધાની સાટે કહી દીધું તેમ વિષ્ણુદાસ કહે છે.

૩૮ ૭૮ માં યુધિષ્ઠિર રજા માગી તે વખતે "વિદુરે ઉપદેશ આપ્યો," તે હકીકત છોડી દિયે છે.

૩૯ કુન્તીનો દ્રૌપદીને ઉપદેશ, પુત્રોને ઉપદેશ, બધી સ્ત્રીઓનું રુદન, ધૃતરાષ્ટ્રની મૂંઝવણ, એ બધું વિષ્ણુ. પરોક્ષ રીતે આપે છે.

૪૦ વિદુર દ્રોણનાં વાક્યો બોલે છે, તે મૂળ મ. ભા. માં નથી.

૪૧ સંજય કહે છે તેમ વિષ્ણુ. નથી કહેતો. બાકી ધૃતરાષ્ટ્રનાં વાક્યોનો સાર આપે છે.

વસ્તુસ્થિતિયે નાના સભાપર્વનો કર્તા સંસ્કૃતજ્ઞ હોય તેમ જણાતું નથી. મોટા સભાપર્વના કર્તાયે તો સંસ્કૃત મહાભારત સામે રાખીનેજ કાવ્ય લખ્યું છે.

સમ્ભવ છે કે નાના સભાપર્વનો કર્તા શિવદાસ હોય. કેમકે દ્રૌપદીસ્વયંવરની એક પ્રતિમા શિવદાસને બદલે વિષ્ણુદાસનું નામ મળી આવે છે. તે વાત રા. મોદીયે જાલન્ધર આખ્યાનની પ્રસ્તાવનાને ૩૨–૩૩ મે પાને આપી છે. શિવદાસ સંસ્કૃતજ્ઞ ન હતો તે વાત પણ તેમણે ત્યાંજ પૃ. ૧૪ મા ઊપર બતાવી છે. તે માત્ર ગુરુમુખેથી વાતો સાભળી કાવ્યો રચી કાઢતો. જાલન્ધર આખ્યાન મૂળ ગુરુમુખે સાભળી ત્રણ દિવસમાંજ રચી કાઢ્યું હતું. જ્યારે એથી ઊલટું વિષ્ણુદાસ "આણજાણે કીધો અભ્યાસ," એમ પોતે મૂળ કાવ્ય ન જાણતા તેનો અભ્યાસ કરી પછી કાવ્ય રચતો, એમ અનેક સ્થળે કહે છે.

બેશક જાલન્ધર આખ્યાન વગેરેમા રસ જમાવ્યા છે, તેમ આ મોટા સભાપર્વમા જમાવી નથી શકયો; તેમ છતા મૂળ સંસ્કૃત કાવ્યને પ્રામાણિક રીતે અનુસરવામા તો તેણે કચાશ રાખીજ નથી.

આ રીતે અહીં મુદ્રિત થતું સભાપર્વ પ્રસિદ્ધ કવિ વિષ્ણુદાસની કૃતિ હોય તેમ માનવામા કશી અડચણ નથી, જ્યારે નાનું સભાપર્વ શિવદાસનું હોય તેમ માનવામા પણ કાંઇ વાંધો જણાતો નથી. શિવદાસની કાવ્યપ્રવૃત્તિ સં. ૧૬૬૦ પછી છે, તે પણ આના સમર્થનમા ઊભશેજ.

## ૪. વિષ્ણુદાસ

વિષ્ણુદાસની કાવ્યપ્રવૃત્તિ સં. ૧૬૩૪ થી થાય છે. તે આપણે ઊપર રુક્માંગદ–આખ્યાનની વાત ઊપરથી જોયૂ. તેના ગ્રન્થોની સૂચી રા. મોદીયે જાલન્ધર–આખ્યાનમા આપી છે. તેના કાવ્યોની સમ્ભવિત રચન–તિથિયો ઊપરથી તેની કાવ્યપ્રવૃત્તિ રા. મોદી સં. ૧૬૮૬

સુધી માને છે. પરન્તુ આ વિષય હજી ચર્ચાસ્પદ છે. આ વિષય હજી ઊંડી શોધ અને અભ્યાસની અપેક્ષા રાખે છે. તરતજ કોઈ મતના મન ઉપર આવવું એ સાહસ માત્ર છે

પ્રસ્તુત મહાભારત ગ્રન્થમાળામાં તેનાં બીજાં પર્વો લેવાનાં છે તે સમયે ઉપલબ્ધ માહિતીદ્વારા વિષ્ણુદાસના નિધન સમયાદિની સમ્ભાવના આપવા ઉમેદ રાખું છું.

વિષ્ણુદાસ પ્રેમાનન્દ જેવો સમર્થ કવિ ન હોવા છતાં પોતાના ક્ષેત્રમાં રહી કલ્પનાઓ ન ઉત્પન્ન થાય તેવી રીતે પોતાનું કાવ્ય વિસ્તાર્યે જાય છે, તે તેની પ્રસિદ્ધ કૃતિયોથી સમજી શકાય છે અને આ સભાપર્વ વાચતાં તો વળી એક ઉત્તમ ભાષાન્તરકાર તરીકે તે નજર સન્મુખ આવે છે મૂળ સંસ્કૃત મહાભારત હાથમાં ન હોય તો કદાપિ એવો ખ્યાલ ન આવે કે તેમાંના કેટલાક પ્રસંગો[૧] આબાદ મૂળની પ્રતિકૃતિ છે. એ સ્વતન્ત્ર કૃતિ જેવીજ લાગે છે, એ એની વિશેષતા છે

છન્દના વિષયમાં તેણે ઠીક વૈવિધ્યનો આશ્રય કર્યો છે દેશી ચાલ, ચોપાઈ ચાલ ઉપરાંત ૨૪ મા કડવામાં તેણે હરિગીત-ની ચાલ પ્રયોજી છે તેના કર્ણપર્વમાં પણ આ ચાલ મળી આવે છે પ્રાય ઔચિત્ય સાચવવાની દરકાર રાખનારાઓમાં વિષ્ણુદાસ પ્રથમ કક્ષાએ આવશે એમ એનાં જુદાં જુદાં કાવ્યો જોવાથી પ્રતીત થાય છે

એકી સાથ અર્ધી સદી સુધી કાવ્યપ્રવાહ રેલાવનાર કવિયોમાં વિષ્ણુદાસ આવી જાય છે તેણે પ્રેમાનન્દની માફક કેટલાં પૌરાણિક વસ્તુઓ લઈ કાવ્યો રચ્યાં છે. શિવદાસની માફક તે કાલ્પનિક લોક

---

૧ આ શબ્દશઃ ભાષાન્તર નથી તે વાત અહીં ભૂલાઈ ન જવી જોઈએ મૂળનાં કથાનકોને હરકત બની શકે ત્યાં મૂળના શબ્દો સાચવવા તેણે કાળજી રાખી છે, માટે તેને ભાષાન્તરકાર કહ્યો છે

કથાઓ રચવામાં દોરાયો નથી. ચૂંટી કાઢેલી કથાઓના પ્રાતિથ્યમાં તે પ્રેમાનન્દથી પણ વધે તેમ છે. પ્રેમાનન્દે અનેક સ્થળે કથાઓમાં કલ્પનાનો આશ્રય કર્યો છે, એ તેના અભ્યાસીની જાણ બહાર નથીજ.

વિષ્ણુદાસની સાથે તુલનામાં મૂકવા જેવો તેના જન્મસમયનો વૈશ્યકવિ નાકર ખરો. પરન્તુ નાકરનાં કાવ્યો જોવાથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે નાકરે સંસ્કૃત ભાષાનાં મૂળ કથાનકો કદાચ નહીંજ જોયાં હોય.

તેનાં આરણ્યક અને વિરાટપર્વ હું આખાં જોઇ ગયો છું. તે ઉપરથી સ્પષ્ટ માલુમ પડી આવે છે કે તે મૂળ સંસ્કૃત કથાને અનુસરવામાં કેવળ સ્વતન્ત્ર હતો.

આ રીતે તત્કાલીન કવિયોમાં વિષ્ણુદાસ કથાના પ્રાતિથ્ય, ભાષાના સારલ્ય અને કાવ્યના ઔચિત્ય ગુણ માટે અગ્રત્વ મેળવે તો તેમાં ખાસ કોઇને અચમ્બો પામવા જેવું નહીં રહે. હજી એની બધીજ કૃતિયો લોકસન્મુખ મૂકાઇ નથી. મૂકાતા આ વસ્તુ અતિ સ્પષ્ટ થઈ જશે.

અક્ષયતૃતીયા
સં. ૧૯૮૯

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# અનુક્રમણિકા



# શોધપત્ર—ક પ્રતિ અનુસાર

## કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીશઙ્કર-ગિરિજાસુત ગુણનિધિ, વિઘ્ન-વિનાશન વીર,
નાગાનન નવ-ગુણ-ગણ-મણ્ડિત, ભૂષણ સુભગ શરીર. ૧
કરિ કર્ણ, ઘણ્ટારવ-મણ્ડન, મણ્ડણ-સુર-તેત્રીશ.
સેવે સદા નિરન્તર શુભ કૃત, હિરણ્યગર્ભ હરીશ. ૨
સેવિ સિદ્ધિ-બુદ્ધિ, સદા રક્ષદાયક સુરનર મુન્ય,
કરી દિક્‌પાલ નિ નાગ ગણ-ગાન્ધર્વ, સ્તવન કરિ અનુદિન. ૩
સ્તુત્ય કરૂં, ચતુરાનન-તનયા! ટાલિ અવની-દોખ,
આધિ-વ્યાધિ-મદ-મચ્છર-મમતા, અરિ નવિ લાગિ શોક. ૪
અન્તરગતિ અહર્નિશિ અનુભવતાં, અનુગતિ તું આપે;
વાગ્વાદિની! તૂં છિ માતા, વાણી સ્થિર કરી થાપે. ૫
બ્રહ્મા-હરિ-હર-વ્યાસ-વાલ્મિકિ-શુક-નારદ મુનિ જેહ;
સ્મરણમાત્ર સકલ સિદ્ધિ આપિ, અઘ નવિ લાગિ દેહિ. ૬
વસિષ્ઠ-ઋષિ-કુલ પ્રગટ પરાશર, સુત તેહ તણા વ્યાસ;
જેહનિ નામ-સરોવર-આદિ ઉદય મહાભારત-પદ્મ-પ્રકાશ. ૭
વ્યાસવચન-જલ, નિગમ-મહા નદી, ઉત્પન્ન પ્રથમ બ્રહ્માદિક;
નાશિ રેણુ; રજોગુણ-પાતક-દ્રુમ ભાંજિ શતખણ્ડ. ૮
વચન-અધર-પલ્લવ-અમૃત-રસ ગલિત અનન્ત અપાર,
કથન-પ્રશ્ન-શ્રવણ-ગુણ-ગુણનિધિ, મજ્જન પુષ્કર-વારિ. ૯
ગુણસાગર ગજાનન ગિરિજા-તનય ગદાધર દેવ.
અવની અમર અનેક અકલમતિ, કર જોડી કહે સેવ. ૧૦

(અને આગળ મુદ્રિત પ્રતિ પ્રમાણે ચાલુ)

મુદ્રિત કડવું ૧ લું:—

૩. c. જર બાલકમતિ, ભરૂં પલ્લવ-પુટ-પાત્ર.
૬. c. પાર નહીં સ્થલ પર્વત મેરુ વિન્ધ્યગિરિ.
૭. "ત્યારિ કમલનાભિ આશ્રિત-પુરુષોત્તમ, તત્ક્ષણ બુદ્ધય ઉપાઈ.
કહ્યું આ ચરિત પરિપૂરણ મનિ, દૃઢ-બન્ધ ગ્રન્થિ કરી રાખી.૧૧."
૮. a. સુણી આકારા—    ૧૦. d. ખપર ખપર મે ધાર.

☞ મુદ્રિત પ્રતિમાં ૧૫ કડી છે તેમાં ઉપર આપેલી નવ કડીએ ઉમેરતાં ૨૪ થાય, પરન્તુ "મૃત્યુને એક રથમ્મે બાંધ્યું" એ કડી ક માં નથી, એટલે ત્યાં ૧લા કડવાની ૨૩ કડી છે

---

કડવું ૨ જું:—૧૪ b કહું સત્યવતી-તન d બોલ્યા વ્યાસ વચન.
૧૧ મા ની અશુદ્ધિ સારમેય (?) ક માં પણ ૨૧ a આસન આપી.
સરવાળો ૪૮

---

કડવું ૩ જું—૧ લી કડીમાં a b અને c વચ્ચે—
"ઉત્તર્ંક એતલી પરિ કરી, પછિ રાય જનમિજિ મનિ ધરી"
૩ bcd તમ ટાવી કોણ બાજિ ? વ્યાસ તણા સાક્ષાત શિષ્ય, જે કહિઇ તે ભાજિ
૪. cd થી ૧૦ ab સુધીની ૬ કડી ક માં નથી ૧૦ c મહામુનિ જાણિ ૧૧. a નેહૂનિ ચિરિ ૧૨ cd "ગુરુ નિ શિવ ચિત્તે સમતા રતિ નવિ આણિું એદ" ૧૩ a નિરાયે તે ૧૫ મી કડી ક માં નથી ૧૮ મી પણ નથી
☞ આ રીતે આ કડવામાં ૩૪ બદલે ક ૨૧ કડી આપે છે
સરવાળો ૭૪

---

કડવું ૪ થું—૭-૮ મી કડી ક માં નથી ૧૨-૧૩ મી પણ નથી
૧૯ મા થી કડવા ૫ માં ની ૩ જી કડી સુધીને બદલે—
"વેદિ બુદ્ધિ કારણ કરતાં, અન્તોષ્યા મુનિદેવ
તાસુ શિષ્ય ગુરુ-પ્રતાપિ પોહુતા સ્વર્ગ તત્ખેવ. ૧૨*
ઋષિ તણી વેદાએ બહુ, માંડિયો ગૃહસ્થાશ્રમ.
યજ્ઞ-યાજન-અધ્યયન-અધ્યાપન, આચરતાં ષટ્ કર્મ ૧૩"

---

કડવું ૫ મું—૫ મી થી ૯ મી સુધીને બદલે—
"એકવારનિ સમિ ઋષ્ય સ્વપસે માંડિયો હુતો જજ્ઞ;

* ક પ્રતિ પ્રાય બીજાની કડીથી આંક ૧ શરૂ કરે છે, તે રીતે તો આ ૧૧ મી છે. તે પ્રમાણે બધે સમજવું

તહાં વેદ ઋષિને તેડૂ આવ્યૂ અતિ જાણી મહાભાગ ૧૫"
૧૦-૧૧-૧૨ મી ક્ર મા નથી ૧૬મી થી ૨૦ મી સુધીને બદલે —
"કામ કટાક્ષ નેત્ર દેખાડી, હાસ કરી દેઇ માન,
આડા હાથ કરી રહી ઊભી, 'આપ, ઉત્તંકે! ઋતુદાન' ૧૬"
૨૧ cd કારય એ મુઝથી કિમ નીપજિ ? વ ગુ°
૨૨ મી કડીયે ક્ર નૂ ૪ થૂ કડવૂ પૂરૂ (૫૬ ૨૧) સરવાળે ૫૬૯૫
૨૩ મી થી ૨૭ મી સુધીને બદલે —

## કડવૂં ૫ મૂં—રાગ આશાઉરી

ઉત્તંક અતિ ચિન્તા પડી, અબળા યે અતિ આપ્હી
વ્યાકુલી મનિ, મારગ મૂકિ નહી રે ૧
ઢાલ મુનિ તણો મારગ નવ્ય મૂકિ, ન્હે 'મુઝનિ લાગિ પાપ
માહરૂ કહ્યૂ જો નહી કરિ તો, દેઇશ તુઝને શાપ' ૨"
૩૩ c–d થી ૪૩ મી સુધીને બદલે —
'એટનિ મુનિવર આવિયા મનિ ધરી અતિ ઉલ્હાસ ૭
આશ્રમ દેખી અતિ ભલો, મુનિ ઊપનો આનન્દ
ઉત્તંક આવી ચરણે લાગો, પામ્યો પરમાનન્દ ૯
ઊઠાડી કર ગ્રહી વાડવ 'ભલો તૂ દ્વિજરાજ
અવિચલ વિદ્યા હવી પૂરણ, સિદ્ધ થયા સવિ કાજ ૧૦"
૪૯ B °પ્રતાપે ત્રણ પદારથ

---

કડવૂં ૬ ઠૂં—૧ થી ૩ કડી ક્ર મા નથી ૪ થી કડી પછી —
"અનેક આભરણુ સોહન્તા તિહાં, તે પહિરી પ્રીસ્યૂ આપ
મધ્યાહ્ન પહિલો નહી આવિ, તો દેશ તુઝને શાપ ૨૧
ક્ર મા અહીં કડવૂં ૫ મૂ પૂરૂ સરવાળો ૧૧૬
૫ મી ને બદલે —

## કડવૂં ૬ ઠૂં—રાગ ઓજ

મુનિવર વેગિ સઞ્ચરિ, મનમા અતિ ચિન્તા ધરિ,
વિચારિ કઠણ કામ પુણ્ય તણ રે ૧ ઢાલ-
૨૫ મી યે ક્ર નૂ ૬ ઠૂ પૂરૂ સરવાળો ૧૩૭ ૨૬ મી ને બદલે —

કડવું ૭ મૂં—રાગ એજ

પછિ રાય શ્રવણે સુણી, વાત વિપ્રના ગુરૂ તણી;
મોકલ્યો ઉત્તંક ઋખ રાણી ભણી રે. ૧."

૨૭-૬. ઢાલ—ઋષિ મોકલ્યો.

---

કડવું ૭ મું:—૧૯ મી પે ૬ નું પણ કડવું ૭ મું પૂરૂં. સરવાળો ૧૫૮.
" ૮ " —૬ માં પણ તેજ પ્રમાણ. " ૧૫૪.
" ૯ " —૨૪ મી કડીયે ૬ માં ૯ મું પૂરૂં. " ૨૦૩.
૨૫ મી થી ૧૦ મું શરૂ.
" ૧૦ " —૧૯ મીયે ૬નું ૧૦ મું પૂરૂં. " ૨૨૯.
" ૧૧ " —૯-૧૦ વચ્ચેની ક્ષિપ્ત મળેલી મૂળમાંજ ૬
આપે છે. ૧૧ માને છેડે " ૨૫૫.

☞ અહીં સુધીમાં ૫૬ કડી મુદ્રિત પ્રતિમાં આ પ્રમાણે વધારે છે મુદ્રિત પ્રતિમાં ૨૦ મા કડવાને અન્તે ૬૫૧ કડી આપી છે. ત્યાં નીચે ટિપ્પણમાં '૬ માં ૫૬ ૫૯૭ છે,' એમ જણાવ્યું છે. ૬ પ્રતિમાં ૨ જા કડવામાં જોઇયે ૨૬, છતાં ૨૪ આપી છે. સબબ ત્યાં ફેર ૫૪નો મળ્યો છે.

૧૨ મે કડવેથી આ પ્રતિ પ્રમાણેજ મુદ્રણ થયું છે. તે પછી ખાસ ઉપયોગી પાઠભેદ ૬ માં ઉપલબ્ધ નથી. ૬ પ્રતિ અપૂર્ણ છે, અને આ ના ૩૧ મા કડવાની ૧૯ મી કડીમાં " નેત્રે નિરીક્ષણ કરી સભા-મધ્યે " ત્યાં સુધી ઉપલબ્ધ છે.

(પ્રતિ પ્રાયઃ અશુદ્ધ છે. તેના પાઠો આ ને અનુસરતા છે. જ્યાં ફેર આવે છે, ત્યાંના પાઠ ક-ક ને અનુસરતા છે.

---

☞ આદિપર્વ માં જ્યાં જ્યાં પુરુ અને ઉરુ શબ્દ છે, ત્યાં પૂરુ અને ઊરુ વાંચવા, તેમજ ઉલુપીનું ઉલૂપી.





# આદિપર્વ

બારેજાનિવાસી

શ્રીહરિદાસવિરચિત





श्रीकृष्णः ॥

આરેજાવાસી રૈકવકુલોત્પન્ન દ્વિજકવિ હરિદાસ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૧. આદિપર્વ

## ૧. ભારતકથોપક્રમ—

[1] [ કડવું ૧ લું—રાગ રામગ્રી ]

[ગુણસાગર ગજાનન ગિરિજા-તનય ગદાધર દેવ;
અગની અમર અનેક અમરપતિ, કર જોડી કરૂં સેવ. ૧

---

૧. આ પ્રતિમાં પહેલાં ૨૩ પાનાં નષ્ટ થયેલાં છે. ત્યાં સૂધીનો ભાગ ૯માંથી ઊપર [ ]માં આપવામાં આવ્યો છે. આ આરમ્ભ પહેલાં ૯માં પરિશિષ્ટનાં *૧ અને *૨૪ની ૪ કડી તે બાદ નીચેનો વધારોઃ—

"માયાવદનિ કલ્મષ કાપી, આપે નિર્મલ વાણ્ય;
ઇતિહાસ ભારત પ્રાકૃત, સમ્બલાવૂં, મન્ય જાણ્ય. ૫
નામ માત્ર અઘ-ઓકજ નાખે. શ્રવણ કરતાં પાન;
મન સ્થિર કરી સાંભલયો, વેદ પાંચમો ગાન. ૬
ત્યહારે પૃથવી માંહિ કલિ આવ્યો, સચરાચર તેણી વાર;
દેવ ઋષિ ઘણૂં મન્ય દુઃખ પામ્યા, ત્યહારે કીધો મન્ય વિચાર. ૭
તેત્રીસ કોટિ મ્યલી મુનિ આવ્યા, વેગે બ્રહ્મસદન્ય;
"મહા ભય પામ્યા ને આંહાં આવ્યા, અમ્યો તમારે શરણ્ય. ૮
ધર્મ વિના મુનિ ઓલાયા કેટલા, તાપે પામ્યા મરણ;
તે માટે અમ્યો તમ બાઝિ આવ્યા, અમ્યો છૂં તમારે શરણ." ૯
વૈશમ્પાયન કહે રાજાને, ગર્ઙ્ગાતટ પાવન્ન;
બ્રહ્માયે ઋષિસ્વાગત કીધા, વિને કર્યા પ્રસન્ન. ૧૦
વચન સાંભલી ધાતા ઊઠયા, કમણ્ડલથા મહ્યૂં તેણી વાર;
સ્વર્ગથકી તે વેગે પરવ્યૂં, નૈમિષવન્ય મોઝાર.

[1]ઢાલ-સ્તવન કરૂં કર જોડી માતા, આપે અવિચળ વાણિ,
હંસારૂઢ થકી તૂં ચતુરાં, વેણા-પુસ્તક-પાણિ. ૨
ગઙ્ગાનીર કુલીર ચઞ્ચ ભરી, ચાખે કિઞ્ચિત માત્ર;
ત્યમ વિષ્ણુકથા-સાગર હૂં બાલમતિ, ભરૂં પલ્લવ-પુટ-પાત્ર. ૩

---

એ વનમાંહિં કલિ સ્પર્શ કરે નહીં, વિરઞ્ચિ બોલ્યા વાત;
દેવ મુનિને કૃપા કીધી, સહુ કીધા સનાથ. ૧૨
પછે દેવ સર્વને આજ્ઞા આપી, પામ્યા તે સ્વસ્થાન,
ઋષિ આશિષ દેઇને બ્રહ્મા, પામ્યા અન્તરધાન. ૧૩
ત્યહાર પછી કથા કોણ હવી, નૈમિષ ખેત્ર પાવન;
શૌનકાદિક ત્યહાં ઋષિ બેઠા, તપ કરે અનુદિન. ૧૪
સહસ્ર અઠ્યાશી ત્યહાં મુનિ આવ્યા, શૌનકાદિક મુનિજન;
માંહોમાંહે સ્વાગત બહુ કીધાં, આપ્યાં શુભ આસન. ૧૫
તમ આગ્યે રલિયાત્ય થયા, ઇમ કહે શૌનક વચન;
હરિ બ્રહ્માપુત્ર ત્યહાં પ્રશ્ન કરે છે, કહો સૂત ! મુનિજન્ન ! ૧૬
મહાભારત અમને સમ્ભળાવો, વિસ્તારીને વાત;
અહર્નિશ અમ્યો તે સાંભળયું, કથા તે સાક્ષાત. ૧૭
હવે પૃથ્વી માંહિં કલિયુગ આવ્યો, નહિ નૈમિષારણ્ય માંહિ;
આ વન માહે સ્પર્શ ન કલિનો, કિરપા તમ ઋષિરાય ! ૧૮
વળતા સૂત એણી પેર્યં બોલ્યા, કિરપા જગજીવન;
પ્રભુની કિરપા થકી સમ્ભળાવૂં, આદ્યપર્વ રતન. ૧૯
બ્રહ્મા હરિહર વ્યાસ વાલ્મિકિ, શુક નારદ મુનિ જેહ;
સ્મરણ માત્ર સકલ સિદ્ધિ આપે, અઘ ન લાગે દેહ. ૨૦
વસિષ્ઠ ઋષિકુલ પ્રગટ પરાશર, જેહ તણો સુત વ્યાસ;
જેહનાં વાક્ય-સરોવર આદે હૃદય, મહાભારત-પ્રકાશ. ૨૧
વ્યાસ વચન જલ નિગમ-મહાનદી, ઉત્પન્ન પ્રથમ બ્રહ્માણ્ડ;
નાસે દૈણ રજોગુણ પાતક-દ્રુમ ભાજે શતખણ્ડ. ૨૨
વચન અધર અમૃત પલ્લવ-રસ, ગલિત અનન્ત અપાર;
કથન પ્રશ્ન શ્રવણ સુણ ગણનિધિ, મઙ્ગલ પુષ્કર્ય વાર્ય" ૨૩

૧. ઇમાં ઢાલનૂં નામ નથી. અહીંથી જે ભાગ અમાં નથી તે મોટા
ટીસમાં આપારો

શ્રીગુરુપદ-પલ્લવ શ્રી-સવિતા, પ્રત્યક્ષ પ્રભાકર દેવ;
જેહને ઉદય અનન્ત અન્ધતમ, પામે ત્રાસ તતખેવ. ૪
વિશ્વઉદય ઉદરમધ્ય દીપક, અવિગત્ય વિમલ ઉદ્યોત;
ગોગ્રહ વિલાસ વિવિધ્ય નર, ત્યજે દૃષ્ટ શુભ યોગ્ય. ૫
પદ્મનાભને નાભ્યકમલથી, ઉત્પન્ન આદ્ય-શરીર;
ત્યાહરે નહિ સ્થલ પર્વત મેરુ(બ્યન્ધ્યગિરિ), દેવ ઋષિ નરભૂપ. ૬
ત્યાહરે કમલનાભ ત્યાં જે કહિયે, આશ્રિત-પુરુષોત્તમ;
તત્ક્ષણ મુખ્ય ઉપાય કહૂં, આ ચરિત્ર પરિપૂરપણ. ૭
સુણી વાણિ-આકાશ અપૂરવ, ધરે વિધાતા ધ્યાન;
'કરો સૃષ્ટિ ધરો વિશ્વસ્થિતિ,' પ્રસન્ન હુઆ ભગવાન. ૮
પછિ ઋષિગણ દેવ-યક્ષ કિન્નર, પક્ષી પશુ ને વ્યાલ;
ભૂ-અન્તરિક્ષ સરિત મેરુ, સ્વર્ગ મૃત્યુ પાતાલ. ૯
બ્રહ્મા કરિ ધરી કુણ્ડલ ગાય, ધરી ચક્ર સંસાર;
માયારૂપ દેખી નૈમિષા વન, આવ્યા ઋષિ અપાર. ૧૦
ત્યારે ધર્મસ્થલ જાણિ ઋષિ શૌનક-આદે મુનિવર વૃન્દ;
સહસ્ર વરસ બ્રહ્મયજ્ઞ આરમ્ભ્યો, બેઠા કરિ આનન્દ. ૧૧
મૃત્યુને એક થમ્ભે બાંધ્યૂં, જ્યાહરે યાગ પૂરણ હોય;
કીડી કુઞ્જર આદે દેહને,' મૃત્યુ ન પામે કોય. ૧૨
મદમત્સર મમતા નહીં જેહને, અઘ નવ્ય લાગે અર્જાય;
લોમહર્ષ તણુ સૂત પુરાણિક, આવ્યા કુશલ પ્રસઙ્ગ. ૧૩
કે સવિતા કે સોમ દેવ ઋષિ, અનલ વાયુ કે વરણ;
વિવિધ વિચિત્ર રૂપ અતિ સુન્દર, કુણ્ડલ ઝલકે કરણ. ૧૪
ત્યજિ આસન ઋષિ વેગે ચાલ્યા, ધરી કર્યા પરણામ;
[1]અર્ઘ્યપાદ્ય પૂજા બહુ કીધી, કહ્યૂં 'ભલે પધાર્યા સ્વામ્ય!' ૧૫

---

૧. ઙમાં ૩૮ કડીથી કડવું ૧૬નું પૃ. ૫૬ ૪૦૦, અહીંથી જ્યાં સુધી ઙનો સંબાદ છે ત્યાં સુધીમાં હવે ઙનું સૂચન નહીં આવે. ક પ્રતિ આવશે ત્યાંથી તેનો નિર્દેશ કરી તેનું નામ પણ નહી આવે. તે તે સ્થળે તે પ્રતિપો છે તેમજ સમજવાનું છે.

[1][કડવું ૨ જું—રાગ કેદારો]

સૂત તણી પૂજા કરી, મુનિવરિ વાણી ઊચરી;
કૃપા કરી તહ્મ્યો ભલે પધારિયા રે. ૧

ઢાલ—કૃપા કરી તહ્મ્યો ભલે પધાર્યા, અનેક ફલ તીર્થ જેહ;
તે ધૈર્ય બેઠા થયાં સર્વ પૂરણ, તેમાં નહિ સન્દેહ. ૨
ગઙ્ગાયમુના સિન્ધુ સરિતા જલ, તાપી સરયૂતીર;
અનેક મુનિવર ધ્યાન ધરે ત્યાં, નિર્મલ રેવા–તીર. ૩
પ્રાચી સિન્ધુ સરસ્વતી, ક્ષિપ્રા કાવેરી કેદાર;
ગૌતમી ગોદાવરી ગોમતી, ગઙ્ગાસાગર સાર. ૪
અનેક આરામ પુણ્ય વનફલ, શુદ્ધ પર્વત ધવલ પ્રાસાદ;
નિગમ તણા નિર્ઘોષ હોએ, ઋષિ કરિ વિવાદ. ૫
અનેક વિશ્વ–ઉપકાર–અર્થે, જે કૃષ્ણ દ્વૈપાયન મુન્ય;
વિચારથી તહ્મ્યો વ્યાસ તણા, અતિ પાવન તમ દર્શન. ૬
કહાં થકી પધારિયા તહ્મ્યો, પવિત્ર કીધું ઠામ?
મહા પુરાણિક તહ્મ્યો આભલ્યા, પોહ્તા મનોરથ કામ. ૭
સુણી વાણી વદે વક્તા, હસ્તિનાપુર સ્વસ્થાન;
ગઙ્ગાતટ પાવન સોમવંશી, જનમેજય રાજાન. ૮
રાજાએ ત્યહાં યજ્ઞ યજિયો, મલ્યા દેશદેશના રાય;
સુર અસુર મુનિવર જક્ષ કિન્નર, બેઠા યજ્ઞજ જ્યાહ. ૯
ત્યહા વ્યાસજીએ કથા કહી, નારદ–તુમ્બર–ગાન;
બ્રહ્મા આસન્ન પ્રત્યક્ષ બેઠા, સાન્નિધ્ય શ્રીભગવાન. ૧૦
એહ્વી વાત સુણી સૂતની, શૌનક બોલ્યા મુન્ય;
તે કથા કહોજી અમને, કૃપા તમારું પુણ્ય. ૧૧

૧. કડવું ૧૭ મું.

અનેક યજ્ઞ અહ્મ્યો આગલ્ય સાભલ્યા, અશ્વમેધાદિક જેહ;
સર્પયજ્ઞ કોણ કારણ કીધો ? એટલુ અમ સન્દેહ. ૧૨
આસન આપી અર્ચા કીધી, કલ્પદ્રુમ કુસુમની માલ;
મુનિવર સઘલા સ્તુતિ કરે, ઊચરે ઋષિ કિરપાલ. ૧૩
ૐકાર આદ્યે અનુભવિનિ, કહૂં કથા વિચિત્ર;
ગુરવચન અન્તર પ્રણમીને, બોલ્યા સુત વિચિત્ર. ૧૪
સર્પસત્રનૂં કારણ મોટૂં, એ થયો બહુ પરકાર;
ઉત્તંક કદ્રૂ ગાય જનમેજય; ગરડ સહિત એ ચ્યાર. ૧૫
એક વાર ને સમે રાજા, બેઠા હતા એકાન્ત્ય;
એક સારમેય (?સરમા) તે એમ બોલી, "નાણી મનમાં ભ્રાન્ત્ય. ૧૬
બ્યણ-અપરાધે કુંઅર માહ્‌રો, માર્યો તાહ્‌રે ભ્રાત;
અકસ્માત ચ્યન્તા ઊપજન્યો," મુખ બોલી એહ્‌વી ખ્યાત્ય. ૧૭
રાજાયે તેડી પૂછિયો, પોતાનો નિજ વીર,
"શા માટે તેં શ્વાન માર્યો ? કહુ સુભટ મહાધીર !" ૧૮
વળતુ વીર વદે ઇમ વાણી, "સાભલુ તે મહારાજ !
જ્યેષ્ઠી-હાથ્ય કરીને હાક્યો, હવ્યસ્પર્શ કરતા કાજ." ૧૯
એહ્‌વી વાત કરે છે રાજા, એહ્‌વે આવ્યુ ઋષિ ઉત્તંક;
મસ્તક મુગટ કુણ્ડલ ઝલકે, પડિ નમ્યા રાય નિઃશંક. ૨૦
આશ આપી અર્ચા કીધી, "ક્યહાથી તહ્મ્યો પધાર્યા ?
કૃતારથ તહ્મ અહ્મ્યો કીધા, સેવક ભલિ સમ્ભાર્યા."
"અહ્મ્યો ગ્હૂં ગઙ્ગાનિ તીરે, કહ્‌વી તમારી વાત;
પરમ ભક્ત મહારાય પરીક્ષિત, તમારો જે તાત.
વર્ણાશ્રમ સકલ ધર્મ જાણે, તક્ષક નાગે ડશિયો;
મહારાજાને મૃત્યુ પમાડી, નાગલોકય જૈ વશિયો. ૨૩
તે માટે તહ્મ્યો યજ્ઞ યજો ને, હૂં સર્પયજ્ઞ કરાવૂં;
નવકુલ નાગ તક્ષક સહ્‌ધાથ્યે, મન્ત્રબલે આંહ્યં લ્યાવૂં. ૨૪

તે માટચે રાજા જનમેજય !, પિતા તણો રિપુ જેહ;
[1]યસ્ત યજ્ઞને ક્ષય પમાડો, પાતિક નાવે દેહ." ૨૫/૪૦

---

## ૨. પૌષ્યપર્વ—

[2][ કડવું ૩ જું—રાગ એજ ]

શૌનકિ વાણી ઊચરી, ઋષિજી ! તહ્મ્યો કૃપા કરી;
આદરિ અવનીપતિ ભણિ આવિયા રે. ૧
ઢાલ—આદરિ અવનીપત્ય ભણિ આવ્યા, કીધો એહ ઉપાય;
પિતા કેરૂં વૈર સમ્ભારી, ઉચ્છવ કીધો રાય. ૨
તે સન્દેહ ઊપનો અમને, ઉત્તરૂંને શી દાઝય ?
પરીક્ષિત કેરૂ વૈર સમ્ભાર્યૂં, પુત્ર પરેર્યો આજ. ૩
વચન સુણી ઋષિ એમ બોલ્યા, સાભલુ શૌનક ! વાત;
સન્દેહ ભાંજે મન તણો, તે વિસ્તારી કહૂં વાત. ૪
આદિ આરમ્ભ ધૂમ્ર (? ધૌમ્ય) ઋષિ જે, તપ કરે અનુદિન;
ધ્યાન તાલિ (? ધાલી) નેત્ર મીંચી, બેઠા રહ્યા મુનિજન. ૫
ઋષિ-આશ્રમ્ય શિષ્ય ત્રણ્ય આવ્યા, ઉપમન્યુ, વેદ, આરુણિ નામ;
એકે પાગે ઊભા કરસમ્પુટ, ઋષિને કીધા પ્રણામ. ૬
"સ્વામી ! અમને કૃપા કરો અત્ય્મ્યો, આવ્યા આ શ્રીમુન્ન્ય !
પુત્ર ત્રણ્ય પોતાના જાણીને, કરાવો અધ્યયન. ૭
નિત્ય સેવા તમારી કરશું, જે બતૂં દેશુ ઋષિરાય !
જલ ભરીને આણી આપિશું, તુમ વાદવા સન્ધ્યાય. ૮

---

૧ અમાં ઊથલાની પદ્ધતિ નથી. અહીં ઊથલો—
"પાતિક ન લાગે દેહને,' એહવી હુતાકે વાણી કહી;
સૂતનાં વચન સાંભલી પછિ, શૌનક મુનિ બોલયા સહી." ૨૬/૪૨૬

૨. કડવું ૧૮ મું.

કુશ સમિધ અહ્મ્યો લ્યાવિશું, નિત્ય ધેનુ ચારિશું વન્ય;
‘ ગૃહસ્થ ઋષિ ઘેર્ય ભિક્ષા માગી, લ્યાવિશું અનુદિન. ૯
ત્રણ્ય શિષ્ય મ્યલીને જમિશું, બેઠા આશ્રમ માંહ્ય;
જે કો તાપસ મુનિ ઋષિ આવશે, સન્તોખીશું ભાય.” ૧૦
. વચન સુણી ઋષિ એણી પેર્યે બોલ્યા, “ સાંભલુ શિષ્યો ! વાત;
ધૌમ્ય નામ મહાઋષિ માહ્‌રૂં, ચૌદ લોક વિખ્યાત. ૧૧
તહ્મ્યો ઘેર્ય ત્રણ્યે શિષ્ય ભણો, ઉપમન્યુ આરણિ વેદ;
ગુરુ શિષ્યમાં જઈ નહીં વેહ્‌રો, મન્ય ન કરવો ભેદ. ૧૨
નિશાય તહ્મ્યો અધ્યયન આદરુ, દિવસે કરુ ગૃહકામ;
ઉપમન્યુ ગાય ચારે પર્વત મધ્ય, વન ગહ્વર ગિરિ ઠામ. ૧૩
આરુણિ નિત્ય પ્રત્યે જઇ રાખે, શાલી તણા કેદાર;
વેદ ગૃહનૂં કામ કરે ને, લ્યાવે વનફલ વાર્ય.” ૧૪
ગુરુવચન સુણી શિષ્ય હરખ્યા, પ્રસન્ન થયું ઘણું મન;
નિમિષ ક્ષેત્ર માંહે હસતા રમતા, નિર્ગમ્યા બહુ દિન. ૧૫
એક વારનિ સમે ઉપમન્યુ, ગુરે દીઠુ મહાસ્થૂલ;
“ વિદ્યારહિત હશે શિષ્ય માહ્‌રો, એ અવિદ્યા–મૂલ. ૧૬
કોણુ કિત્ય કરતો હશે એ ? દીસે દેહ પ્રચણ્ડ;”
ચિન્તા થૈ મુનિ શિષ્ય તણી જે, દેખી પોઢો પિણ્ડ. ૧૭
[1]ગુરુ કહે, “ કોણુ ગતિ તાહ્‌રી ? દીસે દેહ પ્રચણ્ડ,
ચિન્તા થઇ મુહ્ને તાહ્‌રી, દેખી પોઢો પિણ્ડ.” ૧૮
[2]“ ગાય તણૂં ખીર વનમા, નિત્ય કરિએ આહાર; ”
તે કારણુ સુણી ધૌમ્ય ઋષિયે, કીધો મન્ય વિચાર. ૧૯
[3]કહ્યૂં, “ વચ્છ તણી વૃત્ય ઇમ ભાગે, તુમ કરેશ પયપાન;
ગુરુવચન પ્રતિપાલન કરવાં, આણી અન્તર જ્ઞાન.” ૨૦
[4]વછ ધાવતાં ફીણુ ચહે, કરવા માડ્યુ આહાર;

---

૧. આ પહેલાં *૨૫. ૨. આ ૫. *૨૬. ૩. આ. ૫. *૨૭. ૪. આ. ૫ *૨૮. આ કડીયે ૨૮મૂં પૂરૂં. પદ ૪૬૨.

તોહે પ્રૌઢ અંગ અતિ દીસે, ઋષિ કરે મન્ય વિચાર. ૨૧
[1]"કોણ વૃત્ય કરી તનને પોષે? કહે મુઝને મર્મ;
ગુરુ-આજ્ઞા વિના આહાર આદરિ, નહીં શિષ્યનો ધર્મ." ૨૨
[2]"ધાવતાં જે ધરણ્ય પડે, તે ત્હાં ભક્ષ અરૂચ્યો કીજે;
પણ સન્તોષ તણું એ કારણ મોટું, દુષણ કર્મનિ દીજે." ૨૩
[3]શિષ્યને શીખામણ દીધી, "તેહ મ કરશો કર્મ;
સ્થૂલપણે વિદ્યા નહીં પામો, જુઓ વિમાસી મર્મ." ૨૪
પછિ વચન પ્રભુનું શીશ ચઢાવી, મુક્યું પીણું ખીર;
અર્ક-શુષ્ક-પત્ર ભક્ષતો, તોહે સ્થૂલ શરીર. ૨૫
[4]દિવસે ત્હાં દેખે નહીં, ને, થયો નેત્ર અન્ધ;
વનમધ્ય કૂપ એક અન્ધ હતું ત્યહાં, પડ્યો થયો ગનિમન્દ. ૨૬
[5]"રાત્રિ થઈ શૈ ધૈર્ય આવી, કાં નાવ્યો ઉપમન્ય?
કષ્ટ થયું સહે રીસાવી ગ્યો," વિમાશે ઋષિ મન્ય. ૨૭
[6]પ્રાત કાલ થયો એમ કરતાં, જોતા ચાલ્યા વન્ય;
વન ગહ્વર ગુફા ગિરિવર કહીં, સાદ કરે "ઉપમન્ય!" ૨૮
"ઉપમન્યુ! ઉપમન્યુ! હો ઉપમન્યુ!" કહિ, સાદ કર્યા બે ચ્યાર;
ત્યહારે કાને સાંભળ્યું, પણ, શું કરે તે વાર? ૨૯
નિજ-ગુરુ-વચન સુણી તત્ર બોલ્યો, "હું પડ્યો કૂપ સુઝાર્ય;
તમ ચરણપ્રતાપે અંગ કુશલ પણ્ય, નથી નેત્ર નિરધાર." ૩૦
[7]ત્યહાં આવી ઋષિયે બાહ્યર્ય કાઢી, હૃદય સરસો લીધુ;
નેત્ર તણી વ્યથા નવ્ય ભાંજે, ઉપકર્મ અતિ ઘણુ કીધુ. ૩૧
[8]અશ્વિનીકુમાર તણું સ્તોત્ર એક, દીધું ઋષિની પાશ;
કહ્યું "દેવવૈદ્ય કૃપા તહિં કરશિ," એહવી દીધી આશ. ૩૨
સ્તુતિ કરતાં આવ્યા અન્તરથી, દિવાકરસુત જોડ્ય;
કપોલિકા એક આપી ભક્ષ કરવા, તત્ક્ષણ ટાળી ખોડ્ય. ૩૩

---

૧. આ. પ. *૨૯. ૨. આ. પ. *૩૦. ૩. આ પ. *૩૧ ૪. આ પ. *૩૨.
૫. આ. પ. *૩૩. ૬. આ. પ *૩૪. ૭. આ પ *૩૫. ૮. આ પ. *૩૬.

અતિ આનન્દ પામ્યા છે ઋષિજી, આપ્યું ત્હાં વરદાન;
[1]કહ્યું, "ચૌદ વિદ્યા પૂરણ થઈ તાહ્રે, પ્રસન્ન હુઆ ભગવાન." ૩૪/૭૪

[2] [ કડવું ૪ થું—રાગ એજ ]

ઉપમન્યુ અતિ આદર કરી, પ્રદક્ષિણા અતિ ગુરુને કરી;
મન્ય ધરી આશ્રમ્ય તત્ક્ષણ ચાલિયા રે. ૧

ઢાલ—મન્ય ધરી આશ્રમ્ય ચાલિયા, જૈ પોહ્‌તા સ્વસ્થાન;
આરણિ વેદ રહ્યા તેણિ સ્થાનિક્ય, નિત્ય કરે ગુરુપદધ્યાન. ૨

એક વારને સમે આરણિ, ગયો હતો શાલી-કેદાર્ય;
મેઘજલનો પ્રવાહ ચાલ્યો, અલ્પ નવિ રહિ ત્યહાં વાર્ય. ૩

કર્દમ નાખી નાખી થાકો, પણ્ય થોભ્યૂં નવિ રહિ નીર;
ગુરુકાર્ય જાણી ચિત્તે આણી, પછિ ધર્યૂં આડું શરીર. ૪

એમ કરતાં તે પાહ્યજ થમ્બી ને, રહ્યુ દિવસ ને રાત્ય;
અવિ આરત્ય ગુરુને ત્યહાં લાગી, જ્યહારે થયો પરભાત. ૫

"શું કારણિ રાત્યે ઘેર્ય ન આવ્યો ? મેઘે તાણ્યો સુન્ન્ય;"
વેદ શિષ્ય સહ્વાથ્યે તેડી, જોવા ચાલ્યા વન્ન્ય. ૬

શાલ્ય સમીપે વેગે આવ્યા, સાદ કર્યા દસ વીસ;
પણ્ય આરણિ શ્રવણે નવિ સાંભલે, કાદવ-ભરિયો શિષ્ય. ૭

વલિ આઘેરા જોતા જોતા, આવ્યા શાલ્ય સુઠાર્ય;
"આરણિ! આરણિ!", સાદ કરે ને, થમ્ભ્યૂં દીસે વાર્ય. ૮

કાદવ-ભર્યો દીઠો પરિપૂરણ, દોહો દિશે ત્યહાં પાણી;
અતિ શાદે સાદ કર્યો ત્યારે, પાસ્યે બોલ્યો વાણી. ૯

૧. આ પાછળ *૩૭. ૧૯મું પૃ. ૫૬ ૪૯૮
૨. ૨૦ મું.

સાંભળી ઋષીશ્વર જોવા આવ્યા, સૂતો દીઠો તેહ;
જલકર્દમ-સંયોગે ઉજ્જ્વલ, સ્થૂલ થયું અતિ દેહ. ૧૦
મહા સાહસિક દેખિ ધૌમ્ય ઋષિ, હાથ સાહિ ઊઠાડ્યું;
કહે, "કષ્ટ કોણ કારણ કીધું? કિ કુણિ ઢોલી પાડ્યું? ૧૧
કહે પુત્ર! તું એમ કાં પડિયો! કહે મુઝ સાચી વાત;"
આરણિ તવ કહે વાર ત્હાં, "સાંભળુ ગુરુજી તાત! ૧૨
પાવસ પાણી બહુ જલ આવ્યૂં, બાંધ્યૂં નવિ રહિ તેહ;
કંઈ શ્રમ પથ્ય થાયિ મિથ્યા, પછિ વિચારી મત્ય એહ. ૧૩
તહ્મ્યો વચન કહ્યૂં'તૂં મુઝને, રખે વહિ જાય નીર;
આવ્યૂં જલ કર્દમ નવ્ય થોભે, ત્હાં આડૂં ધર્યૂં શરીર." ૧૪
કૃપા કરી મુનિવરિ વર આપ્યો, "ચૌદ વિદ્યા તેં પામી;"
વિનિ વચન ત્હાં કેહવા લાગો, રહ્યો ચરણ્ય શિર નામી. ૧૫
અન્તરજામી, કૃપા આણી, પ્રસન્ન હવા ઋષિરાજ;
"જેહ તણી ત્હા કરે કલ્પના, સિદ્ધ હશિ તે કાજ." ૧૬
ગુરુ-આજ્ઞા હવી તેહ્નને, "જૈ કર્ય ગૃહસ્થાશ્રમ્મ;"
શ્રીગુરુ-વાણી શિષ્ય ચઢાવી, માંડ્યો તે આશ્રમ્મ. ૧૭
આરણિ તેજ વિદ્યા પરિપૂરણ, પામ્યો ગૃહસ્થી ધર્મ્મ;
યજ્ઞ યાજન અધ્યયન અધ્યાપન, આચરે ષટ્ કર્મ. ૧૮
શૌનક પૂછે સૂતને, બે જણ, વિદ્યા પામ્યા પાર;
ત્રીજો વેદ વિચારથી રહ્યુ, તેહ્ની કથા કહુ સાર. ૧૯
વેદ સઘલાં કામ કરે [છે], ત્રણ્યે જણનાં જેહ:
ગોધન ચારે, શાલી રાખે, ધેર્ય જોઇયે લ્યાવે તેહ. ૨૦
એમ કરતા આષાઢ તે વામ્યો, શ્રાવણ અરધો જાય;
સિંહ સઙ્ક્રાન્ત્ય, મઘા મેહ વૂઠા, વસુધા આગ્ર થાય. ૨૧
રવિ આકારી છપાઢિ રહ્યા તે, ઘનગર્જિત મહાવન;
વીજ તણા ઝાંઝ હોઇ સલકારા, ઇન્દ્રધનુષનાં ચિહ્ન. ૨૨
એહવા માંહે પાંસુ આવી, નવિ સૂઝે કોહ્નૂં વદન;
વૃક્ષછાયા ઝડી રહ્યો વેદ, ધ્રૂજે તેહ્નૂં તન. ૨૩

ત્હાર પછી કોણુ કથા હવી, કહે સૂત તેણી વાર,
શૌનકાદિક[1] સાભળો [તહ્મ્યો], કથા તણો વિસ્તાર. ૨૪
ગાય ત્રાસ પામી ઘેર્ય આવી, ઘણુ ખેદ પામી મન,
ધૌમ્યે ગૌ આવતી ઘેર્ય નિરખી, ગાલ્હા કર્યા બન્ધન. ૨૫
હવે વનમા વેદ શી ગત્ય પામ્યો, મધ્યાહ્નકાલ જવ થાય,
સૂર્ય ત્હા આકાશે ચ્યમ્ક્યા, મેઘ ચ્યમ્ક્યા વન માહ્ય. ૨૬
વેદ ઋષિ આકાશ જુએ તો, મેઘ ઝરમર વરસે ઘરણ્ય,
સૂત પુરાણિક કહે શૌનકને, જેહા નૈમિષારણ્ય ૨૭
પછિ વેદે મન્ય વિચાર કીધો, "હૂ જાઉ આશ્રમ્ય વન્ન,"
ઝરમર મેહ વૃષા વરસે છે, વિચાર કીધો મન ૨૮
"ગુરુજીયે જે શાલ્ય વાવી છે, જોતો જાઉ તેહ,
નહિ તો ગુરુ મને રીસજ કરશે," ઉચાટ મન માહ્ય તેહ ૨૯
વેગે શાલી-કેદાર્ય આવ્યો, ભાગા દીઠા તેહ,
"તાપસ મુનિ ભૂખા રહેશે, શ કરવૂ ઘટિ એહ? ૩૦
હવે આશ્રમ્ય હૂ જાઉ તો, વિઘ્ન શાલ્યને થાય,"
પાલ્ય બન્ધ કરીને સૂતો, વેદ ઋષિ વન માહ્ય ૩૧
મેઘ સાંમતા થયા વન માહે, રવિ અસ્તાર્ણય દિન,
વેદ ઋષિ [તિ] ત્હાથી ઊઠો, વિચાર કીધો મન ૩૨
"હવે હૂ જાઉ આશ્રમ પ્રત્યે, સ્તોક સ્તોક મેહ થાય,
હવે શાલ્યને વૈગુણ્ય નહિ હોય," વિચાર્યૂ મન માહ્ય ૩૩
એમ કરતા ભવનમધ્ય આવ્યા, ગુરુદેવનિ લાગો ચરણ્ય
"પુત્ર! તને વડી વાર કા લાગી? કા આહ્વો દેહે વર્ણ"? ૩૪
વળતો વેદ એણી પેર્યે બોલ્યો," હૂ ચારવા ગયુ હતુ ગાય,
અકસ્માત મેહ આવી વૂઠા, નૈમિષારણ્ય તે માહ્ય ૩૫
શીત લાગૂ, ધેનુ ઘેર્ય આવી, આશ્રમ્ય ગુરુભવન્ન,
હૂં તો ઓથવે રહિ ગયો, વૃક્ષ-ઓથવે તન. ૩૬

નિશા થૈને મન વિચાર્યું, ગુરે શાલ્ય વાવી છે યાંહ્ય;
ત્હાં વેગે હૂં જોતો જાઊં, વિચાર્યું મન માંહ્ય. ૩૭

શાલ્ય-ક્યારડે હું જૈ પોહતો, પાલ્ય રેલાઇ જાય;
હું એક પાલ્ય બન્ધન થૈ બેઠો, સૂતો કમોદ-ક્યારડા માંહ્ય. ૩૮
રૂપા રથમ્ભ થયા ત્યારે ધૈર્ય આવ્યો, ગુર ! લાગૂં તમારે પાય;
તમારી કિંપાયે ત્હાં છિ કુશલતા, સાભલો ઋષિરાય! ૩૯
શાલ્યની રક્ષા કરવા રહ્યો'તો, હવિ થયૂં તમ દર્શન;"
એહ્વા વચન સાભલી હરખ્યા, પ્રસન્ન થયૂં ઘણૂં મન. ૪૦
"વેદ વેદાન્ત શાસ્ત્ર સ્મૃત્ય વિદ્યા, તૂં પામજે નિરધાર;
અને શિષ્યને વિદ્યા આપે, તુને શીખ એ સંસાર્ય. ૪૧

બીજૂં વરદાન તુઝને કહૂં છૂં, માગ્ય જૈ ગૃહસ્થાશ્રમ;
આશ્રમ્ય ઋષિને વિદ્યા આપે, સન્તોષજે મુનિજન." ૪૨
ગુરુની વાણી શીશ ચઢાવી, ચાલ્યો તેણી વાર;
[1] પોતાને આશ્રમ્ય ત્હા આવ્યો, વેદ ઋષિ નિરધાર. ૪૩
૧૧૭

---

[2] [ કડવૂં ૫ મૂં–રાગ એજ ]

શૌનક! સાભલો ચિત્ત રે, વેદ તણી વિદ્યા વિસ્તરે,
એક ઋષિની કન્યા સુન્દરી, આવત ખેવ પરિગ્રહ કરી. ૧

ઢાલ—આવત ખેવ પરિગ્રહ પામ્યુ, ઋષિની કન્યા સાર;
સુન્દરી કન્યા નામ ઋષિ, મુખચન્દ્ર ઞાકાર. ૨

---

૧. આ પા. ઊથલો:—,
"આશ્રમ્ય આવ્યો સાર ને, પોહૂતા મનોરથ મન તણા;
સૂત શૌનકને કહે ત્હાં, સાંભળે શ્રોતા અતિ ઘણા. ૪૪"
૫૪૨

૨. ૧૧ મૂં.

વેગે વેદ ઋષિ વિદ્યા ભણાવે, આશ્રમશાળા માંહ્ય;
વિદ્યાપાત્ર વિદ્યારથી આવે, સર્વ સુખ પામે ત્યાંહ્ય. ૩
અનેક દ્વિજ તેહને ઘેર્ય બેઠા, કરે વિદ્યાભ્યાસ;
ઉત્તંક સાધુ સકલગુણપૂરણ, તે નિત્યે રહેતો પાસ. ૪
એક વારને સમે ઊપનૂં, ઉત્તંકને મુનિજન!
"વેદ ઋષિની કરૂં સેવા, જો કરાવે અધ્યયન." ૫
આવી ગુરુને પાય લાગો, "માગું છું અધ્યયન્ન;
વિદ્યા ભણવા આવ્યો તમ પાશે, કૃપા કરો મુનિજન્ન!'
વેદ ઋષિ કહે, "ભણો સ્મૃતિ વિદ્યા, અને ધેનુ ચારો જે
દસ સહસ ધેનુને સમ્ભાળો, એ તમ શિષ્ય! વચન્ન."
ઉત્તંકને એહવી આજ્ઞા આપી, બીજા લઘુ શિષ્ય બાલ;
ઉત્તંક ધેનુને ચારવા જાયે, જેહવો શોભાગે ગોવાલ. ૮
એક વાર ગુરુને તેડું આવ્યૂં, જન્મેજા કલ્માષપાદ રાજન્ન;
યજ્ઞનૂં તેહને કામ આવ્યૂં છે, ત્યાંહા ચલ્યા છે મુનિજન. ૯
સાષ્ટાંગ દણ્ડ-પ્રણામ કરીને, કહ્યૂં "છે કલ્માષ રાય;
વેદ ઋષિ તમ્યો વેહલા પધારો, અજોધ્યાપુર માંહ્ય." ૧૦
પછિ વેદ ઋષિયે ઉત્તંક તેડ્યો, ભાલવ્યો આશ્રમ વન;
"દસ સહસ ધેનુને ચારિ આવજ્યો, રખે ભૂખી રહે તે મન્ન." ૧૧
પછિ વેદ ઋષિ આજ્ઞા માગીને, અજોધ્યાપુર જાય;
ઉત્તંક ધેનુની કરે શુશ્રૂષા, આશ્રમ્ય [નિ] ગ્રહ માંહ્ય. ૧૨
જાણી જગન મુનિ વેગે ચાલ્યા, લઘુ શિષ્ય લીધા સઙ્ઘાથ્ય;
ઉત્તંક ઘર રાખવાને મેહલ્યો, આપી સઘલી આથ્ય. ૧૩
"તૂં છે સકલ વિદ્યા, ગુણ-પૂરણ, ગુરપત્ની કહે તે કરજે;
સાધુ જાણી મૂકૂં છૂં તુઝને, ધીરપણૂં આચરજ્યે. ૧૪
એહવાં વચન કહી ઋષિ ચાલ્યા, ઉત્તંક કરે સર્વ કામ;
ઋષિપત્ની રજિયાત્ય થયાં, તે દેખી રૂપ અભિરામ. ૧૫

એમ દિવસ જે ચાર વહિ ગયા, ગુરુ આવ્યા (?નાવ્યા) આશ્રમ વન્ય;
ઋષિપત્નીને ઋતુકાલજ આવ્યો, વિચાર્યું તે મન્ય ૧૬
એહવે ઉત્તંકું ભણતો હતો, ભવન વેદી મોઝાર્ય,
ગુરપત્નીયે સાદજ કીધો, "વન માહ તેણી વાર. ૧૭
નેત્ર સમશ્યા–સાનજ કીધી, ક્ષણુ ન લાગી વાર;
ઉત્તંકુંનૂ રૂપ દેખી કરી, વ્યામોહ પામી નાર્ય. ૧૮
પતિ વિના મન કેમ રહે તે, વિરહિણીનૂ મન્ન?
શિષ્ય પ્રત્યે એમ ઉચરે, તે સાભળો મુનિજન્ન! ૧૯
"આચ્યકુંનની ઇચ્છા મુઝને, ભાવ ઊપનો અકૃત્ય,
તે માટે ઉત્તંકુ તુઝને,મેં સાદ કીધો સકૃત્ય" ૨૦
એહવૂ વચન સુણી ઋષિ બોલ્યો, "તૂં તો માહરી માત,
આચ્યકુંન એમ કથમ હોયે? ગુરુપત્ની સાક્ષાત." ૨૧
"વચન સ્વામિન્‌ શિષ્ય ચહાવિ, શિષ્ય તણો એ ધર્મ;
કહ્યૂ'તૂ 'સ્ત્રી કહિ તે કરજે,' તો તૂં કા ન જાણે મર્મ?" ૨૨
"અરે માતા! એહ શું બોલ્યા?, હૂ તો તમારો તન,
ગુરુપત્ની તે માતા કહિયે એહવું વેદવચન. ૨૩
યમ સ્વમાતા મિત્ર–પત્ની, ગજપત્ની કહિવાય,
પત્ની–માતા ગુરુપત્ની એ, પાચ માતા સ્મૃતિ–ન્યાય." ૨૪
પછે ગુરુપત્નીને ક્રોધ આવ્યો, વિચાર્યૂં મન માહ,
"વેદ ઋષિ જ્હારે આશ્રમ્ય આવે, એહને ત્યજાવું સર્વથાય" ૨૫
ઉત્તંકુંને અતિ ચ્યન્તા પડી, આડા કરિ ગહિ હાથ,
"બાહ્યર્ જાવા નહિ દેઉ તુઝ, ભીડી રાખિશ બાથ" ૨૬
"માતા મુઝને એમ કા કહુ છુ? મુઝને લાગે પાપ,"
"માહરૂં કહ્યૂ જો નહિ કરે તો, દેઇશ તુઝને શાપ" ૨૭
સુણી મુનિવર વદે વનતો, "મુઝને લાગે દોષ,
પીડ પાતક ઊપજે, તહ્મ્યો, કા કરો છો રોષ? ૨૮

ઘરુણી ગુરુમાતા કહાવે, મેહ્લો માહ્‌રી કેડ્ય;
માહ્‌રે પાતક મ્યલ્યૂં મુઝને, સાથે ન ગયા તેડિ." ૨૯

ગદ્દગદ કણ્ઠે ઊચરે, અતિ દુઃખી થૈ નિરવાણ્ય;
"પૂહ્ય મૂકો પ્રેમદા ! કે, આપિશ માહ્‌ર્ગ પ્રાણ. ૩૦
મુને કહ્યૂં'તૂં 'સ્ત્રી કહે તે કરજ્યે, જે ઘર વિદ્યા-વ્યાપાર;'
કહ્યું મુઝને ઊપજે તે, ન કરૂ અઙ્ગીકાર." ૩૧

આગ્રહ દેખી અતિ ઘણું પછે, મૂક્યો મુનિને માગ;
'ધિટ ધીર છાડે નહીં અહીં, નથી કહ્યાનો લાગ.' ૩૨
ઉત્તઙ્ક અતિ રલિયાત્ય થયો ને, છૂટો બન્ધન-પાશ;
ધેનુ ચારવા નીગર્યો તે, આણી મન્ય ઉલ્લાસ. ૩૩

ત્યહાર પૂઠિ કથા કુણ હવી, ત્યહા કલ્માષ-દેશ રાજન !
યજ્ઞ પૂર્ણ કરાવ્યુ ઋષિજીએ, ઘણ આપ્યા વસ્ત્ર-અલઙ્કરણ. ૩૪
કોટિ સુવર્ણ દક્ષિણા આપી, કીધો મ[હ]ા પસાય,
આશીર્વાદ ત્યહા ઋષિજીયે દીધો, " અધિક તેજ તુઝને રાય !" ૩૫

આજ્ઞા માગી વેદ ઋષિ આવ્યા, વેગે આશ્રમ્ય વન્ન્ય,
એહ્‌વે સૂર્ય અસ્તાઙ્ગત્ય થયો તે, અસ્ત પામ્યો દિન્ન. ૩૬

સન્ધ્યોપાસન કરવા બેઠા, ઋષિજી તેણી વાર,
એહ્‌વે ધેનુ ચારી ધૈર્ય આવ્યો, ઉત્તઙ્ક ગુરુને દ્વાર. ૩૭
ગુરુ આવ્યા જાણી પગે લાગો, તવાગે ત્યહા પાય,
વિદ્યાની સિદ્ધ આપી ઋષિજીએ, ઘણૂ પ્રસન્ન મન માહ્ય. ૩૮

એહવે ગુરને નિદ્રા આવી, ત્યહાથા ઉત્તઙ્ક મુન્ન્ય,
અધ્યયન-શાળા માહે આવી, ભણવા બેઠો તન્ન. ૩૯

એમ કરતા પ્રભાત થયુ ને, ઉદિયો કશ્યપતન્ન.
ગોગણી [તો] સમીપે આવ્યા, જ્યહા છે વેદ મુનિજન્ન. ૪૦
એકાન્ત્ય બેશીને કહ્યૂ, " સાભલો સ્વામી ! વાત,
" ઉત્તઙ્ક માહ્‌ર વશ નહીં, બોલે ત્યહા અન્નાહાત" ૪૧

ગુરુજીએ જ્ઞાન વિચારિ જોયું, સ્ત્રીપુરુષનો ભાવ,
"શિષ્યે સર્જું ન કીધો એહનો, તે કરવા આવી ગવ." ૪૨
ઉતાવળો શિષ્ય તેડિયો, "તું ભયો દ્વિજરાજ[1]
અખિલ વિદ્યા હવી પૂરણ, સીધા સર્વે કાજ." ૪૩
કર જોડી ઊભો રહ્યો, "કાંઇ કહુ અમને ઇશ[1]
ગુરુદક્ષિણા અમ માગિયે, તે ચઢાવું હૃ શિષ્ય (? શીશ)" ૪૪
"બાપ! તાહરી પૂર્ણ દક્ષિણા, હવી છે સુદ્ધિ આજ;
પરમ પાવન શિષ્યથી માહરા, સકલ સીધાં કાજ. ૪૫
નહીં દાન વિદ્યા સમૂં, ગુજ, સમો કો નહિ પાત્ર,
કારણ એહ વિચારતા અન્ય, વસ્તુ ક્યચ્ચિન માત્ર." ૪૬
શિષ્ય કહે છે, "કાંઇ એક માગો," ત્યારે કહિ છિ ઋષ્ય,
"હું તો કાંઇ માગૂ નહીં, જા ગુરદારાને પૂછય" ૪૭
આગસ્ય જૈ ઊભા રહ્યો, "આજ્ઞા દ્યોને માત[1]
વિદ્યા પૂરણ થઇ અમને, તમ કેહ્વી કાંઇ એક વાત? ૪૮
તમ ચરણ-પ્રતાપે સકલ વિદ્યા, પામિયો હૃં આજ,
શિષ્ય જાણી દીજિયે, ગુરુ-દક્ષિણા સરખૂ કાજ. ૪૯
મુનિવર જૈ મે પૂછિઆ, પ્રણમ્યો જૈને ચરણ્ય,
હૃં પાગ તમારે મોકલ્યો, કાંઇ માગે વસ્ત્ર આભરણ" ૫૦
સુણી વાણી શિષ્ય તણી, વિમાશે પછિ મન્ન્ય;
"સમ્વત્સરી સસગ તણૂ, આજથી ચોથે દિન્ન ૫૧
આવ્ય થણી અતિ દુર્ગ છે, ગમ પુષ્ય કેરો દેશ;
[1] પતિવ્રતા સ્ત્રી તેહ્ની [છે], એક પત્નીવ્રત નરેશ." ૫૨


---

૧. આ પદ ●૩૮. ૨૧મું પૃ. ૫૬ ૫૬૬.

[1][ કડવું ૬ઠ્ઠું—રાગ આસાવરી ]

સૂત પુરાણી ઊચરે, શૌનક મુનિ શ્રવણે ધરે;
વૈશમ્પાયન કહે રાજાને, કથા જે કુણ્ડલ તણી રે. ૧
ઢાલ—કથા જેહ કુણ્ડલ તણી, સાંભલ શૌનક! વાત;
ગોરાણીયે તાં જે કહ્યું, કહૂં તે સાક્ષાત. ૨
"પૂર્વે તક્ષકની સ્ત્રીનાં છે, કુણ્ડલ ભૂષણ જેહ;
ગુરુદક્ષિણામાં આણી આપો, સોહાવૂં હૂં તેહ. ૩
કુણ્ડલ તે સ્ત્રીનાં કર્ણનાં, લ્યાવજે ચોથે દિન;
શીઘ્ર થૈને આવયો ત્યહારે, કાલ થાય મધ્યાન્હે." ૪
[2]મુનિવર વેગે સઞ્ચરે, મન માંહે ચ્યન્તા થાય;
"મારગ્ય મન્ય જાણું નહીં, કિમ પોહચિશ જાય? ૫
કામ કઠિણ કુણ્ડલ તણું, કયમ આવે મુઝ પાસ્ય?"
કહ્યું, "ભવજલતારણ, દુઃખનિવારણ, કારણ સારÂપાસ્ય." ૬
કરી સ્મરણ શ્રીહરિનૂં પછે, મુનિને નામે શીસ;
અલ્પ દિવસને અધિક કારય, કરે શ્રીજગદીશ. ૭
[3]આજ્ઞા માગી નીસર્યો, મારગ્ય મુનિવર જાય;
કોશ પઞ્ચર ગયા પછે, વિમાશે મન માંહ્ય. ૮
એમ કરતાં આગસ્ય આવ્યું, મહા ગંહ્વર વન;
ક્ષુધા લાગી અતિ ઘણી, પણ્ય નહીં જલ ને અન્ન. ૯
ત્યહાં પુરુષ નામે કો નહીં, નહિ પશુ પઙ્ખીનો નાર્ય;
ત્યહાં વૃષભ ઉજ્જ્વલ ચઢી આવ્યો, એક પુરુષ તેણે ઠાર્ય. ૧૦
"ક્યહાં થકો તૂં આવિયો? મુઝને કહો દ્વિજરાજ!
એકલો ચાલ્યો અરણ્ય માહે તારે, કોણ સાથે કાજ?" ૧૧
"હૂં શિષ્ય મુનિવર વેદનો, ઉત્તઙ્ક માહરૂં નામ;
સકલ વિદ્યા ભણ્યો ત્યાંહે, પોહતા મનોરથ કામ. ૧૨

---

૧. ૨૨ મું. ૨. આ. પ. #૩૯. ૩. આ પ. #૪૦.

આંહ્યાં થકી અતિ દૂર્ય છે, રાય પુષ્ય કેરો દેશ;
કુણ્ડલ તેહની સ્ત્રી તણાં લ્યાવો, મુને દયો છે ઉપદેશ. ૧૩
તે માટે હું નીસર્યો, માહરા ગુરુ કેરૂં કામ;
દિશ નગર રાજા તણું, ન જાણું તેહનું નામ." ૧૪
તેણે ક્ષ્ય ધરીને આપિયું, મહા વૃષભ કેરૂં છાણ;
"તું ભક્ષ કર્યને વિપ્રવર! તુઝ, પવિત્ર થાશે પ્રાણ." ૧૫
વચનો વિપ્રવર બોલિયો: "આશંકા મુઝને થાય;
પ્રત્યક્ષ પુરિષ પશુ તણું, મેં કેમ ખાધું જાય. ?" ૧૬
"એક વાર તાહરે ગુરે સ્વામી! કીધો હતો આહાર;
એ ખાધે મન્ય આનન્દ થાયે, મ કરેશ મન્ય વિચાર." ૧૭
લીધું જ્યહારે નામ ગુરુનું, ત્યહારે કીધું ભક્ષ;
ત્યહારે વૃષભ પુરુષ બેહ ઉત્પતી, જૈ રહ્યા અન્તરિક્ષ. ૧૮
વિપ્ર ત્યહાંથી નીસર્યો ને, ઊપનું દિવ્ય જ્ઞાન;
ક્ષણ એક માંહે જૈ રહ્યો, જ્યહાં હતા પુષ્ય રાજન. ૧૯
રાયે નિરખ્યો આવતો ત્યહારે, ઊઠી કર્યો પ્રણામ;
"પવિત્ર કરવા કહ્યાં થકી, શે કાર્ય આવ્યા આમ?" ૨૦
અર્ઘ્ય પાદ્ય પૂજા કરીને, આસન આપ્યું સાર;
સ્તુત્ય કરિ રાયે આજ્ઞા પૂછી, "કહોને મુનિ વિચાર." ૨૧
એહવું વચન સાંભળી, ઉત્તંક કહે છે વાત:
"માનુભાવ મુનિ વેદ તણો, હું શિષ્ય તે સાક્ષાત. ૨૨
કૃપા કરીને વિદ્યા આપી, મુને જાણી શિષ્ય;
ગોરાણીયે ત્યહાં માગી દક્ષિણા, તે મેં ચડાવી શીશ. ૨૩
'કહ્યું 'પુષ્ય રાજા અતિ ભલો, પુણ્યવન્ત પૃથ્વી મધ્ય;
પતિવ્રતા સ્ત્રી તેહ તણી, ત્યહાં વસે અષ્ટમા'સિદ્ધ. ૨૪
કર્ણે કુણ્ડલ ગણીં તણે, તે લ્યાવ માહરે કાજ્ય;'
તે માટે હું આવિયો, રાય પાવન નામ." ૨૫

પછી રાય શ્રવણે સુણી, પૂછે ગુરુની વાત;
મોકલ્યો ઋષિ રાણી ભણી, "તુને આપશે સાક્ષાત." ૨૬
રાયે મોકલ્યા રાણી કને, "જાયો અન્તરપુર માંહ્ય;
રાણીને કરુ વીનતી, જે કાર્ય તમારૂં થાય." ૨૭

———
૧૯૬

[1][ કડવું ૯મું-રાગ એજ ]

વચન સુણી વર રાયનાં, પછિ ચાલ્યા રાણી પાશ;
એક એકપેં દીપતા [એહ], અનોપમ આવાસ. ૧
સ્થમ્ભ મણિમય ઝલહલે, જાણે દીપક કેરી હાર;
દ્વાર પાખલ્ય રચી રચના, દિવ્ય કનકમે દ્વાર. ૨
પ્રાસાદ દેખી પરમ પાવન, મુનિ થયા રલિયાત્ય;
સકલ મન્દિર વલ્યા ખોલી, પ્હાં વસ્તુ નાના ભાત્ય. ૩
મધ્ય મન્દિર જૈ રહ્યો, નવ્ય દેખે રાણીરૂપ;
"શું સાંભલ્યો મેં સત્યવાદી, અનૃત બોલ્યા ભૂપ?" ૪
કારણ કાંઈ જાણે નહીં ને, વિમાશે મન્ય વાત;
મનભંગ થૈને સામો આવ્યો, જ્હાં બેઠા હતા રાય. ૫
"સત્યવક્તા સાંભલ્યો, નવ ખણ્ડચ તાહરૂં નામ;
મુને મન્દિર મોકલ્યો, એ નોહે તાહરૂં કામ. ૬
મનુષ્ય નામે કો નહીં, રાણી ક્યહાં થકી હોય?
હૂં તો સકલ મન્દિર વલ્યો ખોલી, ત્યહાં ન દીસે કોય." ૭
સુણી વાણી વિપ્રની વસતા, વદે પુષ્યકવર્ણ;
"પખાલી મુખ ચરણ મુનિવર! કરો હરિનૂં સ્મરણ. ૮
પધારો તદ્દ્યો મધ્ય મન્દિર," એહવૂં બોલ્યો રાય;
"તમ ચરણ પૂજા કરે રાણી, અને પાવન થાય." ૯
સૂત કહે છે વીનતી, સાભલુ શૌનક મુન્ય!
"પવિત્ર પાખે પતિવ્રતાનૂં, નવિ હોએ દર્શન." ૧૦

[1]. ૨૨ માની ૩૪મી આવૃ.

સુણી વાણી વળ્યો પાછો, ગયો મન્દિર માંહે;
રાણી નયણે નિરખિયાં ને, હરખિયો મન માંહે. ૧૧
આસન આપ્યું પૂજા કીધી કહ્યું, "ભલે પધાર્યા નાથ!
સકલ તીરથ એહાં પામ્યાં," હરખ્યો સઘલો સાથ. ૧૨
"કોણ કારણ તહ્મ્યો પધાર્યા? કહુને કારણ આજ;
મા'નુભાવ પર-ઉપકાર જાણી કે, અમ પાવન કરવા કાજ?" ૧૩
વિપ્રે કહે "બાઇ! સાંભલો, હું વેદ ઋષિનો શિષ્ય;
તે ચરણપ્રતાપે સકલ વિદ્યા, હું તે પામ્યો નીશ. ૧૪
ચાલતાં મેં એમ કહ્યું, 'કાંઇ માગો માહરે પાશ;'
ગુરુદારાયે કુણ્ડલ માગી, મને દીધી આશ. ૧૫
કહ્યું, 'રાણી રાજા પુષ્યની, પતિવ્રતા જે નાર્ય;'
કહ્યું, 'કુણ્ડલ તેહના કર્ણના, લ્યાવે માહરે દ્વાર.' ૧૬
તે માટે હું આવિયો, અતિ દુઃખ જાણી માત;
રાજાયે હું મોકલ્યો [તે], તમ કને સાક્ષાત." ૧૭
રાણી વાણી વદે વલતાં, "ધન વસ્ત્ર અમ્બર પાત્ર;
રાજ્ય છે તે તમ તણું, તો કુણ્ડલ કેહી માત્ર? ૧૮
પણ કુણ્ડલ-અર્થે નાગ તક્ષક, કરે છે ઉપક્રમ;
[1] માર્ગ જાતે લેશે હરિને, એહો નવ્ય રહિ ધર્મ." ૧૯
૨૧૫

[2] [ કડવું ૮મું. રાગ એજ ]

સુણી વચન રાણી તણું, વિમાશે વાડવ ઘણું;
અરથિયો ઉતપન્ન દોષ દેખે નહીં રે. ૧

૧. આ પા. ઉથલો:—
"ન રહે એહા ધર્મ ને', એહવી રાણીયે વાણી કહી;
વૈશમ્પાયન ઉચરે, રાજા જનમેજય! સાંભલ્ય સહી. ૫૩"
૧૪૯

૨. ૨૩ મું.

ઢાલ—"આગળ્યો દોષ દેખે નહીં, જે શર કહાવે નામ;
ગુરુચરણ-પ્રતાપે તક્ષક, નવ્ય લે માહરે નામ." ૨
વિપ્ર કહે "વેગે કરી, આપ્ય આભરણ માત!
તાહરે સત્યે કરીને કોઇ, મારગ્ય નવ્ય કરે ઘાત." ૩
સુણી વાણી રાણીયે પછિ, આપ્યાં કુણ્ડલ હાથ્ય;
નમ્ર થૈને નમી ચરણે ત્યહારે, વિપ્ર બોલ્યો વાત. ૪
"જન્મ-જન્મે અવતરે તૂં, કરે વિપ્રનાં કાજ;
તાહરે તો કાંઇ ન્યૂન દેખૂં તો, ઊચરૂં કાંઇ આજ." ૫
અતિ હર્ષ ધરતો આવિયો, જ્યાંહ હતા રાજન્ન;
કહે, "કાર્ય માહરૂં સિદ્ધ પામ્યૂં, મહાપુરુષ! તૂં ધન્ય." ૬
વલતો રાજા ઊચરે "આજ, પિતા માહરાનો દિન્ન;
પ્રસાદ કરિને પધારો જે, નીપજે છે અન્ન." ૭
ઉત્તર્ક વલતો બોલિયો, "રાય! થાશે મુઝને વાર;"
રાયે મન્દિર મધ્ય જૈને, વેગે માગ્યૂં વાર્ય. ૮
પ્રથમ મર્દ્દન કરી રાજા, નિત્યે સારે શ્રાદ્ધ;
વિલમ્બ થાશે વિપ્રને અતિ, ઊપજશે અપરાધ. ૯
ભોજન-અન્ત્યે અર્ચા કીધી, બોલ્યા રાય વચન્ન;
"કુલ દેશ ને મન્દિર માહરૂં, કર્યૂં ઋષિ! પાવન્ત." ૧૦
રાયજી નીચા નમ્યા, ઋષિ ચાલિયા તત્કાલ;
કાર્ય થયે હરણાની પેરે, ભરવા માંડી ફાલ. ૧૧
નગર મૂકી નીસર્યો ને, મારગ્ય ચાલ્યો જાય;
જલ-કમણ્ડલ હાથ માંહિ, ઊલટ અઙ્ગ ન માય. ૧૨
દિવ્ય કુણ્ડલ કર્ણનાં કર-મધ્ય રાખ્યાં સાર;
"મધ્યાહ્ન પેહલાં જૈ રહૂં, જાણે ક્ષણુ ન લાગે વાર." ૧૩
અનેક મણિમય કુણ્ડલ કારણ, નિત્ય તક્ષક નાગ;
રાય-આંગણિ કરે ઉપકર્મ, પણ્ય કહીં ન પામે લાગ. ૧૪

અનેક વેશજ પાલટીને, ધરે વિવિધ સ્વરૂપ;
જાણી કુણ્ડલ વિપ્ર-કર્ણ, થયો બ્રાહ્મણ અનૂપ. ૧૫
ઉત્તંક પૂઠે ચાલિયો ને, અન્તર અન્તર જાય;
એટલે મુનિને તૃષા લાગી, ચાલને વન માંહ્ય. ૧૬
કુણ્ડલ મૂક્યાં કાષ્ઠ ઊપર્ય, પીવા બેઠો નીર;
તક્ષક વેગે ત્યાંહાંથી આવ્યો, જાણ્યે છૂટો તીર. ૧૭
ગ્રહી કુણ્ડલ હાથ માંહ્યે, મારુત-વેગે જાય;
ઉત્તંક થયુ અતિ આકળો ને, તક્ષક પૂઠે ધાય. ૧૮
વન અતિ ગમ્ભીર દારણુ, વલ્મિક ઝાઝા ત્યાંહ્ય;
વિપ્ર શીઘ્રી સર્પ થયુ પછિ, જૈ પેહૂતો દર માંહ્ય. ૧૯
ઉત્તંક ત્યહાં અતિ કલકલે, "હવિ શું કરૂં મહારાજ?
ગુરુદારા મુઝને શાપ દેશે, ન સર્યું એકે કાજ. ૨૦
રાણી કેરો વાંક નહિ, મુને કહ્યૂં હતું એમ;
[1]કાર્ય માહરૂં થયૂં કૂડું, કહુ હવિ કરવૂં કેમ?" ૨૧/૨૩૬

---

[2] [ કડવું ૯ મું-રાગ રામગ્રી ]

[3] એણી પેર્યે બોલ્યા સૂત વચનજી, પછી શું કીધું ઉત્તંક મુન્યજી?
"ગુરુકૃપાયે મુઝ બલ હોયજી," માર્ગે ઉદ્યમ માંડ્યો સોયજી. ૧
ઢાલ-મારગે ઉદ્યમ માંડિયો, પછિ ખણવા લાગ્યો ભોમ્ય;
વ્યેષ્ટિકા લીધી હાથ માંહ્યે, ચડ્યો ઉકાટો રોમ્ય. ૨
દર માંડ્યૂં ખોદવાને, કરે અતિ આયાસ;
સ્મરણ કરે શ્રીસારંગધરનૂં, મુખ મૂકે નિશ્વાસ: ૩

---

૧. આ. પા ઊપલો:—
"હવે કરવું કેમ', ને, ઉત્તંક ચ્યન્તા અતિ ઘણી;
વૈશમ્પાયન ઉચરે, સાંભલ્ય હસ્તિનાપુરના ધણી! ૨૨"/૧૦૧

૨. ૨૪મું. ૩. ૩ થી કડીની ૨ કડી ગણ્યે છે.

એટલે અન્તરક્ષ ઇન્દ્ર જાયે, વિમાન્ય બેઠો સોય;
અતિ દુઃખ દેખી વિપ્રનું, પછિ જ્ઞાન-દષ્ટે જોય. ૪
વજ્રને આપી આગન્યા, કહ્યું, "વેગે વેહલો જાય;
વિપ્રને વાહરે ચડો જૈ, પેસો ડણ્ડજ માહ્ય." ૫
વજ્રે આવી અર્ગૂજ કીધું, વિપ્રને આપ્યું પાણ્ય;
ડણ્ડે મારી ગર્ત પાડ્યું, બોમ્ય નાખી તાણ્ય. ૬
મારગ્ય કરતો ચાલિયો, જૈ પરવર્યો પાતાલ્ય;
વજ્રબલે જૈ ભેદિઓ, રસાતલ તત્કાલ. ૭
એક ચક્ર પરિભ્રમણ કરતું, તેણે (? તેને) આરા બાર;
મધ્ય એક મહાપુરુષ બેઠો, પાસે ખટ કુમાર. ૮
ત્યહાં અશ્વ બાંધ્યો એક દીસે, વિમાશે છે મન્ય;
"ગુરુપત્નીયે જે કહ્યું તે, યથાર્થ પૂરણ દિન્ન." ૯
તે ઋષિ ખિઝ(?) કેરી સ્તુત્ય કરે, "ઉત્તંક માહરૂ નામ;
હું શિષ્ય મુનિવર વેદનો માહરે, ગુરુદારાનું કામ. ૧૦
આભરણ લેવા મોકલ્યો ત્યહાં, પુષ્ય રાયને ઘેર્ય;
લેઇને મારગ્ય આવતા મેં, કાઇ ન જાણી પેર્ય. ૧૧
મૂકીને જલપાન કરતા, આવ્યો તક્ષક નાગ,
ગ્રહી કુણ્ડલ આહ્યુ આવ્યો, છેદી અવની-માર્ગ. ૧૨
કુણ્ડલ-કારણ કર્મિ લાગ્યું, શી કરૂ હવિ પેર્ય?
કાર્ય માહરૂ થયું નિષ્ફલ, કયમ જાઉં હવિ ઘેર્ય?" ૧૩
મહાપુરુષનું સ્તવન કરતા, પ્રસન્ન થયા તેણી વાર;
પાશે બાધ્યો અશ્વ દેખાડ્યો, કહ્યૂ "સાંભલ્ય તૂ નિરધાર. ૧૪
આ અશ્વને [જૈ] પાવન કરને, અહીં એ ઉપકર્મ;
પૂંછને પાશિ વાયુ કરવો." ભાખ્યો તેણે મર્મ. ૧૫
નાસિકા મુખ નેત્રથી એક, ઊઠી અર્કૃચથી ઝાળ;
નાગલોકને દહન કરવા, કોપ્યો મુનિવર-કાલ. ૧૬

હુંકાર કરતો રહે નહિ ત્યારે, સર્પે જાણ્યું એમ;
"કલ્પાન્ત કેરો અગ્નિ ઊઠયો, હવે કરવું કેમ?" ૧૭
કારણ કો જાણે નહીં જે, તક્ષક કેરૂં કર્મ;
આકુલ વ્યાકુલ થાવા લાગા, ન જાણે કાંઇ મર્મ; ૧૮

એટલે કેણિ જઈ કહિયું, "એક વિપ્રનૂં આભરણ;
તક્ષક લેઇને આંહીં આવ્યો, તેણે ઊપાયૂં મરણ. ૧૯
એ રે! પાપી! આપ્ય એહને કે, બાલી કરશી રાખ;
આપી આભરણ લાગ્ય પાયે જૈ, રહે સર્પની સાખ." ૨૦

તક્ષક આવ્યો ઊતાવલાં, લેઇ કુણ્ડલ પાણ્ય;
ગદગદ કણ્ઠે ઊચરે "અપ-રાધ કીધો નિરવાણ્ય." ૨૧
દણ્ડવત કરિને આપિયાં પછિ, કનકકુણ્ડલ હાથ્ય;
પછિ થયો ઊતાવલો ને, વદે એહવી વાત. ૨૨

પેલા પુરુષ પ્રત્યે ઊચરે "અતુલ મમ (? તમ) મહિમાય;
મધ્યાહ્ન પેહલાં ગુરુ તણે ઘેર્ય, કેમ કરિનિ જવાય?" ૨૩
મહાપુરુષે વાણી વદી એ, "અશ્વે થા અસવાર;
તાહરા ગુરુને ઘેર્ય જાતાં, ક્ષણ ન લાગે વાર." ૨૪

વિપ્રે અશ્વ-આરોહરણ કીધૂં, થયો તે અસવાર;
મધ્યાહ્ન માંહે જઈ પોહતો, મુહૂર્ત માંહે સાર. ૨૫
ક્ષણ એક વાર લાગી નહિ ને, આવિયો તત્કાલ;
ગુરુદારા ઘેર્ય વાટ જુયે. "ત્યારે, થયો મધ્યાહ્નકાલ. ૨૬

ઉત્તરૂં તો આવ્યો નહીં, અનૃતવાદી એહ;
કહ્યૂં કારય નવિ કરે ઘેર્ય, શિષ્ય રાખ્યો તેહ. ૨૭
એહવા શિષ્ય પાખે રહ્યૂં જે, ન કરે ગુરનૂં કામ;
કાર્ય કરવા મોકલ્યો જૈ, બેઠો એહને ઠામ્ય. ૨૮
તે માટે તમને કહૂં છૂં, જુયો વિમાશી આપ;
સમે ઊપર્ય કાં ન આવ્યો? હૂં દેઇશ એહને શાપ." ૨૯

"ક્ષણ એક રહિને 'વાટ જુઓ" એમ બોલ્યા ગુરુ ભગવાન;
અશ્વ ચઢી ઉત્તંક આવ્યો જ્યહારે, કાલ થયો મધ્યાહ્ન. ૩૦
"ભલુ! ભલુ!" ત્યહારે કહ્યો મહા ઋખે, "સાહસિક, સત્ય, વિશાલ;"
ગુરુદારાને કુણ્ડલ આપ્યાં, હરખ્યાં તેણે કાલ્ય. ૩૧
બ્રાહ્મણ સઘલા આવિયા, નોહ્તર્યા હ્તા જેહ;
ગુપ્ની (?ગુરુ)–પિતા કેરૂં શ્રાદ્ધ કીધૂં પછિ, આરોગાવ્યા તેહ. ૩૨
૨૬૮

---

[1] [ કડ્વૂ ૧૦મૂં–રાગ એજ ]

કુણ્ડલ પેહ્રીને પાક કીધો, વિવિધ પેયનાં અન્ન;
ત્યહાર પૂંઠે શું થયૂં [તિ], સાભલુ શૌનક મુન્ય! ૧
ઋષિ પત્ની કહે શિષ્યને, "તૂં મોટો મહાનુભાવ;
હૂં કાઇ જાણૂં નહીં તારે, ગુરુશૂં એવડુ ભાવ. ૨
જેણિ સમિ તુઝને વાર લાગી, મેં વિમાશ્યું નિજ આપ;
પાપ્યણી હું ગ્રીછ્યા વિના, દેતી હૂંતી શાપ. ૩
ચૌદ વિદ્યા હ્જો પૂર્ણ તુઝને, રખે ઊપજે દુઃખ;
ભૂત ભવિષ્ય વર્તમાન ત્રણ્યે, હ્યો તાહ્રે મુખ્ય." ૪
એહ્વૂં કેહ્તા ચરણિ લાગ્યો, "તહ્મ્યો માહ્રી માત;
બાલક હૂં એ અતિ અલ્પબુદ્ધિ, પણ્ય વૃદ્ધ ન કરે ઘાત." ૫
એહ્વૂં કહિ ગુરુ પાશે આવ્યો, ચરણિ નામ્યૂં શીસ;
ભલો ગુરુ કહે "કહિણુ કામે, ન ચઢી તુઝને રીસ. ૬
અતિ કાલ થયો કયમ આવતા? તે મુઝને કેહ્ને મર્મ;
કે આવતાં અન્તરાય ઊપની, કે થયો તુઝને શર્મ?" ૭
શિષ્ય વલતો વદે વાણી, "સાભલો ઋષિરાજ!
વિઘ્ન સઘલાં નાશ પામે, કરતાં મુનિનૂં કાજ. ૮

---

૧. ૨૪ માની ૩૪મી અને બાદ.

કરતાં ઊપજે કર્મ અતિ ઘણું મને, કુણ્ડલ લાગ્યા હાથ્ય;
વિનય કરિ રાયે શીખ દીધી ત્યારે, હરખ્યો મન-સહુધાય્ય. ૯
મારગ્યં મુઝને આવતા, તક્ષકિ કીધો ભેદ;
'વિપ્ર-વેશ કરિ થયો પૂંઠે, ઊપનો એહને ખેદ. ૧૦
જલપાન કરતા બેસતાં મેં, મૂકયા કુણ્ડલ ભોમ્ય;
તત્ક્ષણ અહિ નિજ નાગ થયો ત્યારે, ચડ્યો ઉકાંટો રોમ્ય. ૧૧
દર થૈ પાતાલ ચાલિયો, મેં જોયૂં તેણી વાર;
કણ્ડ લેઇને અણવા બેઠો ત્યારે, ઇન્દ્રે કીધી સાર. ૧૨
વજ્રને આપી આગન્યા, કહ્યૂ, 'વિપ્ર વાહરે ધાય;'
ભોમ્ય વિડારી વજ્રાયુધે, ત્યહાં કીધી માહરી સાહ્ય ૧૩
પાતાલ માહે જૈ રહ્યો, મહાપુરુષ દીઠો એક;
ચક્ર આરા બારનૂં ત્યહાં, વિવિધરૂપ અનેક. ૧૪
શ્વેત ને શ્યામ તન્તુ દીસે, બાંધિયો અશ્વ એક,
મહાપુરુષની સ્તુત્ય કરી મેં, પૂછ્યૂં જ્ઞાન વિવેક. ૧૫
તેહને કરી મેં વીનતી 'તહ્મ્યો, સાંભળો મહારાજ!
હું દુઃખી થયો છૂં અતિ ઘણૂં, તહ્મ્યો કરો માહરૂં કાજ.' ૧૬
મુઝને દીધી આગન્યા, 'તૂં, અશ્વને કર્ય વાય:
ત્યહાં થકી અગ્નિ પ્રગટ થાશે તાહરૂં, કાર્ય સિદ્ધ થાય.'. ૧૭
અગ્નિ ત્યહાંથી પ્રગટ થયુ ને, આલિયો નાગ-લોક;
[1] તક્ષક થયુ અતિ આકલો, આવિયુ ધરતો શોક. ૧૮
૨૮૬

---

૧. આ પા. ઊમેરેલોઃ–
"આવિયુ ધરતો શોક ને, ગુરુ શિષ્યનાં નાયક હદે,
સૂત કહે શૌનક પ્રત્યે, વૈશમ્પાયન રાજાને કહે. પર"
૭૨૩

[1][ કડવું ૧૧ મું–રાગ એજ ]

ઉત્તંક બોલ્યો એહ વચનજી,
સાંભળો સાચું તહ્મ્યો ઋષિજનજી! ૧
ઢાલ—" મુનિજન! તહ્મ્યો સાભળો, પછિ નાગે કીધું જેહ;
'અપરાધ કીધો અતિ ઘણો, કિ આપૂં આભરણ એહ.' ૨
પછિ મેં પૂછ્યૂં મહાપુરુષને, 'તહ્મ્યો કહો મુઝને મર્મ;
આજ મધ્યાહ્ને જો મેં જવાયે, તો હાસ્ય આવે શર્મ.' ૩
પછે મુઝને કહ્યૂં તેણે, એ અશ્વ છે અતિ સાર;
આશ્રમ્ય જાતાં ગુરુ તણે, એક ક્ષણ ન લાગિ વાર.' ૪
તે અશ્વ મુઝને આપિયો, તે ઊપર્ય થયુ અસવાર;
તમ ચરણ–કિપાયે કરી, હૂં આવિયો નિરધાર. ૫
વલી એક પ્રશ્ન કરૂં તે મન્ય, સાભલો વિપરીત;
આંહા થકી મારગ્ય લાતા (? જાતા) મેં, કાંઇ ન જાણી રીત્ય. ૬
વાટે જાતા વન દીઠૂં ત્યહા, નહીં નર પશુ કોય;
ક્યહાં નગર ક્યહાં રાજ–મારગ, કાર્ય કેહી પેર્ય હોય? ૭
પછે વૃપ ચઢી એક પુરુષ આવ્યો, મહા અસમ્ભવ તેહ;
મુઝ કહ્યૂ, 'તૂં કોણ? ક્યહા રહે? કારણ કહ્યને એહ.' ૮
નામ મેં લીધૂં તમારૂં, કહ્યૂ, 'વેદ ઋષિનો શિષ્ય,'
ત્યહારે વૃષભ કેરૂં છાણ આપ્યૂં, કહ્યૂ 'કરજે ભક્ષ. ૯
ગુરુ તાહરે એ ભક્ષ કીધૂં હૂતૂં, તો તૂં કા કરે વિચાર'?
ખાધા પૂંઠે મારગ્ય જાતા, મુને ક્ષણ ન લાગી વાર. ૧૦
કોણ પુરુષ ને કોણ વૃષભ તે? ખાધૂં તે શ્યૂ ભૂપ?
મહાવનમાં આવિયો તે કોણ અકલસ્વરૂપ? ૧૧

---

૧ રપમ્. ૨. ૭-૧૦ વચ્ચે સન્દર્ભ ઊપરથી ક્ષિપ્ત:—
"પુરિષ નામે એ કહાવે, એ કથમ ખાધૂં જાય?
કહ્યૂં, 'પૂજ્ય તાહરા ગુરુને પેનો, અતુલ છે મહિમાય. ૧૦"

પાતાલ માહે પુરુષ દીઠો, અને ચક્ર દીઠું જેહ;
આરા બાર બાલક ૭ દીઠાં, અતિ રૂપ દર્શન તેહ. ૧૨
,કાલા ધોલા તન્તુ દીઠા, અશ્વ કેરૂં રૂપ;
વાયે કરિને અગ્નિ પ્રગટ્યો, કહોને કોણ સ્વરૂપ ?" ૧૩
મુનિવર કહે "તું શિષ્ય! સાંભળ, વૃષભ દીઠો જેહ;
ઐરાવત તે ઇન્દ્ર તણો, હસ્તિરૂપ કહાવે તેહ. ૧૪
ઇન્દ્ર ઊપર્ય બેઠા હતા તે, દીઠા તેણી વાર;
કરિ કરીને અમૃત આપ્યૂં, તે કર્યૂં તેં આહાર. ૧૫
પાતાલ માહે ચક્ર દીઠૂં, તે સંસાર કેરૂં રૂપ;
આરા તે ત્યહા માસ બારે; પુરુષ કાલ-સ્વરૂપ. ૧૬
કુમાર હતા તે ઋતુ ૭ [હતી], એમ અગ્નિનો વેષ;
પરતક્ષ દેવ તા પુરુષ દીઠો, ટલ્યો તાપ અશેષ. ૧૭
શ્વેત ને શામ જે તન્તુ, દી[ઠા], તે તો દિવસ ને રાત્ય;"
વચન સુણતા વિપ્રવર ત્યહા, અતિ થયો રલિયાત્ય ૧૮
પ્રદક્ષિણા કરિ ચરણે લાગ્યો, ભાગ્યો મન-સન્દેહ;
ઋષિ-દારા રલિયાત્ય થૈ, અતિ હરખ][1] પામી તેહ. ૧૯]
"[મેં પ્રથમ નવિ ઓલખ્યો, તું ભ]ણુ સાહસ ધીર;
ચ્યાર [પદારથ પામજે તાહરૂ], સુખી સકલ શરીર." ૨૦
આ શીસ [વન્દી સઞ્ચર્યો, અ]તિ હર્ષ ધરતુ જાય;
પણિ તક્ષક નાગિ [પરભવ્યો, તે સરોષ અતિ] મન માંહ્ય. ૨૧
"ઓળિ હું [ત્યહા દુખી કીધો, હવે શો કરૂં] ભેદ?
હવે રચના હું કરૂં [યમ, નાગ પામે ખેદ.]" ૨૨
સૂત કહિ છિ વીનતી [ તદ્ભ્યો, સાંભલુ ) શૌનક મુન્ય!
[તે કા]રણથી સમ્ભારિ[યા, ત્યહા જનમે] જય રાજન. ૨૩

☞ ૧. અહીંથી આનાં પાનાં મળે છે. ખણ્ડિત ભાગ [ ] મોટા કૌંસમાં છે.

તદ્દ[મ્યો મુ]ઝનિ પ્રશ્ન કીધું, [તે કહ્યો મેં] મહિમાય;
કુણ વેર ઉ[તર્યું નિ ઊપનૂં તે], આવ્યા [ફેરી રાય. ૨૪]
ઉત્તમ કથા આદિપર્વની, તેમાં આખ્યાન એહ;
સાંભળતાં મહા પાપ નાસિ, [થાય પાવન] દેહ. ૨૫
૩૧૧

---

[1] [કડવું ૧૨ મૂં–રાગ એજ.]

એણી પિરિ બોલ્યા ઋષિરાય થી;
આદિપર્વનુ કહૂં મહિમાય થી. ૧
ઢાલ—મહિમા કહૂં આદિપર્વનુ, તહ્મો સાંભળો [સઘળા મુન્ય !
એ કથા એ]ણી પિરિ સાંભળી, [જનમેજય રાજન. ૨
વૈશમ્પાયન વ્યાસ–શિષ્ય], ઋષિ [અનોપમરૂપ;
કહી કથા રાય કર્યો] પાવન, પામ્યો અકલસ્વરૂપ. ૩
હસ્તિનાપુ[ર માહિ સા]ભલિ, ધૃતરાષ્ટ્ર રાજન;
તેહિ સઞ્જય સારથિ, [પાસે] [2]રહે અનુદિન. ૪
યેણિ સમિ કુરુક્ષેત્ર.મધ્યિ, [કૌરવ] પાણ્ડવ વીર;
મ્યલ્યાં દલ, સઞ્જય પ્રતિ, પૂછિ વૃદ્ધ શ[રીર. ૫]
'તે સમે મિ સાંભલૂં, દ્રુપદી સાધ્વી નારિ;
અપરા[ધિ પાખિ અ]ણ્ણા તે, આણી સભા મુઝારિ. ૬
ભીષ્મ કેરૂ અ[ઙ્ગ ભેદ], શિખણ્ડીનાં બાણ;
જે ધર્મજ્ઞાતા સત્યવાદી, સુભટ શૂ[ર] સુજાણ. ૭
બ્રહ્મચર્ય–વ્રત સદા લગિ અનિ, મૃ[ત્યુ] રહિ યેહ્નિ દૂર્ય;
સઙ્ગ્રામિ સન્મુખ નવિ રહિ ફર[શુ]–રામ સરખા શૂર. ૮
સ્વર્ગ મૃત્યુ પાતાલ માહિ, [સુભ]ટ ચે કહિવાય;
ચાઙ્ગેયશૂં સઙ્ગ્રામ કરવા, કો ન ત્રિ[કેર] થાય. ૯

---

૧. આરમ્ભની કડી નથી. ઢાલની ૨૭મી ને ૨૫ મું ચાલુ. ૨. તે.

તે પોઢ્યા પિતામહ બાણુશેય્યા, નિ [થયું છિ]ન્નિ શરીર;
પાતાલ ભેદી બાણુ અર્જુનિ, પાયું [ગઙ્ગા-નીર. ૧૦
સ્વયંવર]¹ દ્રુપદી તણુ રાય, દ્રુપદ કેરિ [ઘિરિ;
મછ્ય અર્જુન વોધયો, ત્હારિ] લેહિ વિજયની પિ[રિ. ૧૧
અર્જુન કેરુ કુંઅર અભિમન્યુ], ચૌદ² વર[સ³નો બાલ;
ચક્રવ્યૂહમાં ચઢ્યો રણિ નવ, આણ્યુ અરિદલ કાલ. ૧૨
ઉભય પક્ષ સામર્થ્ય જેહ્નેે, ગુરુ દ્રોણુ સરખા જન;
તે પડ્યા પૂઠિ સઞ્જય ઋષિ! કેમ, વિજય હોય રાજન ? ૧૩
જરાસન્ધનિ છતવા હરિ, ભીમ ને અર્જુન;
અમિ-કારજ કર્યું અર્જુનિ, દહ્યું ખાણ્ડવ વન. ૧૪
વૈરાટ મધ્યે વેષ વ્યણ્ડલ, ધર્યો રાજકુમાર;
એકલિ આવી અતુલ બલ સર્વ, ઘર પમાડ્યા હાર્ય. ૧૫
સુભદ્રાનું હરણુ કીધું, યાદવ સરખા જોધ;
તે બાણિ અર્જુનિ પ્રાજે કીધા, જે ધરતા આવ્યા ક્રોધ. ૧૬
કર્ણ મહા ભડ પડ્યો પૃથ્વી, યુદ્ધ જાણુનો પ્રૌઢ;
તો કુશલ કૌરવનિ ક્યહાં થયું, સુણી હું થયો દિઙ્મૂઢ. ૧૭
તીર્થયાત્રા કરી આવ્યો, અર્જુન જેણી વાર્ય;
નારદ કેરૂં વચન પામ્યું, થયો જેજેકાર. ૧૮
હેડમ્બ-વધ મેં સાંભલી જે, ભીમ કેરૂં કર્મ;
ત્હારિ સઞ્જય! જાણુજ્યો, રાયજી કેરો મર્મ. ૧૯
દુર્યોધનનિ ગ્રહી ગાન્ધર્વ, અન્તરિક્ષ લેઇનિ જાય;
યોધ સઘલા જોઇ રહ્યા, પણિ કોણિ કાંઇ ન થાય. ૨૦
અર્જુન કેરાં અસ્ત્ર આવ્યાં, અન્તરિક્ષ રાખ્યો રથ;
દુર્વાસાથી સત્ય ન ચૂક્યા, એહવા તે સમરથ. ૨૧

૧. દ્રુપદી કેરે. ૨. ચૌદ ઉપરાંત શ્લોક. ૩. આ મોટા કૌંસવાળો ભાગ આમાં ખંડિત. ઇમાં આ નથી. એટલે એ હરિદાસનો જ છે.

સભા માંહિ સહૂ સન્મુખ દેખી, માર્યું ત્યાં ચેદી-રાજ;
કહુ તિ પ્રાજે કિમ પામિ, જેની પાસિ શ્રીમહારાજ?' ૨૨
એણી પિરિ સઞ્જય પ્રતિ, ધૃતરાષ્ટર રાજન;
પૂછવા લાગુ અતિ ઘણૂં, ત્હારિ દુખ ધરતુ મન્ય. ૨૩
આઢાર પર્વ તણી કથા, **મહાભારત** કહિ જેહ;
સઞ્જય કહિ છિ ધૃતરાષ્ટ્રરનિ, યમ ભાંજે મન સન્દેહ. ૨૪
વૈશમ્પાયન કહિ વલિ, સુણિ, જનમેજય રાજન!
સૂત પુરાણિક વદે વન મધ્ય, સાંભલિ શૌનક મુન્યઃ[1] ૨૫

૩૩૬

---

## ૩. પૌલોમપર્વ—

### [2] [ કડવું ૧૩ મૂં-રાગ ગોડી ]

**દોહરા**—સૂત મહામુનિ કહિ સહૂ, **મહાભારતની** વાત;
ગઙ્ગ સિન્ધુ સરસતિ રેવાસ્નાન, શ્રવણપાન સાક્ષાત. ૧
જનમેજય કહિ, વૈશમ્પાયન! મુઝનિ કહોનિ મર્મ;
અગ્નિ દેવ તણું મુખ કહાવિ, તે કરિ અનિત્યજ કર્મ. ૨
મેધ્યામેધ્ય વિચાર ન લાગિ, કોણ કારણે મર્મ?
નરશબ વનવ્યાલ સરીસૃપ, બાલે તેહના તન. ૩
પાવન પરમ સદા સુખકારક, દેવ તણૂં એ રૂપ;
તે કારણ મુનિ કહુ વિસ્તારી, ઋષિ પ્રતિ કહિ ભૂપ. ૪]
સુણી વચન મુનિ એણી પિરિ બોલ્યા, સાભલુ [નિ મહા]રાજ!
એક વાર આશ્રમ્ય ભૃગુ મુનિવર, કર[તા ઉત્તમ] કાજ. ૫
તેણિ સમિ નિમન્ત્રણ આવ્યૂં, ઋષિ [કરતા શુભ] કામ;
અગ્નિકુણ્ડ પાસિ સ્ત્રી મૂકી, મુનિ ગયુ [તેણિ ઠામિ. ૬]

---

૧. અહીં ૨૫મૂં પૂરૂં. ૫૬ ૭૭૩.
૨. ૨૬મૂં.

"સિંહ વ્યાઘ્ર [શૂકર ગજ પન્નગ], દુષ્ટ હિંસક પે [જન્ત;
તે કો] અમ આશ્રમ્ય નવિ આવિ, જુઓ વિમાશી મ[ન્ય." ૭
સ્ત્રી]નિ કહ્યૂં, "તહ્મ્યો આંહાં રહિયે, આ વહ્નિ ત[મારે પાસ;]
આણિ સ્થાનકિ કો નવિ આવિ, રક્ષક શ્રીઅવિનાશ." ૮

એહવૂં કહીનિ મુનિવર ચાલ્યા, સ્ત્રી મેહ્લી આશ્રમ્ય;
એટલિ એક રાક્ષસ ત્યહાં આવ્યો, મન્ય વિમાસિ મર્મ. ૯

એકાકી અબલા વન મધ્યિ, પાસિ નહીં ત્યહા કોય;
સમીપિ અગ્નિ તણુ કુણ્ડ દેખિ, મન્ય વિમાશી જોય. ૧૦

"દિવ્ય રૂપ કહિનિ મનિ માહરૂં, સત્યવાદી તૂં દેવ;
[ચૌદ લોક ત]ભારિ વશ વર્તિં, ઇન્દ્ર વિષ્ણુ મહાદેવ! ૧૧
[ભૃગુ તણી જે સ્ત્રી] પુલોમા, મહા અનોપમ વેષ;
સત્ય[વાદી માટિ તુનિ [1]પૂછું], રખે મન્ય આણિ દ્વેષ." ૧૨
મન્ય વિ[ચાર કરે, વૈશ્વાન]ર, "કરૂં કુણ ઉપાય?
સાચૂં ક[હૂં] તો મુનિવર શાપે, અસત્ય] કયમ બોલાય?" ૧૩

કાઇ કારણ દેવિ નવિ જાણે, [કહ્યૂ] "ભૃગુ તણી એ નાર્ય."
અતિ આનન્દ થયો [રાક્ષસ]નિ, લેઇ ચાલ્યો તેણી વાર. ૧૪

ઉદરિ ગર્ભ હ[તો ઋષિ પત્ની,] ગલિત થયુ તેણિ ઠામ્ય;
[1]મોહ નિવેદિત [વિપુત આગે (?), ચ્ય]વન ઋષિ પેહ્લૂં નામ. ૧૫

ક્રોધ કરી જો[યૂં તે આહ્મૂ], બલી થયુ તે રાખ્ય;
તેણિ સમિ આવ્યા ઋષિ આશ્રમ્ય, [2]મન્ય જોયુ ઉત્પાત. ૧૬

"કુણ કારણ ઊપનૂં છે? હૂં ન જાણૂં મર્મ;
કુણ દુર્મતિ આવ્યો સ્થલિ એણિ, કરવા કુછિ(ત્સિ)ત કર્મ?" ૧૭

પુલોમા પરતિ મુનિ પૂછિ, "કુણ [3]આવ્યુ દૈત્ય?
કોપ કરી બાલક શું બિહુ, શું દીસિ વિપરીત.?" ૧૮

---

૧. મહાદેવ મુનિ વિપુલ. ૨. જુએ સો ઉત્પાત. ૩. આવ્યો એ.

વલતા ઋષિ પ્રતિ કહિ વનિતા, "પ્રજલ પુરુષ એક આવ્યો;
[1]વિનય વચન સ્તુતિ [કરીને, વૈશ્વા]નર બોલાવ્યો. ૧૯
'સકલ દેવ તણૂં [મુખ કહ્યા]વિ, તૂં મોટો ત્રૈલોક્ય;
માનુભાવ માટિ તુ[નિ પૂછું, અન્તર્યું] અવિલોક.' ૨૦
સત્યવાદી કહિ, 'મુ[નિ તૂં સાચૂ,] તાત ભૃગુ તણી એ નારિ;'
મુખ વચન બોલ્યો [નવિ પાવક, શાન્ત કરી] તેણિ હાર્ય. ૨૧
તે રાક્ષસ મુનિ લેઇને ચાલ્યો, મિ કાઇ ભેદ ના જાણ્યું;
ઉ[દર ગર્ભ થકી] મુનિરૂં'અંગ, તત્ક્ષણ ક્રોધ ભરાણું. ૨૨
[અતિ આ]ક્રમણિ પડ્યો પૃથિવી-તલિ, ક્રોધ થયો [તેણિ કાલિ,]
દેખી પ્રૌઢ રાક્ષસ લોચનથી, ઊઠી આગ્ન [ની ઝાલ્ય. ૨૩]
બાલી ભસ્મ કરો [ક્ષણ માહિં], હૌઉ એહ પ્રકાર,"
મુનિવરિ કોપ કર્યો પાવક પ્રતિ, બોલ્યો તેણી વાર. ૨૪
કહ્યૂ, "મિ સ્ત્રી સુંપી'તી, તે સત્યવાદી જાણી,
પણિ કર્મ્મ કર્યૂં તે જાણે, કહી રાક્ષસ વાણી" ૨૫
એહવૂ વચન કહી મુનિ બોલ્યા, "સર્વભક્ષી તૂ થાયે,
નરવપુ બાલ તરણ પક્ષી પશુ, મેધ્યામેધ્ય તૂ ખાયે." ૨૬
[2]કહિ સૂત, સાંભલિ શૌનક મુનિ ' તે દિવસ દેઇ આદ,
[3]આદિ ઋષિ ભૃગુ શાપિ કરી, પછિ વહ્નિ થયો ક્વ્યાદ. ૨૭
તહ્યો યે પ્રશ્ન કર્યું મુઝ પ્રતિ, રાય જનમેજય યાગ,
એ કારણિ સકલ દેવ [ઋષિ, વહ્નિ દહે] સર્વ નાગ. ૨૮
૩૬૪

### કડવું ૧૪ મું-રાગ એજ

વૈશમ્પાયન કહિ [જનમે]જિ, કારણ કથાવિસ્તાર,
પૂર્વિ ઋષિ તણિ [ધિર્ય પુત્રી, પ્રેમધરા] એક નારિ ૧

---

૧ વિને વચન તેણિ સ્તુત્ય કરીને ર આ પા —
"અગ્નિ કહે, 'તો અમેધ્ય-આહારી, તો યજ્ઞ યાજન કયમ થાશે?'
કહે ઋષિ, 'મુખમાં આવ્યા પછિ, પવિત્ર સર્વ કેહેવાશે ૨૭"
૩. આગે પૂરે ભૃગુ.

"જય જય [રામ કૃષ્ણ]" મુખ વાણી, કહિતા [પ્રેમપગ] ઝાઆ પ્રાણ;
સખી જન પાસિ [1]ત્રાહિ ઋષિ ઘરનિ, તત્ક્ષણ કીધું જાણ. ૧૪
આવી આગલિ જોવા લાગુ, ભાગુ ભવ-પરપચ્ચ,
"[2]મહા પાતક લાગું મુઝનિ, દૈવિ કીધુ સચ્ચ" ૧૫
મૂંટા-ડણ્ડે ન [3]ધરી નલિની, યમ કાઢિ ગજ મત્ત ચાહિ,
ફૂલવના વાડી દ્રુમ કાપી, ત્યમ [પડી] ભૂતલ મધ્યિ નારિ. ૧૬
ઋષિદ્રુઆર અતિ અંગ પછાડે, ત્રાહિ[4] ત્રાહિ કહિ કર્મ;
[5]"તું ઊઠિ અબલા ! શું સૂતી ? મિં ન કહ્યો કુવચન મર્મ" ૧૭
છૂટા કેશ [પડ્યા] પૃથ્વીતલિ, વીખરાયુ[6] આભરણ,
ઊભુ અંગ પછાડિ મુનિવર, અકાલિ અબલા મરણ. ૧૮
જૈ વપુ વરણ, ન રહિ અવરણ, કરિ ઋષિ આક્રન્દ,
"કુણ અપરાધ માહરા ? ઇમ કીધૂં, ગુઝનિ શ્રીગોવ્યન્દ ૧૯
મિં અપરાધ કાંઇ નથી કીધુ, અતિ સાધ્વી માહરી નાર્ય,
સંસાર તણુ ફલ મિં ક્યમ હાર્યૂં ? સ્વામી વિશ્વાધાર !" ૨૦
કહિ ઋષિદ્રુઆર, 'ઊઠિ તૂ અબલા' શિ નવિ બોલિ સાદ ?
[7]પ્રતિવચન વિગ્રહ વરિ કહિતા, શિ ન કરિ તૂ વાદ ?" ૨૧
સુણી શોક સ્થલ્યા ઋષિ મનના, "રોતુ રહિ તૂ મુન્ય !
ટ.નાર પદારથ ક્યમ ન છૂટિયિ," કહ્યા અનેક વચન ૨૨
રુરુ ઋષિ મનિ કહ્યૂ નવિ માનિ, આણિ દુખ મન માહિ,
તે આભરણ વસ્ત્ર ધરિ વનિતા, [8]ના કહ્યૂ કિમ ગિરી થાય ? ૨૩
એટલિ દેવ તણો એક અનુચર, અન્તર-ગતિથી આવ્યો,
અંગના કેરિ કારણિ મુનિદ્રુઆર, રોતા રહુ ન ભાવ્યો. ૨૪
તુહિ મુનિનિ નારિ ધીરત્ય, ત્યારિ બોલ્યો તેહ,
"મિથ્યા શોક ન આણ્ મુનિવર ! એ પ્રપઞ્ચકારણિ દેહ ૨૫

---

૧ ત્રાસ ૨ માહરૂં પાતક ૩ ઝરી કમલિની. ૪. આડી ક્રી.
૫ "ઊઠય અબલા! તૂં કાં સૂતી? મેં ન કહ્યૂં વચન મર્મ" ૬ વેરાણાં.
૭. પ્રીતિવચન ૮. કહો કિમ.

ઉપાખ્યરૂપ સંસાર તણી ગતિ, તહ્મો શું જાણુ એહ?
એક અબલાનિ કારણિ મિટા, કુંપિ ત્યજવા દેહ." ૨૬
તોહિ રરનૂં દુઃખ ન નિવર્તિ, સુરગણુ બોલ્યા વાણી,
"જો તૂં એહનિ ઇચ્છૂં વાંછિ, હૃદય અભ્યન્તર જાણી. ૨૭
આપ્ય અર્ધ આયુષ અબલાનિ, એહ જીવિ નિરધાર,
એટલૂં આયુષ હુઇ ત્યહા એહનિ, એહી વિધિ જીવિ નાર."[૧] ૨૮
૩૬૨

## [૨] કડવું ૨૫ મૂં-રાગ એ જ

સુણી વચન સુરઅનુચર કેરાં, કહિ રરૂ વલતુ વાણી,
"એહ વાક્ય તહ્મો સત્ય જાણો તુ, કહોનિ અન્તર આણી ૧
[૩] પ્રેમરા-કારણિ મિ માહરૂં આપ્યૂં, આયુષ ત્યહા તે અર્ધ,"
વિરહ તણૂ કારણ મનિ જાણી, લક્ષ્મી નાણી[૪] વધ. ૨
એહવૂ કહી વેગિ પછિ આપ્યૂ, નિરમલ ગઙ્ગાનીર,
સ્નાન કરી ઋષિ રૂરૂ ઊભો, પાવન પ્રથ[મ] શરીર. ૩
કરિ ધરી નીર વચન મુખિ બોલ્યો, "ઉત્તમ પ્રભાકર દેવ,
આયુષ અર્ધ આપ્યૂ પ્રેમદાનિ, તૂ જાણે અવશ્યમેવ. ૪
જો મી સુકૃત મહરિ કાંઇ હુઇ, તેણી તપિ એ નારિ,
ઊઠયો," કહી ધરી કરિ મૂક્યૂં, ગઙ્ગા કેરૂ વારિ ૫
કહિ તતખેવ ઊઠી તે અબલા, ઋષિ થયુ રલિયાત્ય;
રરૂ મુનિ કેરો શોક [૫]નિવર્ત્યો, ત્રૈલોક્ય ચાલી ખ્યાત્ય. ૬
પ્રેમઘરાધિ પંડિત તેડાવી, પૂછ્યૂ તેણી વાર,
"સર્પ તણુ ક્ષય હુઇ કુણ નતિ? મુનિ તે કહુ પ્રતિકાર." ૭
અબલા એહવૂં નવ આચરિ, રરૂ કરિ ઉપક્રમ,
જોષિકા હાથ્ય ધરીનિ પછિ મારયૂં, [૬]નાગદમન ત્યહા કર્મ. ૮

૧. ૨૬મૂં પૂરૂં પદ ૮૩૦.
૨ ૨૭મૂં ૩ પ્રેમધરા. ૪. લક્ષ્મી ન આણી રધ. ૫. નિવર્તો
૬ નાગના ગ્રહ નિગ્રહમં.

જ્યા જ્યા સર્પ તણું વપુ દેખિ ત્યહા ત્યહા, ઋષિ કરિ પ્રહાર;
તેણિ સમિ ડુણ્ડુભ એક આવ્યો, [1]પડ્યો પૃથિવી મુઝારિ. ૯
તે દેખી ઊપરિ ઋષિ ધાયો, ત્યારિ બોલ્યો તે નાગ,
"હૂં ન હું અપરાધી તાહ્‌રો, તૂ મ કરેશ મુઝ ઊપરિ લાગ" ૧૦
રુરુ કહિ, "માહ્‌રી સ્ત્રી તહ્મ્યો ખાધી, તુઝનિ નહીં હું મેહ્લૂં;
માહ્‌રો વાક જો હુઇ તે મનિ કહુ, કાઇ આધ પિહિલ" ૧૧
વચતુ નાગ એણી પિરિ બોલ્યો, "તૂ ડુણ્ડુભ મુઝનિ જાણ્ય,
અહ્મારી જાત્ય કુહુનિ નવિ પ્રભવિ, વિપ્ર તણિ ઇધાણ ૧૨
અશ્વ ગજ પક્ષી પશુ, એ ચ્યારિ ઇંધાણ,
બ્રાહ્મણ વૈશ્ય શૂદ્ર નિ ક્ષત્રી, ભેદ આ ચ્યાર યે જાણિ" ૧૩
કહિ ઋષિ, "તૂ દીસિ દિવ્યજ્ઞાની, કુણ કારણિ એ અવતાર?
જાત સર્પ્પયોનિ કિમ પામ્યો? કહિ મુઝનિ વિસ્તાર" ૧૪
કહિ ડુણ્ડુભ, "સાભલિ તૂ મુનિવર! હું પૂર્વ બ્રાહ્મણવેશ,
વેદ શાસ્ત્ર—સકલ ગતિ જાણૂ, નહિ કુહુ સાથિ દ્વેષ ૧૫
એક વાર મિ મિત્રસંઘાતિ, કરવૂ માંડ્યૂ હાસ્ય,
સન્ધ્યાકાલિ વન મધ્ય શાના, કરના વહ્નિ પ્રકાશ ૧૬
મિ જાણૂ હું હસૂ કરૂ છૂ, દોર સર્પ્પાકારિ,
મિત્રનિ મન્દિર મધ્ય જાણી, લેઇ ઊભો થ્યો દ્વારિ ૧૭
સાક્ષાત સર્પ્પ જાણી ભય પામ્યો, દીધુ મુઝનિ શાપ,
અકસ્માત ભયભીત પમાડ્યુ તે, મુઝનિ [2]લાગુ શાપ ૧૮
કહ્યૂ 'તૂ ડુણ્ડુભ સર્પ થઇનિ પડ્યો, કર્યો તાહ્‌રૂ કામ,
[3]'વનચર વ્યાધ અવર નર હિંસક, ન લિ તાહ્‌રૂ નામ' ૧૯
વચતૂ મિ પૂછ્ય વાડવનિ, 'કિહિયિ અનુગ્રહ થાશ?'
[4]'સ્ત્રી—કારણિ મારણિ વનિતાવશિ, રુરુ ઋષિ મારગ જાશિ ૨૦

---

૧ દષ્ટે પડ્યો ડુણ્ડુભને સ્થળે સર્વત્ર ડુન્ડુભ્ય ૨ લાગૂ પાપ ૩ વને વ્યાધ અવતરિ ગરહિંસક અ ૪ "સ્રીમારણ્ય મહાવન મધ્યે, બેર ઋષિ હણતા જાશિ"

ત્યારિ તૂં માગે મુનિ પાસિ, નિર્વિષ રખે કો મારિ,
માનુભાવ મનશિ મુનિ માગશિ, પામેશ નિજ વપુ ત્યાગિ." ૨૧
તેણિ સમિ કુણ્ડલ પ્રીછીનિ, વિપ્ર થયુ તેણી વાર,
કહ્યૂ, "તાહરા શત્રુ ક્ષય પામશિ, જનમેજિ-યજ્ઞ મુઝારિ" ૨૨
એહવૂં તે સ્થાનકિ કહી પેહતો, પછિ ઋષિ આશ્રમ્ય આવ્યો,
વેગિ [1]વિપ્ર કહિ વનિતાનિ, મહાન્ત વચન એક લાવ્યો ૨૩
પ્રેમધરા-કારણિ શૌનકમુનિ ' જઈ [જશ] પડશિ નાગ,
[2]ઇન્દ્ર આદિત્ય સુરવર મુનિજન, નર લેશિ પેહનુ ભાગ. ૨૪
૪૧૬

---

[3]કડવું ૧૬ મૂં-રાગ એજ

સૂત વદિ, સાભલિ ઋષિ શૌનક ' ઉત્તમ કથા વિસ્તાર,
પૂર્વિં તેર દક્ષની તનયા, કશ્યપ ઋષિની નારિ ૧
પ્રગટ નાગ નવકુલ કદ્રૂથી, વિનતાના બિ વીર,
આક્રમ દેવ અસુર નર જાણિ, પર્વતપ્રાય શરીર ૨
એક અરણ નિ બીજુ ખગપતિ, ચૌદ લોક-વિખ્યાત,
એક વાર વનિતા[4] બિ અન્તરિ, કરિ અન્યોઅન્ય વાત ૩
[5]કહિ કદ્રૂ, "કહુ તરણી ' તરણિ-રથિ, કેહવૂ અશ્વનૂ રૂપ ?
શ્વેત શ્યામ હરિત કહિ રાતૂ, પાણ્ડુર કિ પીત સ્વરૂપ ? " ૪
[6]કહિ વિનતા, " ઉજ્જ્વલ વપુ તેહનૂ, જેહવૂ ગાયનૂં ક્ષીર,
સદા નિરન્તર સુર નર જાણિ, યમ પાવન ગંગાનીર " ૫
[7]કદ્રૂ કહિ, " અશ્વ અતિ કાળુ, ઉચ્ચૈઃશ્રવા પેહનૂ નામ,
પૂર્વિ ચૌદ પ્રગટ સાગરથી, તેમા રત્ન અમૂલ્યક દામ " ૬

---

૧ વાત ૨ "આદે સુરનર મુનિજન, હેરો તેહનો ભાગ.
૩ ૨૭ મું ચાલુ જ. ૪ એક વારઈ અન્તર્યં બે બોલ્યા. ૫ ૬
પૂછઈ રવિ તણી ૧૫. આ પ ૭૨ ૬ પછી ૬૭' એ બાબૂ એટલૂં. આ
પ. ૭ ૩ ૭ અશ્વ છે તે કાળા નાગના, આ પ. ૭ ૪

" ના આઇ ! શ્યામ કિમ હુઇ ? સવિતા કેરિ રથ્ય,
ઇમ કહિતા દૂષણ આપણુનિ, ઊપજિ અતિ અનરથ. "　　૭
[1]વચન સુણી વગ વિનતા કેરા, કહિ કદ્રૂ, "સુણિ વાત
શ્યામ હુઇ તો મુઝનિ શ આપિ ? એ ઉચ્ચૈઃશ્રવા સાક્ષાત　　૮
કહિ વિનતા, " તૂ કહિ તે આપૂ, જો એ હુઇ અતિ શ્યામ, "
ત્યારે અતિ ઉચ્છર્કુ થઇ અગના, કદ્રૂ પેહ્લૂ નામ　　૯
" તે શ્વેત હુઇ તુ હૂ તાહરી [2]દાસી, " " જો હુઇ શ્યામ સ્વરૂપ, "
વિનતા કહિ, " હૂ તાહરી દાસી, " સુણિ જનમેજય ભૂપ !　　૧૦
[3]એહ્‌વુ કહી વિનતા વશ આણી, પછિ કહિ કુઅરનિ વાત,
" જૈ સવિતા રથિ હય શ્યામ કરુ, પે શ્વેત રૂપ વિખ્યાત "　　૧૧
કેટલા નાગ ઇણી પરિ બોલ્યા, " માતા ! સાભલ્ય સત્ય વચન,
ઇમ કરતા મતા પાતક લાગિ, જુયો વિમાશી મન્ય "　　૧૨
ત્યહા ક્રોધે મન્ય કહ્યુ નવિ માન્યૂ, દીધુ તેહનિ શાપ
" જૈ રાય જનમેજયયજ્ઞ પડયો, ઊપજ્યો સન્તાપ "　　૧૩
પછિ કેટલા કર જોડી થ્યા ઊભા, " માતા આજ્ઞા દીજિ,
તૂ કહિ તુ જૈ સવિતા કેરો ઉચ્ચૈઃશ્રવા, હય તે હરિત[4] કીજિ "　　૧૪
[5]કહી વચન ત્યહાથી તે ચાલ્યા, અશ્વ-અંગિ વીંટાણા
મુખ પગ કરણ પૂઠ [6]શવાની જૈ, રોમિ રોમિ વેરાણા [7]　　૧૫
[8]તેણિ સમિ કદ્રૂ કહિ ઊઠી, "વિનતા ! આપણ (રથ [9]જોવા) જાઇઇ,
શ્યામ કિ શ્વેત તુરી સવિતાનુ પ્રગટ પારખૂ લહિઇ "　　૧૬
એહ્‌વૂ કહી ત્યહાથી તે ચાલ્યા ચાલી ઊગિ શ્રીસૂર
એટલિ તિ આવીને ઉભા જોવા લાગા દૂર　　૧૭
[9]એટલિ અશ્વ અન્તરિથી દીઠો શ્યામ અભ્ર આકારિ
" હાય હાય કહો હરિ ! એ શૂ કહાનિ ?" કરિ વિમાસણ નારિ　　૧૮

---

૧ આ પ *૫ ૨ કચહુરી ૩ આ પ *૬ તે પછી ૧૨ ની પછી *૭ અને પછી આ કડી ૪ કૃષ્ણ ૫ કહે તત્ખેવ આ પ *૮ ની ૬ કડી ૨૭ મૂ પૃ૨ પ૬ ૮૮પ તે પા *૮ ની બાકીની ૬ કડી ૬ ભરાણા ૭ આ પ * ૮ કૌંસવાળો ભાગ નથી ૯ આ પ *૧૦

તેણિ સમિ કદ્રૂ [1]કહી ઊઠી, " વિનતા ! માહરી દાશ;
ત્રણ્ય લોક દસ દિશ સાગર ગિરિ, ઉત્તમ [2]અતિ આવાસ. ૧૯
બિસૂં પૃષ્ઠિ દેખાડિ મુઝનિ, ગરુડ તાહરો તન;
[3]ઊપરિ કુંઅર માહરો બિસિ, " પછિ, કહ્યાં એહ વચન. ૨૦
બાંધી વચને કરિ કિમ વિનતા, જે કહ્યું તે કીધું;
ગરુડ–પૃષ્ઠ ઊપરિ અહિ બિસિ, દૂષણ કર્મનિ દીધું. ૨૧
[4]એ સમિ એણી પરિ માતાનિ, પૂછિ ખગપતિ વાન;
" કહુ એ કષ્ટ કેહી પરિ છૂટિ? કહુનિ માહરી[5] માત!" ૨૨
[6]જૈ વિનતા પૂછિ કદ્રૂનિ, " દાસપણું મૂકાવુ;
જે તહ્મ્યો મુઝ પાસિ કાંઇ માગુ, " તુ કહ્યું 'ગરુડનિ લ્યાવુ'. ૨૩
" [7]અમૃત ઇન્દ્ર તણું જે લાવિ, ગરુડ તહ્મારો તન;
આણી પુત્ર માહરાનિ આપિ, પાલિ સત્ય વચન. " ૨૪
　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　૪૪૦

[8] કડવું ૧૭ મું—રાગ આંદોલ

સ્વામી એણી પિરિ બોલ્યા ઋષિરાય રે;
વચન સુણી વિનતાસુત ચાલિઆ રે. ૧
ઢાલ—[9]વચન સુણી વિનતા–સુત ચાલ્યા, " માત ! આજ્ઞા દીજિ;
પ્રબલ ક્ષુધા લાગી છિ મુઝનિ(કાંઇ),આપુ આહાર અહ્મ્યો કીજિ." ૨
વિપરીત વપુ દેખી કુંઅરનું, પછિ વિમાસિ વાત;
" શું કરવું નિ હવિ શું થાશિ? એ તુ વિસમી વાત." ૩
પછિ મન્ય વિમાશી વિનતા, કહિ છિ સત્ય વચન;
"ઉત્તર સાગર તીર નિરન્તરિ, દુષ્ટ વસિ અનુદિન. ૪

૧ કહે " ઊઠયને વિનતા ! ૨. કૈલાસ ૩ ઊપરે કુંઅર માહરાને. ૪. આ પ. ૦૧૧. ૫. મુઝને સાક્ષાત. ૬. આ પ. ૦૧૨. ૭. આ. પ. ૦૧૩.
૮. આરમ્ભની કડી નથી. કડવું ૨૮ મું. ચાલુ. ૯. " આઇજી ! તમ કેતુ દન (?) માગ્યું, પછે કાજ એ કીજે, " આ. પ. ૦૧૪.

નિષાદ તણુ એક અધિપ વસિ છિ, તેહનિ ભક્ષ તૂં કરયે;
પણિ દ્વિજવર–વપુ દેખિ તે, સ્થાનકથી ઓસરયે." ૫
વચતુ ખગ ઇણી પિરિ બોલ્યો, "તેણિ સ્થલિ વસતા ચેહ;
ઉત્તમ વેષ અધમ મધ્યમ, હું શું જાણૂં તેહ ?" ૬
વસતી વિનના કહિ કૂંઅરનિ, સાભલિ ખગપતિ ! આજ;
ખદિરાંગાર તણી પરિ દાઝિ તે, તૂં જાણિ દ્વિજરાજ." ૭
વચન સુણી વિનતાસુત ચાલ્યો, ગયો તેણિ ઠામ્ય;
વર્ણાવર્ણ ભેદ નવિ દેખિ, ન જાણિ કહિનૂં નામ. ૮
અધિપ નિષાદ તણુ તેણિ ગ્રસતાં, કાઇ ન જાણી વાત;
[1]જન્ત એક આવી વૃક્ષની પિઠિ, પાડયુ અન્તરિ ઘાત. ૯
તવ જાણ્યૂં 'કો આવ્યો વાડવ, કાણ્ઇ કરિ ઉપઘાત;'
વમી બાહિરિ કાઢ્યો તત્ક્ષણ, દીઠો દ્વિજ સાક્ષાત. ૧૦
તેણિ ગરુડ પ્રતિ કહી વીનતી, "તિ ગળી માહરી નારિ;
મિ ગ્રહી હાથ્ય ઉપક્રમ કરતા, ચાલી ઉદર મુઝારિ." ૧૧
કહિ ખગપતિ, "નુહિ સ્ત્રી તાહરી, દ્વિજ લુબ્ધ તુ હૂં જાણૂં;
તે કારણ મુનિ કહુ વિસ્તારી, વમી બાહિરિ આણૂં." ૧૨
કહિ દ્વિજ, "નહીં બ્રાહ્મણ–પુત્રી એ, નિષાદ તણી કુમારિ;
સુણી વાત [2] ઉદર માહિથી, આણી આપી નારિ. ૧૩
કહી વચન ગરડ ત્યહા ચાલ્યા, દ્વિજવર થ્યો રલિયાત્ય,
ત્યારિ (ત્યાહિ) વિમાસણ કરવા લાગ્યુ, વિનય કરીનિ વાત. ૧૪
[3]ત્યહા થકી પછિ વેગિ ચાલ્યો, ત્યહા કશ્યપનો આશ્રમ્મ,
અર્ધ આહાર થયો ઋષિ પૂરણ, પે કહ્યુ માતાપિ મર્મ. ૧૫

---

૧. આ બે લીટી: –" જન્તુ આવી ખરખરવો લાગો, વચન સાંભલ્યૂં માત. ૪૦. મન જાણ્યૂ, 'કો વાડવ નડે, કરે મુઝ ઉપઘાત;"
૨. ઉત્તમ સઙ્ગત્યથી ૩. આ ૫.:—
"ગરુડે ગલ્યા માટે ગૂગલી, પવિત્ર સઙ્ગતિ જેહ;
નિષાદ ને દ્વિજવર––સંયોગે, હતપત્ય ચાલી તેહ. ૪૬.
પાંચસે પરિપૂરણ સરિખા, અધિક ઓછા નવિ થાય;
હારાવતીયે વારસ જ આપ્યો, એ ગરુડ તણો મહિમાય ૪૭,"

"તાત! ઉદર થાયિ અમ પૂરણ, આપુ અમનિ હામ,
યમ માતાયિ કહ્યો'તો, નિષાદધિપ એહનું નામ. ૧૬
ઇન્દ્રમદન મિ જાવૂ છિ માટિ, કરવા મોટું કર્મ,
આણી આપૂ અમૃત કહૂનિ, તુ ગહિ [1]માહરો ધર્મ." ૧૭
વચન સુણી કશ્યપ ઋષિ બોલ્યા, "સાંભળિ સુત! એક વાત,
ઉત્તમ સરોવર ઉત્તર દિશિ મોટૂ, ત્યહા યુદ્ધ કરિ બિ ભ્રાત ૧૮
એક કચ્છપ એક હસ્તી કેરુ, રૂપ ધરિ નિરધાર,
ક્રિમિ ક્લેશ કરતા નવિ ભાજિ, કરજ્યો તેહનુ આહાર" ૧૯
કહિ ખગપતિ, "કહો મુઝનિ, એટલુ મનિ સન્દેહ,
કુણ કારણિ ત્યહા યુદ્ધ કરિ છિ, [ગજ] કચ્છપ બાન્ધવ બેહ?" ૨૦
"સાંભળુ ખગ! કહુ વિસ્તારી, એ વૈશ્ય તણા કુમાર,
સુપ્રતિક નિ વિભાવસુ તેહનિ, દ્રવ્ય તણુ નહી પાર ૨૧
પિતા તણૂ ત્યહા મૃત્યુ હવૂ નિ, વિત્ત નવૂ ભણકાર્ય,
એક કહિ, 'તે ગુઝ પાસિ છિ' એક કહિ 'તાહરિ હાથિ' ૨૨
ઇમ કરતા તે પાર ન પામિ, કરિ બહુ સંગ્રામ,
કુહુના ઓછવ્યા વાત નવિ સીઝિ, વઢતા તેણિ ઠામ્ય. ૨૩
એકિ કહ્યૂ 'તૂ હસ્તી થાયે, મહાવન ગર્જીર થાઇ,'
બીજિ કહ્યૂ 'તૂ કચ્છપ થાયે, દિવ્ય સરોવર થાઇ.' ૨૪
[2]તે હસ્તી જળ પીવા આવ્યો, કચ્છપ દૃષ્ટિ પડિઓ
પૂર્વ વૈર તણૂ મહા કારણ, તે દેખી લડથડિઓ ૨૫
આવી કચ્છપ ચરણે વળગ્યો, આળગ કિહિ નવિ થાય
કેટલા યુગ થયા સુત' તેહનિ, યુદ્ધ કરિ માહોમાહિ.[3] ૨૬

૪૬૬

---

૧. માહરી મામ, ૨. આ. ૫ "સૂત કહે શૌનક મુન્યને, વૈશમ્પાયન રાય જન્મેજય બે અવતરિયા, તે સાંભળિયે મહિમાય" ૫૮.
૩. અહીં ૨૮ મૂ પૂર્ ૫૬ ૯૪૫.

## [1]કડવું ૧૮ મું–રાગ એજ

સ્વામી એ ખગપતિ, કશ્યપ ઋષિનિ વીનતી, આહાર આનન્દે ધરી;
પિતાનિ પ્રણામ કરી, ઉચ્ચરી અતિ ભલૂં ચાલિઆ રે. ૧
ઢાલ–[ઉચ્ચરી અતિ ભલૂં ચાલિઆ, પોહતા] સરોવર-તીર;
માતંગ કચ્છપ નિરખિયા, ત્યહા ભડતા[2] બિહુ વીર. ૨
[3]કરિ ગ્રહ્યો ચરણિ નિ ચાંચિ કચ્છપ, જોયૂં વિમાશી મન્ન;
[4]ત્યહા થકુ તે વેગિ ચાલ્યો, પાલિ તાત વચન. ૩
વટ વૃક્ષ અનોપમ એક દીઠૂં, શત યોજન શાખા અપાર,
ત્યહા જૈ બિહુ બેઠલિ,[5] ત્યારિ થયો છિ અતિ ભાર. ૪

શાખા ભાગી થઈ કટકા, પડવા માંડી ધરણ્ય,
તલિ સાઠિ સહસ્ર ઋષિ વાલખિલ્યાદિક, [ગહિ] છિ તેહનિ શરણ્ય. ૫
જાણ્યૂં તેહ ઋષિનિ વાજશિ, ચાંચિ સાહી ડાલ,
કરી કચ્છપ બિ ચરણ્ય ગ્રહ્યા, પછિ વેગિ દીધી ફાલ ૬

ઊતાવલો પછિ આવિઓ, કશ્યપ ઋષિની પાશ,
[6]જન રહિત જે સ્થલ્યા, દીધી મુનિવર આશ ૭
હિમાચલગિરિ-શૃંગ ઊપરિ, જૈ [7]મેહલી તે ડાલ,
[8]પછિ શૃંગિ રહીનિ ભક્ષ કીધા, પશુ તેણિ કાલિ. ૮

---

૧ ૨૮ મૂ —

" સ્વામી ખગપતિને કશ્યપ કહે એ, આહાર આનન્દે તેહને કરે એ,
પ્રણામ પિતાને કરી, વચન તા મસ્તકપ ધરી, ઊચરી અતિભલૂ ચાલિયા રે" ૧

૨ લડતા ૩ ગજ ૪ " એકાન્ત બેશી આહાર આદરૂ તો, પલે તાત વચન્ન " ૫ એકલો ૬ નિર્જર પ્રદેશ જેને મેહલ્યો ૭ મૂકી. ૮. આ ૧ લીટીને બદલે નીચેનૂ અને *૧૫ —

" ગિરિશૃંગ લાગૂ ધ્રૂજવા, તે ઊડો તે તત્કાલ ૮
પછે ડાલ્ય સાહી ચલ્લશ, ઉત્તમ તેહનૂં ગામ,
વલી ત્યહાથી આવિયો, અરુણ કેરે ઠામ્ય ૯

તૃપ્ત થૈયનિ ચાલિઓ અતિ, હરખ ધરતુ જાય;
[1]આકાશ-મારગિ [2]ઉતપત્યો, પોહુતુ અમરપુર માંહિ. ૯
અકાલિ જાણ્યું મેહ આવ્યો, થયો હાહાકાર;
અતિ રેણુ ઊડી પડી ગિરિવર, થરથરિ પ્રાકાર. ૧૦
અમરપતિ થયો આકલુ જાણ્યું, "હુઇ અરિષ્ટ અપાર;
અમ્બર ગાજિ પડિ તરુઅર, [3]પડિ પાંખના પ્રાહાર. ૧૧
દિશવિદિશ સૂઝિ નહીં, એ કુણુ કારણુ હોય?"
[4]સુરપતિ સઘલા ઘ્યલ્યા ટોલિ, પણ્ય ન જાણિ કોય. ૧૨
માયાવી કો દૈત્ય દીસિ, કિ કો [5]કારણુ-રૂપ;
કારણુ કો જાણે નહીં કો, દીસિ અકલસ્વરૂપ. ૧૩
અમરપતિ અતિ સ્તુતિ કરિ, ઉચ્ચરિ એહવી વાણ્ય:
"અતિ દયા કરયો દેવદત્તન એ નગર તાહરૂં જાણ્ય." ૧૪
એહવી વાણી સુણી ખગપતિ, સંવર્યૂં ત્યાહરિ રૂપ;
ઉપેન્દ્ર આવ્યો અમૃત લેવા, વિહ્વલ થયો છિ ભૂપ. ૧૫
"એ કુણુ કારણુ આવિયો, કશ્યપ ઋષિનુ તન?"
"આવ્યુ છૂં હૂં અમૃત લેવા," બોલ્યો ગરુડ વચન. ૧૬
[6]સુણી અમરપતિ થયા સન્નદ્ધ, માંડિઓ સઙ્ગ્રામ;
સુર સઘલા તેડિઆ, યે હૂતા સુરવર નામ. ૧૭

---

માત સમે એમ બોલિયો, 'દેખાડચ મુજને વાસ;
મુને ક્ષુધા પીડે અતિ ઘણી, હું ક્યહાં બેશી કરૂ ગ્રાસ?' ૧૦
હય હાંક્યા કેક ચાબખે, અરુણે, આડે કીધો જેહ,
ગરુડ બેઠા આવરે, (?) કરવા આહાર તાં તેહ. ૧૧"

૧. અન્તરક્ષ. ૨. ઊડતો આવ્યો. ૩. પાવાણુ કેરા. ૪. "વિનતા-સુત ચઢ્યો અતિ કોપે, તે ન પીછે કોય" ૫. રાક્ષસરૂપ.
૬. સુણી અમરપતિ થયા સાવ્રત, માંડિયુ સઙ્ગ્રામ,
યુદ્ધ કરવા તેડિયા, ઘે હૂતાં સુરનાં નામ. ૩૧"
આ કડી પહેલાં ૦૧૬.

પાપ્ય-પ્રાકારિ પડ્યા મહા ભડ, દુર્ગ પાડ્યુ બેસ્ય,
મધ્ય ગૃહ થઇ [1]આવિયો, યે ફરતા હુતા કેલિ　૧૮
યોધ સહૂ પ્રાજિ થયા ત્યહારિ, ગયો મન્દિર માહ
અમૃત સ્થાનક-રક્ષા-કારણિ, ચક્ર ભમિ છિ ત્યાહિ　૧૯
યે મે પાસિ જન્તુ આવિ કરિ, તેહનિ આ પ્રહાર,
દેવગણ સહૂ હાર્ય પામ્યા, યયો વમમો ગાર　૨૦
ભગવતીથી ત્રાસ પામ્યા, ભાગ્યા દહોદશ જાય
પક્ષીયિ ત્યા પિછિ કીધી, પિઠો મન્દિર માહિ　૨૧
મધ્ય ગૃહ મહા કુમ્ભ-અમૃત, પાસિ રહિ [છિ] બિ નાગ,
મેખાનમેખ તેહ્નિ નહીં પછિ, ત્રુહિ ન પામી લાગ　૨૨
નેત્ર નિરીક્ષણ કરિ ત્યહારિ, કરી ગરડિ પિર્ય,
રેણ બિ પામે બિ ભરી પછિ, જૈ નાખી ઊપિરિ　૨૩
ભુજંગ થ્યા અતિ આકુલા, યારિ પડ્યા અવની-મધ્ય,
કુમ્ભ લેઇનિ નીસર્યો, ખગરાજ ત્યા છિ મિદ્ધય　૨૪
ઇન્દ્ર ત્યા પૂઠિ ધરયો થૈ, ઐરાવતિ આરૂઢ,
[2]"ઉપેન્દ્ર હ , બિ ગ્રહૂ અમૃત, તૂ શીદ આવિ મૂઢ ?"　૨૫
[3]અમરપતિ અતિ યુદ્ધ કીધૂ , કાંઇ ન ચાલિ પ્રાણ
[4]સ્તુતિ કરીનિ વદિ વાણુ, ગરુડ અતિ વાખણ　૨૬
[5]" હ તુ સ્વામી ' સેવક તારો, મનિ એ ઉપકાર,
તદ્દ્યો યેહ્નિ આપશો તે, કરશિ અમૃત આહાર　૨૭
તે આની આસન માહ્રૂ લેશિ, કરશિ એ ઉપઘાત,
તે માટિ તુઝનિ કહૂ તૂ, મહા પુરુષ ' સુણિ વાત "　૨૮
[6]પક્ષી કહિ છિ, ' શત્રુ માહ્રા, કદ્રૂ કેરા તન,
માતાયિ યે ઉચ્ચર્યૂ, પાલના સત્ય વચન　૨૯

---

૧ પાઇ આવ્યા ૨ આ પા ●૧૭ ૨૮ મૂ પૂરૂ ૫૬ ૯૮૫ ૩. આ પ ● ૧૮　૪ " સુભટ સાથને ઇન્દ્રપ્રમુખ સ્તુત્ય કરે, ગરુડનિ નિર્વાહ્ય "
૫. આ પ ● ૧૮　૬ આ, પ ● ૨૦

ત્યહા લગિ તદમ્યો સહિ આવો, દોખ દૃષ્ટિ વ્યાલ;
આપેશ અમૃત તાહરે, લેઇ આવયે તત્કાલ." ૩૦
ઇન્દ્ર અતિ રલિયાતિ થ્યા, તવ આપિયૂં વરદાન;
"એ ઉરગ તાહરુ આહાર થાયો," બોલિઆ ભગવાન. ૩૧
અમૃત લેઇનિ આવિઆ, જ્યહા હતુ આશ્રમ,
'આ અમૃત આણ્યૂં' ઉચ્ચરી, પછિ કીધુ એહવુ મર્મ. ૩૨
"તેડચ કદ્રૂ! પુત્ર તાહરા, યે કરિ અમૃત-આહાર;
માત માહરી દાશ ટીરિ, કરો તેહ વિચાર." ૩૩
રલિયાતિ થૈયનિ ઉચ્ચર્યા, "એ બાપ' તાહરી માય;
અમૃત આણી થયૂં અહરણ, અતુન તુઝ માહાત્મ્ય." ૩૪
વચન એહવા સાભલીનિ, વિમાસિ છિ મન્ન્ય,
આણ્યૂં અમૃત માત દાશ છૂટી, સાભલુ સત્ય વચન. ૩૫
[1]"અમૃતનિ ઉપ-ઽરવા જાયો, કરી આવો સ્નાન,"
આવ્યૂ અમૃત થયા આતુર, ચાલિઆ ધરવા ધ્યાન. ૩૬
[2]ઇન્દ્રનિ આપી આજ્ઞા 'તૂં, અમૃતકુમ્ભ લેઇ જાય;'
અમરપતિ ત્યારિ Cતપત્યા, રલિઆતિ થ્યા મન માહિ. ૩૭
નિત્ય કરી ઊનાઇવા આવ્યા, કદ્રૂ કેરા તન;
અમૃત તુ દીસિ નહીં, પછિ વિદ્વિન થ્યા છિ મન્ન્ય. ૩૮
દર્ભ ઉપરિ માથરિ મુક્યૂં, હતૂં યેણિ ઠામ્ય,
પ્રસ્વેદ લાગા ચાટવા, ભુજઙ્ગમ યેહનૂ નામ. ૩૯
વચનિ અહુરણ કરી વિનતા, આનિ કાઇ ન રેખિ લાગ,
અમૃત તુ પામ્યા નહીં પણિ, જિહ્વા થૈ બિ ભાગ. ૪૦
એણી પિરિ ઉચ્ચર્યા, ઉચ્ચર્યા સુત વચન;
ઉપેન્દ્ર-કારણિ એ કર્યૂં, સાભલુ શૌનક મુન્ય' ૪૧
શૌનક મુનિ મનિ થયા વિસ્મિ, કિહિ અપિાન સાન;
ઉપેન્દ્ર સ્યાવિ કોણ કારણિ, પક્ષી[3] કેરો નાથ. ૪૨

૧. આ પ ●૨૧. ૨. આ. પ. ●૨૨. ૩ સ્વર્ગ.

સુત કહિ છિ, સાભલો હ, સત્ય કહુ યે વાણિ,
એક વાર સુરપતિ આવિયા, નભમારગિ થૈ વિમાનિ. ૪૩
બ્રહ્મા કેરુ યજ્ઞ યજ્ઞના, પછિ વાલ્યખિલ્યાદિક મુન્ય,
સાઠિ સહસ્ર સ્વરૂપ તેહ્ના, અંગુષ્ઠમાન તે તન ૪૪
ગોપદ માહિ પાણિ ભર્યૂ તે, થયૂ સાગરરૂપ,
પીપલા કેરૂ પત્ર શિર ધરિ, વ્યાકુલ થયા સ્વરૂપ ૪૫
કો બુડિ કો તરફડિ, કો તરિ કમઠી પાય,
ગોપદ મધ્ય પાણિ ભર્યૂં, મુનિ ઊતર્યૂં નવ જાય. ૪૬
ઇન્દ્ર અન્તરિક્ષ આવિઆ, દેખી દૂખિયા મુન્ય,
હસ્યા સુરપતિ ખડખડી, અતિ અલ્પ દેખિ તન ૪૭
મુનિવર મન્ય ચિન્તા પડી, "એવડ કરિ અભિમાન,
અમ્હ્યો અતિ ઉદ્યમ કરૂ, ઊતારૂ એહ્નૂ માન" ૪૮
[1] મુનિવર અતિ તપ આદરિ, કરિ કષ્ટ અપાર
"ઉપેન્દ્ર એહ્વો ઊપજિ, ઋષિ કશ્યપ કેરિ દ્વારિ" ૪૯
ત્યહ્ના થકી પાઠ ભિમરી, બિસા ધરવા ધ્યાન,
ઇન્દ્રિ અતિ અભિમાન આણ્યૂ, પામિઆ ઉપમાન ૫૦
અમરપતિ થયુ આકલો, આવ્યો કશ્યપનિ પાશ,
વાલખિલ્યાદિક તપ કરિ, કરવા સુરપતિ–નાશ ૫૧
કશ્યપ ઋષિ ત્યહ્ના આવિયા, બોલ્યા મુનિવર વાણિ,
"એવડો ક્રોધ ન કીજિયિ, મુનિનાથ સાચૂ જાણિ" ૫૨
મુનિ–વાણી હૃદય જાણી, કશ્યપનિ કહિ વાત,
"ઉપેન્દ્ર યે ઊપજશિ, તેહ તણો તૂ તાત" ૫૩
ઇમ કહી કશ્યપ પ્રીછવ્યા, અતિ થયુ રલિયાતિ,
"એવડો ક્રોધ ન કીજિયિ, તહ્મ્યો મોટા મુનિ સાક્ષાત. ૫૪
કશ્યપ ઋષિનિ ઉદરિ ઉત્પન્ન, તે કારણિ[2] બિ વીર,
વિનતાયે યે પ્રસવ્યા તે, પર્વતપ્રાય શરીર ૫૫

૧ અહીંથી ૨ કડી ઊ૦ પા૦  ૨ ઋષિ વીર બ

અદ્મારિ કુલિ કો નથી, યે કરિ પિણ્ડનૂં દાન,
પિતૃતર્પણ યે કરિ નહીં, તે પુરુષ–નિધાન ૧૭
મુજ યમ વીરણ્ય તણા, ક્ષય પામતા જાય,
એણિ દૃષ્ટાન્તિ પુરુષ તણૂ, કુલ નિત્ય પ્રતિ ક્ષય થાય[1] ૧૮
[2]જન્તુ કુલ માહિ એક છિ, જરત્કાર એહનૂ નામ,
[3]તીર્થયાત્રાયિ કહીયિ રહિ છિ, કોઇ ન જાણિ ઠામ" ૧૯
[4]"કુણ્ણ કુણ ઉપાયથી, તમનિ તહાં સુખ હોય?
તે વિચારી કહુ મુઝનિ," વિકલ થયા મુનિ જોય. ૨૦
"તુ તુ સ્વામી પૂર્વજ [5]માહરા, તદ્મ્યો તા સાક્ષાત,
જરત્કાર તા નામ માહરૂ, વેં પુરાણિ વાત ૨૧
"ગૃહસ્થાશ્રમ જો તદ્મ્યો માહ, જો કરો વિહિવાય,
પુત્ર કુલ મધ્ય ઊપજિ, [6]વર્તિ આનન્દ મન માય" ૨૨
"સ્વામી ' માહરિ પ્રતિજ્ઞા હતી, યે ન માડૂ આશ્રમ,
તદ્મ્યો આહિથી છૂટવા, કરવુ પડ્યુ ઉપક્રમ. ૨૩
માહરિ નામિ નામ એહનૂ, હશિ તા સંમાર્ય,
પિતૃ–તર્પણ તેણિ કારણિ, વરેશ તેહજ નાર્ય" ૨૪
[7]ઇમ કહીનિ નીસર્યુ, વન મધ્ય કરતુ સાદ,
"આપો કન્યા જરત્કારી," વદિ એહવુ વાદ. ૨૫
ગિરિદૃગ નિ આકાર પર્વત, ગહ્ય નિ નવખણ્ડ,
પ્રાસાદ નિ મગ મન્દિતા સાગર, લતા તરુ પન્ચણ્ડ ૨૬
સાદ કરતુ નીસર્યો, મ ન જાણિ મર્મ,
વાસુકિ નાગિ મૂક્યા અનુચર, કરતા હીંડિ શર્મ. ૨૭
"જરત્કારી કહી પોકરિ ત્યારિ, મુઝનિ કરયો જાણ,
વન મધ્ય થકી કો આવિ તાપસ," એ આપ્યૂ ઈધણ ૨૮

---

૧ આ. ૫છી ● ૪૩ ૨ વંશમા એક સન્તાન થયો, ૩. આ ઢીઢી બદલ ● ૪૪ ૪ કડી ૨૦–૨૧ ઊ● ૫૧૦ ૫ પૂર્વજ અ ૬ વિપર્યય જણાય થાય ૭ આ. પ. ● ૪૫

સુણી વાણી અનુચર આવ્યા, વાસુકિનિ કહી વાત
આભનતા તે ધશી આવ્યો, પૃકિ સાવનો સાથ　૨૯
[1]અર્ધ્ય પાદ્ય પૂજા કરી, સ્તવન કરી પરણામ
"સ્મરણ કરતા હરિદર્શન, તહ્મ્યો ભનિ પધાર્યા સ્વામ્ય!　૩૦
તે કન્યા તમનિ આપિએ," ઉચ્ચર્યા મુખિ વાત,
"માનુભાવ મોટા તહ્મ્યો મુનિવર! ચૌદ લોક વિખ્યાત"　૩૧
[2]ઇમ કહી આશ્રમ્ય તેડ્યા, ત્યારિ બોલ્યા મુન્ય
"જે કહુ કહ [તે] તેણિ કરવૂ, આપો સત્ય વચન　૩૨
મુહ્નિ યારિ નહીં ગમિ ત્યારિ, જાએશ માહરિ ઠામ્ય,"
વાસુકિ ચાલ્યા પૃછવા, ભગિનીનિ [3]કરી પરણામ　૩૩
"વર તહ્મ્યારો આજ આવ્યો, જરત્કાર જે કહિવાય,
(પણિ) યારિ તેહનિ મન્ય નાવિ, ત્યારિ છોડી આશ્રમ્ય જાય　૩૪
પણ્ય જે તે કહિ તે તહ્મ્યો કરવૂ ધરવૂ અતિ મન્ય ધ્યાન
[4]ઓછૂ અધિક ન બોલવૂ, ત્યારિ રાખિ મુનિ ભગવાન"　૩૫
"અર્થિ તહ્મ્યારિ વીર! માહરા, કરવો અંગીકાર
જે કહિ તે શિર ધરૂ, [5]ભખે ઉચ્ચરૂ નાકાર!"　૩૬
આશિર્વાદ દેતા હુઓ, આપ્યૂ કન્યાદાન,
વચન-વિવેકિ પ્રીછવ્યા દેઇ અતિ સન્માન　૩૭
પરણીનિ પધારિઆ, જૈ પોહતા આશ્રમ્ય
ગૃહસ્થ કેરો આદર મુનિવર, આચરિ અનુદિન ધર્મ　૩૮
પ્રાતસ્નાન સન્ધ્યા નિત્યમેના, કરીનિ ષટ્કર્મ
પિતૃતર્પણ કરિ મુનિવર, પાલિ ગૃહસ્થાશ્રમ　૩૯
પીરણિય વનગા જે ઠના તેહનિ થયુ ઉદ્ધાર,
અતિ અનોપમ સન્માનથી, લહ્યા પેનો પાર　૪૦
　　　　　　　　　　　　　　　　　　　　૫૬૮

---

૧ આ પ ● ૪૬　૨ અહીંથી ૩૨ મૂ ૨।૩ આ પહેલા ● ૪૭ ૩૧ ને ૩૨ ૫૬ ૧૦૭૮　૩ સ્વરયાન　૪　ભરથારને તા એમ જાણજો, પહ્વા શ્રીભગવાન." ૫ ન કરવો ઉચ્ચાર

ઈશિ બિ યારિ પ્રગટ થયાં, ત્યારિ દીધી મુનિવર આશ;
"સહસ્ર વરસ લગિ સેવા કરયો, રાખયો તદ્દમ્યારિ પાશિ." ૫૬
પાંચ શત વરસ થયાં યારિ, ત્યારિ ઊઘાડ્યૂં તેહ;
એક ઊઘાડીનિ જોઇઉં, અરધ નીપનુ દેહ. ૫૭

"અરે બાઇ! ઇમ કાં કર્યૂં? અપૂરણુ અમ અંગ;
ઉત્તમ અરધ પૂરણ થયૂં, પૂરવનું થયુ ભંગ.
આનિ તદ્દમ્યો મ ઊઘાડશો, સહસ્ર વરસ ત્‍હાં થાય:
એક પુરુષ એહ્વો નીપજિ, યે મહિમા કહ્યુ નવિ જાય." ૫૮
સાહિ વરસ પૂરે પ્રગટ્યુ, વિનતાસુત મહાવીર;
વાલખિલ્યાદિકનિ તપિ, ઉપેન્દ્ર યેહ શરીર. ૬૦
યેણિ વૈર કીધૂં વ્યાલશૂં, નાગિ વિમાશી વાત;
વાસુકિ કિહિ "રૂડૂં નહીં, કદ્રુશિ એ ઉપઘાત." ૬૧
જૈ બહ્માન સ્તુતિ કરિ, "વિરઞ્ચિ' સુણિ વાત;
[1]કશ્યપ-સુત અતિ કોપયો, યે વિહંગમ સાક્ષાત." ૬૨
૫૨૮

---

## ૪. આસ્તીકપર્વ-

### [2] કડવું ૧૯ મૂં—રાગ ભૂપાલ

"કુટુમ્બ માહ્‍રે કોઇ ન જાણિ, કરિ તેશૂં [3]શાહિ;
જનમેજિનિ યજ્ઞ યજાવ્યૂં, ચૈઇ હ્રદય માહિ [4]શાલ્ય. ૧
ચિન્તા થઈ મન્ય અતિ ઘણી, સમીપ આવ્યો યાગ;
[5]તમ-આદિક દેવ સઘલા, લેહિ તેહ્‍નુ ભાગ. ૨
તે માંટિ તમનિ કહ્યુ, કરો નાથ! ઉપાય;
સાખ રહિ યમ અમ તણી, તેહ્‍નુ કહુ ઉપાય." ૩

---

૧. આ પછી • ૨૩. ૩૦ મૂં પૂરૂં. ૫૬ ૧૦૩૧.
૨. ૩૧ મૂં. ૩. કાર્ય. ૪. શલ્ય ૫. બ્રહ્મા અં.

બ્રહ્મા વલતા બોલિઆ, 'સાંભલુ એક વિચાર;
માનુ તુ તમનિ કહૂં, ઊગર્યાનો પ્રતિકાર. ૪
તમારિ યે છિ ભગિની, તેહ્‌નૂં જરત્કારી નામ;
અતિ અનોપમ નાગકન્યા, અપૂરવ કુલિ ઠામ. ૫
તેહ્નિ નામિ નામ યેહ્‌નૂં, યે તુ હુઇ સંસાર્ય;
કન્યા તેહ્‌નિ આપયો, સન્તાન-અર્થિં નાર્ય." ૬
"સ્વામી ! અહ્મ્યો કયમ જાણશ્યું, તેહ વર એ હોય,?
તેહ્નિ નામિ નામ યેહ્‌નૂં તે મીટિ [ન] પડિ કોય." ૭
કમલભૂ યમ ઉચ્ચરિ, "સાંભલિ વાસુકિ! વાત;
યે જરતકારી નામ જપતુ, આવિ વરિ તે વિખ્યાત. ૮
તેહ્નિ એ પરણાવયો, દેયો કન્યાદાન;
ઊગરશુ તહ્મ્યો તે થકી", પછિ ગૂઢા શ્રીભગવાન. ૯
ઇમ કહીનિ મોકલ્યા રે, જૈ પોહતા સ્વસ્થાન્ય;
ભગિની કેગ વરનિ અર્થિં, ધરવા લાગ્યા ધ્યાન. ૧૦
તેણિ સમિ એક મુન્યકૂંઅર, તીર્થયાત્રા જાયિ;
ગઙ્ગાસાગર થકુ ચાલ્યો, આવિઓ વન માહિ. ૧૧
તપ કરીનિ તન બાલ્યૂં, અતિ યયુ ક્ષુત્ક્ષામ;
જરાઇ કરી કૃશ થયૂં, યરત્કાર યેહ્‌નૂં નામ. ૧૨
[1]પર્વત વન મધ્ય ચાલતા, એક અન્ધ દીઠુ કૂપ;
અધોમુખિ કો ત્યહાં રહ્યા છિ, પ્રગટ પુરુષસ્વરૂપ. ૧૩
વીરણિય કેરિ સ્થમ્ભિ વલગુ, દયામણુ દીસિ મન્દ;
મૂલ સઘલા ઉનરે ખાધા, એક ઊભુ કન્દ. ૧૪
ત્યહાં મુનિવર [2]પુછિઉં, "તહ્મ્યો કુણ પુરખ પુરાણ?
કહિ કારણિ ઇહાં રહ્યા છુ? (તહ્મ્યો) સત્ય કહુનિ વાણ્ય." ૧૫
"ભાઇ ! શ્યૂં અહ્મારૂં કારણ પૂછિ? અહ્મ્યો ઋષિસ્વરૂપ;
આગિ હતા આશ્રમી હવિ, થયા પૂર્વજરૂપ. ૧૬

૧. આ. પ. #૪૨. ૨. પક્ષી ઊરતાં (?) અ.

નિદ્રા ન હતી આવડી, વિશેષ સાયંકાલ્ય;"
હનાર પદારથ ભાવિ યે પછિ, બોલાવ્યા તત્કાલ. ૯
"નિદ્રા ન ઘટિ એવડી, તહ્મ્યો ઊઠું અકલ-સ્વરૂપ!"
ઇમ કહી ગાઢિ સાદ કીધુ, પ્રત્યક્ષ પ્રગટ-સ્વરૂપ. ૧૦
સાદ કરતાં જાગિઆ, નવિ, દેખિ દિનંકર કિરણ;
"કાચી નિદ્રાયિ હૂં જગાડ્યો, રાતુ હતુ ધરણ્ય." ૧૧
ઉઠાડ્યું એહ્વાન શીસ દીધૂં, સરિ લાગુ ભાર;
ઊઠ્યા થઇનિ આકલા મન્ય, ધરતા એહ વિચાર. ૧૨
અબલા ઊઠી ધશી કેડિય, જૈનિ સાહ્યા પાય્ય;
"કશિ કાર્યિ કર ગ્રહ્યુ?" બોલ્યા એહ્વી વાય્ય. ૧૩
"સ્વામી! સાયંકાલના સમિ માટિ, મિ જાણ્યૂં ધરશો ક્રોધ;
કિહિશો 'જગાડ્યો [શિ] નહીં,?' નિ ઊપજશિ વિરોધ. ૧૪
ઇમ મિ નવિ જાણિઉં', એવડી ચઢશિ રીસ,
યે તહ્મ્યો દીધી આગન્યા, મિ તે ચઢાવી શીશ." ૧૫
"કાલ જાવા શિ ન દીધુ?" બોલિઆ ભગવાન;
મધ્યરાત્રિ પિહિલુ યારિ જાગતો, ત્યારિ ધરતુ ધ્યાન." ૧૬
વનિતા અતિ ઘણૂં વલવલિ, મુખિ વદિ શ્રીહરિ-નામ;
"અબલા મિ નવિ ઓલખ્યૂં, અપરાધ માહ્રો સ્વામ્ય! ૧૭
બ્રહ્માયિ વાસુકિનિ કહ્યૂં 'તાહ્રી, ભગ્યની વરશિ મુન્ય;
તેણિ કરીનિ તહ્મ્યો ઊગરશો, તે પાલો સત્ય વચન.' ૧૮
કહુ તેહ્ની શી પિરિ થાશિ? હતુ અતિ વિશ્વાસ;
વીર વાસુકિનિ હતી તમારી, અતિ ઘણી ત્હા આશ. ૧૯
કહુ એ ક્યમ મિથ્યા થાશિ, વિરંચિનૂં વચન?
તે માટ મૂકી એકલી, ચાલશો ક્યમ વન્ય?" ૨૦
મુનિવર વલતા વદિ વાણી, હિદિ આણી જ્ઞાન;
"મિ તુ માહ્રિ વન્ય ચાલવૂં, આચરવા તપ ધ્યાન. ૨૧
પિતૃ માહ્રા હતા વન મધ્ય, મ્યહાં'તા એકાન્ત્ય;
આશ્રમ માંડી ઊધર્યાં, ભાગી મનની ભ્રાન્ત્ય. ૨૨

મારિ મન્ય વિચાર હુતુ, હશિ એક સન્તાન,
ત્યાર પૂઠિ [વન્ય] જૈશિ, આચરવા તપ ધ્યાન. ૨૩
તે અવધિ માહરિ થઈ પૂરણ, મિ તુ નિશ્ચિ જાવૂં;
મુનિવર મોટા તપ કરિ, ત્હા જૈનિ[1] છના થાવૂ. ૨૪
આધાન તાહરા ઉદર માહિ, ગર્ભ તે કહિવાય;
પુત્ર એહ્‌વો પ્રગટ થાશિ જેહ્‌નો, મહિમા કહ્યો નવિ જાય. ૨૫
તે નાગ–કુલ મુકાવશિ, જ્યાં હશિ મોટા યાગ,
ત્યહા માન પામશિ અતિ ઘણૂં, મોટૂં તાહરું ભાગ્ય.” ૨૬
અનેક વચને પ્રીછવ્યા, કીધી અતિ ઘણી સેવ,
એણી પિરિ ઉચ્ચરી, પઠિ ચાલિઆ મુનિ દેવ ૨૭
ઉદર મધ્ય દિન થયા પૂરણ, હુઆ છિ દસ માસ,
આશ્રમિ મુનિપુત્ર પામિઆ, પોહતી મનની આશ ૨૮
દિવસ પ્રત્યિ વૃદ્ધિ પામિ, યમ શુકલપક્ષનો ચન્દ્ર,
વિદ્યા અતિ ઘણી અનુભવિ, માતા મન્ય આનન્દ ૨૯
ઇમ કુમર થયો મોટો, પામ્યો વિદ્યાપાર,
સર્પસત્ર–યજ્ઞ માહિ, જન્મેજિ તેણી વાર. ૩૦
[2]સ્વર્ગ મૃત્યુ પાતાલથી, આવ્યા સુરનર દેવ,
આસન આપી અર્ચિઆ, કીધી અતિ ઘણી સેવ.[3] ૩૧

૧ પ્રગટ. ૨ આ ૫ ● ૪૧ અને નીચેનૂ –
“એહ્‌વે કરુ નત્રિ ત્યહા આવિયા, યજ્ઞ જાણી તેહ,
સ્રીનૂં મરણ હવૂ સર્પથી, ઘોર ખાતા પેહ. ૪૩
તેહ્‌નૂં દુઃખ જાણી મુનિ કોપ્યા, ‘કરાવૂં યજ્ઞ યે સાર,’
સર્પ–સત્ર તણી અતિ હર્ખ્યાં, બેઠા ત્યહા નિર્ધાર. ૪૪
‘તમારે વેર પિતા તણુ, રાજા ! એ સર્પ–વૈર કેહ્‌વાય,
તે માટે સર્વનૂ દુઃખ ટાલો, સર્પયજ્ઞ કરુ રાય!’ ૪૫”
૩. આ પછી – ઊથલો
“કીધી અતિ ઘણી સેવ ને, યજ્ઞ જોવા સહુ કો આવિયા;
હુત દ્રવ્ય સામગ્રી સઘલી, સેવકજન સર્વ લ્યાવિયા. ૪૭

૧૧૨૫

[1]યજ્ઞનો આરમ્ભ માંડ્યો, હુત દ્રવ્ય હોમાય;
દીક્ષા ધરીનિ આવી આસનિ, બિઠા છિ ત્યહાં રાય. ૩૨
તે સર્પયજ્ઞનૂં કારણ જાણી, આણી મન્ન્ય વિચાર;
વેગિ કરીનિ વિપ્રવર, ત્યહાં આવ્યા તેણી વાર. ૩૩
જુપિ તુ ત્યહાં યજ્ઞ હુઇ છિ, ગઙ્ગા કેરિ તીરિ;
જાહ્નવીનૂં મર્જ્જન કીધૂં, પાવન[2] થયૂં શરીર. ૩૪
સિદ્ધિ હુઇ સ્મરણથી તે, દર્શન–મર્જ્જન પુન્ન્ય;
[3]સ્ફુર્તિ હુઇ ત્યાં ઘણી, થયા અતિ પાવન્ન. ૩૫
વેદી મધ્ય પધારિઆ, જ્યાં વરણુ ઋષિનાં થાય;
હોતા બિઠા વેદ[4]વાદી, હુત દ્રવ્ય હોમાય. ૩૬
વાજિત્રના ત્યહાં નાદ હોયિ, વિવિધ પિરિના વાદ;
આવાર દાન, અન્ન કેરા, પડિ[5] નગર માહિ સાદ. ૩૭
ઋષિ તણાં બહુ વૃન્દ દીસિ, [થાય] વેદના નિર્ઘોષ;
આસ્તીક આવી રહ્યા ઊભા, થયુ મન્ન્ય સન્તોષ. ૩૮
"ભલો ભલો તૂં રાય જનમેજિ, પરીક્ષિત કેરા તન્ન!
સાત્ત્વિક નિ વલી સોમવંશી, પાવન તુઝ દર્શન્ન. ૩૯
સત્ર માડ્યો સર્પ કેરો, અહુરણ કરવા તાત;
દેશદેશ વિદેશ વિસ્તરી, મોટી તાહ્‌રી ખ્યાત્ય. ૪૦
બ્રહ્મા કેરો યજ્ઞ મોટો, વલી વરુણિ કીધુ જેહ;
ઇન્દ્ર યમ નિ ધનદ કેરો, સત્ર કહાવિ તેહ. ૪૧
ન દીઠૂ નિ ન સાભલ્યુ, સ્વર્ગ મૃત્યુ નિ પાતાલ્ય;
[6]ભૂત નિ ભવિષ્ય માહિ, નહીં હુઇ આણિ કાલ્ય. ૪૨
તુઝ વિના કુણ આદરિ? તૂં રાય! મોટો વીર;
દેશ [7]ધર્મ નિ રાય! તૂં ઋષિ, પાવન ગઙ્ગા નીર." ૪૩

---

૧. ૩૩ મૂં શરૂ. ૨. પ્રથમ. ૩. "સ્ફુરત્ય હોયે વિદ્યા તણી ને, અતિ ધૈર્યે પાવન્ન." ૪. ઉદ્‌ગાતા. ૫. સઘલે. ૬. અન્તરિક્ષ માંહે ન દીઠો, તે થયો. ૭. કાલ.

[1]ગયિ નયણે નિરખિઓ, અતિ હરખિઓ મન માહિ,
"એ કુણ મુનિવર? કહાંથી આવ્યો? [2]દીસિ છિ દ્વિજરાય ૪૪
વય લઘુ પણ જ્ઞાનિ મોટો," રાયિ પૂજા કીધી,
"કાંઇ વર માગો મુઝ કનિ," પછિ એહવી આજ્ઞા દીધી ૪૫
અર્ઘ્ય પાદ્ય પૂજા કરીનિ, પૂછિઉં યાગિ રાય,
"સમય ઊપરિ માગશ," ઇમ ઉચ્ચર્યા દ્વિજરાય ૪૬
ઉત્તંકે આવાહન કરિ, આવ્યા નાગ અનેક;
[3]ત્યારિ જનમેજિ રાયિ પૂછિયૂં, કરી વિનય વિવેક ૪૭
"સર્પ સઘળા આવિઆ, કાં નાવ્યો તક્ષક નાગ?
વાસુકિનૂં કુલ કહ્યાં ગયૂં, ચે માગિ સુરનગ–ભાગ?" ૪૮
તક્ષક-કારણિ ઋષિ ઉત્તંકે, પછિ કરિ મન્ત્રનૂં ધ્યાન,
"કશિ કારણિ તે ન આવ્યો?" કોપિઆ રાજાન ૪૯
ચેણિ અર્થિ ઉપક્રમ, હું કરતુ હતુ આજ,[4]
તે તક્ષક આવ્યો નહીં, કરિ પરીક્ષિતનિ [5]વ્યાન્ય" ૫૦

---

૧ યારિ અ  ૨ પૂછે છે રાય ત્યાહ  ૩ આ પહેલાં—
"આવી પડે તે કુણ્ડ માહે, મન્ત્ર બલ વિશેખ. ૧૭
અનેક નાગનૂ કુલ તે આવ્યૂ, ઉજ્જવલ વર્ણ દેહ;
વાસિકી નાગનૂ કુલ તે આવ્યૂ, પીતવર્ણા તેહ ૧૮
કર્કોટ નાગનૂ કુલ તે કેહવૂ? નાના રંગિ બાહ્ય,
પદ્મનાગનૂં કુલ તે આવ્યૂ, સૂક્ષ્મ નાના ત્યાંય ૧૯
મહાપદમ નાગ તે મોટો, દીર્ઘ તેહના ગાત્ર;
હાથિ નાગનૂ કુલ તે કેહેં, મહા વિષધર પાત્ર ૨૦
શેષ નાગનૂ કુલ તે આવ્યૂ, સહસ્ર ફણા શિર સોય
મહાશેષ નાગ તણુ કુલ આવ્યૂ મણિધારી સર્વ હોય ૨૧
એમ મુખ્ય આઠ કુલનાં અસંખ્ય નાગ તે આવ્યા;
વન પર્વત કોટર જલમાંથી, મન્ત્રબલેં બોલાવ્યા. ૨૨
અનન્ત નાગ તે બળતા દીસે, વલિ અન્તરિક્ષ આવી અનેક,
૪ યાગ.. ત્યાગ.

આવાહનિ થયો આકલો, કહી ન દેખિ મર્મ;
"એ સર્પસત્ર યે યજિ મહા–ઋષિ તે સર્વ માહરાં કર્મ. ૫૧
ઋષિ મન્ત્ર–પ્રતાપિ કરી, આકલી થઈ ધરણ્ય;
બીજૂં સ્થાનક કો નથી, હૂં જાઉં ઇન્દ્ર કેરિ શરણ્ય." ૫૨
પાતાલિથી તે ઉતપત્યો, જૈ પોહુતુ સ્વર્ગ લોક્ય;
ત્યહાં તેણિ રહિવાઇ નહીં, બહુ કરવા લાગ્યો શોક. ૫૩
ઉપવીતની પિરિ જૈ વલગ્યુ, રાખે સુરપતિ શરણ્ય;
આક્રન્દ કરિ નિ ટલવલિ, પ્રતક્ષ દેખિ મરણ. ૫૪
[1]એટલિ એણી પિરિ ઉચ્ચર્યો, જનમેજિ ભૂપાલ;
"કહુનિ તક્ષક ક્યાં ગયો ? નાવ્યો આણિ કાલ્ય." ૫૫
ઉત્તંકું કહિ, "રાય સાંભલો, એ ઇન્દ્રનિ આધારિ;
સુરપતિ–કણ્ઠિ જૈ વલગ્યુ, ઉપવીતનિ આકારિ. ૫૬
જોયો રાજા! જિહાં આવિ, ઇન્દ્ર–સહી એ નાગ;
તુ તૂં જાણે મન્ત્રવાદી એ, કરિ પૂરણ યાગ." ૫૭
ઇમ કહિનિ ઉચ્ચર્યો, "આણ્યો સુરપતિ સાથ્ય;"
આદરી ઉત્તંકું બિહા, ગ્રહી શરૂઉ હાથ્ય. ૫૮
[2]ઇન્દ્ર થ્યો અતિ આકલો, આસનિ રહ્યૂ નવિ જાય;
તક્ષકનિ મૂકિ નહીં પછિ, [3]આકુલ વ્યાકુલ થાય. ૫૯
ઊડીનિ તાં નીસર્યાં, વિમાન બિશી જાય;
મન્ત્ર–બલિ સતિ તરફડિ નિ, આવ્યા ક્ષણ એક માહિ. ૬૦
અન્તરિ થઈ છિ ગર્જના, જાણે મેઘ આવ્યો વ્યોમ;
આક્રમણિ અતિ આરડ્યો, પછિ ચડ્યો ઉકાટુ રોમિ. ૬૧

---

૧ આ પહેલાં:—
"સૂત કહે શૌનક પ્રત્યે, શરણ્ય રાખિયો સુરરાય,
ત્યાર પૂઠે શું થયું તે, કહો મુઝ મહિભાય. ૩૧"
૨. આ પહેલાં:—"મન્ત્ર (બલિ) આકર્ષણ કરે, ઇન્દ્રાસન ધ્રૂજે રાય;
સ્વર્ગ લોક સહૂ ખલભલ્યો, વ્યાકુલ વિસ્મય થાય. ૩૬"
૩. સુરપતિ કેરો રાય.

રાય અતિ ગહિગહિઆતિ થ્યા, સુણી તક્ષક–નાદ,
મુનિવર ત્યહાં ઉતરૂં ઊઠ્યો, કરવા વિદ્યા–વાદ ૬૨
"ઇન્દ્ર સાથિ અગ્નિ માહિ, નાખૂ તમ રિપુ એહ,"
તક્ષક ત્યહાં અવગુ થયુ જાણ્યૂં, અવશિ સુરપતિ–દેહ. ૬૩
તેણિ સમિ આસ્તીક ઊઠ્યા, આણી અન્તરિ જ્ઞાન,
"તિ મુઝનિ વચન કહ્યૂ તે, આપ્ય રાય! વરદાન" ૬૪
"કહુ સ્વામી! તહ્મ્યો શ માગુ છુ? કહુનિ મુઝનિ આજ,
ધન અશ્વ કિ ગજ માગો, [1]કહુ તે આપૂ મહારાજ!" ૬૫
"રાય! માગૂં તુઝ કનિ યે, યજ્ઞ પૂરણ થાય.
સર્પ સહૂ સ્થાનક્ય રહિ, પૂર્ણાહુતિ હોમાય." ૬૬
રાય અનિ ઝાખા થયા "તિ એ શ માગ્યૂ? દ્વિજ!
[2]રાગુ કાનણિ માહિઓ, અનિષ્ટ આવ્યા મુઝ ૬૭
નાગ બિ મોટા રહ્યા યે, વાસુકિ તક્ષક નામ,
અપરાધ પાખિ અન્ય બાલ્યા, એકિ ન સર્યૂં કામ. ૬૮
તહ્મ્યો યે માગુ તે આપૂ, પણિ એ ન આપ્યૂ જાય,"
આસ્તીક કહિ, "હૂં એહ જ માગૂ, આપો તુ આપો રાય!" ૬૯
"હસ્તી સહસ્ર કહિ તુ આપૂ, [3]કહિ તુ આપૂ રાજ્ય,
અશ્વ રથ ભણ્ડાર આપૂ, જો માગિ દ્વિજરાજ!" ૭૦
રાયનિ ઋષિ સહસ્ર, બોલિઆ જ મુખિ વાણ્ય,
"આસ્તીક કહિ તે આપિયિ, પુણ્યવન્ત! જોડી પાણ્ય." ૭૧
"પિતા મ્હારો યેહ ઘાતક, શત્રુ મહ્‌ત્રો એહ,
આણિ કાલિ માગિયૂ, [ મુનિ ઊપનુ સન્દેહ. ] ૭૨

---

૧ કે માગો માહરૂ રાજ્ય. ૨ સત્રકરણિ આ.
૩ "... .... ... આપૂં સર્વ તોખાર,
કૂંચી સહિત ભણ્ડાર આપૂં, પણ્ય નાગ નાપૂ આ વાર" ૪૮"

[1]એણિ [જે] માગિઉં, દક્ષિણા કેરિ કામ્ય;
ઋષિ દેવ સુરનર સાંભલિ, આપ્યૂં કહી મુખિ નામ." ૭૩

જિાજકાર તે ત્યહાં હુઇ, હુઇ દુન્દુભિ-નાદ;
યજ્ઞ પૂરણ થયુ નરપતિ, પડ્યો સઘલિ સાદ. ૭૪

સર્પ્પસત્ર એહનો થયો પૂરણ, આપ્યૂં મુનિ-વર-દાન;
ઋષિ દેવ સુરનર હર્ખિયા, અતિ પામિઆ બહુ માન. ૭૫

આશીર્વાદ જ ત્યહાં હુઇ, [અવભૃથ કીધું સ્નાન]
યજ્ઞ યે કો આવિઆ તે, બોલાવ્યા દેઇ માન. ૭૬

આસ્તીક કહિ છિ વીનતી, "તહ્મ્યો સાંભલુ રાજન!
એક મન્ત્ર સન્મુખ ઉચ્ચરૂં, અહિ તણો સત્ય વચન. ૭૭

**'ચાલિ સર્પ્પ! તૂં આંહિ થકુ, જો ભદ્ર વાઞ્છિ આજ;**
**દૂરિ જા તૂં ગરલ-ધારી! સરિ સઘલૂં કાજ."** ૭૮

[2]જનમેજિના યજ્ઞ-અન્તિ, મુનિવર બોલ્યા વાણ્ય;
આસ્તીક મુખિથી ઉચ્ચર્યા, "તેહ વચન સાચૂં જાણ્ય. ૭૯

ન જાણિ યે નવિ ચલિ અહિ-શીસ શત ખણ્ડ થાય;
શિંશ વૃક્ષના ફૂલની પિરિ, તહ્ય સુણિ જનમેજિ રાય!" ૮૦

એ મન્ત્ર સુણીનિ રાયજી, થયા અતિ ગલિઆત્ય;
યજ્ઞ મોટો હવો મુનિ! ત્રૈલોક્ય ચાલી [3]વાત. ૮૧

[4]યજન રાયનૂં સાંભલી, કિહિ સૌ મુનિ વચન;
પૂછિ કહિ નિ સાભલિ, જન ત્રણ્ય થાયિ પાવન. ૮૨

---

૧. આ પહેલાં:—"હુપકર્મં યે મે કર્યો તે, કામ્ય નાખ્યો શર્મં;
　　વિપ્ર વેગે આવિયો, પામિઉ જોઇ મર્મં. ૫૨" ક-૬.
૨. આ પ. * ૪૮. ૩. ખ્યાત્ય. ૪. "એક યજ્ઞ રાયનો સાંભલે, યે સ્તવે મુખ્ય વચન." ક. ૬.

સર્પ ત્યહાંથી સઞ્ચરિ, ત્હાં વન એ કહિવાય;
શત્રુ કો નવિ પરિભવિ, સુણતાં [1]પાવન થાય. ૮૩/૬૫૧



---

૧. પાતક જાય. ઙ ક.—ઙ માંજ આ પછીઃ—
સૂત શૌનકને કહે, નૈમિષારણ્ય છે ચાહે;
વૈશમ્પાયન કહે રાજાને, ગઙ્ગાના તટ માંહે. ૬૬
સર્પયજ્ઞનો સન્દેહ ભાગો, સાંભળી કથા વિસ્તાર;
પછે જનમેજયે આરંભ્યો, અશ્વમેધજ સાર. ૬૭
માનસ–પાતક બ્રહ્મહત્યા, રાયને નિરધાર;
બ્રહ્મહત્યા ઉતારો મુનેં, કહી પર્વ અઢાર. ૬૭
પરીક્ષિત પેહલો સોમવંશી, વ્યંશ કહે છે રાય;
તે પૂર્વજ કેરી ખ્યાત્ય મુઝને, કહો વિસ્તારિ મહિમાય. ૬૮
પાણ્ડવનો સંક્ષેપ કરી, શ્રીકૃષ્ણ અર્જુનનો જોડી,
ઉત્પત્ય કહોનિ ધરથકી, તે સાંભળવા મુઝ કોડ. ૬૯
ઊથલો—તે સાંભળવા મુઝ કોડ ઋષિજી ! પય્ય આ અપયશ મોટા દહે;
રાજાનું મન સાંસવાને, આદ્યપર્વ વિસ્તારી કહે. ૭૦/૧૧૯૫ §

(§ અહીં ૬૭ નો આંક બે વાર. એટલે પદ ૧૧૯૬. આમાંથી અસલની ૬૫૧ કરી જતાં પાંચ વધારે.) કુમાં પદ ૫૪૭

☞ અહીં ઙ પ્રતિ પૂર્ણ થાય છે. તેની પુષ્પિકા નીચે મુજબઃ—

"ઇતિ......સમ્પૂર્ણઃ ॥ અહીંથી આદ્યપર્વ વંશાઓલી કેહેવાયેઃ ॥ ॥ શ્રી ॥ સં. ૧૭૬૨ શા ૧૬૨૭ ભાદ્રપદ વદિ ૧૨ દ્વાદશિ ચંન્દ્રે લિખિતઃ ॥॥"

[1]શ્યેન એહનુ શીખવ્યો'તો, જાણતુ હતુ મર્મ,
[2]પત્ર લેઇ વહી મોકલ્યો, ત્હા જાતા કાંઇ નહિ ગર્મ. ૯
એહ વિદ્યા તેહિ આદરિ, ત્હા મોકલિ ત્હા જાય
લખી પત્ર આપ્યૂ રાણીયિ, તે ધર્યૂ ચંચ જ માહિ ૧૦
"કાર્ય માહરૂ સહી કરે, પક્ષિવર! તૂ ધીર,
ગર્ભ પામિ જૈ ભરી તૂ, વહિલુ આવે વીર!" ૧૧
[3]પ્રણામ કરીનિ નીસર્યો, ઊતાવલુ ત્હા જાય
ઉપરિચર વસુ ન્હા હતા, ત્હા આવ્યુ ક્ષણ એક માહિ ૧૨
[4]પત્ર લેઇ કરિ આપિયૂ, પછિ વાચ્યૂ છિ રાજન,
વિચારિ તુ વિપરીત દેખિ વિમાસિ છિ મન્ન ૧૩
"અહ્મ્યો તુ અતિ દૂરિ છૂ, [5]વલિ નારિ છિ સ્ત્રીધર્મ"
આકર્ણ કરી વીર્યનૂ, [6]અનિ કીધુ એહવો મર્મ ૧૪
પલ્લવ કેરો પુટ કરી, માહિ મુક્યૂ તેહ
પક્ષી કરિ હાથિ આપ્યૂ, તૂ લઇ જાનિ એહ ૧૫
રાણીનિ જૈ આપજે, થાશિ અતિ રલિયાત"
પક્ષી તેહનિ નીસર્યું સુણી, મુખવચનની વાત ૧૬
[7]ઊતાવલુ ત્યા આવિયો, યમુના રે તીર
પક્ષી વરિ તેહિ જાણિ યે, હતા સુભગ શરીર ૧૭
પક્ષીએ માડ્યૂ બોલવા, ત્હારિ બોલ્યો તેહ
પત્રપુટ પડ્યો ચાચ માહિથી વિચિત્ર થયુ છિ દેહ. ૧૮
જલપ્રવાહ માહિ જૈ પડ્યો, તરતૂ ચાલ્યો જાય
માછલીયિ જાણ્યૂ ભખ દીઠિ, લેઇ મેલ્યૂ મુખ માહિ ૧૯
ઉદર મધ્યિ જૈ ઊતર્યો, ગર્ભસ્થાનક માહિ

૧ "તે પંખી એહવૂ જાણતો, શીખવ્યો'તો મર્મ." ૨ પત્ર આપી મોકલ્યો ૩ આ. પ •૫૨ ૪ આ પ •૫૩ ૫ પણ હતુ એક વિચાર ૬ ઘેર ઋતુવતી નાર્ય ૭ કડી ૧૭-૧૮ ને બદલે •૫૫

અમોઘ વીર્ય યે ગયનૂ તે, ક્યમ પચ્છિ પેટ માહિ? ૨૦
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, થયા છિ દસ માસ,
એક વાર માછી જલ મધ્યિ, કરિ અહી નાખ્યો પાશ. ૨૧
ધીવર કરિ અહી મત્સ્યિકા, અતિ સ્થૂલ દીસિ દેહ,
"એહના ઉદર મધ્યિ કાંઇ દીસિ," કર કરી કાઢ્યૂ તેહ. ૨૨
[1]છેદન કરીનિ જોયઉ, વિચારી મન માહિ,
(યુગ્મ માનુષ દેહ) એક પુરુષ નિ એક કન્યા, કરિ ગ્રહ્યા સિંહ તેહ. ૨૩
"વિપરીત દીસિ શૂ કરૂ?" લેઇ આવ્યો રાજદ્વારિ,
માછલી ઉદરિથી ઊપના, સુણી કરિ મત્સ્ય વિચાર ૨૪
કન્યા આપી ધીવરનિ, "જા પુત્રી કરીનિ પાલ્ય,
વર આવશિ અણચિન્તવ્યો, પરણાવે તેણિ કાલ્ય" ૨૫
પુત્ર હતુ તે રાયિ રાખ્યો, મેનના કારણિ જાણ્ય,
કારણ મે પ્રીતિ નહીં ગ્રહી, આવ્યો પુત્રી પાણ્ય ૨૬
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, વરસ થયા અગ્યાર,
દિન દિન પ્રતિ દીસિ દીપતી, મહામનોહર નારિ ૨૭
યમુના મધ્યિ નાવ ચલાવિ, ઊતારિ બહુ જન,
વસિષ્ઠનિ કુલિ પરાશર, આવિઆ એક જ દિન ૨૮
૬૭૯

---

## [2] કડવૂં ૨૨ મું—રાગ એજ

ઋષિ પરાશર આદર કરિ, નારિ બિસવા સઞ્ચરિ,
વિચારિ અવરિ નર દીસિ નહીં રે ૧
ઢાલ—વિચારિ મે નર ન દીઠિ, નારિ ચલાવિ નાવ
અતિ રૂપ દીસિ અંગના, ત્યારિ થયો મુનિવર-ભાવ ૨

---

[1] અહીં થી કડવાના અન્ત સુધીને બદલે *પપ ની ૨૦ કડી, ૬ હું પૂરૂ પદ ૧૭૨ (ખરા ૧૭૧) આ પછી *પપ ની બાકીની
[2] ૭ મૂ ચાલૂ ઢાલથી

આગિઆ પાધનિ નાવ મધ્યિ, કોઇ ન દેખિ જન,
અનોપમ અતિ અંગ દેખી, વિહ્વળ થયુ છિ મુન્ય ૩
હથી હશીનિ ઉચ્ચરિ "તહ્મ્યો, આભતુનિ નારિ'
ઇચ્છા છિ ઋતુ દાનની, તહ્મ્યો કરો તે પ્રતિકાર ૪
[1]વસિષ્ઠ ઋષિનુ પૌત્ર કહાવૂં, પરાશર માહરૂ નામ,
ઇચ્છા પૂરે અમ તણી, પોહચિ મનોરથ-કામ" ૫
[2]"મહાનુભાવ મોટા તહ્મ્યો મુનિવર ! અધમ અહ્મારી જાત્ય,
એ તો તહ્મનિ નવિ ઘટિ, મોટી તહ્મારી ખ્યાત્ય ૬
વલી એક કારણ અમ તણૂં, હુ છ [3]કન્યાનનનો ભર્જું,
પછિ શ્ર કરીનિ ? અહ્મ્યો અધમ કુનિ, મોટા ઋષિ-પરસર્ગ." ૭
[4]માનુભાવ વાણી વદિ વચના, "કન્યાવ્રત નહિ જાય,
પુત્ર મોટા પામશો, યેહનુ અતુલ મહિમાય ૮
મત્સ્યગન્ધા યે નામ છિ તાહરૂ, પામેશ દેહ સુગન્ધ,
યોજન લગિ યે વિસ્તરિ, પામેશ અતિ સુખ-મન્ધ" ૯
વલી વનિતા ઉચ્ચરિ, "દિવાનૈથુન નાથ'
એ નિષિદ્ધ છિ દમ શાસ્ત્ર છિ, વેદ પુરાણે વાત." ૧૦
[5]અઞ્જલિ પૂરી થયા ઊભા, લેઇ કાલિન્દીનૂ નીર (વર્ષ),
ધુહરિ આણ્યૂ અન્તરિક્ષથી, કીધુ ત્યહા અન્ધકાર ૧૧
[6]નાવ લેઇ જલમધ્ય મેહ્લ્યૂ, તે પ્રવાહિ તાણ્યૂ જાય,
છીલી જલનિ ભમર કીધુ, માહિ ફેરા ખાય ૧૨
તે દિવસ નર્યાદા કરી, જલભમર નિ નીહાર,
અદ્યાપિ તે દ૭ ભમિ પૃથ્વીયે, કીધુ મુનિ-પ્રતિકાર ૧૩
અનાદિ અતિ કે ન દેખિ, હુઓ મુનિસંયોગ,
પુત્ર દેહ-સુગન્ધ પામી, પ્રમહું નાના ભોગ ૧૪

---

૧ આ પ ૭૫૬ ૨ આ પ. ૭૫૭ ૩ શ્રાઅનો. ૪ આ ૧ ૬૩ ૭૫૮ ૫ આ પ. ૭૫૯. ૬ આ. પ. ૭૬૦

[1]તતકાલ પુત્ર પ્રગટ થયો તેહનું, કૃષ્ણ દ્વૈપાયન નામ;
કાલિન્દીતટિ દ્વીપ કાહ્યુ, શુભ ભોમિ પાવન ઠામ ૧૫

[2]આપી વર મુનિદેવ ચાલ્યા, પુત્ર પૂઠિ જાય;
માયા થઈ અતિ માતનિ, ઊભી પાણિ સાહ્ય. ૧૬

"મૂકી મુઝનિ એકલી, તૂં કહ્યાં જાયિ છિ તન?"
કુંઅર પરદક્ષણા કરી પછિ, બોલ્યા વિનય વચન. ૧૭

[3]"અહ્મનિ ઘોનિ આગન્યા, એ નહિ અહ્મારો ધર્મ,
વન પર્વત કિ ગહ્વર મધ્યિ, આચરવા પર કર્મ." ૧૮

[4]અતિ દુઃખ આણિ એકવી, મત્સ્યવતી પેહ્લૂ નામ,
"પિતા તહ્મારો ચ્યા કુઇ, જે ગહિયો તેણિ ઠામ્ય." ૧૯

[5]પુત્ર કહિ છિ વીનતી, "માત! તૂ અવિધાર્ય,
ત્યારિ માહ્‌રૂં સ્મરણ કરયે, ત્યારિ પડિ દોહ્‌લી વાર. ૨૦

તેણિ સમિ અહ્મ્યો આવશ, કરવા તમારૂં કાજ,
કૃત-સંકલ્પ-આશા ફલ થાસ," એમ બોલિ દ્વિજરાજ. ૨૧

માતા અતિ આનન્દ પામ્યા, દીધો આશીર્વાદ,
પ્રગટ થ્યા ઋષિ ઇન્દ્ર-સદન-મધ્ય, હુઓ દુન્દુભિનાદ ૨૨

[6]મુનિદેવ શૌનક! સાભલો, ઉત્પન્ન એણી પિરિ વ્યાસ,
ચેણિ ભણાવ્યા શાસ્ત્ર સકલ, અમ તણી પોહૂતી આશ. ૨૩
૭૦૨



૧ આ. પ ●૬૧. ૨. "પ રાશર જેણી દિશ ચાલ્યા તે દિશ પોતે ગયા" આ પ. ●૬૨. ૩. તે માટે અમને જાવા દોને, —આ પ. ●૬૩. ૪ આ પ ●૬૪ ૫ આ પ ●૬૫ ૬ આ ૧ કડી વધારે ●૬૬. ૭ મૂં પૃ પદ ૨૩૨ (ખરાં ૨૩૧)

## ૬. સમ્ભવપર્વ—

### [1] કડવું ૨૩ મું—રાગ એજ

સૂત વચન મુનિ ઉચ્ચરિ, મુનિ શૌનક શ્રવણે ધરિ;
વિસ્તારિ અતિ અનન્ત અન્થ ઇતિહાસ તણો રે. ૧
ઢાલ-અર્થ અનન્ત ઇતિહાસનો, યે સુણિ પાતક જાય.
પૂછિ કહિ નિ સાભલિ જન, ત્રણ્ય પાવન થાય. ૨
અત્રિ ઋષિ આગિ હવો, યે બ્રહ્મા કેરો તન;
સોમ સુત અત્રિ તણુ યેથી, સોમવંશ-રાજન. ૩
સોમવંશી એક રાજા હવો, દુષ્કન્ત તેહનૂં નામ;
પ્રતિપાલ કરિ પ્રજા તણો, પૂરિ મનોરથ-કામ. ૪
આધિ વ્યાધિ ન પ્રભવિ, માગ્યા વરસિ મેહ;
શાસ્ત્ર-માર્ગિ સહૂ ચાલિ, દુઃખ ન પામિ દેહ ૫
માબાપ પિહિલા તન ન મરિ, આપિ અન્ન અવારિ,
નિજ ધર્મ ગહૂ કો આદરિ, યે વર્ણ ઉત્તમ ચ્યાર. ૬
કપટ કૂડ નિ દૂતવિદ્યા, [2]નાનાવિધના કર્મ,
અવિદ્યાથી ઓસરિ, પાલિ સહૂ કો ધર્મ. ૭
એક વાર રાજા તીર્થ્યો, [3]મૃગયા રમવા જાય;
રાઉંનિ ઉપકણ્ઠિ આવ્યા, ઊલટ અંગિ ન માય ૮
[4]અનેક ગિરિ વન ખણ્ડ-મધ્યિ, સૈન્ય ચાલ્યૂં જાય,
મૃગ વ્યાલ હંસ નિ ક્રૌઞ્ચ પક્ષી, નાસિ તે કેડિ થાય ૯
[5]ગિરિશૃંગ પાખલિ તરવર્યા, કો ગયા નદીનિ તીર;
[6]વાન[પ્ર]સ્થ વન માહિ રહિ, ત્યહા જૈનિ રહ્યા વીર. ૧૦

---

૧ પ્રથમની ૩।। બક્ષે ૯૮૭ ૨ મદ્ય ચોરી કર્મ. ૩ સેના લેઇને જાય ૪ આ ૫ -૬૮ ૫ આ ૫ ૭૧૯ ૬. "વાત કરતા વન વિરો તે, સહૂ કો આવ્યા વીર "

[1]ઇમ કરતા આશ્રમ્મ આવ્યા, ઋષિ કરિ ત્યહા ધ્યાન,
તૃતીય સ્વરિ ઋગ્યજુ અથર્વણ, કરિ સામનૂં ગાન　　૧૧
યજ્ઞ યાજન નિ અધ્યાપન, દીસિ છિ પટ્ કર્મ,
ઉપનિષદ ગીતા તણા બહુ, કરતા દીઠા શર્મ.　　૧૨
વેદાન્તવાદી વદિ વાણી, નૈયાયિક વલી વેહ,
મીમાસક નિ તત્ત્વવાદી, પૃછિ મન્ય સન્દેહ.　　૧૩

ઠાવિ ઠામિ દીસિ ઊગવ્યા, અમ્બર અનોપમ સાર,
હુત દ્રવ્ય નિ અગ્નિશાલા, તેહ તણુ નાવિ પાર.　　૧૪
ગય અતિ ગલિઆતિ થયા રે, દેખી મુનિ–આશ્રમ્મ,
સૈન્ય–મધ્યિ સાદ પડવિ, કીધો એહવો મર્મ.　　૧૫
"રખે કરિ કો જીવહિંસા, સૈન્ય માહરા માહિ,
આ તીર્થભોમ્ય પવિત્ર છિ, માનુભાવ છિ કો આહિ"　　૧૬
દૂરિ રહીનિ પૂછિ એ, "કુણ ઋષિનો ઠામ?"
"મહારાજ! નિ નથી જાણુતા, [2]કણ્વ વેહનૂ નામ."　　૧૭
સૈન્યનિ આપી આગન્યા, "સહૂ રહુ એણિ ઠામ્ય."
પરધાન પ્રત્તિ ઊચ્યા "આવો, દીજિ મુનિનિ પરણામ"　　૧૮

પ્રધાન સાથિ તેડિઆ, પોતિ થયા અસવાર,
જોતા જોતા નીસર્યા ઋષિ–કુલ અનેક પરિવાર.　　૧૯

ઇમ ફરતા આવિઆ મુનિ, મીટિ આશ્રમ જોય,
વાડ દીઠી અતિ ભલી, અતિ આશ્ચર્ય હોય　　૨૦

અનોપમ અતિ નિરખિઆ, [3]વૃક્ષ વેહ રસાલ,
[4]કામમાણિ કરિ મોર સુન્દર, વસન્ત કેરિ કાલ્ય.　　૨૧
ચમ્પા કેસર કેતકી, કદમ્બ નિ કણુવીર,
શાદડ શાલ તમાલ તાલિ તે, દીસિ ગહિર ગમ્ભીર.　　૨૨

---

૧ આ ૫ કડવ. એમ કરન્તાં આશ્રમ આવ્યા. ૨ કણ્વ ૩ વિવિધ વૃક્ષ રસાલ ૪. કામબાણ કારણિ મોર માજર અ.

[1]શુક સારસ ને મોર દાદુર, કેરે કોકિલા કલનાદ;
તે મધ્ય મુનિવર તણો મણ્ડપ, જાણે ધવલ પ્રાસાદ. ૩૪
આશ્રમ દેખી અતિ ભલું, મન હર્ષ ધરિ રાજન;
માતુભાવ–દર્શન કિમ હુઇ, પછિ વિમાસિ છિ મન્ય. ૩૫
"શું જાણિયિ મુનિ દષ્ટિ ન પડિ, દેખી સાંકું સાથ;"
રાય ચાલ્યા એકલા, અશ્વ, આપી પ્રધાનનિ હાથ્ય. ૩૬
આશ્રમ્ય જૈ ઊભા રહ્યા, ત્યહાં ઋષિ ન દેખિ ભૂપ;
એક કન્યા મઠ–મધ્ય એકલી, તેહનું મહા મનોહર–રૂપ. ૩૭
[2]રાય નયણે નિરખિયા, ત્યારિ હસી બોલી વાણ્ય;
[3]"અતિથ્ય કાલિ આવિયા, કુણ દેશ નગર ઈંધાણ?" ૩૮
"કુરદેશ–મધ્ય અહ્મ્યો રહું, હસ્તિના–પુરિ માહરો વાસ;
ગઙ્ગાતટ શુભ ભોમ્ય પાવન, વિષ્ણુભક્તિ–વિશ્વાસ. ૩૯
સોમવંશિ અવતર્યો, દુષ્કન્ત માહરૂં નામ;
ઋષિ કણ્વ કેરૂં દર્શન કરવા, આવ્યા આણિ ઠામ્ય. ૪૦
આવ્યો છું હું એકલો, સર્વ સૈન્ય મેહ્લી બારિ;"
એહવાં વચનજ સાંભલીનિ, વલતી બોલિ નાર્ય. ૪૧
"એક મુહૂર્ત થયું આંહિથી ગયા છિ, [4]કરતા હતા ધ્યાન;
સાથિ શિષ્ય નિ ફલ સમિધ્ય લેવા, કરવાનિ નિત્યસ્નાન." ૪૨
રાય વાણી વદિ વલતા "તૂં તે કહિની કુમારિ?
ક્યહાંથી આવી કિમ રહિ છિ? કહિનિ મુઝનિ સાર." ૪૩
[5]વનિતા વદિ "સુણિ રાય! ઋષિ કણ્વ માહરો તાત;
તૂં સોમવંશી પુરષ મોટુ, ભુવન ત્રણ્ય વિખ્યાત. ૪૪
વરયોગ્ય થઈ હું [6]વાટ જોતા, પામી નિજ ભરતાર;
પાણિગ્રહણ માહરાનિ અર્થિ, ઋષિ કરિ મન્ય વિચાર." ૪૫

---

૧. હતામ્ય રવર (?) કરી કરિ કુંઝન (?) આ. ૨. આ પ. *૭૧. ૩ એકલા આહીં. ૪ કરવાને નિત્યધ્યાન. ૫. વલી કહૂં સુણો રાયજી! –આ પ. *૭૨. ૬. વન્ય રહેતાં.

રાય વલતા ઉચ્ચર્યા, "કાંઇ દીસિ છિ વિપરીત;
આફણીયે આવી વરિ એ, નહીં ઋષિકુલની રીત. ૪૬
[1]મહાનુભાવ મુનિનિ સાંભલ્યા છિ, મોટી જેહની ખ્યાત્ય;
[2]ઉર્દ્ધરેતા કણ્વ કહાવિ, જે વેદ પુરાણે વાત. ૪૭
તેહનિ પુત્રી ક્યહાં થકી? હૂં ન માનૂં એહ;"
વાત એહવી સાંભલી, મન્ય ઊપનો સન્દેહ. ૪૮
"કુમારિકા કણ્વ તણી તે, ક્યમ વરૂં હૂં આજ?
[3]પિણ્ડ પાતક ઊપજિ, અમ કુલિ લાગિ લાજ." ૪૯
૭૫૧

——:o:——

## કડવૂં ૨૪ મૂં-રાગ આસાઉરી

[4]શકુન્તલા ઇમ ઉચ્ચરિ, રાજા તાં શ્રવણે ધરિ;
ઉત્પન્ન યમ આગિ થઈ રે. ૧
ઢાલ—આગિ યમ એ ઊપની, કહિવા માડી વાત;
દુષ્યન્ત રાજા સાંભલિ, ત્રૈલોક્ય જેહની ખ્યાત્ય. ૨
[5]"એક વાર માંડ્યૂં ડોલવા, ઇન્દ્રનૂં આસન્ન;
વિશ્વામિત્ર ઋષિ [6]તપ કરિ છિ, ગાધિ કેરો તન્ન. ૩
ઇન્દ્ર અતિ ભયભીત થયા, 'હવિ કરૂં કુણ ઉપાય?
વિશ્વામિત્ર ઉદ્યમ કરિ તપ-હાનિ કેહી વિધિ થાય?' ૪
[7]મેનકા પ્રતિ ઉચ્ચર્યા, સાંભલિ માહરી વાત;
ગાધિસુત અતિ તપ કરિ, ત્યહાં જાવો વનિ વિખ્યાતિ. ૫
તે ધ્યાનથી જો ધીરજ છણ્ડિ, તુ કામ મોટૂં થાય;
નહિ તુ રહિવાનૂં નથી, આપણિ અમરપુર માંહિ'. ૬

---

૧. આ પ. ●૩૩. ૨. ઊર્ધ્વરેતસ્ નહિ ધર સ્ત્રી. ૩. આ પછી ●૩૪. ૮ મૂં પૂરૂં. પદ ૨૮૭ (ખરાં ૨૮૯) ૪. પ્રથમની કડી બદલે ●૩૫. ૫. તે વારે લાગ્યૂં-આ પ. ●૩૬. ૬. તપને તેજે, ધાર ડીરો ૧ન્ન. ૭. પછી મેનકાને તેડીને કહ્યૂં.

[1]માનુભાવ કહિ છિ મેનકા, 'મુનિ આપો સહાય વસન્ત,
ઉપાય પાખિ અતિ ઘણા, [2]કિથમ ઓતલિ માહરૂ મન ?' ૭
મધુનિ આપી આજ્ઞા, 'કુસુમાકર' તૂ જાય,
વિશ્વામિત્ર રહ્યા તપ કરિ, જૈ ઉત્તર વન માહિ' ૮
[3]અકાલિ વનમધ્ય [4]મોહર બહુ, પુષ્પ પરિમલ ભાતિ,
[5]કિંશુક દીસિ દીપતા, વલી, કુસુમ કેરી જાતિ ૯
કોકિલા કલરવ કરિ, મધુરા બોલિ હંસ,
મિહિમત્ત મધુકર રહ્યા પાખલિ, કરિ ઋષિ-પરશંસ ૧૦
મલયાચલનો મન્દ મારુત, ચન્દન શિશિર-સુગન્ધ,
એહવી આવિ મેનકા પછિ, કરતી રાગ-પ્રબન્ધ ૧૧
[6]કુચિ કંકુણ ખણકિ ઝણઝણિ, લટકિ કંકુણી-ઝણકાર,
પાયે નેપુર ઝણઝણિ, વીંછિઆ વાજિ સાર ૧૨
[7]વીણા વાજિ વિમલ સ્વરિ, મુખિ બોલિ મધુરૂ ગાન,
મૃદંગ કરતલ તાલ-પદ ગતિ, નાચિ ગંધ્રવ તાન ૧૩
[8]તેણિ સમિ મન્મથ થયુ મિમત્ત, સન્ધિઆ પઞ્ચજ બાણ,
વેગિ જૈ વિહ્વલ કર્યા મુનિ, જાણ્યૂ 'વેશિ પ્રાણ' ૧૪
ગાનતાન સુગન્ધ શીતલ, સ્પર્શ મલયજ વાત,
તપ તલીન તત્ક્ષણ રહ્યા રહી, પછિ [9]જાગિઆ ઋષિરાય ૧૫
આગિલ્ય ઊભી અઙ્ગના, તેહનૂ દિવ્ય દીસિ રૂપ,
ન દીઠૂ નવિ સાભલ્યૂ, કો કારણ [10]પ્રગટ સ્વરૂપ ૧૬
[11]વિશ્વમ્ભર ગ્યા વીસરી, વનિતાવશ થયૂ મન,
આશ્રમ માહી રહ્યા રહ્યા, નિસ્તર્યા બહુ દિન ૧૭
માનુભાવ મહતિ મેનકાનિ, રહ્યૂ ગર્ભાધાન,
"અપત્યનિ હૂ શ્યૂ કરૂ ?" ઊપનૂ અન્તરિ જ્ઞાન ૧૮

---

૧ માન માગી કહે મેનકા,-આ ૫ * ૭૭ ૨ કયમ ચિત્ત ચલે માનવ. ૩ આ ૫ * ૭૯ ૪ આમ્રિયો. ૫ કેસર ૬ આ ૫ * ૮૦ ૭ વિમલ સ્વરે તે ઉચરે. ૮ આ ૫ * ૮૧ ૯ જુએ રહ્યા. ૧૦ કપટ સ્વ ૧૧ આ ૫ * ૮૨.

[1]અસતી મૂકી એકલી, માલિની નદીનિ તીર;
[2]અપ્સરા ગઈ ઉત્પતી, ધરિ ધ્યાન મુનિવર ધીર. ૧૯
[3]શકુન્ત પક્ષી કરી ચાંચિ, લ્યાવિ નિર્મલ નીર;
મુખમધ્ય મૂકિ, [ભૂખ ન મૂકિ], પાલિ સૂક્ષ્મ શરીર. ૨૦
[4]હોમ કરતાં આવિઆ, ઋષિ કણ્વ જેહનૂં નામ;
સ્નાન કરવા સઞ્ચર્યા, [5]આવ્યા તેણિ ઠામ. ૨૧
પછિ પાખલિ ભમિ સઘલિ, [6]દીઠિ નાહ્નૂં બાલ;
[7]કન્યા માટિ કરિ કરી, લાવ્યા ઋષિ કિરપાલ. ૨૨
[8]પિતાઇ પુત્રી કરી લીધી, ધર્યૂં શકુન્તલા નામ;
શકુન્ત પક્ષીયિ પોશી માટિ, પામી [9]પાવન ઠામ. ૨૩
તે માટિ તમનિ કહૂં, [10]હૂં એમ ઊપની સંસાર્ય;
અવરિનિ નવિ ઓલખૂ, [11]પણ કણ્વની કુમારિ. ૨૪
[12]રાય ગાધિ કેરો પુત્ર મોટો, વિશ્વામિત્રજ જેહ;
મેનકા-ઉદરિજ ઊપની, તેહમાંહિ નહિ સન્દેહ." ૨૫
૭૭૬

---

[13]કડવૂં ૨૫ મૂં-રાગ એજ

વચન સુણી વનિતા તણાં, રાજા[ નિ ત્યહાં] અતિ ઘણાં;
સાંભલી ઉત્પત્તિ તે અબલા તણી રે. ૧
ઢાલ-ઉત્પત્તિ અબલાની સાંભલી, રલિઆયત થ્યા છિ મન્ય;
ભાવ અન્તરિ ઊપનો, સુણી સતી-વચન. ૨

---

૧. આ પ. ૭૮૩. ૨ "પુત્રી મૂકી એકલી તે. નદી કેરે તીર." ૩. શકુન્ત પક્ષી થઈ કરે ચાંચ;—આ પ. ૭૮૪. ૪. તેવે સમે ત્યાં નીસર્યા, ૫ ઋષિ મારન્ય તેણે સ્થાન ! ૬. નાનું. ૭ "પોતે બાલક સાંભલીને, લાવ્યા મુનિ કિરપાલ" ૮. કણ્વે પુત્રી કરી થાપી. ૯. ઉત્તમ ૧૦ કણ્વની હૂં કુમાર. ૧૧. રાય ! તું અવિધાર. ૧૨. આ પ. ૭૮૫.—આ કડીએ ૯ મું પૃ. ૫૬ ૩૪૮ (ખરાં ૩૩૭)
૧૩. કડી ૨ છને બદલે ૭૮૬.

[1] વાત કરતાં ઊપનું પછિ, માંહોમાંહિ રઙ્ગ;
ગાન્ધર્વ વિવાહ ત્હાં કર્યો, પછિ હોઓ રાય-પ્રસઙ્ગ. ૩
વેષ વપુ વર યોગ્ય પામિ, શકુન્તલાની પોહ્તી આશ;
મોટો મહીપતિ મહા મનોહર, આણિ દૃઢ વિશ્વાસ. ૪
શકુન્તલા કહિ, "ક્યમ કરૂં ? આવેશ તમારિ સાથ;
આજ્ઞા ઋષિની નથી લીધી, એહજ વિસમી વાત." ૫
રાય અતિ રલિઆત્ય થ્યા, સુણી વિનય-વચન;
[એ] કુલીણુ હુઇ કામ્યની, માનિઊં લડ઼ મન. ૬
"તહ્મ્યો રાણી ! આંહિ રહુ, ય્હાં આવિ તહ્મારો તાત;
મુઝનિ આપો આગન્યા, પરિ વાટ જુઇ સર્વ સાથ. ૭
હૂં નગરિ જૈયનિ મોકલૂં, પાલખી નિ પરિધાન;
સૈન્ય સાથિ સઞ્ચરિ તહ્મ્યો, પધારયો બહુ માન્ય." ૮
વોલાવીનિ નીસર્યાં, મન્દિર કેરિ દ્વારિ;
માયા થઈ મોટિ નિ અતિશિ, નયણિ આલિ વારિ. ૯
દુષ્કન્ત કહિ, "તહ્મો દુઃખ માણો(=મ આણો), જાણ્યો એહ સન્દેહ;
નગરિ જાતા આવતાં, એટલુ અન્તરિ નેહ." ૧૦
ઇમ કહીનિ સઞ્ચર્યાં, રાય સૈન્ય-મધ્યિ જાય;
એટલિ કણ્વઋષિ પધાર્યા, તીર્થ જૈઇ વન માહિ. ૧૧

૭૮૭

## [2] કડવૂં ૨૬ મું—રાગ રામગ્રી

પુત્રીયિ દીઠુ પિતા આવતુ આશ્રમ્ય,[ પોતે પામી શર્મ; ]
"પિતા પ્રશંશી પૂછશિ, હવિ શો કરવો મર્મ ? ૧
એ તો કારણ જાણિ નહીં, સંસારની યે વાત; "
લક્ષના લાગી લાજવા, "મુનિ દેખશિ ત્હાં તાત." ૨

૧. આ કડીની લીટી ઊ. પા.
૨. ૧૦ માની ૨૪ 'માને ચાલ.

અન્તરિ અવલોકન કરી, પિડી[ બાહ્ય ] મડ માંહિ;  
ઋષિ લાગા છિ ન્યાહ્લવા, આવી ઊભા ત્યાંહિ. ૩  
[2] "બાહ્ય કાં દીસિ નહીં ? કાં ન ત્યાવિ નીર ?  
દૂર થકી અહ્મો આવિઆ, કરવાં છિ ગઙ્ગાતીર ! ૪  
તહ્મો ધાઈ સાહ્માં આવતાં, આજ શો છિ વિલમ્બ ?  
[2] શું કારણ છિ એવડું, માંડયો મોટો પ્રારમ્ભ ?" ૫  
પણ્ય કુટીર પિઠી રહ્યા, ન આવિ બાહરિ;  
એ તુ કો પ્રીછિ નહીં, મુનિ ધરિ [ છિ ] વિચાર. ૬  
કારણ દીસિ કેટલું, ધરી જોયૂં ધ્યાન,  
જલ–અઞ્જલિ પ્રાણાયમ કરી, [3] આણી અન્તરિ જ્ઞાન, ૭  
"પુત્રીનિ પુરંધ્રભૂં થયો, તેણિ થઈ [ છિ ] [4] શાન્ત;  
લજ્જાયિ નવિ નીસરી, વિમાસિ છિ મન્ય [ અન્ત ]. ૮  
રાજા હસ્તિનાપુર તણો, દુષ્કન્ત જેહનૂં નામ;  
ગાન્ધર્વવિવાહ ત્યહાં કર્યો, જેહનો અર્થ નિ કામ. ૯  
તેણિ કારણિ દેખી મુઝનિ, મનિ આણ્યો( =મ આણ્યો )માન!  
વર યોગ્ય છિ ગન્ધર્વમનો, જેહની મોટી ખ્યાત્ય. ૧૦  
વાઞ્છિત વર તહ્મો પામિઆ, વિવા કુલ વધુ જેહ;  
એ રાજા મુનિવર જેવડો, તેમાં નહીં સન્દેહ, ૧૧  
વિધિ જાણિ વર્ણાશ્રમના, આચરિ પદ કર્મ,  
મનવાઞ્છિત ફલ પામ્યા તહ્મો, રખે આપણો ધર્મ." ૧૨  
[5] વચન સુણી ઋષિરાયનાં, અતિ થઈ હરિઆલ;  
સાહ્મામાં નીસરી, [6] કરી વધામી તત્ક. ૧૩  
[7] હવી રમાડી પ્રીછવી, કણ્વ લાગી કામ;  
હસ્તિનાપુરનો ભાણ્ડ, તો જેહનો [ નિજ ] ઠામ. ૧૪

૧. આ પ. ૯૯૩. ૨. "કારણ કે ન ... નહીં, એ [illegible]" [illegible]  
૩. મૂકી [illegible]  
[illegible]

[1]સૂત ભણિ, મુનિ! સાભલો, એ કહતા ભગવાન;
કુઅરી કણ્વ મુન્યની, તેહ્‌ાન ગ્હ્યૂ ગર્ભાધાન. ૧૫
[2]દિન દિન દીસિ દીપતી, યારિ થ્યા દસ માસ,
કુંઅરીઇ કુંઅર પ્રસવ્યો, મન્ન્ય પોહ્‌તી આશ ૧૬
દિશિ દિશિ દીસિ નિમ્મલી, શુભ ત્યહા વાયુ વાયિ,
[3]પાખલિ [4]પુષ્પિત વૃક્ષનિ, વન્ન્ય ફેરા ખાય ૧૭
[5]પછિ [6]ખાધી વધામણી, ઋષિ થ્યા ગહિઆત્ય,
વેલા અનોપમ અવતર્યો, એહ્‌ની મોટી ખ્યાત્ય. ૧૮
ઋષિકન્યા ટોલે મલી, [7]આપિ છિ સન્માન,
સન્તુષ્ટ થઈ શકુન્તલા, [8]ત્રૂઠા શ્રીભગવાન. ૧૯
[9]યમ ચન્દ્રકલા સિત પક્ષની, વૃદ્ધિ પામતી જાય,
[10]ત્યમ સંભાવતા શકુન્તલા, તન્ન મોટો થાય ૨૦
[11]થોડિ કાલિ સ્થૂલ થ્યો, નીસર્યો વન-મધ્ય,
વનિ મહિષ નિ સાઢ સાથિ વઢિ, નવ્ય આણિ શુદ્ધ્ય ૨૧
ગ્રહી કરિ ગજ એકઠા, [12]બાધિ તે આશ્રમ્મ્ય,
સિંહ વ્યાઘ્ર સાથિ વઢિ, [13]કરિ મહા પરાક્રમ્મ ૨૨
[14]ઋષિ કણ્વે મન્ય વિચારિઉ, 'એ તો [છિ] વિપરીત,
મુનિનો મારગ એ નહીં, ગજકુલની રીત્ય ' ૨૩
[15]શિષ્ય સાથિ મોકલ્યો, એહ્‌જ માત નિ તન્ન,
એ કારણુ કો પ્રીછિ નહી, 'અહ્મો ગ્રહિવૂ વન્ન ' ૨૪

---

૧ "વૈશમ્પાયન વીનવે, સાંભલ્ય શ્રી રાજન!" ૨ આ પ #૯૦. ૩. આ પ #૯૧. ૧૦ મું પૂ૩ પ૬ ૩૯૯ (ખરા ૩૯૮)–એ પછી ૮ડવા ૧૧ માની ૩।। કડી ૪. પુષ્પ વનની શોભા, ત્યહા નાર્યે ૫ આ પ #૯૨. ૬ રાય શિરાવ (?) અ. ૭ દે છે તા સન્માન ૮ આગ્યા શ્રીભગવાન ૯ "જ્યમ ચન્દ્ર શુક્લજ પક્ષનો, ત્યમ વધ્ય પામતો જાય." ૧૦. સુમ્માહે શકુન્તલાને, જ(પિતન મોટો થાય" ૧૧ આપ #૯૩ ૧૨ લ્યાવે ૧૩ આચરિ. ૧૪. આ પ. #૯૫ ૧૫. "શિષ્ય સહુનાથ્યે મોકલ્યૂં એ, માત ને તા તન."

[1]શિષ્ય સદ્ધાતિ આપિઆ, [2]બહુ વસ્ત્ર નિ આભરણ,
[3]અતિ માન દેઇનિ મોકલ્યા, ગયા પ્રભુનિ શરણ્ય 25
[4]રાજસભામા બિઠા હતા, જે કીધૂ જાણુ,
" શકુન્તલા સાથિ સઞ્ચર્યો, તૂ રાય સાચૂં જાણ્ય " 26
નરપતિનિ આપિ વધામણી, " ધરિ આવ્યો તન, "
વચન સુણી ઝાખા થયા, વિમાસિ છિ મન્ન્ય. 27
" ભાઇ ! માહરે કુંઅર કહા થકુ ? એ શી બોલ્યા વાત ? "
" શરન્યો હશિ તુ પામશુ, સાભલો નરનાથ ! " 28
કિહિ રાજા, " શૂ ઉચ્ચરો ? કુણ આવી નારિ ? "
" શકુન્તલા શિ ન બોલખિ ? રહિતી વન્ન મુઝારિ 29
કણ્વ ઋષિની દીકરી, તહ્નો પરણ્યા એહ,
પુત્ર પ્રગટ થયો તેહ્નિ, ધરિ આવી તેહ. " 30
" કપટ વચન તહ્મ્યો કા કહો ? " ઇમ કહિ રાજન,
" કુણ તે નારી શકુન્તલા ? કુણ કણ્વ મુન્ય ? 31
હૂ કહિનિ નવિ બોલખૂ, આવિ શાહ્નિ કાજિ ?
એ અણઘટ ન ઉચ્ચરો, અમ લાગિ લાજ. " 32
શકુન્તલાયિ સાભલ્યૂ, એ તો વિસમી વાત,
લાજ મૂકી સભા તણી, મન્ય આણી નાથ 33
" મોટાનિ નવિ સાભરિ, લોક કહિ છિ વચન્ન,
ગાન્ધર્વવિવાહ વે કર્યો, કિમ ભૂલા [આવી] વન્ન્ય ?[5] 34
[6]પુત્ર સદ્ધાતિ તેડિઓ, મૂકો દ્રષ્ટિ બારિ, "
અમ્મગ–અન્તરિ જે ગયા, સતી સાભ્રી નારિ 35

---

૧ આ પ ૭૬૪ ૨ આ પહેલાં—" . . . . . માત ને સે તન,
રાજાને સોપી કરી ફરી, આવજે તૂ વન્ન્યે ૨૩
પછે તેહ્નને આપિયા, . . . . . . "
૩ માન દેઇને મોકલ્યા તેઓ, જાને પ્રભુને શરણ્ય " ૪ અહીંથી
૬ કડી બદલ ૭૬૬ ૫ આ પછી ૭૬૭ ૧૧ ગૂં પૃ૦ ૫૬ ૪૫૧
(ભાં ૪૪૦). ૬. પછે પુત્ર આગલ્ય ધર્યો.

જાણે દીવિથી દીપક કર્યો, એહ્‌વૂ દીસિ રૂપ,
મકલ સભા થઈ સણમણી, નવિ તેડિ ભૂપ ૩૬
કાન્તા કહિ, "કિ ન ઓળખિ ? તૂ [છિ] મોટો રાય,
દર્શન કરવા દેવનૂ, આવ્યા'તા વન માંહિ ૩૭
આશ્રમ્ય ઊભી હૂ રહી'તી, તહ્મ્યો પૂછ્યા મુન્ન્ય,
કહી કથા કિમ વીસરી ? ઇમ કહિ સત્ય વચન ૩૮
તહ્મ્યો કહ્યૂ'તૂ, 'વાહન મોકલી, તેડશૂ તત્કાલ',
અવસર આવ્યિ [1]ઓતલ્યા, નવ્ય ધરિ ભૂપાલ' ૩૯
કાન થયો અમ ત્હ્લુ ? ઊપનૂ સન્તાન,
તેડ્યા વિના તન પામિઆ, ન દીજિ ઊપમાન " ૪૦
"નારી ! હૂ નવિ ઓળખૂ, એહ જૂઠી વાત,
સભા સાચૂ માનશિ, [2]અમ સધનો સાથ " ૪૧
[3]વનિતા વનતી ઉચ્ચરિ, "કિ ન સાંભરિ તેહ ?
'કણ્વનિ કૂઅરી કહ્યા ચમ્બ'? પૂછ્યા એહ સન્દેહ ૪૨
માતા મિ કહી મેનકા, ઋષિ કૌશિક તાત,
ઉત્પત્તિ—આદિ યે અમ તણી, તહ્મ્યો પૂછી વાત " ૪૩
નરપતિ કહિ છિ નારિનિ, " એહ સાચી વાત,
મિ માન્યૂ યે મેનિકા, હુઇ તાહરી માત ૪૪
એવા કારય તે કરિ, યે વેસ્યા[કુલિ] હોય,
ચરિત્ર ચઞ્ચલ જાતના, નવિ પ્રીછિ કોય ૪૫
નિરન્તર રહી નીચશૂ, નિ ઉચ્ચનૂ નામ,
વાહ્‌લા હીંડિ વીરનિ, તેનો નોહિ ઠામ " ૪૬
કહિ તત્ખેન ગોપિ ચઢી, વાત લાગી હાડિ
શિષ્યનિ આપી આગન્યા, 'સુતનિ ઊઠાડિ ' ૪૭
" રાજા સરસવ યેવડો, પરિ પિઆરો દોષ
દેખીન દુખિઆ થયા, મન્ય આણો રોષ, ૪૮

૧ અબલા ૨ બેઠા ૩ અહીંથી ૩ કડી નથી

પોતાનો પર્વત જેવડો નથી જાણતા મર્મ;
અબલા માટિ ઓસરુ, અમ આવિ શર્મ. ૪૯
[1]પણિ એહ કુંઅર એહવો દીસિ, અવનીપતિ રાય;
પરાક્રમ ત્રૈલોક્ય માંહિ, કોણિ કહ્યું નવિ જાય." ૫૦
ઇમ કહીનિ નીસર્યાં, નારી પામ્યા શર્મ,
"વિશ્વમ્ભરનિ નહીં ગમિ, યે હોયિ [2]અધર્મ." ૫૧
[3]આકાશવાણી ત્યહા હવી, સાભલી રાજન;
"વાક નહીં વનિતા તણો, એહ તહ્મારો તન. ૫૨
પુત્ર પ્રત્યક્ષ પિતા તણો, શકુન્તલા તે માય,
આત્માયિ આત્મા ઊપજિ, સુણિ સાચું રાય!" ૫૩
અન્તરિથી વાણી વદી, સહુ સાભલિ તિ કર્ણ.
"પુત્ર એ રાજા' તમ તણો, આપો વસ્ત્રાભરણ. ૫૪
શકુન્તલા એ સાધ્વી, સત્ય સત્યજ વાણ્ય,"
સભા સહુ ઊભી રહી, બિહુ જોડી પાણ્ય ૫૫
રાજા તુ નીચો નમ્યો, પુષ્પિ વરસિ મેહ,
દુન્દુભિ વાજિ દેવના, અતિ વાધિ નેહ ૫૬
'જિ જિ' શબ્દજ ઉચ્ચરિ, સહુ જોડી હાથ,
"સત્ય તિ રાખ્યૂ શ્યામા તણૂ, મોટા વૈકુણ્ઠનાથ. ૫૭
[4]ભરણપોષણ આપો પુત્રનિ," [5]ન્રુપ અન્તર વાણ્ય;
ભરત નામ તેણિ ધર્યૂં, રૂડા મારિ પાણ્ય. ૫૮
જન્મપત્રિકા ત્યહા કરી, જોઈ શુભ લગન,
તત્ક્ષણ ઋષિ હરિખ્યા, ચ્હડ્યુ [યે] રાજન! ૫૯
સઞ્જય કહિ ધૃતરાષ્ટ્રનિ, તહ્મ્યો સાભલો વાત,
[6]ભરત એણી પિરિ ઊપન્યો, એહની મોટી ખ્યાત્ય. ૬૦

---

૧. આ કડી ૭૯૯ ની ૩ કડી પછી ૨ ધર્મ ? પ્ર ૩. અહીંથી કડી બદલ ૭૯૯. અને પછી ૭૧૦૭. ૪ આ ૫ ૭૧૭૧ ૫. રાય બોલ્યા વાણ્ય. ૬. આ. ૫. ૭૧૦૬.

**ભરત**ખણ્ડ ચેણિ કર્યું, ચક્રવર્તી રાય,
દેશ દેશ ત્યહા જીતિઆ, ભુવન ચૌદે માહિ　　　　૬૧
ચેહ્‌ના વંશ તણી કથા, **મહાભારત** નામ,
[1]રેવા-દર્શન સાભલિ, સર્વ પોહચિ કામ　　　　૬૨

૮૪૯

કડવૂં ૨૭ મૂ—રાગ દેશાખ

સૂત તણાં મુનિ વચન સુણી, ઉત્તમ કથા એ સોમવંશ તણી,
અતિ હરખ ધરી મુનિવર વાણી ઊચર્યાં રે　　　　૧
**ઢાલ**—મુનિવર વાણી ઊચર્યાં, મુનિ તે કહુ વિસ્તાર,
ભરત મુનિ કેણુ ઊપનો, તે માહી કહુ વિસ્તાર　　　　૨
ભરત તનો ભૂપ સોગ, નિઘુષ યે રાજન,
શત યજ્ઞ તેણિ કર્યા પૂરણ, પુરૂરવા તે નુ નામજ　(?)　૩
વિખ્યાત નર સુત તેહ તણો, જયાતિ ચેહ્‌નૂ નામ,
શુક્ર તણી તનયા વર્યો, પોહ્‌તા મનોરથ કામ　　　　૪
[2]શૌનક-મુનિ સન્દેહ પૂછ્યો, મુનિ તે કહુ વિસ્તારી,
સોમવંશી કિમ વર્યો, ઋષિ તણી કુમારી ?　　　　૫
દેવ તેરા ગુરુ વડો વાચસ્પતિ ચેહ્‌નૂ નામ
નિજ ધર્મ્મ નિત્યિ આચરિ, કરિ ઉત્તમ કામ　　　　૬
વૈરભાવિ સદા વર્ત્તિ, દાનવ નિ વળી દેવ,
શુક્ર ભણિ સઞ્જીવની, તેહ્‌ની કરિ નિત્ય સેવ　　　　७
[3]માનુભાવ મોટા શુક્રાચારજ, અસુરગુરુ કહિવાય,
વાચસ્પતિનો કચ કૂઅર, તે કનિ ભણવા જાય　　　　૮
દેવ સરૂ સાહ્ય કરવા, માડ્યો તિ ઉપકર્મ્મ,
[4]ઘાડી કહિ, "સઞ્જીવનીનો, કા ન જાણુ મર્મ્મ ?"　　　　૯

૧ આ ૨ લીટી બહિ૧ ૦૧૦૩ ૧૨ મૂ પૂરૂ ૫૬ ૫૦૭ (ખરા ૪૮૮). ૨ જનમેજયે પૂછિયુ,—આ ફકરેવાળી ૪ ઓ સદૃશ ૦૨૦૪ ૩ આ ૫-૦૧૦૫ ૪ ખન્દ ૬૬

કચ કહિ છિ, "પિતા માહ્‌રો, દેવગુરુ કાહવાય,
સઞ્જીવની હૂં શીખી આવું, સન્તોષૂ સુરરાય." ૧૦
[1]એમ કહીનિ નીસર્યો, આવ્યો કવિ તણિ આશ્રમ્ય,
[2]દણ્ડવત કરિ મુનિ પ્રણમ્યા પછિ, રાખ્યો શિષ્યનો ધર્મ ૧૧
[3]અતિ[થ્ય]પૂજા કરી મુનિવરિ, "ભલિ પધાર્યા આજ,
શિ વિશેષિ કરી કરુણા? કહુ અમ સરખૂ કાજ ૧૨
કવણ દેશથી આવિઆ? ઋષિ! આશ્રમ કેહિ ઠામ્ય?
કુણ મુનિ-કુલિ ઊપના? કહો, ઘ. તહ્મારૂ નામ!" ૧૩
"અઙ્ગિર ઋષિનો પૌત્ર કહાવિ, બૃહસ્પતિ-સુત સાખ્યાત,
કચ નામ તે અમ તણૂ, સાભલુ સ્વામી! વાત" ૧૪
"ભલિ પધાર્યા ભલિ મુનિવર, તહ્મ્યો મોટા દેવ,"
અતિથ્યપૂજા ત્યા કરી અતિ, સકલ કરના સેવ. ૧૫
"આવિઆ અહ્મ્યો અર્થ-અધ્યયન, સઞ્જીવની ચેહ્‌નૂ નામ,"
"ભલિ પધાર્યા મુનિ! તહ્મ્યો, રહો રૂડિ ઠામિ." ૧૬
[4]દિવસ દિવસિ ગાય ચારિ, રાતિ વિદ્યાભ્યાસ,
માનુભાવનિ કાઇ ભેદ નહીં, ચેહ્‌નિ વિષણુશૂ વિશ્વાસ. ૧૭
શીતકિરણ સમા સુન્દર, દીસિ રૂપ-નિધાન,
દૈત્યે દેવ તણો ગુરુ જાણી, આણી અન્તરિ જ્ઞાન. ૧૮
[5]અનુચર દૈત્ય તણા ગ્યા જોવા, દિવસિ ર(હિ)છિ યાહિ,
[6]ઉપઘાત કરીનિ પછિ નાખ્યો મારી, અન્ધ કૂપજ માહિ ૧૯
રાત્રિ થઈ ઋષિકુ ઘર નાવિ, વાટ જુઇ ગુરદેવ,
શુક્ર તણી કન્યા દેવયાની, સુણી આવી તત્ખેવ. ૨૦

---

૧. આ પ ＊૧૦૬ ૨ "સઞ્જીવની વિદ્યા મુને આપો, રહે શિષ્યનો ધર્મ" ૩ આ પ ＊૧૦૭ ૪ આ પ ＊૧૦૮ ૫ આ પ ＊૧૦૯ ની ૧૮ મી ૧૩ મૂ પૂ૨ પ૬ ૫૫૩ (ખરાં ૫૪૧) એ પછી ભાગીની ૬ ઉપાય કરીનિ

" કુણ કારણ કચ ઘરિ નાવ્યો ? જુઓ વિમાશી વાત;
ઉપાય કરી એનિ નહિ લ્યાવો તો, કરશું આતમઘાત." ૨૧
અતિ રૂપ મનોહર દેખી-વનિતા, વિચાર કીધો મન્ન્ય;
કરી મન સાથિ વર્યો એ, વાચસ્પતિનો તન્ન. , ૨૨
અન્તરિ ગ્યાન આણી ઋષિ જોયૂં, "આઇ ! કહુ કિમ કરિ આવિ ?
મારી અન્ધ કૂપ-મધ્ય નાંખ્યો, કુણ સમરથ થઈ લ્યાવિ ?" ૨૩
એહવૂં કહી ઊઠીનિ ચાલ્યા, કરતા મન્ન્ય વિચાર;
યેણિ સ્થાનકિ છિ ઋષિકૂંઅર, આવ્યા તેણિ ઠાર્ય. ૨૪
અભિમન્ત્રીયનિ જીવાડ્યો, [1]લેઇ આવ્યા ગ્રહદ્વારિ;
રૂપ મનોહર દેખી કચનૂં, આનન્દ પામી નારી, ૨૫
વલી દૈત્યે જાણ્યૂં " એ જીવ્યો, શુક્ર તણો પ્રતિકાર;
મારી અવનિ-મધ્ય ભણ્ડારો, ન આવિ મન્દિરદ્વારિ." ૨૬
મુનિ તણી કન્યા દેવયાની, માંડ્યુ છિ આક્રન્દ;
આવિ કચ ઊતાવલો, તો ઊપજિ આનન્દ. ૨૭
અતિ આદર આમલા કરિ, દેવયાની યેહનૂં નામ;
પુત્રી કેરો પ્રેમ જાણી, મુનિ આવ્યા તેણિ ઠામ્ય. ૨૮
કાઢ્યો અવની-મધ્યથી, નાંખી ઋષિ અભિષેક;
[2]વિદ્યાવિધિ સઞ્જીવની પછિ, દીઠો શિષ્ય વિશેખ. ૨૯
[3]વલી મુનિવરિ મોકલ્યો, ગૌ ચારવાની વન્ન્ય;
દૈત્ય કરતા વારુણી, તે મધ્ય ગાલ્યૂં તન્ન. ૩૦
[4]પ્રથમ પાત્ર ભરી કરી, દીધૂં ગુરુનિ દાન;
અદષ્ટ દોપિ શુક્ર ગુનિવરિ, કીધૂં મદિરા-પાન. ૩૧
[5]અહોરાત્રિ થઈ કચ ઘરિ નાવિ, દેવયાની કરિ રુદન;
શુક્ર કેરે ચિત્ત્ય નાવિ, [6]ધ્યાન ધરતા મન્ન્ય, ૩૨

૧. કાઢ્યો કૂપથી બાહ્યર. ૨. સદ્ય વિદ્યા સ°. ૩. " ધેર્ય ગોરજ વાટ જુયે, 'કાં વાર લાગી વન્ન્ય ?'—આ. પ. *૧૧૦. ૪. આ પ. *૧૧૧. ૫. આ પ. *૧૧૨. ૬. નિદ્રા માંહીં મન.—આ પછી *૧૧૩.

સ્વર્ગ મૃત્યુ પાતાલ જોયું, વિમાશી મન્ય વાત;
'એ ઉદર માહરા મધ્ય આવ્યો,' ઇમ કુંઅરિનિ કહિ વાત. ૩૩
[૧]રુદન રકતી રહિ નહીં, "જીવાડો [૨]ઋષિ-તન;
જો એ કચ આવિ નહીં, તુ હું ન ધરૂં તન." ૩૪
"જો એ આંહિ થકી નીસરિ, તુ ઉદર થાઇ બિ ભાગ,
કિ હું કિ વલી એ પીવિ, એક બેહૂ માંહિ [ માગ ]" ૩૫
[૩]"તહ્માનિ જો વલી એહ ઊઠાડિ, તુ અતિ રૂડું થાય;
કહો, કશો ઉપાય કીજિ?" વિમાસિ મન માંહ. ૩૬
વિદ્યા અન્તર અભ્યાસિ, સઞ્જીવની જેહનું નામ;
અભિમન્ત્ર કરી [૪]ઊઠાડિઓ, પોહતા મનોરથ-કામ. ૩૭
સાદ ગુરનો સાંભલ્યો, કચ આવ્યો બાહર;
"પૂર્ણ વિદ્યા હુઇ તાહરી" ઇમ કહ્યૂ વાર બિ ચ્યાર. ૩૮
[૫]પાટૂ મારી નીસર્યો, મૂર્છા પામ્યો મુન્ય;
"તાત માહ્‌રાનિ જીવાડો," કરિ નારી રદન. ૩૯
[૬]કમણ્ડલથી નીર લીધૂં, નાખિઓ અભિષેક;
દેવગુર-[૭]તનિ નિરખિઓ, વિદ્યા તણો વિશેખ. ૪૦
[૮]"જો તાં માહરા ગુરદેવ ઊઠયા," અતિ થયા ગલિયાત્મ;
કચ પ્રતિ એ ઉચર્યા, "સાંભલિ શિષ્ય! તૂં વાત. ૪૧
સકલ વિદ્યા હવી પૂરણ, ઉરણ હુવા અહ્મો આજ;
તૂં વિદ્યા પામ્યો અતિ ભલી, સિદ્ધ થયાં સર્વ કાજ." ૪૨
[૯]કચ [૧૦]અતિ ગલિઆતિ થયો, પોહતી મનની આશ;
આજ્ઞા માગી નીસર્યો, ગ્યો ગોરાણીનિ પાશ. ૪૩
"અહ્મનિ દ્યોનિ આજ્ઞા, અહ્મો જાઊં છૂં સ્વસ્થાન્ય;
આહિ રહી અતિ સન્તોષ પામ્યા, હર્યા રૂડિ હામ્ય." ૪૪

---

૧. આ પ ●૧૧૪. ૨ કહિ મુન્ય. અ ૩. આ પ. ૧૧૫. ૪. ઉદર માંહાં ઊઠો ૫. આ પ. ●૧૧૬. ૬. આ પ. ●૧૧૭. ૭ તવ વદન નિરખે, જોયો. ૮. આ પ ●૧૧૮. ૯. આ પ. ●૧૧૯. ૧૦. મન્ય.

"વલી વહિલા આવયો," પછિ દીધો આશીર્વાદ;
પ્રદક્ષિણા દેઇ પગે લાગો, પામ્યો અતિ આહ્લાદ. ૪૫
[1]શીખ માગી સઞ્ચર્યો, આવ્યો ઋષિનિ પાસિ;
"અમનિ ઘોનિ આજ્ઞા, અહ્મ્યો જાઊં અમ આવાસિ." ૪૬
દેઇ પ્રદક્ષણા ચરણે લાગો, વિનય કરીનિ વાણિ;
આજ્ઞા આપી ઊચર્યા, "આ, આશ્રમ તમારો જાણિ." ૪૭
"મનસા વાચા કર્મણા હૂં, પામ્યો વિદ્યાપાર;
ત્રિકાલ થઈ અમ યોગ્યતા, તમ ચરણનો ઉપકાર." ૪૮
પ્રણામ કરીનિ [2]નીસર્યો, આવ્યો મન્દિરદ્વારિ;
આડી આવીનિ [ઊભી] રહી, દેવયાની તેણી વાર. ૪૯
કર ધર્યા બિ બાર સાથિ, "કચ! તૂં ક્યહાં જાય?
મત-સમ્પ્રાપતિ બિ વર્ષે પારિ, આવ્યો આ આશ્રમ માંહિ ૫૦
લગન આવિ ઢૂંકડૂં, વિવાહ ઉત્સવ કાજ;
આપણ જ્યપિ એકઠા, તહ્મો સાભલો દ્વિજરાજ। ૫૧
માયા થઈ મનિ અતિ ઘણી, તે ક્યમ મૂકી જાય?"
મુનિકુંઅર કહિ, "શૂં ઊચરિ?" પછિ વિમાસિ મન માહિ. ૫૨
૯૦૧

---

### [3]કડવૂં ૨૮ મૂં–રાગ ગોડી

કચ કહિ છિ વાત, "દેવયાની। સુણિ સુન્દરી।
ક્યમ કરૂં અઙ્ગીકાર? તૂં ગુરની દીકિરી. ૧
સાર વિદ્યા સઞ્જીવની, સુણિ સુન્દરી।
અહ્મ્યો પામ્યા તાતપ્રસાદિ, તૂં એ શ્યૂં ઉચ્ચરી? ૨

---

૧. અહીંથી ૨ કડી નથી. ૨. પરવર્યા.

૩. આ સુન્દર કડવૂંજ ગેબ. તેને બદલે ઊપરનાના અનુસન્ધાનમાં ૦૧૨૦. ૧૪ મૂં પૂરૂં ૫૬ ૬૩૩ (ખરાં ૬૧૬).

પિતા ગુરુ અન્તર નહીં, તે શિ નવિ જાણો ?
તહ્મ્યો વિમાસો મન માંહિ, બુદ્ધિ એહવી કાં આણો ?" ૩
વિપરીત દેખી વિપ્ર-તણો સુત આવરી;
" ધરી આડા હાથ, એ તમનિ નવિ ધરી. ૪
અમ ગુરુ તાત યે તમ-તણો શિ ન વિમાસિ ?
પામ્યા વિદ્યાપાર, પણિ ભરાણા સાસિ." ૫
વનિતા અતિ વિહ્વલ, થઈ ઇમ ઉચ્ચરિ;
" મિ જાણ્યો ચતુર સુજાણ, એ કચ ! ઇમ કાં કરિ ? ૬
ભૂમિ કૂપ ઉદર થકી, યે તહ્મ્યો નીસર્યા;
શુક્ર ન જાણિ વાત, ઉપાય યે મિ કર્યા. ૭
આદર યે અર્થિ થયો, તે તહ્મ્યો શૂં જાણો ?
કાં ન ધરો વિશ્વાસ, કિ અન્તર શો આણો ? ૮
મનસા વાચાયિ કર્યા, તે તહ્મ્યો સાંભલો;
અહ્મ્યો વિના ગામિ એકલા, તહ્મ્યો કયમ પલો ? ૯
શ્વસુરનિ ગુરુ સહૂ કો કહિ, તે શિ ન જાણો ?
મોટા પણ્ડિતરાજ ! તો, દુઃખ તહ્મ્યો કાં આણો ? ૧૦
સાર પદારથ આપિયિ," કહિ કામ્યની;
" યે યાયિ યામાત્ર, મુનિ !" બોલિ ભામ્યની. ૧૧
"પૂજ્ય કરી પુજા કરી, કિહિ કાં કરી ?
પછિ આપ્યૂં વિદ્યાદાન, પાત્ર તમનિ કરી. ૧૨
દાન વડું કન્યા તણૂં, કવિ યે કરિ;
તિ કરવો અઙ્ગીકાર", વચન ઇમ ઉચ્ચરિ. ૧૩
કચ કહૂ માનિ નહીં, મન અતિ દુઃખ ધરિ;
વિરહ તણિ વશિ ન કિ, નેત્ર ભિ જલ ઝરિ. ૧૪
પર કુંઅર વાચસ્પતિનો, તેણિ [ન] ચિત્ત ચહ્યૂં;
દીસિ ચન્દ્રપ્રકાશિ, પણ્ મન આકલૂં. ૧૫

કાયર મન કઠિણુ, કરી કચ નીસર્યો;
દેવયાની વલગી હાથિ, પલ્લવપુટ કરિ ધર્યો. ૧૬
વિનય-વચન વનિતા તણા, મનિ નવિ ધરિ;
ભીડી રહી ભુજબાથ, પ્રબલ થઈ નીસરિ. ૧૭
"મારગ મૂકયનિ માન્યની ! શ્રમ કાં કરુ ?
સતિ સતિ એ વાણિ, તૂંહિ હૂં નહિ વરૂં. ૧૮
શ્વસુર નિ ગુરુ તે કહિ, યે કન્યા પ્રથમ પરણિ;
વિદ્યા હુઇ સાર, પછિ આવી ભણિ. ૧૯
આદિ વિદ્યા મૂંહનિ આવડી, સુણ્ય ભામ્યની !
ગુરુપુત્રી કહીઇ માત, કપટ નહિ કામ્યની." ૨૦
વચન સુણી વનિતા તણાં, થયો આકલો;
બલિ મૂકાવી પાણિ, મન્દિરથી નીકલ્યો. ૨૧
ક્રોધ થયો અતિ કામ્યની, "કચ ! તૂં સાભલે;
શીઘ્ર જઈ આશ્રમ્ય, પિતાનિ તૂં મ્યલે. ૨૨
તાહરિ અર્થિ અનેક, ઉપક્રમ મિં કર્યું;
તૂં પામ્યો વિદ્યા પાર," વચન યે ઉચ્ચર્યું. ૨૩
"મ હશો સિદ્ધ્ય રાજ્જીવની, આહિ રહિ યે ભણ્યા;"
સાભલિ કઠિણ વચન, મુનિ થયા શણુભણ્યા. ૨૪
"શ્રમ માહરો મિથ્યા કર્યો, એ શં ઉચ્ચરી ?
'કચ પામ્યો વિદ્યાપાર', વાત યે નિસ્તરી. ૨૫
કાલ તણો ઉદ્યમ્ય, માહરો, મિથ્યા કરિ;
બ્રાહ્મણ કેરો તન, રખે તુઝને વરિ." ૨૬
કચ સ્વસ્થાનકિ ચાલિઆ, ઇમ ઉચ્ચરિ;
જઈનિ ભણાવ્યા તાત, વિદ્યા તે વિસ્તરી. ૨૭
ઋષિકન્યાનિ ચિન્તા, થઈ અતિ ઝૂરિ;
"કરૂં કુણ ઉપાય ? વિપ્ર કો નહિ વરિ. ૨૮

વર વપુ દેખી વિપ્ર-પ્રીતિ યે કરી;
ધૈર્ય ન ચૂકયો ધીર, ગયો મિથ્યા કરી. ૨૯

દક્ષિણ કર માહ્‌રો ગ્રાહ, તેહ્‌નિ વરૂં;
યે હોયિ પુરુષ પ્રમાણ, પ્રતિજ્ઞા એ કરૂં." ૩૦

૯૩૧

## કડવું ૨૮ મું—રાગ સીંધૂડો

[1]શુક્ર તણી તનયા વડી, મધ્ય મન્દિર જાતાં અડવડી;
આખડી, કારણ કો પ્રીછે નહીં રે. ૧

ઢાલ—કારણ કો પ્રીછે નહીં, યે કચ્યથં કીધી વાત;
*શુક્રાચારય મુનિ ન જાણિ વલી, ન જાણિ એહ્‌ની માત.* ૨

અણચિન્તવ્યૂં ઈશ્વર કરિ, ચિન્તવ્યૂં નવિ થાય;
"જુઓ ઉપક્રમ એટલો, મુનિ કચ મૂકી જાય." ૩

વિચાર કરતી તેહ વનિતા, આવી મન્દિર માંહિ;
ત્યાર પૃઠિ શૂં થયૂં તહીં, સાંભલો [2]દ્વિજરાય! ૪

દૈત્ય કેરો નૃપ વડો, વૃષપર્વા યેહ્‌નૂં નામ;
શર્મિષ્ઠા તેહ્‌ની દીકરી, નિત્ય કરિ ઉત્તમ કામ. ૫

[3]એક સમિ તે રાજકન્યા, શુક્ર તણી કુમારિ;
ક્રીડા કરવા નીસર્યાં, વાડી વન મુઝારિ. ૬

શર્મિષ્ઠા નિ દેવયાની, સાથિ [4]દાસીવૃન્દ.
નગર બાહિરિ નીસર્યાં, ક્રિ પછિ કરતાં લીલાનન્દ. ૭

વાડી વન-મધ્ય મહા અનોપમ, [5]સરોવર સુન્દર વારિ;
ઝીલવા કારણિ નીસરી ત્યહાં, [6]આવી સઘલી નારી. ૮

૧. કડી ૧ બદલ ૭૨૨૧. ૨. નરરાય. ૩. આ ૧ કડી બદલ ૭૨૨૨. ૪. નારી. ૫. દીસે સુન્દર-વારિ. ૬. સાથે.

[1]તટિ વસ્ત્ર મૂકી પિહા જલ-મધ્ય, તરિ [2]ડબકી ખાય.
કરિ કરી છાટિ કુગવે, જલ-મધ્ય ફેરા ખાય. ૯
નિતમ્બથી અમ્બર ખસિ, તૂટિ મુક્તાહાર,
તરતા તરતા જઈ મલિ, પછિ કરિ કરના પ્રહાર. ૧૦
[3]વપુ દેખી નૂતન નારીનું, પછિ પુરષ ચઞ્ચલ [4]વાય,
સ્પર્શ-અર્થિ અઙ્ગનાનિ પછિ, ઊતર્યો વન માહિ ૧૧
જલમધ્ય આની નવ સકિ, [5]ઉપકૂલિ ફેરા ખાય,
વસ્ત્ર યે વનિતા તણા, તટિ મેહ્લ્યા માહોમાટિ. ૧૨
તે કરી [6]ભારો એકઠા, પછિ દૂરિ રહીનિ જોય,
જલમધ્ય મર્જ્જન કરી કન્યા, [7]સઞ્ચરી સર્વ કોય ૧૩
વસ્ત્ર શર્મ્મિષ્ઠા તણા, દેવયાનીના [8]તેણી નાર,
પવનિ કીધા એકઠા પછિ, વિમાસિ તેણી વાર. ૧૪
એક કહિ, 'પટકુલ માહ્‌રા,' એક કહિ, 'માહ્‌રા એહ,'
વર્તા સિ પ્રીછિ નહી, પછિ પડ્યો મનિ સન્દેહ ૧૫
"માહ્‌ગ સરખા તાહ્‌રિ કયહા થકિ?" રાજકન્યા કહિ વાત,
[9]"ઉપયાવિ આપ્યૂ માહ્‌રે, શુક્ર તાહ્‌રો તાત" ૧૬
[10]વચન એહ્‌વા સાભળી, કવિ તણી કન્યા પેહ,
ક્રોધ કરીનિ ઉચ્ચરી, "માણુશો મન્ય સન્દેહ ૧૭
જો પિતા નોહિ અમ તણો, કિમ જીવિ તાહરો બાપ?
મૂક્ય વસ્ત્ર તૂ અમ તણા, કિ દેશ તુઝનિ શાપ" ૧૮
[11]ઇમ કહન્તી નીસરી, નગર ભણી તે જાય,
રાજકન્યાનિ કોપ થયો, ઋષિપુત્રી કેડિ ધાય ૧૯
રીસિ થઈ અતિ રાતડી, શર્મ્મિષ્ઠા આની ત્યાહિ,
મારગ અન્તરિ કૂપ અન્ધ, લેઇ નાખી છિ જલ માહિ ૨૦

---

૧ કાઠે. આ પ. *૧૨૩ ૨ ડબી ૩ આ પ *૧૨૪. ૪ વાય ૫ ઉપકણ્ઠે. ૬. માફત ૭ નીસરી ૮ તે સાર. ૯ આપ્યું અમારૂ આરોગે. ૧૦ આ ૧ કડી અદલ *૧૨૫ ૧૧. આ પ *૧૨૬

[1]સેવક સાથિ પરવરી, [2]રાજકુંઅરી ગઈ આશ્રમ્મ;
કૂપજલમધ્ય દેવયાની, તે કો ન જાણિ મર્મ્મ. ૨૧
[3]તે સમિ ત્હાં [4]આવિઓ, રાય નહુષ કેરો તન;
હસ્તિનાપુરથી નીસર્યો, મૃગયા રમતો વન્ય. ૨૨

જ્યાતિ નામજ તેહ તણૂં, સોમવંશી સાર;
સૈન્ય તુ પૂઠિ રહ્યૂં છિ, એકલો અસવાર. ૨૩
મૃગ-પૂઠિ બાણ મેહલ્યૂં, તેહ નાઠો જાય;
અન્ય કો [5]પોહ્ચિ નહીં, એકલો કેડિ ધાય. ૨૪
અશ્વ તો અતિ શ્રાન્ત થયો, [6]તૃષા લાગી ભૂપ;
જલાશયનિ ન્યાહલતાં, વન મધ્ય દીઠો કૂપ. ૨૫
આવીનિ ઉપકણ્ઠિ ઊભા, જોયૂં છે જલ માહિ;
કૂપ કેરી કુખ્યિ બિઠી, નારી [7]દીઠી ત્યાંહિ. ૨૬

કિ ખેચરી કિ રાક્ષસી, કિ વન્ન કેરી દેવ્ય ?
વિપરીત દીઠૂં ધીરવરિ પછિ, બોલાવી તતખેવ. ૨૭
"તૂં કોણ વનિતા આંહિ રહી છિ, કહિનિ મુઝનિ મર્મ્મ.
[8]જલમધ્ય આવી આહિ રહી, એ કોણ તાહ્‌રો ધર્મ્મ ?" ૨૮
[9]વલતી ઋષિકન્યા વદી, "હૂં કવિ તણી કુમારિ;
અહ્મ્યો ક્રીડા કરવા નીસર્યાં, આવ્યાં વન મુઝારિ. ૨૯

પુત્રી વૃષપર્વા તણી, શર્મ્મિષ્ઠા એહ્‌નૂં નામ;
સાથિ દાસી નીસર્યાં અહ્મ્યો, આવ્યાં આણિ ઠામિ. ૩૦
આ વન-મધ્ય મોટૂં સરોવર, મર્જ્જન કીધૂં વારિ;
વસ્ત્ર તટિ મૂકી કરી, જલમધ્ય પિઠી નારિ. ૩૧

---

૧ આ પ. ૦૧૨૭ ૨. શર્મિષ્ઠા. ૩. આ પ ૦૧૨૮. ૧૫ મું પૂરું ૫૬ ૧૦૫ (ખરાં ૧૫૭). ૪. શું થયું ? ૫. પાયક. ૬ એકશો અતિ ભૂપ. ૭ અદ્‌ભુત. ૮. "વલતી ઋષિ કન્યા વદે જલમધ્ય, નાખી થયો ધર્મ." ૯. પછી વાળ્યો ઉત્તરે.

મન્દ મારુત વન તણો તે, થયો ચઞ્ચલ રૂપ;
વનિતા તણાં વપુ કનક સુન્દર, તે દેખી સુભગ સ્વરૂપ. ૩૨
વસ્ત્ર કીધાં એકઠાં ને, મ્યલાં માંહોમાંહિ;
શર્મિષ્ઠા અનિ માહ્રાં, ઓળખ્યાં નવિ જાય. ૩૩
[1]માંહોમાંહિ વિવાદ કરતાં, નીસર્યાં આશ્રમ્ય;
આ કૂપ દેખી રાજકન્યા, કીધો એહ્વો મર્મ્મ. ૩૪
ઓચીતાં આંહિ ઠોલી નાખી, પડતાં પામી પાર;
જલસંયોગિ ચીવતી વલગી, ઈંટિનિ આધારિ. ૩૫
તે માટિ મુનિ કાઢો આંહિથી, [2]તૂં કો કારણરૂપ."
વચન એહ્વા સાંભલી, પરપઞ્ચ કીધુ ભૂપ. ૩૬
છોડિ સાંકલિ હય તણી, મૂકી કૂપજ માંહિ;
"દૃઢ ચૈઠનિ તૂં—આજ વલગે, રખે છૂટિ બાહ!" ૩૭
વલગાડી વનિતા વેગિ આવી, ગ્રહી દક્ષિણ-પાણ્ય;
કર સાહી કાંઠિ કરી ઊભી, ત્યારિ બોલી વાણ્ય. ૩૮
૯૬૯

### [3] કડવૂં ૩૦ મૂં-રાગ એજ

દેવયાની ઇમ ઉચ્ચરિ, રાજા ત્હાં શ્રવણે ધરિ;
વાર દેખી આદર અતિ અબલા કરિ રે. ૧
ઢાલ—આદર અબલા અતિ કરિ, "તહ્મ્યો સાંભલો મહારાજ!
કુણ દેશ નગર નિ નામ તમારૂં? કહોનિ મુઝનિ આજ." ૨
"હસ્તિનાપુર તે નગર [4]માહ્રૂં, [5]કુલિ, જયાતિ માહ્રૂં નામ;
મૃગયા રમવા નીસર્યો, આવ્યો આણિ ઠામ્ય." ૩
વચન એહ્વા સાંભલી, દેવયાની કહિ છિ "રાય!
ગાન્ધર્વ વિવાહ આંહિ કરી, પછિ પધારો દક્ષ માહિ. ૪

૧. વિવાદ કરતાં વિ (? ની)સર્યાં ને, ચાલિયાં. ૨. અબલા જાણી રૂપ.
૩. ૧૯ મું ચાલૂ. આરમ્ભની કડીનાં ૨-૩ અને ઢાલનૂ ૧ લું ચરણ નથી.
૪. નિવાસી. ૫. કકરૂપ કુલિ. અ.

શાપ છિ મનિ કચ તણો, યે બ્રાહ્મણ કેરો તન,
દેવયાની તુઝનિ નહિ વરિ, [1]સાભલો સત્ય વચન. ૫
અધ્યયન-અર્થિં આવિઓ, પિતાયિ ભણાવ્યો તેહ;
મિ જાણ્યૂં મુઝનિ વરશિ, પછિ આણિઓ અતિ નેહ. ૬
કહિ, 'તૂં કન્યા કવિ તણી, ગુરુ તણી કુમારિ;
હૂં તુ તુઝનિ નહી વરૂં, તૂ માનિ સાચૂં નારિ!' ૭
મિ કહ્યું, 'દાનવ વિઘ્ન કરતા, મિ તૂં રાખ્યો મુન્ય!
મનસઽધાતિ મિ વર્યો, સાભલિ સત્ય વચન' ૮
'મ હશો સિદ્ધ્ય વિદ્યા તણી,' હૂ ઇમ બોલી વાણ્ય,
આક્રસો ચૈયનિ નીસર્યો, કચ મૂકાવીનિ પાણ્ય. ૯
જાતિ મુઝનિ શાપ દીધો, 'સાભલિ કહૂ વચન,
તો કો તુઝનિ નહી વરિ, વિપ્ર કેરો તન.' ૧૦
[2]ત્યારિ મિ મન માહિ ધાર્યૂં, 'યે ગ્રહિશિ દક્ષિણ પાણ્ય,

૧ 'જે બ્રાહ્મણ કેરો તન. (લેખક દોષ) ૨ પછી તા મે પણ કીધૂ.
—આ પહેલા —"સાભલતા થૈ આ વી, મે કહી તેહને વાત,
અનુગ્રહ મુઝને આપિયે, જાણુશે માહરો તાત. ૨૭
વલતો મુનિવર બોલિયો, 'તે પેહેલે દીધો શાપ,
તે માટયે તૂં કિપા કરી, અનુગ્રહ મુઝને આપ' ૨૮
દેવયાની વદે વલતૂ, 'તા તને ભણાવ્યો એહ,
તૂને તા મે શાપ દીવો, સિદ્ધ્ય પામશે તેહ?' ૨૯
વલતા મુનિ રલિઆત્ય થઈને, કહી એહવી વાણ્ય,
'વિપ્ર તુઝને નહિ વરે, કો રાય વરશે, જાણ્ય' ૩૦
એહવી તે આશિષ દીધી, મુનિ વેગે તે જાય,
પોહોતો થઇ સ્વસ્થાન્ય વેગે, પિતાનિ લાગો પાય ૩૧
વૃત્તાન્ત તેહને પૂછિઓ, જે નીપની તે વાત,
દેવયાનીએ અનુગ્રહ કર્યો, 'તૂ ભણાવ્ય જેને તાત' ૩૨
તે માટયે તમે સાભલો, ભણે સઞ્જીવની નામ,
વાચસ્પતિ રલિયાત્ય થયા, કહ્યુ, 'સિદ્ધ પામ્યૂં કામ. ૩૩"

ભર્તાર ભાવી તે અમ તણો, મનિ રાખિજા નિરવાણ.’ ૧૧
તે માટિ તમનિ કહૂં તહ્મ્યો, મોટા રાય કૃપાલ!
વરો અમનિ પછિ ચાલો.” [1]બોલ્યા રાય કૃપાલ, ૧૨
“તૂં તુ કન્યા કવિ તણી, હૂં ક્ષત્રી કેરો તન;
શુક્ર તો સાન્નિધ્ય નહિ, કહો, કિમ માનિ માહરૂં મન?” ૧૩
“સત્ય વચન અમનિ આપિયિ,” દેવયાની કહિ છિ વાત;
“વેગિ તહ્મ્યો પધારયો, યારિ તેડિ અહ્મારો તાત.” ૧૪
“જો શુક્ર મુઝનિ કહિશિ સન્મુખ, ‘વરિ નહીં તૂંહિ દોષ;
[2]દેવયાનીનિ પરણાવિશ,’ ધરી મન સન્તોષ.” ૧૫
એહવૂં કહીનિ ચાલિઆ, આજ્ઞા આપી નારિ;
સૈન્ય સઘલૂં યાંહિ હતૂં, આવિયા તેણિ ઠારિ. ૧૬
દેવયાની નીસર્યાં, નગર પ્રતિ જાય;
શર્મિષ્ઠાયિ યે કર્યૂં, તે દુઃખ ધરિ મન માહિ. ૧૭
નગર આવ્યૂં ઢૂકડૂં, જઈ પોલ્ય કેરિ દ્વારિ;
આક્રન્દ કરિ નિ અઙ્ગ પછાડિ, ઋષિ તણી કુમારિ. ૧૮
પૂછિ જન, “કારણ કશૂં? તૂં કા ધરિ છિ ખેદ?”
જોવા સહૂ ટોલે મ્યલ્યૂં, પણિ કો ન જાણિ ભેદ. ૧૯
જઈ શુક્રાચારયનિ કહ્યૂ, “તહ્મારી તનયા એહ;
પ્રાકાર આગલિ એકલી, ઊભી પછાડિ દેહ.” ૨૦
કવિ કહિ, “તે કુણ કારણ? હૂં ન જાણૂં મર્મ્મ;
દેવયાનિ અતિ દુઃખ ધરિ, તે કહિ તણુ ઉપક્રર્મ્મ?” ૨૧
વાત કરતા વેગિ ચાલ્યા, આવ્યા તેણિ ઠામ્ય;
“આક્રન્દ કરો છો આંહિ રહ્યા, આવ્યા ત્હા શાહનિ કામ્ય?” ૨૨
પુત્રી વલી અતિ દુઃખ ધરિ, દેખી પોતાનો તાત;
“કુણ કારણ?” પૂછિઉં ઋષિ, “મુઝનિ કહુનિ વાત.” ૨૩

---

૧-વળ બોલિયા ભૂપાલ. ૨ તે વચને

"અહો ગયાં'તાં ઝીલવા, ક્રીડા–કારણિ વન્ય;
શર્મિષ્ટા નિ સખી સહૂ઼ધાતિ, હર્ષ ધરતાં મન્ય. ૨૪
સરોવર મધ્ય સ્નાન કરવા, વસ્ત્ર મૂકી બાહરિ;
કમલિની ત્હાં અતિ ભલી, તે મધ્ય પિઠી નારિ. ૨૫
આવિઓ મારત મણ્ડલી, પટકૂલ તાણ્યાં જાય;
માહરાં નિ શર્મિષ્ટા તણાં, ભલી ગ્યાં માંહોમાંહિ. ૨૬
વિવાદ માંડ્યો વસ્ત્ર–કારણિ, એક કહિ, 'માહરાં એહ;'
મિ કહ્યું, 'એ અમ તણાં,' તુહિ ન માનિ તેહ. ૨૭
વઢતાં વઢતાં નીરસ્યાં, આગલ્ય આવ્યો કૂપ;
અતિબલિ તે મધ્ય નાંખી કહિ, '[1]તાત માહરો ભૂપ.' ૨૮
હૂં [2]ઈંટિશું વલગી રહી, એટલિ આવ્યો એક રાય;
સોમવંશી નિ વડો [નરપતિ], જ્યાતિ યેહનૂં નામ. ૨૯
મહાવન–મધ્યિ નિરખિઉં, [3]કૌતક–કારણિ ભૂપ;
આવીનિ ઊભો રહ્યો પછિ, [4]જોવા લાગો કૂપ. ૩૦
પૂછ્યૂં મુઝનિ 'કુણ તૂં, અન્ધ કૂપ મુઝારિ?
મિ કહ્યૂં, 'કુંઅરિ કવિ તણી,' પછિ તાણી કાઢી બાહરિ." ૩૧
[5]તે માટિ તહ્મ્યો નગરિ એહનિ, રહિશો એક દિન;
[6]તુ તહ્મો નિશ્ચે જાણયો, યે પડિ પુત્રીનૂં તન." ૩૨
"કુંઅરિ! ઇમ નવિ કીજિઇ, તૂં તુ ચતુરસુજાણ;
એ અસન અબલા કાંઇ ન જાણિ, બોલિ મિથ્યા વાક્ય. ૩૩
એવડો કોપ ન કીજિઇ, સાંભલનિ તૂં વાત;
વૃષપર્વા રાજા વડો, યેહની મોટી ખ્યાત્ય. ૩૪
તે માટિ તમનિ કહૂં, તહ્મ્યો આવુ બાઇ! ઘિરિ;
રાજાનિ સમ્ભલાવશું, વારશિ રૂડી પિરિ." ૩૫

૧. અમ્યો વમારાં ૨. કહડે (?). ૩. જોવા લાગ્યો કૂપ. ૪. કૌતક કારણિ ભૂપ–(બન્ને ઊ૦ પા૦). ૫. તો તમ્યો એહને નગર જૈને. ૬. તે માટયે તમ્યો જાણજો—આ કડીની લીટીયો ઊ૦ પા૦.

કન્યા કહ્યું માનિ નહીં, ઋષિ ગયા રાયનિ પાસિ;
"અમનિ આપો આજ્ઞા, અહ્મ્યો, જાઉં અમરપુરિ વાસિ. ૩૬
દેવયાની દુઃખ ધરિ, શર્મિષ્ઠાયિ કીધૂં કર્મ્મ;
નાંખી અન્ધ કૂપ જ માંહિ, તે કો ન જાણિ મર્મ્મ. ૩૭
હસ્તિનાપુરનો રાય યે, જયાતિ યેહનૂં નામ;
તેણિ ત્યહાંથી બાહરિ કાઢી, આવી આણિ ઠામિ.[1] " ૩૮
[2]સુણી વાણી સઞ્ચર્યા, પછિ રાય પાછા જાય;
દેવયાની યાંહિ હૂંતાં ત્યહાં, આવ્યા ક્ષણ એક માંહિ. ૩૯
"બાઇ ! ઘોનિ આજ્ઞા તહ્મો, ક્યમ પધારો ઘિરિ ?
યે તહ્મો કહો તે હૂં કરૂં, તહ્મારા મનની પિરિ. ૪૦
ઊઠોનિ આશ્રમ્ય આવો, કાં કરો વિલમ્બ ?
અપરાધ સઘલો મિ કર્યો, તૂં માનિ સાચૂં અમ્બ !" ૪૧
[3]"એ વાત કારણે (?) કરિ, તૂં રાય ! ચતુર સુજાણ;
અહ્માઇ યે નામ લેશિ, તેહનિ આપેશ પ્રાણ." ૪૨
રાય વાણી ઉચ્ચરિ, "હું, કરિઇ કુણ ઉપાય ?
તહ્મો કહો તે હૂં કરૂં, તૂં માનિ સાચૂં માય !" ૪૩
"કહૂં, માહ્‌રો વિવાદ હુઇ, સત્ય વચન ઘો હાથિ;
દાસી કરીનિ મોકલો, શર્મિષ્ઠાનિ સાથિ." ૪૪

---

૧. આ પછી:—

ઊથલો:—

"આવી આશ્રે ઠામ્ય ને, પુત્રી દુઃખ મનમાં ધરે,
વૈશમ્પાયન કહે કથા તે, જનમેજય શ્રવણે ધરે. ૬૨

૭૩૮
(ખરા ૭૧૯)

૨. આ ૧ કડી બદલ:— કડવું ૧૭ મું.

"જનમેજય પૂછે ઋષિરાય ! દેવ જયાતિનો કહો મહિમાય;
[illegible] ૧."

—એ પછી ●૧૩૦. ૩. આ ૧ કડી બદલ ●૧૩૧, ●૧૨૯ અને ●૧૩૨.

વારૂં થયું, રાય શું કરિ? પછિ દીધું સત્ય વચન;
દેવયાની આવ્યા આશ્રમ્ય, માનિઊં છિ મન. ૪૫
[1]સુત કહિ છિ, સાંભળો, તહ્મ્યો શૌનક મુન્ય'
[2]ત્યાર પૂઠિ શું થયું તે, કેહૂં સત્ય વચન. ૪૬
૨૦૧૫

—∘—

## [3]કડવું ૩૧ મું—રાગ એજ

શુક્ર તણી તનયા વડી, વિવાહ તણી ચિન્તા પડી.
વિચારિ મુનિવર ઘડી ઘડીઇ રે, ૧
ઢાલ–[4]વર વિચારિ ઘડી ઘડીઇ, પણિ કહી ન દેખિ મર્મ;
[5]"વિવાહ વરતિ એહ તણો, તો રહિ આપણો ધર્મ." ૨
વાર્ત્તા કીધી વર તણી, ત્યારિ સુણી કુંઅરી કર્ણ;
વિનય-વચન પિતા [6]તણા, પ્રણમ્યા જૈનિ ચરણ ૩
"ઋષિકુંઅર કો નહીં વરિ, મૂંહનિ કચ કેરો શાપ;
પ્રાર્થના કીની ચાતના, મુખિ વદ્યા મુનિવર આપ. ૪
પ્રતિજ્ઞા મિ ત્યહાં કરી, 'ગ્રહિશિ દક્ષિણ પાણિ;
પુરૂ હૂં તેહનિ વરૂ,' મુખિ બોલી એહવી વાણિ. ૫
રાજકન્યાયિ નાખી જલમધ્ય, કાઢી જયાતિ રાજન;
દક્ષિણ કર તેણિ ગ્રહ્યો, ત્યારિ માન્યૂં માહરૂં મન. ૬
મિ કહ્યું 'રાય' મુનિ વરો, આહિ કરો વિવાહ.'
એોમવંશી ઇમ વદ્યા, 'મિ અનરતૂં કિયમ થાય?' ૭
મિ કહ્યુ 'મિથ્યા નથી, મુનિકુંઅર કેરો શાપ,
તે કારણિ ઋષિકન્યા વરિ, નહીં લાગિ તુઝ પાપ.' ૮

---

૧. "વૈશંપાયન કહે સાંભળો, તમો પરીક્ષિત કેરા તન !" ૨. આ પ.
●૧૩૩—આ લીટીએ ૧૯ મું પૂરૂં ૫૬ ૭૭૭ (ખરાં ૭૪૮).
૩. પહેલી કડી બેવડ ●૧૩૪ ૪. પિતાને મનમાં ચિન્તા થઈ કે.
૫. વિવાહ યોગ્ય વર મળે તો. ૬. ને કીધું.

રાય કહિ, 'કવિ તણી કન્યા! જો આપિ મુનિ વરદાન;
તો હું તુઅનિ વરૂં, ઋષિ, [1]દીજિ અમનિ માન." ૯
[2]મુનિવર મન્ય વિમાશિજિ, "વચન સાચૂં હોય;
કચ કેરો શાપ માટિ, વિપ્ર ન વરિ કોય. ૧૦
સોમવંશી રાય મોટો, દ્વિજ સરીખા એહ;
આચરણ અધ્યયનિ વડા, તેહ માંહિ નહીં સન્દેહ. ૧૧
એ કન્યા એહનિ આપિઇ, થાપિઇ કરી યામાત્ર;
બ્રાહ્મણ જ્યારિ નવિ વરિ, ત્યારે એહ મોટૂં પાત્ર." ૧૨
વિમાશીનિ પત્ર લખ્યૂં પછિ, હસ્તિનાપુર શુભ સ્થાન;
"તમ તણી કરણા કરીનિ, વર તૂઠા શ્રીભગવાન. ૧૩
તહ્મ્યો વેગિ પધારયો, ધરયો કરુણા મન્ય;
પત્ર દીઠિ આવયો, શુભ લગ્ન ઉત્તમ દિન." ૧૪
હસ્તિનાપુરનો રાય મોટો, જયાતિ યે કહિવાય;
પત્ર મુનિવરિ મોકલ્યૂં, રલિઆતિ થયા છિ રાય. ૧૫
સેના સર્વ [3]સન્નદ્ધ થઈ, હસ્તી રથ હય વીર;
વૃષપર્વાનિ નગરિ આવ્યા, [4]ઉત્તમ ગઙ્ગાતીર. ૧૬
દુન્દુભિ વાજિ અતિ ઘણાં, ભેરી કેરા નાદ;
સન્નદ્ધ થૈયનિ સહૂ પલ્યૂં, પછિ પડ્યો દલમધ્ય સાદ. ૧૭
વેગિ કરીનિ આવિઆ, ઋષિ શુક્ર તણિ આશ્રમિ;
નગર પાખલિ ઊતર્યા, પછિ કરિ નૃપદલ મર્મ. ૧૮
રાય સાહ્મા સઞ્ચર્યા, વૃષપર્વા નિ ગુરુદેવ,
વિનય-વચનિ સન્તોષિઆ, પછિ સફલ કીધી સેવ. ૧૯
શુક્ર કહિ, "તહ્મ્યો આવો સાંતરા, વિવાહ-કારણિ ભૂપ!
દેવયાની કન્યા-કારણિ, પ્રગટ સુન્દરરૂપ." ૨૦
રાય કહિ, "ઋષિ! સાંભલો, તહ્મો મોટા મુન્ય!
કન્યા વરતાં દેવયાની, કશૂં ઊપજિ પુણ્ય? ૨૧

---

૧. જે દે કન્યાદાન ૨. ત્યારે વિચાર્યું. ૩. સામ્પ્રત. ૪. ઊતર્યા.

કયમ કન્યા એ વરૂં? થાયિ [1]પુણ્યની હાણ્ય;
બીજા ક્ષત્રી દોષ દિ, તૂં મુનિવર! સાચૂં જાણ્ય. ૨૨
[2]કહિયિ કર્મ કથું કર્યૂં, વરી મુન્ય–કુમારિ?
તે માટિ તમનિ કહૂં, દૂષણ એ સંસારિ." ૨૩
શુક્ર કહિ, "તહો સાંભલો, તમનિ નહિ કાંઇ દોષ;
[3]શાપ છિ મુનિકૂંઅર કેરો, તેણિ કરતી શોક. ૨૪
દક્ષિણ–કરનૂં પણ કર્યૂં, [4]ત્યારિ અહ્નો યમણો પાણ્ય;
'ભતાર છિ એ અમ તણો,' ઉચ્ચરી અન્તર વાણ્ય." ૨૫
પ્રત્યક્ષ સહૂ કો દેખતાં, આપિઉં કન્યાદાન;
કાર્ય વર–કન્યા તણૂં, સાન્નિધ્ય શ્રીભગવાન. ૨૬
રાય અતિ રલિઆત થયા, સુણી એહ વચન;
કારણ કરીનિ પ્રીછ્યા, અતિ હર્ષ પામ્યા સુન્ય. ૨૭
કન્યા પરણ્યા કવિ તણી, વરતિઓ જિજિકાર;
વિપ્રવર નર ભાટ ચારણ, સન્તોષ્યા તેણી વાર. ૨૮
અનેક વસ્ત્ર આભરણ આપ્યા, કનક ભૂષણ સાર;
અશ્વ ગજ રથ દ્રવ્ય અમ્બર, આપિયા[5] આ વાર. ૨૯
કરિ કવિ પિહરામણી, એક લક્ષ આપી ગાય;
[6]દસ સહસ દાસી સાથિ આપી, હર્ષ ધરી મન માહિ. ૩૦
શર્મિષ્ઠા ત્યારિ સહૂંય માગી, રાજકન્યા એહ;
સત્ય વચન પહિલૂં હતૂં, તો કયમ ન આપિ તેહ? ૩૧
દાસી કરીનિ મોકલી, પણ્ય મહા મનોહર રૂપ;
અનેક સાથિ મેવડી, સૂર્ય–કોટિ–સ્વરૂપ. ૩૨
આવીનિ ઊભી રહી, દેવયાની કરિ પાશ;
લજ્જા પામિ દેખી વપુ, [7]સૂર્ય–કોટિ–પ્રકાશ. ૩૩

---

૧. ધર્મની ૨ સ્વામી! એહને કયમ વરૂ? વરો,—આ કડીની બીજી જી૦ પા૦ ૩. "મુનિકૂંઅર કેરા શાપથી એ, વરો તમ્યો નિર્દોષ." ૪. તમ્યો. ૫. અમ અવાર. ૬. 'દશ' નથી. ૭. ચન્દ્ર

પિતા પ્રતિ ઉચ્ચરી, "તહ્મ્યો, સાંભલો ઋષિરાજ!
શર્મિષ્ઠા યારિ સઙ્ગ્ય આવિ, ક્યમ સરિ માહરૂં કાજ? ૩૮
રાજાનિ કહો પ્રીછવી, એકાન્તિ બિશી આપ;
'શર્મિષ્ઠા-શૂં સઙ્ગ કરશો, તુ દેશ તુઝનિ શાપ.'" ૩૫
પછિ ઋષિઇ રાજાનિ કહ્યૂં, "તમ સાથિ રાજ-કુમારિ;
અતિ રૂપ દેખી અનુસરશો, તુ દુઃખી થાશિ નારિ. ૩૬
હૂં તમનિ ઘૂં છૂં આગ્ના, તહ્મ્યો રખે કરતા સઙ્ગ;
શાપ દેશ હૂં રાય! આપણિ, નહીં રહિ[શિ] રઙ્ગ. ૩૭
[1]"પ્રમાણ," કહીનિ ચાલિઆ, પછિ હસ્તિનાપુર ભણી જાય;
ત્યાર પૂઠિ શૂં થયૂં, તહ્મો સાભલો [2]ઋષિરાય! ૩૮
૧૦૫૩

---

## કડવું ૩૨ મું–રાગ એજ

સૈન્ય ચહૂયૂં રાજા તણૂં, મુનિવર મન્ય હર્ખ્યા ઘણૂં;
કેવિ કરી કારય કન્યા તણૂં રે. ૧
ઢાલ–કન્યા તણૂં કારય કરી, પછિ ધરી મન ઉલ્લાસ;
વુલાવી પાછા વલ્યા પછિ, આવ્યા નિજ આવાસિ. ૨
રાય વેગિ સઞ્ચર્યા, આવિઆ સ્વસ્થાનિ;
નગર-મધ્ય પધારિઆ, પછી ઊતર્યા દેઇ માન. ૩
મન્દિર-મધ્ય જૈ ઊતર્યા, મઙ્ગલ ઉત્સવ થાય;
નગર કેરી કામ્પની, પછિ વધાવા જાય. ૪
મુક્તાફલની થાલિ ભરીનિ, ઊતારિ બહુ નારિ,
દુન્દુભિ વાજિ અતિ ઘણા, પછિ ગાતિ મઙ્ગલચ્યાર. ૫
શર્મિષ્ઠાનિ આપિઆ ચે, સ્વતન્તર આવાસ,
દેવયાની તણિ મન્દિરિ, રહ્યા ધરી વિશ્વાસ. ૬

---

૧. પ્રણામ કરીને. ૨. જનમેજય રાય!–આહીં ૧૮ મું. પૃ. ૫૬ ૮૩૦ (ખરાં ૮૦૧.)

ઇમ કરતા [1]નિર્ગમ્યાં, રાજાયિ ત્હાં બહુ દિન;
[2]દેવયાની સાથિ સ્નેહ અધિકુ, નિત્ય ધરિ રાજન. ૭
[3]ઋષિકન્યાનિ હુઆ દ્રુ અંગ, યદુ તુર્વસુ નામ,
તે અનોપમ અતિ ભલા, પોહતા મનોરથ–કામ ૮
એક વાર રાજા નીસર્યાં, [4]ઉદ્યાન જોવા જાય,
સાથિ અનુચર [5]નીસર્યાં, પછિ ઉત્સવ અંગિ ન માય. ૯
વાડી વન ઉપકણ્ઠ સુન્દર, અનોપમ આવાસ,
સ્ત્રી તણા બહુ વૃન્દ દીઠિ, ત્યહાં શર્મિષ્ઠાનુ વાસ. ૧૦
અનેક પુષ્પિત વૃક્ષ દીસિ, લતા કેરી જાતિ,
પ્રસૂન અંકુર સ્તબક પલ્લવ, [શોભિત] નાના ભાતિ ૧૧
[6]તે તુ જોતા નીસર્યા, વનિતા તણુ આશ્રમ,
અનુચરનિ કહ્યુ, "આહિ રહો, તહ્મો, જાણુ સ્ત્રી–કુલ[7] ધર્મ." ૧૨
[8]સુણિ સિર રાય દીઠા, શર્મિષ્ઠાયિ તેણી વાર,
અતિ રૂપ વરતનુ ધીર નરવર, ચકિત થઈ છિ નારિ ૧૩
દાસીનિ દીધી આગન્યા, " એ, આવિ છિ રાજન,
હું આવૂ ત્યહાં લગિ રાખયે," ઇમ ઉચ્ચર્યાં વચન ૧૪
અટાલીટથી ઊતરી જાણે, સહસકિરણ [9]સુજાણ,
નિપુર વજિ વીંછિઆ, જુઇ ચતુર–સુજાણ ૧૫
નાસા જાણે ચમ્પક–કલિકા, ભ્રૂભંગ ધનુષાકારિ,
નેત્ર મૃગ મત્સ્ય મધુપ ખઞ્જન, સિર છિ જન સ્યાર. ૧૬
બિમ્બફલ પરિપક્વ પ'નત્ર, અધર અમૃત–કુમ્ભ,
કેશરી–કટી [10]કમ્બુગ્રીવા, જંઘા કદલીસ્થમ્ભ ૧૭

---

૧. નીગમ્યા　૨ "દેવયાનીસુ રાયછ ધરે, અધિક સ્નેહ અનુદિન." ૩ ઋષિપુત્રીને પુત્ર હતા બે. ૪ વાડી વન મોઝાર. ૫. આવે તે, ધરે હર્ષ અપાર ૬ જોતા જોતા ૭ જન ૮. આ૫ ૦૧૩૫. ૯ "જ ભાસ્ ૧૦. કપોત".

વેણી વાસુકિ નાગ–સરખી, દન્ત દાડિમ–બીજ;
અઙ્ગ કેરી ગૌરતા [1]ઘન–મેઘ મધ્ય યમ વીજ. ૧૮
ઘમકાર કરતી કિંકુણી, કટિમેખલા–[2]રણુકાર;
માતઙ્ગગતિ ત્યાં ચાલતી, આગલિ આવી નારિ. ૧૯
અન્તરિક્ષથી શું ઊતરી, કિ પ્રગટ થઈ પાતાલિ?
ન દીઠી નિ નવિ સાંભલી, અઙ્ગના આણિ કાલિ. ૨૦
મદમત્ત યૌવન ઝલહલિ, થરહરિ પદગાત ધરણ્ય;
[3]નાસાકેસર કણ્ઠ પદકમણિ, ઝાલિ ઝલકિ કર્ણ. ૨૧
[4]દન્તરેખા કનકમણિ યમ, ચલિત દામિની ખણ્ડ;
[5]ચકિત થઈ રાજા રહ્યા, પછિ દીસિ રૂપ–પ્રચણ્ડ. ૨૨
નાહ્નાથી દીઠી હૂતી મધ્ય–યૌવન દર્શન રાય;
અતિ તેજ આડિ અઙ્ગ આવિ, ગન સાહ્મૂં નવિ જોવાય. ૨૩
કટીવસ્ત્ર કેરુ ગ્રહી પલ્લવ, હસી બોલિ વાણિ;
"આધારિ તાહરિ અઙ્ગના, નરદેવ! સાચૂં જાણ્ય. ૨૪
પિતા અહ્મારિ પાલવિ તાહરિ, બાંધિઆ અહ્મો, ઈશ!
અમૃત ફેડી વિષ કરિ, અન્યથાગતિ જગદીશ. ૨૫
ઇચ્છા હુઇ ઈશ્વર તણી, વિષ પીતી અમૃત થાય;"
[6]સુત વાણી ઉચ્ચરિ, તહ્મો સાંભલો ઋષિરાય! ૨૬
[7]વચન સુણી વનિતા તણા, પછિ ગલિત થયા રાજન;
અતિ રૂપ દેખી અઙ્ગના[નૂં], વિહ્વલ થયૂં છિ મન. ૨૭
તેડ્યા રાય ગયા મધ્યમન્દિરિ, આપ્યૂં આસન સાર;
પર્યઙ્ક મણિમય રચિત કમ્બલ, બિઠા તેણી વાર. ૨૮
નેત્ર નિરીક્ષણ કરિ, ધરિ ત્હાં ત્હાં મન;
વિધાતાયિ કરી યતિન, [8]અશાઙ્ગ ઉતમ તન. ૨૯

---

૧. ઘનમધ્ય જાણે વીજ. ૨. ધમકાર. ૩. સોલ કલા શશિવદન સુન્દર. ૪. નાના કેસર કલ્ક પદકમણિ. ૫. સ્થાનકથ કે. ૬. "વૈશમ્પાયન ઉચ્ચરે, સાંભલ્ય જનમેજય રાય!" ૭. આ ૫. #૧૩૬. ૮. ઉત્તમાસન (?).

રલિયાતિ થ્યા નિ[1] વીસરૂં, યે શુક્રનૂં વચન;
શર્મિષ્ટા–સંયોગ પામી, ઉચ્ચર્યા રાજન. ૩૦
"કાંપ્ર માગુનિ સુત્ર કનિ, યે વસ્તુ વલ્લભ જાણિ;"
શર્મિષ્ટા ઊભાં રહ્યાં પછિ, જોડીનિ બિ પાણિ. ૩૧
"મોટા મહીપતિ રાયછ! તહ્મો દયા–નિધાન;
વિદ્યા ચતુર્દશ [2]કલા–લક્ષણ, રૂપ નિ ગુણ–માન. ૩૨
અન્તરશં અનુદિન વસિ, યેહ્નિ સકલ વાત વિચારિ;
હસ્તિનાપુરિ નૃપ સોમવંશી, ગંગા–તટિ અવતાર. ૩૩
કન્યા હુયિ યે [3]કુલ તણી, ભર્તારશં યેહ્નિ મન;
તે અન્યનિ નવિ અનુસરિ, સાંભલો સત્ય વચન. ૩૪
વિવાદ–કારણિ વિપ્રતનયા, દેવયાની યેહ;
શર્મિષ્ટા સાથિ પલિ પછિ, માગી લીધૂં તેહ. ૩૫
વૃષપર્વાની દીકરી, આપી તહ્મનિ તાત;
મનસા વાચા કર્મણા, રાય! તૂં માહ્‌રો નાથ. ૩૬
દાસી તણી હુયિ તનયા યે, તેહ્નિ અન્યશં ઇચ્છા થાય;
[4]માન્યની અનુચિત ન કરિ, કુલ તણી કન્યા રાય! ૩૭
જતણે દૂષણ દેશિ દેવયાની, જો ન માનિ મન;
'એક વાર નિત્તિ પધારવૂં,' મુનિ આપો સત્ય વચન." ૩૮
એહ્‌વૂં [5]કહિતાં રાયચાનિ, મન્ય વિમાસણ થાય;
"કવિ તણી કુંઅરી શાપ દેશિ, મિ સાચૂં કેમ કહિવાય?" ૩૯
માગ્યૂં યાચિ માનની[યિ], "ના" કહ્યૂ કેમ જાય?
"એક વાર આશ્રમિ નિત્ય આવિશ," ઇમ ઉચ્ચર્યાં [છિ] રાય. ૪૦
એહ્‌વૂં કહિતા હર્ષ પામી, હશી [6]બોલી વાણિ;
[7]વોલાવી વનિતા વદિ, આંગણિ જોડી પાણિ. ૪૧

૧ મ.ય નવ્ય અંગ્યૂં. ૨ જેહ્નુને કલા,. ૩. કુલવતી, તેહ્નુને ભરતાર ઉપર્ય મન. ૪. "કુલવતી અન્ય ચિત્ત નવ્ય ધરે, તે માનજો સાચૂં રાય!" ૫ "સુણી તે વિમાસણ અતિ થાય. ૬. વલતી કહી. ૭ "વળી વદી વનિતા કહે. અતિ હર્ષ આપી ગઇ".

આજ્ઞા માગી સઞ્ચર્યા, આવ્યા સ્થાનકિ ભૂપ;
[1]ત્યાર પૂઠિ શું થયું, શું કર્યું અકલ-સ્વરૂપ? ૪૨
૧૦૯૫

---

## કડવું ૩૩ મૂં-રાગ એજ

વૃષપર્વાની દીકરી, નૃપપ્રસઙ્ગ થયો નિ હરખિ ભરી;
મન્ય ધરી મન્દિર-મધ્ય પરવરી રે. ૧
ઢાલ-મન્ય ધરી મન્દિર પરવરી, સાથિ દાસીવૃન્દ;
'ઇચ્છા [પુ]હુતી [2]અમ તણી,' તેણિ ઊપનો આનન્દ.
ઋતુસમિ રામા હતી, અતિ યોગ ઉત્તમ દિન્ન;
આધાન પામી અઙ્ગના, પછિ માનિયૂં છિ મન્ન.
સમય કીધુ રાયશું, અનુદિન આવિ પાશ;
રૂપશિરોમણિ રાજકન્યા, મનિ થયુ વિશ્વાસ.
દિવસ પૂરે પ્રગટ કૂંઅર, હર્ષ પામી મન્ય;
શર્મિષ્ઠાનિ સન્તોષથી, રલિઆતિ થ્યા રાજન્ન.
[3]આશ્રમ્ય નરપતિ નિત્તિ આવિ, હવા ત્રણ્ય કુમ
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, કો નવિ જાણિ પાર.
રમતા રમતા નીસરિ, અનુદિન આવિ બાહિરિ;
સરખા સરખા સાથિ બાલક, આવિ ગજદ્વારિ. ૭
એક વાર [4]રાજદ્વારિ આવ્યા, જ્હાં રાણી કેરો વાસ;
દેવયાની-મન્દિરિ રાય બિઠા, જૈ રહ્યા ત્હાં પાશ. ૮

---

૧. આ પછી　　　ઊથલો:—

"કયમ કર્યૂં અકલ સ્વરૂપ, એમ જનમેજય પૂછિ યદા.
વૈશમ્પાયન વીનવે, જ્યયાત્યને જે થૈ કથા. ૪૯
૮૭૯ (ખરી ૮૫૦)

૨. મન. ૩. શર્મિષ્ઠાને ઘેર રાય નિત્ય આવે,—આ પ. ૭૧૩૭.
૪. મન્દિર મધ્ય.

રાજા–મન્ય ચિન્તા પડી, " હવિ કુણ કરૂં ઉપાય?
અણબોલિ બાલક દુઃખ પામિ, બોલિ કૂડ઼ં થાય." ૯
વિમાથી [1]ઊઠ્યા આસનિથી, થયા અન્તરિ ભૂપ;
દેવયાની જોવા [લાગી], નૃપ–[2]કૂંઅર સુન્દર રૂપ. ૧૦
રાયનુ આકાર દેખી, ચકિત થૈ છિ નારિ;
પૂછવા લાગી પ્રેમદા, ઊપનુ મન્ય વિચાર. ૧૧
" કુણ કૂંઅર! તહ્મો કૂંઅર કહિના? કુણ તહ્મારી માત?
કહાં થકા આવ્યા? કહાં રહો છો? કુણ તહ્મારો તાત?" ૧૨
ઉચ્છકું તેડી અનિ પૂછ્યૂં, કરી વિનય વચન;
" બાઇ! શિ નથી જાણતાં? અહ્મો શામષ્ટાના તન. ૧૩
આસનિ આહિ બિઠા હતા, ઊઠી અન્તરિ થાય;
અવરનિ નવિ જાણિયિ, [અમ] પિતા એ કહિવાય." ૧૪
સુણી વચન થૈ આકલી, અતિ ક્રોધ ઊઠી ઝાલ;
'ઋષિ તણૂં વાર્યૂં નવિ કર્યૂં', મિહિમત્ત [3]થયો ભૂપાલ.' ૧૫
[4]રીસાવીનિ નીસરી, અતિ ક્રોધ ધરતી જાય;
રીસિ થઇ છિ રાતડી, પછિ વિમાસિ મન માહિ. ૧૬
[5]પાલખી બિશી નીસરી, ગઇ કવિ તણિ આશ્રમ્ય;
ઘણે દિવસે મ્યલ્યા મુનિવર, હર્ષ પામ્યા મન્ય. ૧૭
" બાઇ! કુંહ તહ્મો મ્યમ આવ્યાં? પ્રસન્ન નહીં કા મન?
કાઇ કારણ હુયિ તિ કહનિ અહ્મનિ," બોલ્યા તાત વચન. ૧૮
[6]કહ્યૂ તહ્મારૂં નવિ કર્યૂં, તહ્મો જુઓ રાયનૂં કામ;
" શર્મિષ્ટાનિ સુત હુઆ [ત્રણ્ય], હૂં ન જાણૂં ઠામ." ૧૯

---

૧. રાય ઊઠિયા. ૨. પ્રેમદા બાલક. ૩. જે મહિપાલ. ૪. આ પ. ●૧૩૮. પ. સુખાસન્ય બેશીને તે. ૬. આ પહેલાંઃ—

" પછે તે તાં પિતા આગલ્ય, કેહવા લાગી મર્મ,
રક્તલોચન રોવા લાગી, રાયિ કૂડૂં કીધૂં કર્મ. ૪૦ ".

મુનિ તણિ મન્ય વિચાર થયો; "ક્યમ કરિ કૂડું કામ?
રાજાનિ પૂછાવિયિ, કિ જાઇયિ તેણિ ઠામ્ય?" ૨૦
એટલિ નરપતિ જાણ થયૂં, "કવિ તણી કુંઅરી યેહ;
રીસાવીનિ નીસરી, જૈ પીહરિ પુહ્તી તેહ." ૨૧
રાય કહિ, "કૂડું થયૂં મુનિ, દેશિ મુનિવર શાપ;
શુક્રાચારય કોપિ [કર]શિ," થયો છિ મન્ય તાપ. ૨૨
[1] ઊઠીનિ પૂઠિ પલ્યા, સર્વ સૈન્ય સાથિ જાય;
[2] કારણ જાણી કવિ તણૂં, પહ્નિ આવ્યા ક્ષણ એક માંહિ. ૨૩
૧૧૧૮

## કડવૂં ૩૪ મૂં–રાગ એજ

જયાતિ રાય ત્યહા આવિઆ, દેખી ઋષિ આશ્ચર્ય થયા;
આવીનિ મન્દિર-મધ્ય ઊભા રહ્યા રે. ૧
**ઢાલ**–મન્દિર મધ્ય ઊભા રહ્યા, ઋષિનિ કરી પ્રણામ,
આપ્યૂં આસન એકલા, પહ્નિ બિઠા એકિ ઠામિ. ૨
"કારય યે કૂડ કર્યૂં મુનિ, નવિ ઘટિ મહારાજ'
આજ્ઞા લોપી એમ તણી, [3] કાં કરિ એહ્વૂ કાજ? ૩
દેવયાની દુઃખ ધરતી, આવિ આણિ ઠામ્ય,
પ્રતિજ્ઞા નવિ રહી કુલની, ચુક્યા એણિ ઠામ્ય." ૪

---

૧. રાજા જાતા જાણિયા—આ પહેલાં—
"વિચારી મન્ય ઊઠી ચાલ્યા, ન કહ્યૂ કેહ્નૅ રાય,
અણુહણુ પગે ઊજાતા તે, પાછલ્યે પાલા ધાય ૪૫."
૨. આ પછી ઊથલોઃ—
"ક્ષણ એક માંહિ રાજા આવ્યા, અણુહણુ પગે અનાથ;
વૈશંપાયન કહિ રાજાને, ત્યહાં રહ્યો જોડી હાથ ૪૭
૯૨૬
(ખરાં ૮૯૭)."
૩. એ મહા કૂડું કાજ.

રાય નીચૂં જોઇ રહ્યા, મુખિ બોલ્યા એહવી વાણ્ય;
"અજ્ઞશિશુ અપરાધ થયો, તૂં મુનિવર! સાચૂં જાણ્ય." ૫
[1]ઋષિજિ પિ મન્ય વિમાશિઉ, "આશ્રમ્ય આવ્યો રાય;
વિનય કરી ઊભો રહ્યો, તુ કુવચન કિમ કહિવાય?" ૬
[2]દેવયાની કહિ છિ, "હૂં મન્દભાગી આજ;
ત્રણ્ય કૂંઅર શર્મિષ્ઠાનિ, સિદ્ધ થયાં સર્વ કાજ. ૭
પુત્ર માહરિ બિ હવા, તહ્મો જાણ્ઉ છુ, મુનિદેવ!
અન્યાય કીધુ એવડો, અહ્મો સદા કરતા સેવ." ૮
શુક્ર કહિ, "સુણિ ગયજી' તમ તનુ વરત્યુ ચેહ;
યૌવનબલિ જાણ્યૂં નહીં, તુ જરા વ્યાપુ દેહ." ૯
સુણી વચન રાય થયો ઝાખો, બોલ્યો એહવી વાણ્ય;
"અજ્ઞાનપણિ મિ નથી કીધૂં, મુનિદેવ! સાચૂં માન્ય. ૧૦
ઋતુસમિ રાણી હૂતી, વૃષપર્વા–તનયા જેહ;
મનસા વાચા કર્મણા, મન ધરી રાખ્યૂં એહ. ૧૧
'ભર્તાર તૂં એક રાય માહરો, અવરિ ભાઇ નિ બાપ;'
ઋતુદાન જો આપૂં નહીં, તુ મુઝનિ લાગિ પાપ. ૧૨
કાંઇ અઘટતૂં મિ નથી કીધૂં, ઘો છો મુઝનિ દોષ;"
વચન એહવા સાભલી, મુન [3]ઊતરો છિ રોષ. ૧૩
[4]"જરા જેહનિ આપશો, યૌવન લેઇ રાજન!
સ્હા મોકલશો ત્હાં જાશિ," પછિ કહ્યાં એહવાં વચન. ૧૪
[5]આજ્ઞા માગી નીસર્યાં, દેવયાની સાથિ જાય;
શ્વેત કેશ નિ [6]શિથલ કાયા, [7]જરાજીર્ણ થ્યો છિ રાય. ૧૫
હસ્તિનાપુર–મધ્ય આવિઆ, જૈ બિઠા [8]આસનિ રાય;
"જરા આપૂં પુત્રનિ" પછિ, વિમાસિ ૧૭ [9]રાય. ૧૬

---

૧. આ પ. ∗૧૩૯. ૨. હવ પુત્ર પિતાને કહે છે. ૩ ઊપનો છે રોષ. ૪ આ પ. ∗૧૪૦. ૫. "શાપ દેવરાવી શૂં કીધૂં, તેં દેવયાની–અન્યાય ?" –આ પ ∗૧૪૧. ૬. ઢળ્યું. ૭. શિથિલ થયો. ૮. આસન. ૯. મન્ય.

[1]દેવયાની કેરો વડો કૂંઅર, યદુ પેહલૂં નામ;
રાયિ તેડી પૂછિઉં, કહ્યું, "કૂઅરનૂં એ કામ. ૧૭
પિતા કેરૂં વચન પાલિ, સુત તણુ એ ધર્મ;
કવિ તણિ કારણિ જરા આવી, કો ન જાણિ મર્મ. ૧૮
[2]યૌવન તાહરૂં આપ્ય મુઝનિ, જરા લેઇનિ અંગિ;
ભોગ્ય વસ્તુ નિ વસ્ત્રાભરણ, યે જોઇઇ તાહરિ સંગિ. ૧૯
યે માગિ તે આપૂં તુઝનિ, કરુ અંગીકાર;
યૌવન આપી જરા લેશું, મ કરશો મન્ય વિચાર." ૨૦
વલી રાજા કહિ, "તનિ રાજ્ય આપૂં, ગર્થ સકલ ભણ્ડાર;
સર્વસ્વ આપી તાહરિ કરિ, અમ્હો જાશૂં વન મુઝારિ." ૨૧
[3]કહિ કૂંઅર, "નથી કામ માહરિ, રાજ્ય કેરૂં રાય!
[4]યૌવન બલ વપુ તેજ આપી, જરા કિમ લેવાય?" ૨૨
[5]સુણી વચન પછિ ઉચ્ચર્યો, "તાહરિ કૂંઅર ' [કુલિ] હોય;
રાજ્યનુ અધિકારી નહીં જો શૂર સુભટ બલ હોય." ૨૩
[6]વલી રાયિ [7]પૂછિઓ, તુર્વસુ [8]પેહલૂ નામ;
"યૌવન આપી જરા લ્યો, સુત ' અમ તણૂં એ કામ. ૨૪
પછિ રાજ્ય કેરૂં આસન આપી, યૌવન આપી તન;
જરા અમારી ગ્રહી કરી, અમ્હો જાશૂં વન્ય." ૨૫
[9]પુત્ર કહિ, "તે કામ કરૂ, યે જરા ગ્રહૂં હૂં શીશ?
પોતિ કષ્ટ જ ભોગવી, પછિ થાવાનિ પૃથ્વીશ? ૨૬
[10]રાજ્ય કેરૂં કામ નહીં માહરિ, મ કિહિશો એ વાત;"
એહવા વચન જ સાભલી, પછિ વળતા બોલ્યા તાત. ૨૭
"વચન માહરૂં કર્યૂં મિથ્યા, ધરી મન્ય અભિમાન;
તેણિ કારણિ કૂંઅર' તાહરિ, નહીં હોયિ સન્તાન" ૨૮

---

૧. આ પ #૧૪૨. ૨. આ પ. #૧૪૩. ૩. આ પ #૧૪૪. ૪. આ પછી #૧૪૫. ૫. વલી. ૬. આ પ. #૧૪૬. ૭ વિનય કરી પૂછ્યૂં. ૮. તાહરૂ. ૯. આ પ, #૧૪૭. ૧૦. જરી_અ.

દેવયાની કેરા પુત્ર પૂછ્યા, યદુ તુર્વસુ નામ,
ચેઇ જાણી કહ્યૂ પણિ, એકિ ન સર્યૂ કામ ૨૯
શર્મિંઠા કેરા [1]દ્રુહ્યુ સુત, પછિ તેહની પૂછી વાત,
"પિતા કેરૂં વચન પાળે, પુત્રવર વિખ્યાત ૩૦
[2]આપિ યૌવન તઝ તણું, પછિ જરા લેઇનિ અરૂંપ,
[3]સહસ્ર વરશે આપશૂ, આસન યૌવન-સઙ્ગિં" ૩૧
[4]પુત્ર કહિ, "નહી કામ માહરૂ, જગ સેવા ભૂપ!
પ્રિય ભોગ કો પુ_ચિ નહી, અતિ શિથિલ થાયિ રૂપ ૩૨
સંસાર સરવિ અનુભવ્યા વિણુ, જરા કિમ લેવાય ?"
"યૌવનસુખ [તૂ] રખે ભોગવિ'' [5]પઠિ વનના બોલ્યા રાય. ૩૩
[6]અનુ નામ અપર તનય તણું, તે પૂછિયો ગજ્જ,
"જરા લેઇ અમ તણી, તૂ આપિ યૌવન તજ' ૩૪
અવાધથી અહો આપશૂ રે, રાજ્ય અર્થ ભણ્ડાર,
જરા અહ્મારી લેઇ કરી, આપશૂ યૌવન સાગ" ૩૫
[7]"તે અર્થ અમથી ન [8]નીપજિ, રાય' વચન યૌવનવેર,"
વચન સુતના સાભલી પછિ, નરપતિ મન્ય થયો દ્વેષ. ૩૬
[9]"અલ્પકાયિ પ્રજા તાહરી, પામયો સુરલોક
વચન માહરૂ કર્યૂં મિથ્યા, ઊપજ્યો તનિ શોક" ૩૭
લઘુ પુત્ર શર્મિષ્ઠા તણૂ પાચમો, પુરુ યેહનૂ નામ.
રાયિ તેડ મોકલ્યૂ, આવી કર્યું પ્રણામ ૩૮
[10]ઉત્સઙ્ગિં બિસારીનિ પૂછ્યૂ, 'સાભલિ સુત' એક[11] વાત,"

---

૧ ડ્રુહ (?) અ ૨ આ ૫ ૭૧૪૮ ૩ આ હીરી પછી ૭૧૪૯. ૪ મુત ૫ એહનૂ ૬ "ચોથો પુત્ર અનુ હતો તે. તેડાવ્યો રાજા"– આ ૫. ૭૧૫૦ ૭ અ ૫. ૭૧૫૧. ૮. નહીં સરે. ૯ આને બદલે ૭૧૫૨ની ૨ કડી ૧૦ મું પૂરૂં ૫૬ ૯૮૨ (ખરી ૯૫૩) એ પછી બાકીના ત્યાં ફૂટનોટમાં ૧૦. આ ૫. ૭૧૬૩. ૧૧. અમ અતૂંપ.

[૧]વિશેષ સુતનુ ધર્મ પાલિ, વચન કહિયે તાત; ૩૯
" શુક્ર—શાપિ જરા આવી, સુત ! અમ્હારિ અઙ્ગિ,
વચન છિ, 'યેહુનિ આપશો, એ જાશિ તેનિ સઙ્ગિં.' ૪૦
તે માટિ તુઝનિ કહું તું, આપિ યૌવન તન !
જરા આપી લેશ પાછી, સાંભલિ સત્ય વચન. ૪૧
પછિ તુઝનિ આપશું અહો, રાજ્ય ગર્ય ભણ્ડાર;
સમૃદ્ધિ સઘલી તનિ સૂંપૂં, મ કરેશ મન્ય વિચાર. " ૪૨
" વારૂ, સ્વામી ! કા નહીં, યે તહ્મે કહો તે સત્ય;
અભિમાન મત્સર દેહ, મમતા એ સર્વ અનિત્ય. ૪૩
સંસાર માહિ એહ સઘું, સેવા તહ્મારી થાય; "
વચન એહવા સાભલી, રલિઆતિ થ્યા છિ રાય. ૪૪
જરા આપી પુત્રનિ, લેઇ યૌવન આપ;
વિવેકે નૃપ શું કરિ, જો શુક્ર કેરો શાપ ? ૪૫
[૨]શત્રુ કો નવિ પરભવિ, પછિ માગ્યા વરસે મેહ;
વ્યાધિ કો નવિ ઉદય પામિ, સુખી માનવ દેહ. ૪૬
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર, પાલિ ધર્માધર્મ;
શાસ્ત્ર-મારગ [૩] સહૂ વદિ નિ, આચરિ પટ્ કર્મ. ૪૭
[૪]સત્ય મુખથી ઉચ્ચરિ સહૂ, આરાધિ ભગવાન,
આતિથ્ય સેવા પિતૃતર્પણ, કરિ પિણ્ડનૂં દાન. ૪૮
સહસ્ર સંવત્સર એણી પિરિ, પછિ રાજ્ય કીધૂં વીર,
આધિવ્યાધિ ન પરભવિ, પછિ સુખી સર્વ શરીર. ૪૯
શત્રુ નામિ કો નહીં કો નહીં દીન અનાથ;
યૌવન આપ્યૂં પુત્રનૂં પછિ, જરા લીધી સાથ. ૫૦
[૫]પટ્ટાભિષેક ત્યહા કરિ પછિ, [૬]પુરુનિ આપ્યૂં રાજ્ય;
અમાત્ય સઘલા ઉચ્ચર્યા, " કામ ન ઘટિ [૭]ત્યહા કાજ. ૫૧

---

૧. હડી ૩૯ મીનો ઉત્ત૰ અને ૪૦ મીનો પૂર્વા૰ નથી. અને ૪૦મીના પૂર્વા૰નૂં રજૂં ચરણ ૩૯ મીના પૂર્વા૰નૂં ર જૂં. ૨ આ પ. *૧૫૪. ૩. શર્વે માને. ૪. અસત્ય મુખથી ન ઉચરૈ ૫. આ પ. *૧૫૫. ૬. યદુને. ૭. રાજન (? રાજ) સ.

ઇન્દ્ર કેરી સભા ભિડી, ત્હાં જૈ રહ્યા રાજન્ન;
પુણ્યવન્ત જાણી અમરપતિ, પછિ આપિઉં આસન્ન. ૭
[1]ઇન્દ્ર [2]લાગ્યા પૂછવા "તહ્મો, કહો મુનિ મહિમાય;
તપોબલ કિહિતૂં ભલૂં? તૂં કહિનિ સાચૂં રાય!" ૮
[3]જયાતિ વલતા બોલિઆ, "તૂં સાભલિ સાચૂં દેવ!
મનિ જાણ્યૂં સુરપતિ-નિ ગમિ," તવ બોલિઆ તત્ખેવ. ૯
"મહારાજ! મિ શ્રમ ઘણો કીધો, તેણિ કારણિ ભૂપ!
અન્તઃકરણિ આવિ નહીં, ઋષિ દેવ માનવ-રૂપ." ૧૦
[4]ઇન્દ્રનિ અતિ ક્રોપ થયો, 'એ શૂં બોલ્યો મન્દ?
અનેક ઋષિ અતિ તપ કરિ, વલી દેવ કેરા વૃન્દ. ૧૧
જાયો રાય તહ્મો પડો પૃથ્વી, નિભ્રષ્ટયુ સુર લોક;"
વચન-છલ જાણ્યૂં નહીં, પછિ પામિઆ [મનિ] શોક. ૧૨
[5]શાપ થયો સુરપતિ તણો, ત્યારિ પડવા માડ્યુ ધરણ્ય;
એક અષ્ટક [6]નામિ મુન્ય હૂતુ, પછિ આવ્યો તેહનિ શરણ્ય. ૧૩
[7]"કહો ક્યહા થકી આવિઆ? કુણ દેશ નગર ઇંધાણ?"
"સ્વર્ગ [8]આવે ઊતાવલા તે, કુણ કારણ, જાણ્ય. ૧૪
પૃથ્વીતલિ મિ રાજ્ય કીધૂં, હસ્તિનાપુર યેણિ ઠામ્ય;
સોમવંશી અવતર્યો, જયાતિ માહ્‌રે નામ." ૧૫
અષ્ટક કહિ, "[9]ત્હાં માતામહ માહ્‌ના, તહ્મો તા મહારાજ!"
કિહિતાં મનિ સન્તોષ થયો, પછિ સિદ્ધ થયા સર્વ કાજ. ૧૬
દેવયાની કેરી દીકયરી, ઉશીનરનિ આપી એહ;
પુત્ર ચ્યાર તેહ્‌નિ હુઆ, પછિ ટલ્યો મન્ય સન્દેહ. ૧૭

---

૧ આ પ. #૧૫૯. ૨ કપટે પૂછે છે. ૩. આ પ. :—
"કેહવાં પુણ્ય તમ્યો આચર્યાં ને, કુહ્‌ના કીધા ધર્મ?
સ્વદેહ તમ્યો સ્વર્ગ પામ્યા, કહો તેહ્‌નો મર્મ." ૪૦
૪. આ પ. #૧૬૦-૬૨ મું પૂરૂ. પ: ૧૦૩૧(? ૭) (ખરાં ૧૦૦૮). ૫. આ પ. #૧૬૧. ૬ મુનિનો આશ્રમ ૭. આ પ #૧૬૨. ૮. જેને ઓતવ્યા. ૯. હતૂં માતામહ. (માતુલ છેકી નાંખી) ૬. માતુલ અ. ૬.

[1]અષ્ટક પ્રતર્દન વસુમના શિબિ, એહવા ચ્યારિ નામ,
"ન જાશો નૃપ! અવનીતલિ, નૃપ! રહો આણિ ઠામ્ય' १८
[2]રાય કહિ, "મનિ શાપ છિ, ઇન્દ્ર કેરો આજ;
વચનઠનિ સુરપતિ દુવાણા, થયૂ કૂડૂ કજ " १९
[3]વચન સુણીનિ ઉચ્ચર્યા, પછિ દુહિતા કેરા તન,
"અમારિ પાસિ રહો, એહ નિર્ભય પદ રાજન' २०
પુણ્ય તણુ સઞ્ચય વળો, તેણિ કરી મહારાજ'
આપણ રહિએ [4]એમ્રા, મરિ ઉત્તમ કાજ २१
આલોક છિ તે તમ તણુ, આહિ સુખી રહો રાજન'"
[5]એણી પરિ પરશંસા કરી, પછિ મ્હા અનેક વચન २२
[6]રાય તેડી ત્યા પાછા, ગયા સુ પતિ–દ્વારિ,
મુનિ–કૂઅર [7]આવિઆ, પછિ કરિ મન્ન્ય વિચાર २३
અષ્ટક [8]કહે ઇન્દ્રને અતિ ઘણો અન્તરિ નેહ
"સાભલ સુ પતિ! [9]માનનો, તાત મ્હારિ એહ" २४
પુણ્ય પુત્રી[10]તન તાણ રાય પામિઆ સ્વર્ગલોક,
ઇન્દ્ર કેરો શાપ નિવૃત્તા, ટલ્યો મનનો શોક २५
એણઈ પરિ સોમવંશી મોટો મોટો રાય જયાત્ય
સુણી મુનિ સન્તોષ થ્યો મન્ય **મહાભારતની** વાત २६
[11]વૈશમ્પાયન કહિ વલી રે, જનમેજિ રાજન'
સઞ્જય કહિ ધૃતરાષ્ટ્રનિ, સાભલો શૌનક મુન્ય' २७

---

१ અષ્ટક, પ્રતિદિન, વસુમના શૈવિ અ શીવી ક २ આ ૫. ०१६३ ३ આ. ૫ ०१६४ ४ કહૅ (?) અ ५ આ કરી પછી ०१६५ ६ રાજાને તેડી ગયા સ્વાસ્થ્ય. ७ કહ્યાથી આવિયા ? ८ °નિ નિદ્રા અતિ (?) અ ९ માતા જરા (?) અ १० રાય (?) અ

११ "સૂત કહે શૌનક પ્રત્યે, વૈશમ્પાયન રાજન,
સભા સહુ સન્તોષ પામી સુણી એહ વચન" ४४

સૂત વાણી વદિ [1]વન-મધ્ય એણી પિરિ રાય;
તપિ કરી [2]તન થયૂં પાવન, રહ્યા અમરપુર માહિ. ૨૮
**મહાભારત**ની સુણી કથા, યે જયાતિનૂં આખ્યાન;
[3]પૃછિ, કહિ નિ સાભલિ, તે પામિ પરમ નિધાન. ૨૯
૧૨૦૨

---

## કડવૂં ૩૬ મૂં—રાગ કેદારો

[4]સઞ્જય વાણી ઉચ્ચરિ, અનિ કૌરવસુત શ્રવણે ધરિ;
મનિ ધરિ કથા કહૂં કૌરવવંશની રે. ૧
**ઢાલ**—મનિ ધરિ કૌરવવંશની, યે કથા ઉત્તમ સાર;
ત્યાર પૂઠિ શૂં થયૂં, તે [5]કહૂં મુનિ! વિસ્તાર. ૨
પઞ્ચ પુત્ર હૂતા[6] રાજાનિ, પુરુનિ આપ્યૂં રાજ;
યદુ તણે કુલ કુણ કૂંઅર, યેણિ કીધૂં આસન-ત્યાજ્ય? ૩
યદુ થકી કહ્યા યાદવ, મથુરા કેરા ઈશ;
અતિ પાવન જાણી પ્રગટ થયા, જ્યહા કૃષ્ણરૂપ જગદીશ, ૪
પ્રતીપ નામિ પુરુ તણે કુલિ, શન્તનુ યેહનુ તન;
ગઙ્ગા સાથિ ગૃહસ્થ થયિ, પછિ રાજ્ય કરિ રાજન. ૫
તેહ તણો તા કૂંઅર મોટો, ગાઙ્ગેય યે કહિવાય;
અધ્યયનબલિ આચરણ સમોવડિ, દેવે પણિ ન થવાય. ૬
વચન સુણી વિસ્મે પામ્યા મુનિ, સૂત પ્રતિ કહિ વાણી;
એ સન્ધે મોટો મન્ય, રહ્યો હૃદય માહિ જાણી. ૭
માનવરાય તણુ તન કહિયિ, યે જગતપાવની ગઙ્ગ;
મનુષ્ય દેવ તણૂં કુણ કારણ, હુઓ સુત-પરસઙ્ગ? ૮

---

૧. વસતા, સુણે. ૨. મન ૩. આ પછી *૧૬૬. ૨૩ મૂં પૂરું. પદ ૧૦૮૬ (ખરાં ૧૦૫૭).

૪. પ્રથમની ૨ કડી બદલ *૧૬૭. ૫. કહો અ. ૬. જયાત્યને, તેહમાં.

સૂત વદિ, સાભલિ મુનિ શૌનક[1] પૂર્વિ એ રાજન,
મહાભિષક નામિ પૃથ્વી-મધ્ય, રાજ્ય કરિ અનુદિન ૯
યજ્ઞ શત તેણિ કીધા, ઇન્દ્રલોક-મધ્ય આવ્યો,
અતિ પાવન જાણી ગણગાન્ધર્વ, કરી પુષ્પિ વધાવ્યો ૧૦
એક વારનિ સમિ સુરપતિ, જૈ બિસ આમન્ત્ય,
બ્રહ્મા કેરૂ તેડૂ આવ્યૂ, ચાલ્યા બ્રહ્મસદન્ન્ય ૧૧
સભા ગયા આસનિ જૈ બિસ, ચતુરાનન જેહનૂ નામ,
ઇન્દ્રાદિક દેવ સહૂ બિસ, જૈ પોતા-નિ ઠામ્ય ૧૨
મહાભિષક રાજા ત્યહા બિઠા, બ્રહ્મસદન સુઠાંરિ,
તેણિ સમિ ગઙ્ગા ત્યહા આવ્યા,[2] જોવા તેણી વાર ૧૩
ષોડશ વર્ષની નારી તણૂ, ત્યહા દીસિ રૂપ વિશાલ,
કનકના કામની પિરિ ચઞ્ચલ, ઘન ગર્જિત તેણિ કાલિ ૧૪
[3] સૌમ્ય તેજ રવિ કોટિ પ્રકાશિ, તે દીસિ અઙ્ગ અભિરામ,
કહિ બ્રહ્મા, "એ આવી અમરા, ગઙ્ગા જેહનૂં નામ" ૧૫
નેત્ર નિરીક્ષણ કરિ સભા-મધ્ય, કો ન સન્મૂખ જોય,
જગન્માત જાણી અવની-તનિ, દૃષ્ટિ કરિ રહ્યૂ નેય. ૧૬
શીઘ્ર ગતિ કરી સભા આગલિ, આઠી ઉત્તરી જાય,
અતિ અનોપમ દેખી વપુ, મન્ય ચઞ્ચલ થયો છિ રાય ૧૭
અતિ સૂક્ષ્મ અમ્બર અઙ્ગિ ધરી, ચાલ્યા એણી વાર,
મારુતનિ યોગિ કરી પછિ, વસ્ત્ર તાણ્ર્ નારિ ૧૮
જહાં ઉઘાડી થઈ ત્યારિ, લજ્જા પામી નારિ,
મહાભિષક રાજ્ન હતો તે, હરખ્યો તેણી વાર ૧૯
[3] દૃષ્ટિ બ્યાહૂની એક થઈ ત્યારિ, બ્રહ્માનિ ચઢી રીસ,
અઙ્ગ મૂકિ આકલા થયા, અતિ ધૃણિ શીસ ૨૦
"સભામા એ શાનિ આવ્યો, માનવ કેરી જાત્ય?
ગઙ્ગા સાહમું જોઈ હસ્યો, યે જગત[4] પાવની માત. ૨૧

---

૧ ચાલી સોળ શણગાર ૨ રત્ન ૩ આ ૫ ●૧૬૯ ૪ મુનિ અ

એ હશ્યો તે અલ્પજ્ઞાની, ક્યમ હસ્યાં ગઙ્ગા સાર ?
પૃથ્વી–મધ્યિ બિ પડયો, અવતરો સ્ત્રી–ભર્તાર." ૨૨
[1] શાપ થ્યો બ્રહ્મા તણો, પછિ અવનીતલ–મધ્ય રાય;
[2] પ્રતીપનો સુત સોમવંશી, શન્તનુ યે કહિવાય. ૨૩
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, થયો મોટો તન;
અસવાર અશ્વ ઊપરિ થઈ, અહોરાત્ર હીંડિ વન્ય. ૨૪
એક વાર રાજા નીસર્યા, ગઙ્ગા કેરિ તીર;
મૃગયા–અર્થિં જૈ રહ્યા, ઉપકણ્ઠિ જલનિ તીરિ. ૨૫
જુયિ તુ એક મહા મનોહર, દીઠી વનમધ્ય નાર્ય;
'ગાન્ધર્વી કિ નાગકન્યા ?' કરિ મન્ય વિચાર. ૨૬
'કિ વન તણી કો દેવતા, કિ કો કારણ રૂપ ?
મહાવન માંહિ એકલી, અતિ નારિ સુન્દરરૂપ.' ૨૭
દેખી રાય તે ગયા પાસિ, જૈનિ પૂછી નારિ;
"મહાવન માહિ એકલી તૂં, કિહિનિ, કિહિની કુમારિ ? ૨૮
કશિ કારણિ આવિઆ ? તહ્મો કહોનિ સુઝનિ મર્મ;
વનમધ્ય આવીનિ રહ્યા, કહો શો તહ્મારો ધર્મ ? ૨૯
'વાન્છૂં વર' તુ વરો મુઝનિ," ઉચ્ચર્યા ઇમ રાય;
વયણ બોલ્યા હશી વનિતા, હાસ્ય કરિ માહોમાહિ. ૩૦
"વિવાહ ગાન્ધર્વ કરો તહ્મો તરણી' આણી મન્ય વિચાર;"
વસુ તણા વચન સમ્ભારી, બોલ્યા તેણી વાર. ૩૧
"વસુનિ શાપ હતુ ઋષિ કેરો, પડ્યો પૃથ્વી માહિ;
ગઙ્ગા–ઉદરિ આવી અવતરયો, શાપાનુગ્રહ થાય." ૩૨

---

૧. આ ૫ #૧૯૯. ૨ અહીંથી કડવાના અન્ત સૂધીને બદલે

ઊથલો:—

"શન્તન જે કેહવાય, તેહને, ગઙ્ગાશું સમન્ધ હશે;
વસુને શાપ વસિષ્ઠનો, તેહનો શાપ મોચન થશે." ૫૭

૧૧૪૩

ખર્ગ (૧૧૨૪)

પ્રતીપ ગયના વચન થકી, પે જગતપાળની ગઈ.
સમય હતો શન્તનુ નૃપ કેરો, મનિઆ એક સદેશ　　૩૩
બહા કેરો શાપ સુણ્યો, ગય જનમેજિ વાત,
પૂછ્યૂ મુનિ પ્રત્તિ, ટો વસુની, જન્મકથા વિખ્યાત　　૩૪
　　૧૭૩૬

---

કડવું ૮૯ મું—રાગ એજ

[1]વૈશમ્પાયન કહિ, જનમેજિ[1] સાભનિ મત્તિ વચન,
આઠ વસુ મળી આવીનિ, પડિ જાના દૂતા વન્ય.　　૧
[2]ઢાલ—આત આવલી આગનિથી ચાલિ, અન્તરિ એક અપાર,
પૃહિ પડયા છેટિથી આવિ, સાથિ તેહનિ નારિ　　૨
ઇમ ફરતા આવ્યો ઋષિ-આશ્રમ, વસિષ્ઠ નહિ ચેણિ ઠામ્ય,
તીર્થ ભોમિ પાવન થન [3]મહાકાશિ, દિવ્ય તપોવન નામ　　૩
[4]ઋષિ-આશ્રમિ ન્હા રામદવા, પનિ મનની આસ
પ્રણામ કરી વસુ ર નિ ચાલ્યા, અન્તરિ અનિ [5]ઉલ્હાસ.　　૪
[6]આધિ સ્ત્રી, "સાભનિ" કહિ "દનિના[1] આ વસિષ્ઠ મનિ કામધેન,
વૃદ્ધવપુ નવયૌવન થાયિ, પે પિયિ દૂધ નિ હેન "　　૫
સુણી વચન વતતી હિ વાન્તા, "મુઝ [7]ભગિનિ નાહી ભરતાર,
[8]વૃદ્ધ વપુ અતિ દુખ મનિ, તન નવયૌવન થાય [આગ]　　૬
તે કારણિ પય લ્યો ત્હો એહનૂ, યમ સરિ સઘનૂ કજ;"
સુણી વચન વનો વસુ બોલ્યો, "સાભનિ શ્યામા[1] અજ　　૭

---

૩૩ મૂ—૧. આ પહેલા—" શૌનક પૂછે સૂતને, જનમેજય નૃપરાય.
　　વસુને શાપ શા માટે હવો ? કહો મુજ મહિમાય ?"
૨. ઢાલ-નથી, કડી ૭ ૩ ૨ ને ૪ ના પહેલા —
　　" મહા અનોપમ સ્થાનક દેખી, પામ્યા મન્ય અભિરામ,
　　આઠ વસુ સ્હા હર્ષ પામ્યા, સુખ પામ્યા તેણે ઠામ." ૫
૫ ઉલ્હાસ. ૬ આઠમો વસુ સ્ત્રીને કહે ૭ ભગિની (?)- ૮. "વૃદ્ધ વપુ
તે જન્મેં હાથા, અમની નાખત તન સાર."

કામધેન આંહિથી લ્યો સાથિ, શું કરશિ એ મુન્ય?"
સાથિ સ્ત્રી અહંકાર થયો, અભિમાન કહી વચન. ૮
કામદુધાનિ લેઇનિ ચાલ્યા, મારગિ વસુવર જાયિ;
ભર્તાર તણૂં કારણ જાણી, સ્ત્રી હર્ષ ધરિ મન માંહિ. ૯

વસિષ્ઠ નિત્ય કરીનિ ઊઠ્યા, જોયૂં "ક્યહાં કામધેન?"
તેડી શિષ્ય પૂછ્યા મુનિ સઘલા, "કો ગયૂં રાયનૂં સેન?" ૧૦

કો નવિ જાણિ કામદુધા–ગતિ, કુણ લેઇનિ જાય?
ધ્યાન ધરી મુનિ સ્થાનકિ બિઠા, વિમાસિ છિ મન માંહિ. ૧૧
અન્તર્ગત અવલોકન કરતાં, જાણ્યૂં, "વસુ લેઇ જાય;"
ક્રોધ થયો ઋષિ નેત્ર ઊઘાડી, કોપ ધરિ મન માહિ. ૧૨

"જાઓ પાપીઓ! પડો પૃથ્વી–મધ્યિ, આહિ અમર–સ્વરૂપ;"
વચન [1]કહ્યૂ ઋષિ, થ્યા વસુ વ્યાકુલ સુણિ જનમેજિ ભૂપ! ૧૩
[2]"કુણ કારણ ઊપનૂં આપણાન?" કો ન જાણિ મર્મ;
કામધેન દીઠા કેડિ થકી, એહ તણા એ કર્મ. ૧૪

"કહિ પાપી! કુણિ કહ્યૂ? લિઉ વસિષ્ઠની ગાય;"
પરિતાપ થયો મુનિ વચન થકી, અતિ ક્લેશ ધરી મન માહિ. ૧૫
ઇમ કરતા પાછા વલ્યા આહિ, વસિષ્ઠ–આશ્રમ્ય આવ્યા;
મન્ત્રપ્રતાપ તણિ બલિ મુનિવર, કામદુધાનિ લ્યાવ્યા. ૧૬

"સ્વામી! અહ્મો અપરાધી તાહરા, [3]પણિ અહ્મો ન જાણૂં વાત;
અણજાણિ અપરાધિઆ," ઇમ બોલ્યા વસુ સાત. ૧૭
"શાપ હુઓ," મુનિ કહિ મુખિ વાણી, "કરવો કુણ ઉપાય?"
વિનય કરી મુનિ પ્રત્તિ કહિ વસુ, "અનુગ્રહ કેમ થાય?" ૧૮

વસિષ્ઠ ઋષિ કહિ, "ગઙ્ગાતટ સુન્દર, હસ્તિનાપુર પાવન;
સોમવંશી ત્યહાં રાજ્ય કરિ, ભડ શાન્તનુ ચે રાજન. ૧૯

---

૧. વચન સુણ્યૂં ઋષિ વ્યાકુલ,. ૨. નેત્રે ન દેખે શૂં થયૂં આપણને,. ૩. કરી ન.

બ્રહ્મા કેરા શાપ થકી પે, જગતપાવની ગંગ
જઈમ રૂપ ધરી શન્તનુ–ઘરિ, આવી રહી અર્ધાંગિ  ૨૦
તેહનિ ઉદરિ તહ્મો અવતરયો, દોષ તહ્મારો જાણિ,
જાતમાત્ર પ્રવાહ માહિ મૂકશિ, શાપાનુગ્રહ થાશિ  ૨૧
પણિ યેણિ કામદુધા લીધી, આ મો વસુ કહિવાય
એ આવનીતનિ રહિશિ અતિ ઘણું, અદ્ભુત રૂપ–મહિમાય. ૨૨
પણિ સ્ત્રી તણૂં સુખ એ નહિ પામિ, શૂર હશિ એ વીર,
બ્રહ્મચર્ય પાલિ સત્યવાદી, ધનુર્વિદ્યા–ધીર ’  ૨૩
વસિષ્ટ કેરા વચન થકી પે, આઠિ વસુ કહિવાય
ગંગા ત્યિ ઉદરિ અવતર્યા, તેહ મૂક્યા જલ માહિ  ૨૪
તે કારણિ જનમેજિ રાજા ! ભાગીરથી પેહનૂ નામ,
બ્રહ્મા કેરા શાપ થકી પછિ, આવિઆ એણિ ઠામ્ય  ૨૫
પ્રથમ પૃથ્વીતલ–મધ્ય આવી, બિઠા પુલિન સુઠાગિ
પ્રતીપ રાજા પિતા શન્તનુનો, રાજ્ય કરિ તેણી વાર  ૨૬
[1]મૃગયા રમતા રાયિ દીઠી, કન્યા સુન્દર રૂપ,
વરવા કારણિ વચન ઉચ્ચરિ, વિહ્વલ થયો છિ ભૂપ  ૨૭
અશ્વથકી હેઠા ઊતરી, બિઠા [2]ઉપવન માહિ
કન્યા આવી પાસિ ઊભી, મન્ન્ય વિમાસિ રાય  ૨૮
[3]આવીનિ ઉચ્છ ગિ બિઠી [4]દક્ષિણ રાયનિ અઙ્ગ
“ પુત્રી ! ” કહીનિ રાજા બોલ્યા, પતિ થયા છિ મનભઙ્ગ  ૨૯
“ એણિ સ્થાનકિ આવી બિસિ, ભગિની વધૂ કિ કુમારી,
[5]સુત માહ્રો શન્તનુ તમ વરશિ, રૂડો મન્ન્ય વિચાર ”  ૩૦
[6]એહ્વૂ કહી રાજા ઘરિ આવ્યા, ગંગા તેણિ ઠામ્ય,
વર યોવા બિઠા વન મધ્યિ, સ્થાનકિ અતિ અભિરામ  ૩૧

૧. આ [illegible] ગી બહ્મ ૦૧૭૦ ૨ પુલિન તટ ૩ આ પ ૦૧૭૧ ૪ જમણા પડખે અંગ ૫ ‘સુત માહરે કો નહીં તો કયમ પરણાવું નાર્ય ? ’ ૬ એમ કહીને અદ્રશ્ય થૈ,–આ પ. ૦૧૭૨

[1]ત્યાર પૂઠિ દિવસ કેટલે, પ્રતીપ રાયનો તન;
વન્ય રમતો આવ્યો તેણિ સ્થાનકિ, શન્તનુ યે રાજન. ૩૨
તેણિ સ્થાનકિ સુરસરિત વર્યાં, ગાન્ધર્વ વિવાહ વિખ્યાત;
[2]વસુ ઉત્પન્ન ઉદરિ ઇમ ગઙ્ગા, સુણિ જનમેજિ તાત! ૩૩
[3]હવિ સાત કુંઅર ગઙ્ગાનિ હુઆ તે, લેઇ મૂકયા જલ માંહિ;
પ્રથમ પ્રબન્ધ કર્યો નૃપ સાથિ, "હા, [4]ના," કિમ કહિવાય? ૩૪
[5]આઠમુ પુત્ર હવુ લેઇ ચાલ્યાં, રાય વિમાસિ મન્ન્ય;
દેવ તણૂં કારણ મુનિ શૌનક! બોલ્યા સૂત વચન. ૩૫

૧૨૭૧

—

## કડવું ૩૮ મું—રાગ આસાઓરી.

[6]નૃપ શન્તનુ ઇમ ઉચ્ચરિ, અબલા ઇમ કરિ;
કરિ ધરી પુત્રનિ પરવરિ રે. ૧
ઢાલ—કરિ ધરી પુત્રનિ પરવરિ, રાયિ વિમાસ્યૂં મન્ન્ય;
"મૂકવા ચાલી માન્યની રે, આઠમો એ તન. ૨
રાજ્ય માહરૂં ક્યમ રહિશિ? કરો કુણ ઉપાય?
વચન મુખિ જો ઉચ્ચરૂં તો, અબલા ઊઠી જાય. ૩
સાત કુંઅર હવા પહિલાં તે, જૈ મૂકયા જલ માંહિ;
પૂર્વિં મુઝનિ ઇમ કહ્યૂં'તૂં, યારિ હવો'તો વિવાહ. ૪

---

૧. આ ૧ કડી બદલ *૧૭૩ ની ૧ કડી ૨૫ મું પૃ. ૫૬ ૧૨૦૨ (ખરાં ૧૧૭૩.)
—આ પછી બાકીની ૧૭ કડી. ૨. આ પછી *૧૪૦. ૩. એહના સાત કુંઅર ગઙ્ગાયે. ૪. હનાર ક્યમ. ૫. આ પહેલાં: —
"વૈશમ્પાયન કહે, સુણ્ય રાજા! હવે રહ્યો વસુ એક;
જન્મેજયિ એમ પૂછિઉં, કહો વિસ્તરી વિવેક." ૯
૬. ૨૬ મું ૨૭ કડીથી આગળ ચાલુ.

કહ્યું, 'મુઝનિ વારશો, જો કરતાં કામ અનેક,
ત્યારિ મિ માહરિ સ્થાનકિ જાવૂં, મોટો એહ વિશેખ. ૫
કહ્યૂ માહરૂં કરિ રાજા, તુ આવૂં તાહરિ દ્વારિ;'
તે માટિ હૂં શૂં કરૂં ?" પછિ કરિ મન્ય વિચાર. ૬
"આજ એ છિ આઠમો, લેઇ નાખશિ જલ માંહિ;
તે માટિ હૂં શૂં કરૂં ?" મનિ વિમાસિ છિ રાય. ૭
"એ જાએ તુ જાવા દ્યૂં પણિ રાખૂં એહ જ તન;"
વનિતા [૧]અત્તિ વદિ વાણી, પછિ એહવૂં વિમાશી મન્ય. ૮
"પુત્રનિ પ્રેમદા ! કુણ કારણિ, [૨]નાંખિ લેઇને નારિ ?
પિહિલૂં કાંઇ કહ્યૂ નહીં યારિ, મૂકિઆ સાત [૩]વાર. ૯
સોમવંશી રાયનૂં હસ્તિના–પુરનૂં મોટૂં રાજ્ય;
એકનિ નથી રાખતી તે, કયમ સરશિ કાજ ?" ૧૦
[૪]સુણી વચન વનિતા વદિ, "એ રાખિ તાહરો તન;
મુઝનિ આપો આગન્યા, પાલવા સત્ય વચન. ૧૧
વચન માહરૂં મિ કહ્યૂં, તે નહીં કરિ તૂં રાય;
ત્યારિ માહરિ સ્થાનકિ જાવૂં, એહવો છિ અહિમાય. ૧૨
"કૂંઅરનિ હૂં શૂં કરૂં ?" ઇમ ઉચ્ચર્યો રાજન;
જાતમાત્ર અલગો કયમ રહિ તે, માત પાખિ તન ?" ૧૩
લેઇ પુત્રનિ પરવર્યા, ત્યહારિ કહ્યૂં શન્તનુ રાયિ,
"એટલા માટિ જો પલો, [તુ] વચન કિમ કહિવાય ?" ૧૪
[૫]આજ્ઞા માગી સંચર્યા, સુરસરિત પુહુતાં ઠામ્ય;
પુત્ર માકચો પાલવા, [૬]ગાંગ્યા ચેહનૂં નામ. ૧૫
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, યમ શુક્લપક્ષનો ચન્દ;

૧. °ને કયમ કહૂં વાણી. ૨. જેને નાંખે નીર ૩. વીર. ૪. આ પ. *૧૭૫. ૫. આ પ *૧૭૬ ની ૧૧ કડી. ૨૬ મું પૃ. ૫૬ ૧૨૬૨. (ખરાં ૧૨૩૩)—એ પછી બાકીની ૧૩ કડી. ૬. ગાંગેય.

અતિ રૂપ સુન્દર તેજ આધકૂં, અમરપતિ જાણે ઇન્દ્ર. ૧૬
ઉપવીતનો અધિકાર કરી, પછિ ભણાવ્યુ વેદ;
કેટલા ઘાડા બ્રહ્મા પામિ, પછિ [1]ધ્વરખુ વિદ્યા દીધ. ૧૭
અસ્ત્રવિદ્યા શીખવી, સાક્ષાત (સ્વયં) પરશુરામ;
સકલ વિદ્યા હવી પૂરણુ, સિદ્ધ થયા સર્વ કામ. ૧૮

એક વાર રાજા બિઠા હૂતા, શન્તનુ યે કહિવાય;
અબલા તો આશ્રમ્ય ગયા, પછિ વિમાસિ મન માહિ. ૧૯
[2]તેણિ સમિ રાયનિ ઊપનૂં, વેગિ થયા અસવાર;
[3]ગઙ્ગાનિ ઉપકણ્ઠિ આવિઆ, દીઠા નિર્મલ વારિ. ૨૦
[4]દૂરિ રહીનિ નિરખિઓ, એક પુરુષ સુન્દર રૂપ;
મુગટ મસ્તકિ કર્ણિ કુણ્ડલ, દીસિ દિવ્યસ્વરૂપ. ૨૧
[5]પુલિન–મધ્યિ લક્ષ દીસિ, આસન વાળ્યૂં વીર;
પ્રહાર પ્રત્યઞ્ચા તણા, પછિ ગર્જિ ગિરુઆ ગમ્ભીર ૨૨

દેખીનિ આશ્ચર્ય હૈઆ, રાય જોવા જાય,
[6]"પુરુષ મહા પરાક્રમ [7]કરિ કો," આવિઆ તટ માહિ. ૨૩
[8]તેણિ સમિ ગઙ્ગા થયા સન્મુખ, ધરી અઙ્ગ્ય અતિ રૂપ,
કરિ ધરીનિ આપિયો, "આ પુત્ર તાહરો ભૂપ! ૨૪
સકલ શાસ્ત્ર જ એ ભણાવ્યુ? પામ્યો વિદ્યાપાર,
ધનુર્ધારી એ હશિ, તહ્મો માનયો નિર્ધાર." ૨૫
[9]એહ્વૂં કહી અન્તરિ થયા પછિ, જયત–જનની માત,
વૈશમ્પાયન ઉચ્ચરિ, તૂં સુણિ જનમેજિ! વાત ૨૬

૧૨૯૭



' ૧. ૧૩લું આપ્યા એદ ૨ આ પ. *૧૭૭. ૩. આ પછી *૧૭૮. ૪. દૂરથી એક પુરુષ દીઠો, મહા° ૫ આ પ *૧૭૯. ૬ આ પછી *૧૮૦. ૭ દીસે. ૮. ગઙ્ગા સન્મુખ બોલિયા. ૯. આ પ. *૧૮૧.

## કડવૂં ૩૯ મૂં–રાગ એજ

[1]ઉત્તમ સુત રાજા તણો, દેખી હર્ષ પામ્યો ઘણો,
સાથ મ્યસ્યુ નરપતિ પામિ અતિ ઘણો રે ૧
ઢાલ—નરપતિ પાસિ મહૂ અતિ, હર્ષ પામ્યા મન્ન્ય,
ગાંગેય સાથિં પરવર્યા, ઘરિ આવિઆ જન્ન ૨
વિદ્યાવન્ત સુત રાયનિ, અતિ શૂર સુભટ સુજાણ,
બન્દિજનગણ ગીત–ગાંરણિ, કરિ મુખિ વખાણ ૩
વાજિત્ર વાજિ અતિ ઘણા, પડિ હવિ દુન્દુભિ–નાદ
[2]યોધ રગ વૃન્દ [3]નૃપઘરિ, કરિ વિદ્યાવાદ ૪
આનન્દ પામ્યા અતિ ઘણૂ, પછિ સુખી સઘલા લોક,
વસિ વર્ણ અઢાર નગર–મધ્યિ, ટલ્યો સહુનો શોક ૫
[4]એક વાર રાજા નીસર્યો, મૃગયાયિ રમવા જાય
[5]યમુનાનિ ઉપકંઠિ આવી, ઊતર્યા તરુ માહિ ૬
[6]યેણિ સ્થાનકિ યોજનગન્ધા, ઢીવરની કુમારિ,
સુગન્ધ અંગિ અનંગ–અંકિત, નાવ ચલાવિ નારિ ૭
[7]ઉપરિચરથી ઊપની, ઇમ [8]જાતણી મન્ન્ય રાજન
વિવહ–અર્થિ [9]પુરોહિત સાથિ, કહાવિઉ વચન્ન ૮

---

૧. ૨૭મૂં ચાલુ આરમ્ભની ૧ લી બદલે *૧૮૨ ૨ વા'વ
૩ સઘલા. ૪ આ પહેલાં

ઊથલો—

'ટલ્યો સઘલો શોક ને, વર્ણ અઢાર સુખી થયા,
વૈશમ્પાયન કહે સુણ્ય રાજન ! એક વાર રાય મૃગયા ગયા ૪૨

૧૩૦૪

( ખરાં ૧૨૭૫ )

૫ આ પ *૧૮૪ અને ' કાલિન્દીમા મર્જન કીધૂ, અશ્વ ઘોયા ત્યાહે "
૬ આ પ *૧૮૫ ૭ આ પ. *૧૮૬ ૮ બણ્ય ( ગંઝાં શબ્દ કહેતી હોય તેમ ) ૯ મન્ત્રી ( અપપાઠ જુવો કડી ૧૩ મી ).

[1]કહ્યું, "સોમવંશી રાય શન્તનુ, સાંભલિ ડિમ્બર! વાત;
ગઙ્ગા રહ્યાં અર્ધાઙ્ગ તેહનિ, ભુવન ત્રણ્ય વિખ્યાત. ૯
વચન-કારણિ થયાં અન્તરિ, દેવ [2]કેરૂં કાજ;
કુંઅરી તહ્મારી આપો નૃપ-કુલિ, [3]એ મોટા મહારાજ." ૧૦
ડિમ્બર કહિ, "મિ સાંભલ્યૂં એહનિ, વર કુંઅર ગાઙ્ગેય;
તે ઊભાં ક્યમ પામિ આસન, પુત્ર એહનુ તેહ? ૧૧
રાજા સાથિ કરિ સમ્બન્ધ, તેહનૂં કારણ એહ;
સુત હુયિ પુત્રી તણુ પછિ, રાજ્ય પામિ તેહ." ૧૨
પુરોહિત પાછા વલ્યા જૈ, રાયનિ કહિ વાણ્ય;
"કારણ એણી પરિ ઉચ્ચરિ, વિવાહ સાસુ જાણ્ય." ૧૩
[4]રાજા કહિ, "કો રખે કરતા, હવિ એહ જ વાત;
ગાઙ્ગેય કહિશિ છલ કરી, પરણ્યા હતા તાત" ૧૪
[5]એહવૂં કહી સ્વસ્થાનકિ આવ્યા, ઊતર્યાં જૈ આશ્રમ્ય;
ચેણિ કારણિ ત્યહાં ગયા, નૃપ તે જાણ્યો મર્મ. ૧૫
પ્રત્તેકિ લાગ્યા પૂછવા, યે મોટા પુરુષ પ્રધાન;
"શૂં કારણ કહ્યૂ ડિમ્બરિ? મુઝનિ કહોનિ કામ." ૧૬
"કહ્યૂ, 'કન્યા કિમ કરી આપિયિ યેહનિ, ગાઙ્ગેય સરખા તન?
આધકાર આસન એહ તણૂં, નવિ માનિ માહરૂં મન." ૧૭
[6]સુણી વચન [7]નર થ્યો સજ્જ, એકલો થ્યો અસવાર;

---

૧. આ પહેલાં:—
"તત્ક્ષણ તે ત્યાં ચાલિયો, ગયો ધીમર-દ્વાર્ય,
કહ્યૂં, 'કન્યા તુમ તણી, પરણાવો કુમાર્ય.'" ૨૦
૨ કેરી કાય. ૩. મોટા એ મહિમાય. ૪. આ પહેલાં:—
"કન્યા કેહી પેર્ય આપિયે? એ રાયનો પોહ્ડો તન;
એ માટે હૂં ક્યમ આપૂં? જુઓ વિમાશી મન્ન્ય." ૨૧
—અને *૧૮૭. ૫. અહીંથી ૨ કડી બદલ *૧૮૮ ની ૧૨ કડી. ૨૮ મું પૂરૂં. પદ ૧૩૫૪ (ખરાં ૧૩૨૫)—તે પછી બાકીની ૮ કડી. ૬. આ પ. *૧૮૯. ૭. ને સજ્જ થયો.

ચઢી નૃપસુત નીસર્યો, ત્યારિ પૂઠિ દલ–પરિવાર. ૧૮
ઉત્તાવલા ત્હાં આવિઆ પછિ, યમુના કેરી તીરિ;
ઢિમ્મરનિ આશ્રમ્ય આવી, ઊતર્યા છિ વીર. ૧૯
[1]પૃથુ પ્રવાહ ગમ્ભીર જલમધ્ય, નાવ ચાલ્યું જાય;
અતિ રૂપ [2]સુન્દર વરવપુ, નારી છિ તે માહિ. ૨૦
[3]જૈનિ લાગ્યા પૂછવા, "તૂં ઢિમ્મર! સુણિ વાત;
પ્રાર્થના કરવા તમ તણી, અહ્નો આવ્યા છૂં સાક્ષાત. ૨૧
[4]શન્તનુ રાજા સાંભલ્યો, પિતા માહ્રો યેહ;
ગઙ્ગા સ્ત્રી પધાર્યાં પૂઠિ, ચિન્તાતુર અતિ દેહ. ૨૨
યે તહ્નો કહો ત્યમ કરૂ, આપો કન્યા આજ;
પિતા મનિ સન્તોષ પામિ, અમ સરિ સઘલાં કાજ." ૨૩
[5]"કન્યા કિમ [6]કરી આપિયિ, તમ સરખા યેહનિ તન?
પુત્રીનિ પરણાવતાં, નવિ માનિ માહ્રૂં મન." ૨૪
[7]ગાઙ્ગેય કહિ, "ઢિમ્મર! સુણો, જો ચલિ પર્વત મેર;
અસ્તાચલ–મધ્ય ઉદય પામિ, અર્ક આવિ ફેર. ૨૫
જલનિધિ જો મર્યાદા મૂકિ, વહ્નિ શીતલ થાય;
પરિગ્રહ નવિ આદરિ, ગાઙ્ગેય યે કહિવાય." ૨૬
[8]દેવ તણાં દુન્દુભિ હુઆં, યે વર્ત્યો જિજિકાર;
"ભીષ્મ" નામ ત્હાં ધર્યૂં પછિ, સહૂ ઉચ્ચરિ તેણી વાર. ૨૭
૧૨૨૪



૧. આ ૫. ૧૦૯. ૨. દેહ સુગન્ધ વપુવર. ૩. હુને આવ્યો પૂછવા. ૪. આ ૫. ૦૧૯૧ ૫ આ ૫. ૦૧૯૧. ૬. પરણાવિયે. ૭. આ ૫. ૦૧૯૩. ૮. સર્વ કો સુખ પામિયું. આ ૫ ૦૧૯૪.

## કડવૂં ૪૦ મું–રાગ એજ

[1] ધીર એણી પિરિ ઉચ્ચરિ રે, અનિ મન માહિ અતિ આનન્દ ધરિ રે,
સાહસિકનિ સાથિ આગ્રહ શે કરિ રે? ૧
ઢાલ–[2]સાહસિક સાથિ શો કરિ રે? આદરનો ના કહ્યો કયમ જાય?
શન્તનુ રાજા વરિ કન્યા, હર્ષ ધરિ મન માહિ ૨
નિર્ધાર કહી ગાઙ્ગેયનિ, આપ્યૂ મતિ વચન
વિવાહ ત્યા[3] પિતા તણુ, કરી આવ્યા તન ૩
વિવાહ ત્યા પૂરણ હવો, થયો મન્ય આનન્દ,
પિતા કેરી કાયિ ભીખ્મિ,[4] મન્ય થયો આનન્દ ૪
[5] પુત્ર બિ રાયનિ હવા, તે મહા મનોહર રૂપ,
વિચિત્રવીર્ય નિ ચિત્રાઙ્ગદ, ચેહવા અર્કયુગ્મ–સ્વરૂપ ૫
ઇમ કરતા તે થયા [6]મોટા, રાય ગયા વનવાસ,
વિચિત્રવીર્યનિ [7]રાજ આપી, કર્યો અમરપુરિ વાસ. ૬
[8]ગાઙ્ગેય પાવિ આગન્યા, યે સાહસિક સત્ય નિશાન
પરણવા ચિન્તા કરિ, વર યોગ્ય થયા છિ બાન ૭
[9]કાશીરાજ રાજા હવો, તેહૂનિ ત્રણ્ય કુમારિ,
અમ્બા અમ્બાલા અમ્બિકા તે મહામનોહર નારિ ૮
[10]મત્સ્ય એક યન્ત્ર માણ્ડ્યા "વેધિ યે કો વીર
એ કન્યા તેહનિ આપિયિ, યે વેધિ મત્સ્ય–શરીર" ૯
તેણિ સમિ ત્યહા આવિઆ રે, દેશ દેશના રાય,

૧ આરમ્ભની કડી નથી ૨ છ થી આગળ ૨૯ મૂ. ચાલુ ૨ "સાત્વિક સાથે શો અનાદર? ના કહી કયમ જાય? ૩ તમ પિતા કેરો, કરવા હવૂ મુઝ મન્ન ૪ ભીષ્મ કર્મ કર્યૂં પરમાનન્દ ૫ આ પ *૧૯૫ ૬ પોહઠા ૭ રાજ્ય ૮ આ પ *૧૯૬ ની ૩ કડી ૨૯ મૂ. પૂરૂ પત્ર ૧૪૧૧ (ખરા ૧૩૮૨)—તે પછી બાકીની ૩ કડી ૯ કાશીરાજ મહા મોટો ૧૦ આ પ *૧૯૭

ગાંગેય સાથિ વીર બિ તો, કૌતક જોવા જાય; ૧૦
"માતા! દ્યોનિ આગન્યા, સ્વયંવરનું કામ;
આવી છિ કંકોતરી, અહ્નો જાઉં તેણિ ઠામ્ય." ૧૧
સત્યવતી ઇમ ઉચ્ચરિ, "તહ્નો કુશલિ ત્રણિય વીર;
કાર્ય સિદ્ધ કરી આવયો, સુખી સકલ શરીર." ૧૨
શીખ માગી સઞ્ચર્યા, વેગિ પોહ્તા ઠામ્ય;
અનેક દેશના રાય આવ્યા, [ન] જાણૂં તેહનૂં નામ. ૧૩
[1]મત્સ્યયન્ત્ર કો વેધિ નહીં રે, ગયા દિવસ અનેક;
[2]ગાંગેપિ ઊભા રહીનિ જોયૂં, પૃથ્વી-મધ્ય ભડ એક. ૧૪
પછિ ધનુપ સાહી હાથ માંહિ, અનિ ચઢાવ્યૂં છિ બાણ;
સુભટ સહૂકો દેખતાં, ભલો પુરુષ પ્રમાણ. ૧૫
[3]કહિ કાશી-રાજા, "વરો કન્યા, વરો ત્રણ્ય છિ ભ્રાત;
[4]સાહસિક નિ વલી સોમવંશી, ભુવન ત્રણ્ય વિખ્યાત." ૧૬
"જેષ્ઠ અનુક્રમિ વરિ," ઇમ ઉચ્ચર્યા રાજન;
ગાંગેય કહિ છિ, "અમ પ્રત્તિ, મ કહિશો એહ વચન." ૧૭
કન્યા બિ નિશ્ચલ વરિ, બિ વીર માહ્રા યેહ;
પાણિગ્રહણ નવિ કરૂં માહરૂ, તેહ માહિ નવિ સન્દેહ." ૧૮
વચન કહ્યા વડ વીરનિ, પછિ કર્યા અનેક ઉપાય;
ભીષ્મ વિવાહ નવિ કરિ, જો અર્ક પશ્ચિમ થાય. ૧૯
પછિ ઋષિ દેવ મલી પ્રપઞ્ચ કીધુ, જૈ વીનવ્યા પરશુરામ;
"એક કન્યા કુંઆરી રહિ છિ, એ પ્રભુ! તમ સરખૂં કામ. ૨૦
ગર્જા કેરો [5]સુત વડો, ગાંગેય પે કેહ્વાય;
કાશીરાજ-મણ્ડપિ મત્સ્ય વેધ્યો, તે શિષ્ય તમારો થાય. ૨૧

---

૧. આ પ. *૧૯૮. ૨. રાય. ૩. "કાશી રાજા કને ત્રણ્ય કન્યા, વરે ત્રણે ભ્રાત." ૪. સાત્વિક. ૫. પુત્ર જે.

તેહનિ કહો કન્યા વરિ, એહજ મોટૂં કામ;"
વચન એહવૂં સાંભલી, ઋષિ આવ્યા તેણિ ઠામ્ય. ૨૨
ભીષ્મ પાલા પલ્યા ઊઠી, ગુરનિ સાહ્મા જાય;
સ્તુતિ કરી નીચા નમ્યા, પ્રણમ્યા જૈનિ પાય. ૨૩
પરશુરામ કિહિ, "સાભલો, કાંઇ માગૂં તહ્મારિ પાસિ;
કહ્યૂ માહ્‌રૂં સહી કરશો, મુઝનિ છિ વિશ્વાસ" ૨૪
ગાંગેય કહિ છિ, "સાંભલો, તહ્મનિ કહૂં એક વાત;
પેલી કન્યાનિ હૂં નહીં વરૂં, મુનિ! માનયો સાક્ષાત. ૨૫
બીજૂં [1]મુઝ કહિ માગયો, કીજિ એહ પસાય;
કાશીરાજની કન્યા નહીં વરૂં, બીજૂં કહુ તે થાય." ૨૬
પરશુરામ કહિ, "તૂં ક્યમ ન વરિ? હૂં બલિ પરણાવૂં આજ;
યુદ્ધ કરીનિ એહજ કીજિ, તુ એહજ મોટૂં કાજ." ૨૭
શિષ્ય કહિ, "થાઉ શાંતરા, તહ્મો પૂજ્ય છો ગુરદેવ!
કાર્ય એણિ યુદ્ધ આપી, પછિ કરશું સેવ." ૨૮
એક ગુરુ નિ શિષ્ય બીજો, બાથે આવ્યા વીર;
ભડતા ક્યમિ નવિ ઓસરિ, નિ પર્વત-પ્રાય શરીર. ૨૯
બાહુયુદ્ધિ બિ ભડિ [2]પછિ, વિવિધનાં યુદ્ધ હોય;
મુનિ અધિક નવિ ઊતરિ, પ્રાજિ ન પામિ કોય. ૩૦
સતાવીસ દિન એણી પિરિ, અવિચ્છિન્ન યુદ્ધજ થાય;
આકાશવાણી ત્યહાં હવી, સાભલિ સઘલા રાય. ૩૧
"દિન સતાવીશ [3]થયા પૂરણ, જોયું વિમાસી ઋષિરાય;
ભડિ ભૃગુપતિ [કન્યા–અર્થી], ભીષ્મ જિત્યો નવિ જાય." ૩૨
૧૩૫૬

———

૧. કાંઇ માગજ્યો, એક એહ. ૨. મંડો માંહે સઝૂર હોય. ૩. હવા, ને યુગ સત્તાવીસ થાય.

## "કડવૂં ૪૨ 'મૂં'–રાગ એજ

[1]વચન સુણી ઝાંખા થયા, શિષ્યનિ મૂકી ગુરુ રહ્યા;
ભડ જાણી ભૃગુપતિ સ્વસ્થાનકિ ગયા રે. ૧

ઢાલ–ભૃગુપતિ સ્વસ્થાનકિ ગયા, રાજા વિમાસિ મન્ય:
જ્યેષ્ઠ કન્યા રહી કુંઆરી, ઉપાય નહીં કો અન્ય. ૨

અમ્બાલા બીજી અમ્બિકા, કાશીરાજ–કન્યા યેહ;
[2]વિચિત્રવીર્ય નિ ચિત્રાંગદ [3]રાય, બિહૂ પરણ્યા તેહ. ૩

વિવાહ–ઉત્સવ ત્યાં હુવો, પછિ નાના વિધિનાં દાન;
પિરામણી [4]ભલી રાયિ કીધી, પછી આવિઆ સ્વસ્થાન્ય. ૪

ગાંગેય પાલિ રાજ્ય ભલી [5]પિરિ, આસનિ છિ લઘુ વીર;
પ્રજા મન્ય આનન્દ અધિકુ, સુખી સકલ શરીર. ૫

[6]એક વાર [7]ચિત્રાંગદ ગયો હૂતો, મૃગયા રમવા વન્ય,
સંગ્રામ થયો ગન્ધર્વ સંઘાતિ, પડ્યો તેણુ ધરણ્ય. ૬

[8]ધાતુક્ષય થયો વિચિત્રવીર્યનિ, પછિ તે પામ્યો મરણ;
સત્યવતી ચિન્તા કરિ, "શું કરૂં? અશરણશરણ!" ૭

[9]ભીષ્મ[10]નિ કહિ વીનતી, "હવિ કરિયિ કુણ ઉપાય?
રાજ્ય ક્યમ રહિ આપણૂં, તેહવો ધારયિ ધાય. ૮

કન્યા જોઇ કુલ તણી, અનિ તહ્મો પરણો વીર!
રાજ્ય રહિ સોમવંશનૂં," કહી નયણિ ઢાલિ નીર. ૯

---

૧. "... ... ... ... .., સભા સઘલા રાય.
　　ત્યાર પૂંઠે શું થયૂં? કહૂં તે મહિમાય." ૩૪

૨. આ પ. *૧૯૮ અને ૧૯૯ ની ૭ કડી. ૩૦ મૂં પૂરૂં. પદ ૧૪૫૬ (ખરાં ૧૪૨૭)—તે પછી બાકીની ૧ા કડી. ૩. તે, વર્યા બેહૂ એ નાર્ય. ૪. રાય મોકલી. ૫. રીત્યે. ૬. આ પ *૨૦૦. ૭. મૃગયા ગયો હૂતો, ચિત્રાંગદ મહાવન્ય. ૮. "ચિત્રાંગદની સિંધ્ય સાંભલી, લઘુ પુત્ર પામ્યો મરણ." ૯. આ પ. *૨૦૧. ૧૦. પુત્રને.

ભીષ્મ કહિ, " તુ કામ ન માહરૂ, યે કરૂ હૃ વિહિવાય,
સિન્ધુ મર્યાદા અનિ, જો મેરુ નાઠો જાય " ૧૦

[1]સત્સવતીનિ ઊપનૂ " યે ફૂઅર કેરૂ કામ,
" દોહલી વેનાયિ સ્મરણ કરયો," સાભર્યૂ તેણિ ઠામ ૧૧

[2]કૂઆરા–થા કૂઅર જન્મ્યો, કૃષ્ણ દ્વૈપાયન નામ,
[3]સ્મરણ કરતા માતાનિ, આવિઆ તેણિ ઠામ ૧૨

મભારતા ત્યદા આવિઅ છ, વ્યાસ તેણી વાર,
માતા અતિ સન્તોષ પામ્યા, પુત્રિ કીધી સાર ૧૩

[4]" હસ્તિનાપુરનૂ ગન્ય માહરૂ, પુત્ર પાખિ જાય,
શાખા ગહિ અમ કુલ તણી, તહ્મો તે કરુ ઉપાય " ૧૪

[5]" ખેત્ર વિચિત્રવીર્યનિ, જો ઊપજિ સન્તાન,
ગન્ય રહિ ગજ તણુ ", ઋષિ બોલિઆ ભગવાન ૧૫

" દશ વિધ કેરા પુત્ર કહાવિ, તે માહિ કુણ્ડક ગોનક નામ,
એત્ર રાયનિ ઊપજિ, તુ સરિ સઘના કામ " ૧૬

[6]" અબના નામિ અમ્બિકા, તે મોકલ્યા[7] તમારિ પાસ,
પ્રત્યક્ષ પુત્રજ ઊપજિ, પોહુચિ અહ્મારી[8] આશ " ૧૭

સત્સવતીયિ મોકલ્યા, અબલા ઋષિ આશ્રમ્ય,
લજ્જા પામી અર્ધ્યના, પઠિ કીધુ એહ્‌વો મર્મ ૧૮

[9]નેત્રાનગીનન કરી પછિ, આવ્યા તેણિ ઠામિ
સયોગ મુનિવર રાજકૂઅરી, હુઓ અતિ અભિરામ ૧૯

વ્યાસ પ્રત્તિ વદિ માતા, " કહોનિ કૂઅર ! મર્મ,
પુત્ર કેહ્‌વો પ્રગટ થાશિ ? શીલ ગુણ પ્રાક્રમ્મ " ૨૦

---

૧ આ કડી બદલ *૨૦૨ની ૯ કડી ૩૧ મૂ. પૂ૨ ૫૬ ૧૫૦૮( ખરા ૧૪૭૯ )—તે પછી બાકીની ૭ ૨ આરાધ્યો જે કૂઅર જનમ્યો ૩ સ્મરણ માત્ર માતા કહ્યુને ૪ આ ૫ *૨૦૩. ૫. આ ૫ *૨૦૪ ૬ આ ૫. *૨૦૫. ૭ °લો માહૂરે. ૮. સઘલી ૯. આ ૧ કડી બદલ *૨૦૬

[1]"અમ્બિકાનિ સુત હશિ પણિ, નેત્રહીન સુજાણ
કારણ છિ આહિ એટલૂ, તૂ માત ! સાચૂ જાણ્ય " 　２૧
પછિ આપી આગન્યા "અમ્બાના ! જાઓ ઋષિ-પાસિ,
પુત્ર સુન્દર પ્રગટ થાયિ, મન તણી પોહચિ આશ " 　２૨
[2]અર્ગૂંય ઉદ્વર્તન કરી, ચન્દન ઉત્તમ નારિ
કૃષ્ણદ્વૈપાયન જ્યહા હતા, ત્યહા આવ્યા તેણી વાર 　૨૩
[3]પ્રસઙ્ગ થયો મુનિવર તણો, પછિ આવિઆ આશ્રમ્ય,
માતા લાગ્યા પૂછવા, "સુત તણો સ્યૂવો મર્મ ?" 　૨૪
[4]કહ્યૂ, "સત્યવતી ! સુણો વીનતી, પાણ્ડુ હશિ એહનો તન," 
વચન એહ્વા સાભળીનિ, માતા વિમાસિ મન્ન્ય 　૨૫
[5]અપર હતી એક દાસી, મોકલી તેણી વાર,
હાવભાવ કટાક્ષ કરતી, આવી જેહ અપાર 　૨૬
દાસીનિ લઙ્ગ કરી રે, ચપલ ચેહ્નૂ મન ?
જનમેજિ ! તહ્મો સાભલો, ઋષિ [6]ઉચ્ચર્યા, રાજન ! 　૨૭
　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　૧૩૮૩

કડવૂં ૪૨ મૂં–રાગ એજ

[7]ઋષિ વૈશમ્પાયન ઉચ્ચરિ, રાજા ત્યહા શ્રવણિ ધરિ
વંશ વિશાલ રાયનો વિસ્તરિ રે 　૧
ઢાલ–વિશાલ વંશ વિસ્તર્યો, પ્રથમ આવ્યો પુત્ર
નેત્ર બિ તેહનિ નહી, કહ્યૂ, " કિયમ રહિશિ રાજ્ય[સૂત્ર] ?" 　૨

૧ આ પહેલા —
"નેત્ર બન્ધન કરીને, આવી એણે ઠામ્ય,
પુત્ર પામે રાજકુઅરી, હવે અતિ અભિરામ " ૨૬
૨ આ કડી બદલ *૨૦૭ ૩ "મુનિવર કહે જે ગાન્ધારી પછે આવી નિજ આશ્રમ્ય " ૪ આ પહેલાં —
' અર્ગૂંય ઉદ્વર્તન કરી ચન્દન, આવી અમલા નાર્ય,
પુત્ર પાણ્ડુર પામશે, માત ! એ સંસાર્ય ૩૧ "
૫ શૃઙ્ગાર સારી સુન્દરી –આ પહેલા *૨૦૮ ૬ મુખ્ય ઉચર્યા ઋષિજન
૭ ૩૨ મું ચાલૂ આર બની ૧ કડી બ.લ *૨૦૯.

એટલિ કૂંઅર હુઓ બીજુ, પાણ્ડુ તેહનૂં નામ;
વિદુર નામ ત્રીજા તણૂં પછિ, સિદ્ધ થયા સર્વ કામ. ૩
ધૃતરાષ્ટ્ર નામ તે અન્ધ કેરૂ, પછિ હુઓ સત્યાનન્દ;
કૂંઅર ત્રણ્ય રાજા તણા, મદ્દ પામ્યૂ પરમાનન્દ. ૪
†વ્યાસ સ્વસ્થાનકિ ગયા, "આજ્ઞા દીજિ[1] માત !"
કાર્ય થયૂં સન્તોષ પામ્યા, ઉચ્ચર્યા મુખિ વાત. ૫
"તહ્મનિ શી આશિષ દીજિ? તહ્મો તપોનિધાન,
મનસાયિ[2] કરી ઊપજિ તે, પૂરિ શ્રીભગવાન." ૬
ધૃતરાષ્ટ્ર પાણ્ડુ નિ વિદુર નામિ, પુત્ર કહિયિ ત્રણ્ય,
દિવસ દિવસિ વૃદ્ધિ પામિ, તે કૃપા અશરણશરણ. ૭
[3]ધર્મરાજ [4]ઋષિ અવતર્યા, વિદુર એહનૂં નામ,
વિષ્ણુભક્ત વિચારિ અધિકો, પૂરિ મનોરથ કામ. ૮
શૌનકમનિ મન્દેહ પડચો, કુણ કારણ ધર્મરાજ,
શૂદ્રયોનિ અવતર્યો તે, મુઝનિ કહોનિ આજ. ૯
[5]સૂત કહિ છિ, તહ્મો સાંભળો, સત્ય ઋષિ મુનિજન !
એક વાર [6]આશ્રમિ તપ કરિ છિ, માણ્ડવ્ય નામિ મુન્ય ૧૦
આસન પૂરી બિસી અનિ, થયો કેટલો કાલ,
દર્ભશાખા [7]બહુ જડાણી, દ્રુમ તણા પરનાલ. ૧૧

---

†આ ૫ *૨૧૦ ૨૧૧ દીધી ૨ મનસા તમારી ઊપજે તે, ૩ આ ૫ *૨૧૨.૪ અંશ અવતર્યા ક. આવશિઅ. ૫ "વૈશમ્પાયન કહે સુણ્ય રાજા ! સત્યારથ વચન"—આ પહેલાં

ઊથલો—

"તે કહો મુઝને આજ ને, શૌનક પૂછે સૂતને,
જનમેજય કહે છે ઋષિને, વૈશમ્પાયન કહો મુને !" ૫૩
૧૫૧૧
(ખરાં ૧૫૩૨)

—તે પછી *૨૧૩ ૬ વનમાં ૭ અંકુ વેધ્યૂં
૯

[1]નગર–મધ્ય ચૌર્ય–કર્મ કરવા, આવ્યા હૂતા ચોર;
દ્રવ્ય લેઈ ન નીસર્યા, અન્ધકાર થયો છિ ઘોર. ૧૨
[2]સેનાપતિ પૂઠિ ચઢ્યો, હોયિ [3]દદામાના નાદ;
ચોધ સઘળા ઘરિ દહોદશિ, પડિ [4]સઘળિ સાદ. ૧૩
[5]ચોરે જાણ્યું, "દ્રવ્ય નાંખો, મુનિ તણિ આશ્રમ્ય;"
સુભટ સઘળા [6]પૂઠિ આવ્યા, તે ન જાણિ મર્મ. ૧૪
"મિઢો છિ કો કપટ–રૂપી, એ કરિ એહવાં કામ;
રાજાનિ કહો, 'ચૌર્ય–કર્તા, મિઢો આણિ ઠામ્ય.'" ૧૫
જૈનિ નરપતિનિ કહ્યૂં, "કો કરિ મિઢો પાખણ્ડ;
મુનિ થઈનિ ચોરી કરિ, કહો કશો કરવો દણ્ડ?" ૧૬
[7]રાજાયિ દીધી આગન્યા, શૂલિકારોહણ–કાજિ;
તસ્કર કહીનિ વાત પૂછિ, શું જાણિ મહારાજ? ૧૭
રાજાની થઈ આગન્યા, શૂલિકા–રોહણ થાય;
કાલ કેટલા વહી ગયા પણિ, ન જાણિ ઋષિરાય. ૧૮
[8]માનુભાવ મન્ય જાણિ નહીં [9]યે, હુઆ છિ આણિ કર્મિ;
કેટલા ઘાવી લોક આવી, જોવા લાગા મર્મ. ૧૯
તપો–બલિ કરી તેજ દીસિ, સૂર્ય કોટિ પ્રકાશ;
તેજ દીસિ તત્ત્વવાદી, નહીં શરીરનુ નાશ. ૨૦
[10]રાજાયિ શ્રવણે સુણ્યું, ચે તેજપુઞ્જ શરીર;
આશ્ચર્ય થયો ઊનાવયો, ત્યાં જોવા આવ્યો વીર. ૨૧
[11]માનુભાવ મુનિ દૃષ્ટિ [12]પડ્યો, દણ્ડવત કરી પરણામ;
ઊનારી ઊભા રહ્યા, કહ્યૂં, "અપરાધ ક્ષમો સ્વામિ!" ૨૨
સ્તવન કરતા મુનિવર જાગ્યા, આપિ દીધો સાદ;

---

૧ એક નગરમાંથી ચોરી કરવા, ૨ આ પ. ૦૨૧૪. ૩. દુન્દુભિના. ૪. દરેકમાં ૫ આ પ ૦૨૧૫ ૬ શોધતા આવે. ૭ આ પ. ૦૨૧૬. ૮. આ પ ૦૨૧૭ ૯ કર્યું જે કાર્ય. ૧૦. આ પ. ૦૨૧૮. ૧૧. આ પ. ૦૨૧૯ ૧૨ દેખી રહી દણ્ડપ્રણામ.

નેત્ર ઊઘાડીનિ જોયૂં, લોક કરિ બહુ વાદ. ૨૩
એક કહિ, 'અપરાધ તાહ્‌રો', એક કહિ, 'તાહ્‌રો વાંક';
રાય કહિ, 'અપરાધ માહ્‌રો, એ તો આડો આંક.' ૨૪
"મુનિવર! હૂં અપરાધી, મહા શઠ," [1]ઇમ કહિ રાજન;
ચરણ આગલિ કરી દણ્ડવત, બોલ્યો વિનય-વચન. ૨૫
[2]વદિ ઋષિ, "અપરાધ કેહ્‌વો, હૂં નવિ જાણું [3]મર્મ;
કારણ હૂં નથી જાણતો, તહ્મો કાં કરો છો [4]ધમ્મ?" ૨૬
[5]રાજા ભણિ, "અજ્ઞાનથી, અપરાધ કીધુ ઇશિ!
તસ્કર કો પાખણ્ડી વન-મધ્ય, કહિતાં [6]ઊપની રીસ. ૨૭
વચન એહ્‌વૂં ઊપનૂં, જિહ્‌વાયિ કહ્યૂં નવિ જાય;
શલિકા-રોહણ જૈ કરો, તસ્કર યે કહિવાય. ૨૮
વચન અનુચરના થકી, ઊપનૂં એ પાપ;
કર્મ એહ્‌વૂં છૂટવા કાઇ, ઉચ્ચરો ઋષિ! શાપ." ૨૯
મુનિવર કહિ, "નહીં વાંક તાહ્‌રો, કર્મભોગ નિજ હોય;
ઋષિ દેવ તાપસ કો ન છૂટિ, ભોગવિ [7]સહૂ કોય." ૩૦
વિચારિ મુનિ જ્ઞાનદૃષ્ટિ, "કુણ ઊપનૂં પાપ?
કો એક કર્મ અમ તણૂં, કિ દેવ ઋષિનો શાપ?" ૩૧
અઞ્જલિ પ્રાણાયામ કરી પછિ, ચિત્ત રાખ્યૂં ઠામિ;
જ્ઞાનદૃષ્ટિ ઊપનૂં, ધર્મરાજ કેરૂ કામ. ૩૨
આવાહન કરીનિ તેડ્યો, દિવાકર-સુત યેહ;
આવી આગલિ રહ્યો ઊભો, સ્તવન કરતો તેહ. ૩૩
"કર્મ, કહોજી, કુણ કારણ, શલિકારોહણ અર્જ્યું?
એ પાતક શૂ અમ તણૂં, કિ દુષ્ટ કેરો સર્જ્યૂ? ૩૪
તે માટિ તહ્મો તેડ્યા છો, સત્ય કહોનિ વાણિ;
[8]અહ્મારો અપરાધ હોયિ તુ, તમનિ નહીં કાંઇ હાણિ." ૩૫
૧૪૧૮

---

૧ ઊચરે. ૨. ઋષિ કહે. ૩. મેર. ૪. ભેદ. ૫. આ ૫. *૨૨૦. ૬. ચઢી રાયને ૭ છૂટે સહુ. ૮ આ પછી *૨૨૧. ૩૩ મું પૂરું. પદ ૧૬૦૮ (ખરાં ૧૫૭૯).

## કડવું ૪૩ મું–રાગ એજ

[૧]ધર્મવચન મુખિ ઉચ્ચરિ, માણ્ડવ્ય ઋષિ શ્રવણે ધરિ;
"શુભાશુભ કર્મ મનિ અનુસરિ રે. ૧
ઢાલ–અનુસરિ [સર્વિ] પૂરવ કર્મનિ, સુખ દુઃખ પામિ અંગિ;
પ્રાયશ્ચિત્ત [૨]ટહિ ભોગવિ, કિ ટલિ સન્તનિ સંગિ? ૨
માનુભાવ મુનિ જાણી નહીં, યે [૩]પૂર્વાશ્રમનો મર્મ;
[૪]જન્તુ વિંધ્યો શલિકાયિ, ઊપનૂં તે કર્મ. ૩
[૫]તેણિ કારણિ ઇમ થયૂં એ, અમ્હારો નહીં વાંક;
ભોગવિ એ બન્ધન છૂટિ, એ તો આડો આંક. ૪
મુનિદેવ કહિ, "મિ સાચી જાણ્યૂં, તમ તણૂં [૬]એ કામ;
પીડા ન[૭] લાગી અણી તણી, માણ્ડવ્ય પાડ્યૂં નામ." ૫
ધર્મરાજ પ્રતિ ઉચ્ચર્યા, "કહુ સૂર્ય કેરા તન્ન!
અપરાધ અલ્પ નિ દણ્ડ અધિકો, વલી વિશેષિ મુન્ય! ૬
[૮]તે માટિ તુઝનિ કહૂં, સુણો શાપ મુનિરાય!
શૂદ્રયોનિ અવતરે, શાન્તનુ–કુલ મહિમાય. ૭
[૯]અતિ બુદ્ધિ તાહરિ હશિ, તૂં કુલેશ પુરુષ પુરાણ,
[૧૦]ધર્મ–અંશિ તૂં અવતરિ, વિષ્ણુભક્તિ પ્રધાણ." ૮
સૂત કહિ–મિ તે કહ્યૂ, પૂછ્યો યે સન્દેહ;
[૧૦]ધર્મરાજ દાસી–ઉદરિ ઉત્પન્ન, વિદુર કહાવિ યેહ. ૯
દિવસિ દિવસિ વૃદ્ધિ પામિ, પ્રૌઢ ત્રણિય [કુવિ] ભ્રાત.
ધૃતરાષ્ટ્ર પાણ્ડુ અનિ વિદુર નૃપ–કુલિ, હસ્તિનાપુરના નાથ. ૧૦
સત્યવતી સન્તોષ પામ્યાં, રહ્યૂં આસન રાજ્ય;
ગાંગેય[૧૧]નિ આનન્દ અધિકો, સિદ્ધ થયાં સર્વકાજ. ૧૧

---

૧. આરમ્ભની ૧ કડી બદલ ૭૨૨૨. ૨. દાને ટલે ૩. પૂર્વ જન્મનો
૪. "એક તીડું વેધ્યાં'તાં કાંટે, તેનું ઊપનૂં. ૫ આ ૫ ૭૨૨૩. ૬ નહીં
૭. ન નથી. ૮. આ ૫. ૭૨૨૪. ૯ બુદ્ધિ તાહરી નિર્મલ થાશે, મહશે.
૧૦. આ ૧ લીટી બદલ ૭૨૨૫. ૧૧ °મન્ય.

પાણ્ડુનિ પટ્ટાભિષેક કીધો, રાજ્ય કરિ રાજન્ન;
વિવાહ-અર્થિ વિચારિઉં, ગાઙ્ગેય માતા મન્ન્ય. ૧૨
[1]શૂરસેન યાદવ તણી પુત્રી, પૃથા યેહનૂં નામ;
માશીનિ [2]અતિ વલ્લભ હતી, પાલી તેણિ હામિ. ૧૩
[3]કુન્તીભોજ નામિ નૃપ વડો, તે હતો અપુત્રવાન;
તેહ્‌ની સ્ત્રીયિ પાલ્યાં માટિ, કુન્તી ધરિઉં નામ. ૧૪
સ્વયંવર રાજાયિ કીધો, આવ્યા દેશ દેશના રાય;
[4]આમન્ત્રણિ આવ્યા તેડવા, હસ્તિનાપુરનો રાય. ૧૫
ગાઙ્ગેય સાથિ સઞ્ચર્યા, પાણ્ડુનિ તેડી સઙ્ગ;
[5]રાજકૂંઅર બિઠા હતા, મણ્ડપ રચના રઙ્ગિ. ૧૬
કુન્તા આવ્યાં નિરખવા, ત્હાં હતા રાજકુમાર;
માલા આપી પાણ્ડુનિ, વર્ત્યો જિજિકાર. ૧૭
વિવાહ કરી પાછા વલ્યા, માતા-મન્ય આનન્દ;
"પુત્ર પરણ્યુ પ્રેમદાનિ, દેખિ નૃપ-કુલવૃન્દ. ૧૮
કન્યા કુલ મોટા તણી, સાધ્વી સત્ય વિશાલ;
યાદવકુલિ અતિ અધિક વનિતા, જોતા આણિ કાલિ. ૧૯
[6]કુઆરા કુન્તાયિ જન્મ્યો, કર્ણ સરખુ તન્ન;
તે પ્રથા કુલિ વધૂ' આપણિ", અતિ હર્ષ પામ્યા મન્ન્ય. ૨૦
ત્યારિ એણી પિરિ ઉચ્ચર્યો રે, જનમેજિ રાજન્ન;
કર્ણ કેહી પિરિ ઊપના, તે મુઝનિ કહોનિ મર્મ. ૨૧
વૈશમ્પાયન કહિ વલી, સુણ્ય જનમેજિ રાય!
એક વાર આશ્રમ્ય આવિઆ, મુનિ દુર્વાસા કહિવાય. ૨૨
કુન્તા નામિ કન્યા કહાવિ, અતિ સેવા મુનિની કીધી;

---

૧. આ પ. ૭૨૨૬. ૨. ઘેર્યં. ૩. આ ૨ કડી બદલ ૭૨૨૭. ૪. આમન્ત્રણિયા. ૫. રાજકૂંઅરી બેઠાં હતાં. ૬. આ ૨ કડી બદલ ૭૨૨૮. ૩૪ મું પૃ. ૫૬ ૧૬૬૦ (ખરાં ૧૬૩૧).

"કાંઇ માગ્ય પુત્રી! મુઝ કનિ", ઋષિ આજ્ઞા એહવી દીધી ૨૩
"કરુણાનિધિ!" કુન્તા કહિ, "ષે જાણો તત્ત્વવિચાર;
હું તુ કાંઇ જાણું નહીં, તહ્મ્યો જાણો સાર. ૨૪
તે વસ્તુ મુઝનિ આપીઇ, કીજિયિ એહ પસાય,"
સુણી વચન સન્તોષ પામ્યા, ઉચ્ચર્યા ઋષિરાય· ૨૫
"બાઇ! [1]મુખિ ષે ઉચ્ચરૂ, ષે ગણે રૂડી પિરિ,
ષે દેવનૂં આરાધન કરશો, તે બિસ આવશિ ધિરિ." ૨૬
એહવૂં કહી આશ્રમ્ય પોહ્તા, દુર્વાસા એહવૂં નામ;
કુન્તા વિચારિ ચિત્તશ, બિસ તેણિ ઠામ્ય.  ૨૭
"દુર્વાસાયિ ષે કહ્યૂ, તે કશમ જાણ્યૂં જાય?
આવાહન કરૂ અર્કનૂ, મુનિવચન સાચૂં થાય." ૨૮
ઊભા રહીનિ [2]ઓલગ્યો, કશ્યપ કેરો તન્ન;
માન્યૂં મિથ્યા કિમ હુયિ, માનુભાવનૂ વચન્ન? ૨૯
તત્ક્ષણ આવી રહ્યા ઊભા, સહસકિરણ સુજાણ,
અર્કનાયિ અનુભવ્યૂ, મુનિવર તણૂં [3]એ ધ્યાન. ૩૦
લર્જીયિ લાગા લાજવા, સાહ્મૂં નવિ જોવાય,
અર્ક થયા ઊનાવયા, તૂં સુણિ જનમેજિ રાય! ૩૧
"આવ્યા અહ્મો નિષ્ફલ ન જાઉં, માભશો તહ્મો નારિ!"
"કન્યાવ્રત કિમ કરી રહિ?" પછિ કરી મન્ય વિચાર ૩૨
[4]"ઓચિન્તા [5]તહ્મો આવિઆ, મુઝનિ કહુનિ મર્મ,
મુનિવચનનો વિચાર કરતા, કુણ ઉત્તમ ધર્મ?" ૩૩
કશ્યપસુત કહિ, "કામિની! કન્યાવ્રત નહી જાય,
પુત્ર એહ્વો પ્રગટ થાશિ, અતુલ અતિ મહિમાય" ૩૪
દિવાકર દિવસિ મલ્યા પછિ, હોઆ ત્યહા પરસર્ગ,
તત્કાલ કર્ણ પ્રગટ થયો, નહીં કન્યાવ્રતનુ ભર્ગ. ૩૫

---

૧. મન્ત્ર. ૨. આહ્વાહન, કીધૂં. ૩. એધાણ્ ૪. અચાનક.
૫ અહ્મો આ.

શતવર્મા નામિ દૈત્ય કહાનિ, નરનારાયણસું સંગ્રામ,
[1]કવચ આણુ ગયા મૂકી, એક રહિતુ તેણિ ઠામ ૩૬
સૂર્ય રૂપિ શરણ્ય ગ્યો તેહ, હુતો દિનકર પશિ,
કુન્તી કેરિ ઉદરિ આવ્યો, રાખ્યો ગીઅવિનાન. ૩૭

૧૪૫૫

## કડવું ૪૮ મું–રાગ રામગ્રી

[2]એણી પિરિ બોલ્યા સૂત વયણજ,
વૈશમ્પાયન કહિ રાજનજ ૧
ઢાલ–વૈશમ્પાયન [3]કહિ વલી, સુણિ જનમેજિ રાય'
કર્ણ એણી પિરિ નીપનો, તે કહ્યો તુઝ મહિમાય ૨
[4]વિવાહ થ્યો રાય પાણ્ડુ કેરો, ઊપનો આનન્દ,
કુશલ હોયિ કુન્તા થકી, પતિ પામ્યા પરમાનન્દ ૩
એક મદ્ર દેશના રાયની પુત્રી, માદ્રી ચેહનૂ નામ,
પાણ્ડુરાયનિ તે પરણાવી, પામી પાવન ઠામ ૪
ગાન્ધાર દેશનો રાય મોટો, તેહની કન્યા ચેહ,
ગાન્ધારી નામ તેહ તણૂ, ધૃતરાષ્ટ્ર પરણ્યા તેહ ૫
વિદુરનો વિવાહ કીધો, થયુ સર્વ સન્તોષ
રાજા–મનિ આનન્દ અધિકો, સુખી સઘલા લોક ૬
[5]પાણ્ડુ પૃથ્વીપતિ વડો તેનિ, મૃગયા ઊપનિ મન્ય,
સૈન્ય સઘલૂ ગાયિ લેઇનિ, [6]નિત્તિ આવિ વન્ય ૭

૧ વચન વાળ્યું ગયૂ. (?) અ. ૨ કડી ૧ લી નથી ૩૫ મું ચાલુ ૩. વીનવે. ૪ અહીંથી ૪ કડી ક મા નથી ૭ મીથી શરૂ થતી કથા ક ના ૩૬ મામાં છે ક ના ૩૫ માની ૧૮ મી કડી (અ ના આ ૪૪ માની ૨૭) પછીનૂં કથાનક અ ના ૪૬ માની ૨૪ મીથી શરૂ થતા કથાનક સાથે સમ્બદ્ધ. ૫ આ ૫. ૭૨–૧ ૬ તે બાર છે મહાવન્યે

[1]એક વાર રાજા નીસર્યો, મૃગયા રમવા જાય;
સ્ત્રી બિ સહ્ધાતિ તેડી, આવિ અરણ્ય જ માંહિ. ૮
તેણિ સમિ વન–મધ્ય મારગિ, વિપ્ર સ્ત્રી–ભરતાર;
એકાન્ત સ્થાનક થલ ભલૂં, ત્યહાં આવ્યાં તેણી વાર. ૯
એહવું જાણી વિપ્રવર[નિ], અભિલાષ થ્યો છિ મન્ય;
પ્રાર્થના કીધી અર્ઙ્ગના, ત્યહાં કહ્યાં વિનય–વચન. ૧૦
" નિષિદ્ધ છિ, [2]સ્મિ સાંભલ્યૂં, દિવામૈથુન નાથ!
તે માટિ તમનિ કહૂં, જુઓ વિમાશી વાત." ૧૧
[3]"હવિ રૂપ કીજિ મૃગ તણું," ઇમ ઉચ્ચારિ ત્યારિ મુન્ય;
અર્ઙ્ગનાગિ ઇમ કહ્યૂં, "તહ્મો થાઓ હરણીનય." ૧૨
વિહાર વનમધ્ય કરિ તે, પછિ સ્ત્રી–ભર્તાર;
પાણ્ડુ રાજા ચઢ્યો મૃગયા, આવ્યો તેણી વાર. ૧૩
[4]સૈન્ય સઘલું રહ્યૂં કેડિ, એકલો અસવાર;
હરિણ હરિણી રહ્યાં વન મધ્ય, દીઠાં તેહ અપાર. ૧૪
[5]રહ્યા મુનિ મૃગ તણિ રૂપિ, રાયિ મૂક્યો બાણ;
મર્મસ્થાનકિ જૈય વલગો, તત્ક્ષણ છાંડયા પ્રાણ. ૧૫
રામકૃષ્ણ વાણી વદિ, પડતાં થયૂં મુનિ–રૂપ;
[6]પાસિ રહી અર્ઙ્ગના, તેહ્નૂં, મહા મનોહર રૂપ. ૧૬
[7]રાય મન્ય ભયભીત થયા, "શૂં થયૂં? પુરુષપ્રમાણ!
વિપ્રવરનિ બાણ લાગૂં, રખે છાંડિ પ્રાણ!" ૧૭
ઊતર્યો અશ્વ ઊપરિ થકી, પાસિ આવ્યો રાય;
" એ કોણ મુનિવર ! ક્યહાંથી આવ્યો ? તૂં સાચૂં કહિનિ, માય! ૧૮

---

૧. " એમ કરતા રાય આઘા ચાલ્યા, સૈન્ય રહ્યૂં સર્વ પૂંઠેછ;
રાજા મનમાં એહવૂં જાણે, જો મૃગ પડે કો દૃષ્ટ." પ
૨. નારી કહે સાંભલો. ૩. "હે રૂપ ધર મૃગ તણું, ઉચ્ચર્યાં ઋષિ વચન." ૪. નથી. ૫. મૃગ સ્વરૂપે ક્રીડા કરતા. ૬. "પાસે ફરી મૃગલી તે, થઈ સુન્દરરૂપછ." ૭. આ પ. ૦૨૩૭.

હું રાજા હસ્તિનાપુર તણો રે, પાણ્ડુ માહરૂ નામ,
સૈન્ય સહ પૂઠિ રહ્યું, હું આવ્યો આણિ ઠામ્ય." ૧૯
"હનાર પદારથ કો નવિ છૂટિ, [1]તાહરો નહીં કાંઇ વાંક;
[2]કારણ કર્મ કો નવિ છૂટિ, એથો આડો આંક." ૨૦
[3]વચન વિપ્રવધૂ તણા, સુણી [રાજા] બોલ્યા વાણિ:
"બાઇ! હું અપરાધી તાહરો, પતિત મુઝનિ જાણ્ય. ૨૧
એ કારણ પેલા ભવ તણૂં, મુઝનિ લાગૂં પાપ,
પુરાતન તે છૂટવા બાઇ! દિઉ મુઝનિ શાપ" ૨૨
"શાપ દેઇનિ શું કરૂ? સાંભલિ સાચી વાણિ
ભર્ત્તાર સાથિ દહન કરિ, મુનિ એ વ્રત સાચૂં જાણ્ય. ૨૩
મિં ગહગમન સહી કરવૂં, સાંભલ સાચૂં રાય!
તૂ કાંઇ કરિનિ એકલો, અતિકાલ [4]અબલા થાય." ૨૪
રાજા [5]અતિ તહાં મન્ય વિમાસિ, "કુણ ઊપનૂ કર્મ?
હનાર પદારથ [6]ભાવી થે, તેનો કો ન જાણિ મર્મ." ૨૫
એ કર્મ મોટૂ છૂટવા, પછિ રાય કહિ છિ, "[7]માત!
શાપ દિઉ સનાથ થાવા, હું સત્ય કહૂ છૂં વાત". ૨૬
સુણી વાણી મન્ય આણી, બોલી ઋષિની નારિ,
"જેણિ અગ્નિ સ્રીસંગ નરપતિ! કરિ મન્ય વિચાર. ૨૭
સુખસંગ અબલાનિ મ્યલ્યો, ત્યારિ છૂટયો તાહરા પ્રાણ,
જેણિ રમિ મુઝ ભર્ત્તારનો, સત્ય કહૂ તુઝ વાણ્ય." ૨૮
શાપ સતીનુ શિરિ ધરી પછિ, કરિ મુનિનૂ કામ.
તેણિ અમિ પછિ મેના સવલી, પછિ આવી તેણિ ઠામ્ય. ૨૯
૧૪૮૪

---

૧ માહરો ૨. આ પ *૨૩૮ ૩ વિલાપ ૪ અમને ૫ મન્ય વિમાસણ પેઠી. ૬ થયો ભાવી ૭ વાત.

## કડવું ૪૫ મું–રાગ એજ

રાય જનમેજિ બોલ્યા વચનજી;
સાચું કહોનિ મુઝનિ મુન્યજી! ૧
ઢાલ–મુનિ! મુઝનિ સાચું કહો, યે મહાભારતનો મર્મ;
પિતામહાદિક પૂર્વ પુરુષ, યેહનાં મહા પ્રાક્રમ. ૨
વચન સુણનાં વિપ્રવર! આનન્દ મુઝનિ થાય;
ભાગ્ય મોટૂં અમ તણૂં, પછિ કિહિ જનમેજિ રાય. ૩
ત્યાર પૂઠિ શૂં થયૂં, [2]પાણ્ડુરાયની પિરિ;
સહગમન સાથિ [3]નાથ મુનિવર! કુણ કથા ઊપિરિ? ૪
વૈશમ્પાયન કહિ વલી, [4]રાય જનમેજિ! સુણિ વાત;
[5]પાણ્ડુરાજા પેખતાં પછિ. આવ્યો સઘળો સાથ. ૫
[6]સાથિ કુન્તા માદ્રી [અનિ], હસ્તિનાપુરિથી વૃન્દ;
કિહિવા લાગા રાય ત્યારિ, "મિ કાર્ય કીધૂં નિન્દ્ય; ૬
ઉપઘાત થયો [7]આવતી–અમર, સહગમન કીધૂં નારિ;
મૃગરૂપ ધરી વન માહિ [8]હના, મિ નવિ લહ્યો વિચાર." ૭
[9]સૈન્યનિ આપી આગન્યા, "તહ્નો જાઓ નગર મુઝારિ;"
[10]કુન્તાનિ નવિ કહ્યૂં યે, હૂતો શાપ વિચાર. ૮
[11]હોનાર [12]હુયિ તે એણી પિરિ હુયિ, તેહ્નો નહીં પ્રતીકાર;
વનમધ્ય રહિવૂં આપણિ, સાભલિ સાચૂં નારિ!" ૯

---

૧. કડી પ્રથમની ૩ નથી. ૩૫ મું ચાલુજ. ૨. પાણ્ડુ રાજાને સાર. ૩. નાથ શું, પછે કોણ કથા ઉચ્ચાર? ૪. તું સાંભળ્ય પૃથ્વીનાથ' ૫. આ પછી *૨૩૯. ૬. "કુન્તા માદ્રી સાથે આવ્યાં, સાથે દાસી–મન્દજી. કુન્તા પ્રત્યે પૂછવા લાગાં, સ્વામી! સણમણા કાં મન્દજી?" અને તે પછી *૨૪૦. ૭. તેના સ્વામીને. ૮. રમતાં ૯. આ પ. *૨૪૧. ૧૦. "મુખ સણમણાનું કારણ પૂછ્યૂં. તે તમને કહ્યૂં નાથજી!" ૧૧. આ પ. *૨૪૨ની ૨ કડી ૩૬ મું પૂરું. પદ ૧૭૭૭ (ખરાં ૧૭૪૮) અને પછી બાકીની ૧૮ કડી. ૧૨. કાંઇ હનાર હોએ એણે પેરે.

[1]ગર્જાંનિ ઉપકણ્ઠિ આવ્યાં, ત્યાં મુનિ તણો આશ્રમ;
પર્ણકુટીક્ષ કરીનિ રહ્યાં, પછિ પાલિ એહ્નુ ધર્મ. ૧૦
કુન્તા કહિ, કહો કિમ કરવૂં ? એકિ નહીં સન્તાન;
રાજ્ય હસ્તિનાપુર તણૂં, [2]કિમ રહિ ન જાણો કાં ન ? ૧૧
પાણ્ડુરાય ! તહ્મો સાંભલો, કાંઇ જાણ્યો વિચાર;
રાજ્ય રહિ યમ આપણૂં, તહ્મો તે કરો વિચાર." ૧૨
" મોટા કુલની કન્યા તૂં, કુન્તા ! ચતુર સુજાણ;
ધર્મ સઘલા તૂં વદિ, યે લખ્યા વેદ-પુરાણિ. ૧૩
પૂર્વિં શન્તનુ રાય-કુલિ, કૃષ્ણ દ્વૈપાયન મુન્ન્ય;
પ્રગટ કરીનિ ચાલિઆ, મુનિવર પોહ્તા વન્ન્ય. ૧૪
તે માટિ તમનિ કહૂં, યે ધર્મ હુયિ નિજ નારિ!
રાજ્ય રહિ રાજા તણૂં, તહ્મો તે કરો વિચાર. ૧૫
સ્વામી કેરી આગન્યાથી, સ્ત્રી કરિ યે કામ;
બન્ધન શિરિ તેહ્નિ નહીં, પછિ પામિ અર્થ [3]નિ કામ." ૧૬
કુન્તા કહિ, "તહ્મો સુણો નરપતિ' એક અસમ્ભવ વાત;
આજ્ઞા હોયિ તમ તણી તુ, વીનતી કહૂં એક નાથ' ૧૭
એક વાર કુન્તીભોજ[નૃપ]નિ, ઘિરિ દુર્વાસા [4]મુન્ન્ય;
અર્ધ્ય પાદ્ય [5]વિહ્દરિ પૂજા કીધી, આપિઉં આસન્ન. ૧૮
મિ જાણ્યૂં, 'માનુભાવ' દેખી, વિશેષ કીધી સેવ;
અર્ચા કીધી અતિ ઘણી, ત્યારિ સન્તોષાણા દેવ. ૧૯
કહ્યૂં, 'માગ્ય પુત્રી' મુઝ કનિ, તુનિ આપૂં એક વરદાન;'
મિ કહ્યૂં, "'હૂં જાણૂં નહીં, શૂં માગિયિ ભગવાન" ૧૦
મન્ત્ર એક આપ્યો મુનિયિ, 'યે દેવનૂં કરશો ધ્યાન;
પ્રસન્ન થઈ પ્રત્તક્ષ આવી, આપશિ વરદાન." ૨૧

૧. કડી નથી. ન હોય તે સ્વાભાવિક. ઊપર ગન્ધમાદન (ક ૩૭-૭) જવાનૂં આવે છે. ૨. ક્યમ રહિશિ શ્રીભગવાન ? ૩. નિધાન. ૪. મહામુન્ન્ય ૫. વિહ્દરિ નથી ૬. બાલક.

[1]એહવૂં કહીનિ ચાલિઆ, [2]મુનિની જાણી વાત;
પ્રત્તક્ષ જાણીનિ [3]સ્તવ્યા, પછિ કશ્યપ-સુત સાક્ષાત. ૨૨
દિવાકર આવી રહ્યા, 'મુનિ આપ અમલા! કામ;
તિ સ્તુતિ કરીનિ તેડિઆ, તે અર્ક માહરૂં નામ. ૨૩
તૂં સાચૂં માન્યનિ માનિની! કન્યાવ્રત નહીં જાય;
પુત્ર એહવો પ્રગટ થાશિ, અતુલ તે મહિમાય.' ૨૪
સૂર્ય કેરા સંગથી, પ્રત્તક્ષ પામી કર્ણ;
કન્યાવ્રત ભાંગ્યૂં નહીં, સૂહા અશરણશરણ. ૨૫
તે માટિ તમનિ કહૂં, એ આજ્ઞા આપો આપ;
ભત્તાર કહિ તે સ્ત્રી કરિ, તેહનૂં ન લાગિ પાપ." ૨૬
[4]"દેવ કેરી સ્તુતિ કરિ, કુક્ષિ ઊપજિ એ તન;
ધર્મ હુયિ ત્યમ કીજિયિ," ઇમ ઉચ્ચર્યા રાજન. ૨૭
૧૫૧૧

---

## કડવૂં ૪૬ સૂં—રાગ એજ

[5]વૈશમ્પાયન કહિ, સુણિ રાજનજી '
વનિતા વિચારિ ફરી ફરી મન્યજી. ૧

ટાલ-વિચાર મન્ય વનિતા કરિ, "એ કુણ કારણ રૂપ?
એના સંગથી ઊપજિ, એ ધરા કેરો ભૂપ. ૨
ધર્મરાજ મોટુ દેવ અમરપતિ, ધરૂં તેહનૂં ધ્યાન;
આસનિ આરાધન કરૂં, ઊપજિ સન્તાન." ૩

---

૧. આ પહેલાં:—
"જે મન્ત્ર મેં તુઅને આપ્યો છે, એમ સમરજ્યો લેઇ નામજી;
તતકાલ તે અહીં આવશે, પૂરે મનોરથ કામજી. ૩૦."

૨. મર્મ. ૩. મેં. ૪. દેવ જેહની સ્તુતિ કરે.
૫ ૩૭ મૂં ચાલુજ. પ્રથમની ૩ કડી બદલ ∗૧૪૩.

પુત્ર પાચિ હવા ગયનિ, તે જાણ્યૂ પાણ્ડની સૃષ્ટિ. ૨૪
ગાન્ધારીયિ શ્રવણે સુણ્યૂં, કુન્તાનિ કુમાર,
મનિ વિચાર કરિ અતિ વનિતા, ઉદરિ ગર્ભનો ભાર ૨૫
"પુત્ર પાચ ગય પાણ્ડુ કેરા, પ્રૌઢ પર્વત-પ્રાય,"
ગાન્ધારી-ગતિભઙ્ગ થઈ, વિમાસિ મન માહિ ૨૬
અઙ્ગના-ઉદર-મધ્ય ગર્ભ હતો, ગલ્યો તેણી વાર,
માસ ૧૨ પિણ્ડની પરિ, પડ્યા ધરા મુઝારિ ૨૭
જોતાનિ ત્યહા સહ [1]ચ્યવ્યૂં, "આ શૂ થયુ, મહારાજ ?
[2]ગલ્યો ગર્ભ ગાન્ધારી તણો, કૂણૂ થયૂ રિ કાજ" ૨૮
[3]વ્યાસજી ત્યહા આવિયા પરિ, કીધુ રિ ઉપક્રર્મ,
અવેન દીરિ અતિ ઘણો પરિ, કીધો એહવો મર્મ ૨૯
પેશી કરો પિણ્ડ દીરિ, અનેક અઙ્ગ આકાર,
કુમ્ભ આણી ઘૃત તણી પાઠ, દીધી રિ ત્યહા ધાર. ૩૦
યમ યમ ત્યહાથી થાય અનગુ, પિણ્ડ કેરો અંશ
ઘૃતકુમ્ભ-મધ્યિ તે મૂકિ, કરીનિ પરશંસ ૩૧
એકોત્તરશત [4]કન્યશ ક્યા, ઘૃતભાણ્ડ માહિ મુકયા તેહ,
[5]રાસ્ક માહિથી ઉત્પત્તિ, ત્યારિ વિચાર્યો નેહ" ૩૨
૧૫૪૦

કડવું ૪૭ મૂ—રાગ એજ

પ્રાણી પ્રિતિ વોલ્યા શૌનક મુન્યજી
કહો વિસ્તારી સૂત ! વચનજી ૧
ઢાલ—વચન વિસ્તારી કહો તહ્મો, લોમહર્ષણના તન્ન !
ત્યાર પૂઠિ શૂ થયૂ ? ઇમ ઉચ્ચરા રાજન ૨

૧ કો ચ્યવિજ ૨ આ કડી પછી #૨૩૦ ૩ અહીંથી ૩ કડી અદય #૨૩૧ ૪ ઘતકુમ્ભમા મૂકયો છે જેહ
૫ ૩૫ મૂ. ચાલૂ પ્રથમની ૨ ? અદલ #૨૩૨.

સૂત કહિ, તહ્મો સાભલો, યે ગર્ભ કેરા ખણ્ડ;
ઘૃતકુમ્ભ [ પ્રથમ ] હૂતો તે, થયો અતિ પરચણ્ડ ૩
[1]ખર શબ્દ કીધો કુમ્ભ માહિથી, તે સુણ્યો સનનિ સાદ,
'કુણ કારણ? શૂ થયૂ ?,' ઇમ વદિ સહૂ કો વદ ૪
વ્યાસનિ તેડીનિ [2]કહ્યૂ, યે કારણ કુમ્ભજ માહિ,
"ખરના સરખો શબ્દ મુનિવર! [3]કુમ્ભમધ્યિ થાય" ૫
[4]પાત્રમધ્યથી ઉદ્ધર્યા, થારિ હીરો બાલક રૂપ,
ધૃતરાષ્ટ્રિ કહી [5]વીનતી, જ્ઞીઆતિ વ્યા છિ ભૂપ. ૬
[6]તેણિ સમિ તેડાવી [7]પૂછ્યા, જોતિર્વિદ યે જન્ન,
"સ્પષ્ટ અક્ષર તે કહિ સુજનિ, કેહ્વો હશિ એ તન્ન. ૭
[8]"અભિમાની અવનીનમધ્યિ નરપતિ' હસિ વિરોધી વીર,
પણિ એક કારણ અછિ મોટૂ, (ત) તહ્મો સાભલો મહાધીર' ૮
કુલક્ષય હશિ એ દૂ અરથી, ધર્યૂ દુર્યોધન નામ,
હસ્તિનાપુરનૂ રાજ્ય કરશિ, પામશિ સર્વ કામ" ૯
"યે યમ બાલક વદિ વાણી, વિદારયો તે કુમ્ભ,
ત્યમ તેહનિ ડાર્યો,' ઋષિ કર્યો એ પ્રારમ્ભ. ૧૦
જૂગાનની પરિ ઉત્પત્તિ, દુશાસન તેહનૂ નામ,
એક એકિ શબ્દ ઊપરિ, કાઢિઆ તેણિ ઠામ્ય ૧૧
શત પુત્ર પ્રીછા [9]હવા રાયનિ, ઊપરિ કન્યા એક,
ગાન્ધારી સન્તોષ પામી, મુનિનિ કર્યો વિનય-વિવેક. ૧૨
શતપુત્ર [10]પૂરા પ્રગટ પામ્યા, ધૃતરાષ્ટ્ર યે રાજ્જ,
ત્યાર પૂઠિ શૂ થયૂ [11]પછિ, બોલ્યા [12]સૂત વચન ૧૩

૧ બીજો ભડકાર માહેથી આ. ૨ પૂછ્યૂં ૩ °મધ્યાર ૪ ઘૃતમધ્યથી બાહ્ય કઢ્યો, ત્યાહરે ૫. વધામણી ૬ આ પ *૨૩૩ ૭ °વિયો નષ્ટ જન્મ જાણે જે જન (?). ૮ ' એશી કહે, અભિમાનની નરપત્ય, હરી વિરાધ્ય વીર (?)'' આ પ *૨૩૪ ૯ રાયને હવા પછી ૧૦. પોહતા, ૧૧ ત્યાંથી ૧૨ સુધી—આ કડી પછી *૨૦૫ ૩૫ મૂં પૂ૩ ૫૬ ૧૦૧૮ (ખરા ૧૬૮૯)

[1]પાણ્ડુ રાયનિ પ્રગટ વનમધ્ય, હુઆ પઞ્ચ કુમાર;
ઋષિ-સઙ્ગિ આવી ત્યહા રાયજી, બિઠા વન મુઝારિ. ૧૪
બ્રહ્મવિદ્યા અનુભવિ બહુ, બ્રાહ્મણ કેરા વૃન્દ;
રાજા અતિ રલિઆતિ થયો, પછિ પામ્યો પરમાનન્દ. ૧૫
આક્ષેપથી નવિ ઓસરિ, એહવા ઋષિ કરિ અભ્યાસ,
દિવ્યજ્ઞાની થયો રાજા, આણી મનિ વિશ્વાસ. ૧૬
[2]એક વાર પાણ્ડવનિ સઘલા, પાસિ કુન્તા માત,
રાય પાસિ માદ્રી [ગઈ], એકાન્ત કરવા વાત. ૧૭
અતિ રૂપ-યૌવન-મદ [3]ઝરિ, થરહરિ કુચયુગ-ભાર;
વેણી વાસુકિ-નાગ સરખી, લોચન કમલ-આકારિ ૧૮
કલિકા-ચમ્પક-નાસિકા, ગલસ્થલ અતિ ગૌર,
વદન ચન્દ, ચકોર લોચન, અધર સુધાધર પૂર. ૧૯
[4]ધનુષ-[5]ભ્રૂમધ્ય તરલ વર્તિ, દામિની કેરા કિરણ,
દશન કેરી કાન્તિ કોમલ, ઝાલિ ઝલકિ કર્ણ. ૨૦
ભુજદણ્ડ-યુગ કરિ-સૂઢિ સરખા, જઙ્ઘા કદલી-સ્થમ્ભ,
કટિ લઙ્કેસરી પદ-કમલગતિ, આગલિ ઊભી રમ્ભ. ૨૧
[6]વક્ષસ્થલ વર-હારમણ્ડિત, ગ્રીવા કમ્બુ કપોત,
કણ્ઠ પદકમણિ, મધ્ય ચઞ્ચલ, અર્ક-કિરણ ઉદ્યોત. ૨૨
ધૃત મેખલા કટી કિઙ્કણી, ઘનશ્રેણી [7]અભ્ર-આકાર,

☞ ૧ અહીં કના ૩૮ માની ૧૭ મીથી સમ્બન્ધ અને કડવાના અન્ત સુધીની કડીયો કમા નથી તે બદલ *૨૫૩. આ રીતે મૂલ કાવ્યનૂ સુન્દર વર્ણન ઉડાવી દઈ ક પાણ્ડુનૂ મૃત્યૂ ટૂકમા આપે છે એ પછી હસ્તિનાપુરમા કુન્તી તાપસો સાથે જાય છે, ત્યા ક તાપસોના મુખમા માદ્રીનૂં અહીનૂ વર્ણન મૂકે છે તે પછીનો કથાભાગ *૨૫૪ થી. ૨ "એક વાર પાચે રમે પાસે, હૂતાં કુન્તા માત" ૩ ઝરતી, થર થર ઉર-કુચ-ભાર ૪. સન્ધ્યા (?) અ. ૫. બે દન્ત દાડિમ-બીજ સરખા વર્ણ ૬ માસ્ય° (?) અ. ૭ સરણાકાર (?) અ.

વીંધિઆ વાજિ વિમન સ્વર, પાયિ નિપુર-ઝંકાર, ૨૩
[જાણે] કામ કેરી ભાર્યા, રતિના સરખૂ રૂપ,
અનંગ–આયુધ અંગ્ય લાગા, વિહ્વલ થયો છિ ભૂપ ૨૪
આઘૂ પાછૂ કિમ હોયિ, વિપ્રનારી–વચન ?
હોનારનિ પ્રતીકાર નહી, નૃપિ દીવુ આલિંગન. ૨૫
[1]કણવીર કેરી કામ કામ્યની, કુસુમ કોમલ જાતિ
નૃપ૨૫િ પતંગી, ન થઈ અનંગી, ચપલ ચાતુરી–ભાતિ ૨૬
પુરપાગ્ય નૃપ શ્રી કરિ, જો પ્રગટ થયો પશ્ચયમાણ ?
શાપ કારણ સ્થમા સન્મુખ, તત્ક્ષણ છાડયા પ્રાણ ? ૨૭
૧૫૭૦

---

## કડવું ૪૮ મૂ–રાગ વિનાડી

વૈશમ્પાયન મુનિ ઉચ્ચરિ, રાય જનમેજિ શ્રવણે ધરિ,
[પાણ્ડુ તણી વનિતા આક્રન્દ કરિ રે] ૧
ઢાલ–પાણ્ડુ તણી વનિતા તેણિ ઠાન્ય, માદ્રી એહવૂ ચેહેન નામ
તે વનિ આક્રન્દ કરિ રે અપાર, "વાહરિ ધાયો શ્રીવિશ્વાધાર" ૨
સુણી વચન સહૂ કો ખલભલ્યૂ, વનિતાવચન કુન્તાયિ સાભલ્યૂ,
ધરી પૃથા આ યા તેણિ ઠામ્ય, પામિ ઊલા પાસિ ખાય ૩
ગંગાનાહિ નૃપ મગત ધરી પચ્ચાગ ય ઉલ્હટૂ કરી
કમ્વાની બાત્યા સરકાર, માદ્રી બોલ્યા તેણી વાર ૪
વચન સુણી એ વનિતા તણા, કુન્તા મન્ય થયા સણુમણા,
"પ્રથમ જાણો લ્હો એણિ મનિ ? નકુલ સહદેવ સિ નાહના બાલ" ૫

---

૧ 'કણેર કેરી કમ્નિમા અંગે કુસુમ કોમલ જાતિ' ૨ સંયોગ
૩. આ પછી ★૨૫૫ ૩૮ મૂ. પૃ પદ ૧૮૮૮ (ખરા ૧૮૫૮]

૪ આરમ્ભથી ૨૧ મી કડી સુધીના કથાનકને બદલે ★૨૫૬ ને ૭૯
મૂ. પૃ પદ ૧૯૨૧ (ખરા ૧ ૯૧) એ પછી હાસિયાની ૮ કડી

"બાપ! કુંઅર બિ એ તમ તણા," પ્રત્યુત્તર કહ્યા અતિ ઘણા.
"યુધિષ્ઠિર ભીમ નિ અર્જુન યમ, ત્યમ નકુલ સહદેવ તહ્મારિ શરણ્ય." ૬
કુન્તાશું આલિઙ્ગન કરી, બાલક બિ ઉત્સઙ્ગિં ધરી;
યુધિષ્ઠિરનિ કહી છિ વાણિ, "લઘુ નૃપ! બન્ધુ તહ્મારા જાણિ." ૭
એહ્વૂં કહી રાય સાથિ સાંચરિ, પછિ કુન્તા એહ્વૂં વચન ઉચ્ચરિ;
"બાપ! ઊધરવા ચાલી નાથ, જાણિ એકોદર (એ) પાંચિ ભ્રાત." ૮
મનસા વાચા સાભલયો એહ, ભીમ-અર્જુનપિં અધિકા બેહ;
પાણ્ડુ તણા ચે પાંચિ તન," અનેક આશ્રમ્યથી આવ્યા મુન્ન્ય. ૯
રાજાનિ કીધુ સંસ્કાર, સતી સઙ્ગાતિ માદ્રી નારિ;
દશાહ શ્રાદ્ધ કીધા તેણી વાર, ક્રિયા દ્વાદશા સારી સાર. ૧૦
ઋષિજનનિ ત્યા આપિ અન્ન, બહુ સન્તોષ્યા યાચક જન્ન.
ઋષિકુલ કૂંઅર પ્રશંસા કરિ, મુનિવર! સુત વચન ઉચ્ચરિ. ૧૧
એટલિ આવ્યા નારદ મુન્ન્ય, અર્ઘ્યપાદ્ય આપ્યૂ આસન્ન;
ઋષિ બિસારી પૂજા કરી, આશ્રમ્ય સ્વયં પધાર્યા હરિ. ૧૨
કુન્તા મુનિ-અભિવાદન કરી, સ્તુત્ય વિનય વચન ઉચ્ચરિ;
એણી પિરિ બોલ્યા નારદ મુન્ન્ય, "હસ્તિનાપુરિ મોટા રાજન્ન. ૧૩
પાણ્ડુ તણું ચે મોટૂં રાજ્ય, કરિ ધૃતરાષ્ટ્ર તે સઘલૂં કાજ;
ભીષ્મ પિતામહ કહિંયે ગેહ, સન્મુખ પાસિ બિહા તેહ. ૧૪
હસ્તિનાપુરિ તો આવો તહ્મો, ઋષિજન સાથિ બહુ તેડં અહ્મો."
પાણ્ડુ તણા ત્હા કૂંઅર ચેહ, ઋષિ સઙ્ઘાતિ ચાલ્યા તેહ. ૧૫
પાણ્ડુપુત્ર નિ કુન્તા માત, હસ્તિનાપુર આવ્યો સર્વ સાથ;
પ્રથમ ભીષ્મ પિતામહ મલ્યા, રાજપુત્ર ત્યેહા પાલા પલ્યા. ૧૬
"જૈ રાજાનિ કરુ પ્રણામ," મુનિવર બોલ્યા તેણિ ઠામ્ય,
"પાણ્ડુ તણા એ પાચિ તન, પ્રગટ થયા કૂંઅર મધ્ય-વન્ન્ય. ૧૭
રાજા તુ દેવાઙ્ગત થયા, માત કૂંઅર વનમધ્યિ રહ્યા;"
સુણી વચન રાય કીધુ શોક, નગરનિવાસી આવ્યા લોક. ૧૮
કાર્ય સર્વ ગઙ્ગાતટિ કર્યા, માદ્રી રાય બિહૂ ઉદ્ધર્યા;

રાજા ભણિ, "ભલિ આવ્યાં તહ્મો, ધણું કૃતારથ કીધાં અહ્મો. ૧૯
આતા! આતો તહ્મારૂં રાજ્ય, થાતૂ મલી સર્વ કરજ્યો કાજ;"
હૃદયા-સરસા ચાંપ્યા તજા, મનિ અતિ હર્ષ ધરિ રાજન. ૨૦
ઊતારા આપ્યા અતિ સાર, ઊતર્યાં માત નિ પાંચિ કુમાર;
મુનિવર સ્વસ્થાનકિ સર્વ ગયા, પાણ્ડુપુત્ર હસ્તિનાપુરિ રહ્યા. ૨૧
અનેક વસ્ત્ર અલંકરણ જેહ, રાજાયિ કુંઅરનિ આપ્યાં તેહ;
રાય તણા શત કુંઅર જેહ, દુર્યોધનાદિક કહિયિ તેહ. ૨૨
પઞ્ચોત્તર શત એકઠા રમિ, સુખિ બિસિ, સહૂ ધાતિ થામ;
ગૌતમઋષિનો પુત્ર કિહિવાય, કૃપાચાર્ય વાસ પુર માંહિ. ૨૩
ગુરુ-શીખામણ તે રાયનિ કહિ, "કુંઅર એહ ભણાવો સહી;"
ઉપવીત તણા સંસ્કાર જ કર્યા, વેદવચન સુત મુખિ ઊચર્યાં. ૨૪
સ્મૃતિશાસ્ત્રનુ કરિ અભ્યાસ, ગુરુનિ દેવ ધરી વિશ્વાસ;
ધનુર્વેદનું આદર કરિ, કાર્મુક બાણ લેઇ પરવરિ. ૨૫
રમતા આવિ નગર જ બાહરિ, માડ્યુ એલ પોલિ-દ્વારિ.
એણી પિરિ અભ્યાસ જ કરિ, રમતા નગર મૂકીનિ પરવાર. ૨૬
કન્દુક યેષ્ટિકા ગ્રહીનિ હાથિ, એક વાર ગ્યા રમવા સાથિ;
કન્દુક અન્ધ કૂપ માહિ પડ્યો, નૃપસુત-સાથ સહૂ ખલભલ્યો. ૨૭
કૂપ પાખલિ ફેરા ખાય, જુવિ કો ન જાંડ ઉપાય.
કૂપ પાખલિ ફરિ ફરિ વલિ, ધાયિ પુલિનતટિ, સાહ્મા મવિ. ૨૮
જોઇ યોધ પાછા પરવરિ, કિહિ "એ, કન્દુક ક્યમ નીસરિ ?"
કિહિ ઋષિ, જનમેજય રાજન! ત્યહાં આવ્યા દ્રોણાચાર્ય સુન્ય. ૨૯
૧૫૯૯

## કડવું ૪૯ મું—રાગ સામેરી.

[૧]વૈશમ્પાયન [૨]ઉચ્ચરિ, જનમેજિ રાજન !
ભરદ્વાજસુત ત્હાં આવિઆ, પછિ દ્રોણાચારય મુન્ય. ૧
દૂરિથી દર્શન એહવું કો, દીસિ કારણરૂપ;
પરશુરામ કહિ પુરુષોત્તમ કિ, સહસકિરણ-સ્વરૂપ ! ૨
કિ જઙ્ગમરૂપી ચન્દ્રમા કિ, બ્રહ્માકેરો તન !
નિરીક્ષણ નૃપસુત કરિ, કો દેવ કહિ મુનિજન ! ૩
સાહ્મા જૈ નીચા નમ્યા, દણ્ડવત કરીનિ રાય;
" કુણ કારણ ચ્યલ્યા કૂંઅર ? કહો સુઝનિ મહિમાય." ૪
" અહો સયલા આવિઆ, આંહિ રમતિ-કારણ;
કૂપમધ્ય પડ્યો છિ કન્દુક, સાંભલુ સત્ય વચન. ૫
[૩]ઉપક્રર્મ કો દીસિ નહીં, કાઢિયિ કુણ ઉપાય ?
અતિ કાલ થયો અમ ઘિરિ જતાં, વાટ જ [૪]જોતાં માય." ૬
સુણી વચન ઋષિ ઉચ્ચર્યા, " તમ કરિ ધનુષ નિ બાણ;
[૫]રાજા કેરા પુત્ર વરવપુ, દીસો ચતુરસુજાણ; ૭
ઉપાય શિ નવિ આવડિ, યે દો આ બારિ ?
ધનુર્વિદ્યા ભણાવી તે, કુણિ નગર મુઝારિ ?" ૮
સુણી નૃપસુત ઉચ્ચરિ "યે, કૃપાચારય મુન્ય;
ભણાવિ ગુરુ અમ તણો [૬]તે, ગૌતમ ઋષિનો તન." ૯
સુણી વચન ઋષિ ઉચ્ચર્યા, " [કહો] કૃપાચારય પેહ;
કૂપ થકી કન્દુક આવિ, કાં નથી ભણાવ્યા તેહ ?" ૧૦
"તે તો અહ્મો જાણૂં નહીં," યાગિ, બોલ્યા નૃપસુત વાણ્ય;
અર્જુન-કરિથી માગિઆં, મુનિવરિ ધનુષ નિ બાણ. ૧૧

---

૧. આ કથા કના ૪૨ મા સાથે સમ્બદ્ધ છે. આ ૧ લી કડી પહેલાં ક ૭ કડી આપે છે. તે અના ૫૨ માની ૨૮-૩૩ છે. તે ત્યાં અપારો. ૨. ઉચ્ચર્યા, સુણ્ય. ૩. આ પ. ૪૨૬૯. ૪. વાટ જોરો રાય. ૫. રાજપુત્ર વપુવર દીસો, અને. ૬. જે કશ્યપ ઋષિનો તન. આ.

કૂપ પાસિ આવિઆ પછિ, ચઢાવી ગુણ ચાપ;
રાજકૂંઅર સહૂ કો [1]જોવા લાગા, વિદ્યા તણુ પ્રતાપ. ૧૨
કૂપમધ્ય બાણ મુક્યો, કન્દુક લાગો તેહ;
તે ઊપરિ એક લાગો, સન્ધાન પામ્યા બેહ. ૧૩
એણી પરિ અન્યોઅન્યિ, અનેક સન્ધાણ્યાં બાણ;
કાંઠા લગિ તેહનિ પૂંખ આવી, જોયો બુદ્ધિ પ્રમાણ. ૧૪
બાણ-[2]બલિ પછિ કૂપ-મધ્યથી, ( કન્દુક ) કાઢિઓ તેણી વાર;
આશ્ચર્ય પામીને રહ્યા, સઘલા રાજકુમાર. ૧૫
[3]કરી કાર્ય નિ નીસર્યા, મધ્ય-નગર ભણી જાય;
બાલક ગ્યા ધૃતરાષ્ટ્ર પાસિ, " તૂં સાંભલિ સાચૂં રાય ! ૧૬
માનુભાવ કો [4]નગરમધ્ય આવ્યો, તેણિ કીધૂં મહા પ્રાક્રમ;
અન્ધકૂપથી કન્દુક કાઢ્યો, કીધો એહવો મર્મ. ૧૭
બાણનૂં સન્ધાન કીધું, સહૂ કો આશ્ચર્ય થાય;
તેજ તરણિ-સમાન દીસિ, અતુલ અતિ મહિમાય." ૧૮
રાય કહિ, "તે કુણ છિ ? જોઇ કાઢો ભાલ;
[5]કૃપાચારય-ગુરઘિરિ પોહતો," જૈ પોહૂતા તત્કાલ. ૧૯
[6]સૂત વદિ છિ, સાંભલો, તમનિ કહૂં દ્વિજરાજ !
કૃપાચારયનિ ઘિરિ ગયા, તે કુણ ઊપનૂં કાજ ? ૨૦
[7]ઉત્પત્તિ કહૂં ગુરુદેવની, યે ગૌતમ કેરો તન;
યેહી પિરિ એ ઊપનુ, કૃપાચારય મુન્ન્ય. ૨૧
ગૌતમ ઋષિ આશ્રમ્ય બિઠા, તપ કરિ એક વાર;

૧. જલ્યા આ. ૨. જલગો કૂપ°.
૩. " રાજસભાયે આવ્યા બાલક, મન માંહે આશ્ચિર્ય થાય,
ધૃતરાષ્ટ્ર પાસે આવ્યા બાલક, સાંભલો સાચૂં રાય ! ૨૦"
આ પ. ●૨૭૦. ૪. મોટા દીસે, દીધૂં. ૫. કૃપાચારજ્ય ગુરુ તણે ઘર,
☞ અહીંથી કનૂં કથાનક અના ૫૦ મા સાથે સમ્બદ્ધ. (જુઓ ૫૦ માનૂં ટિપ્પણ ૧ લું.) ૬. આ કડી નથી. ૭. આ કના ૪૦ મા સાથે સમ્બદ્ધ. જુઓ ●૨૫૭.

ઇન્દ્ર અતિ ભયભીત થયા, કીધો ત્યહા પ્રતીકાર. ૨૨
અપ્સરાનિ આપી આજ્ઞા, "જાઓ ચૂકો મુનિધ્યાન,"
સાભરતા તે થઇય્ય સન્નદ્ધ, આવી કીધૂ સન્ધાન ૨૩
વેણુ–વાદન કરિ કરમધ્ય, નેપુરનો ઝણકાર,
તૃતીય સ્વરિ ત્યહા ગાન માડ્યૂ, કરિ નૃત્ય અપાર. ૨૪
ધ્યાનથા ઋષિ જાગિઆ, પછિ મીટિ માડી જોય,
આગલ્ય ઊભી અઙ્ગના, બીજૂ ન દેખિ કાય ૨૫
દેખી વપુ વિહ્વલ થયા મુનિ, ઊરી આહુના જાય,
અમથા ત્યહાથી ઉતપાતિ, તે ભરી અન્તરિ થાય ૨૬
[1]વિહ્વલ થયા મુનિ મન્ય વિમાસિ, થયો વીર્યનો દ્રાવ,
પાણિ કરિ રથલિ જૈ પડ્યૂં, ઊપનો મુનિવર ભાવ. ૨૭
[2]પડરનૂ પત્ર ઊપરિ પડ્યૂ, ત્યારિ થયા છિ બિ ભાગ,
નિચારી પછિ જોવા લાગા, કરિ પર [3]મિ ભાગ ૨૮
[4]કન્યા એક નિ [5]એક કૂઅર દેખી, થના ઋષિ રલિઆતિ,
પુત્ર તે તા કૃપાચારય, સુણિ જન્મેજિ ' વાત ૨૯
કૃપી નામ કન્યા તણૂ, [6]ઋષિ–ગૌતમતનયા એહ,
[7]ભારદ્વાજ–કૂઅર મોટા મુનિ, દ્રોણ પરણ્યો તેહ ૩૦
કૌરવ કૂઅરનૂ કાર્ય કીધૂ, આવ્યા નગર મુઝારિ,
કૃપાચારય તણિ આશ્રમિ, ઊતર્યા નિરધાર. ૩૧
આત્મા કેરી અઙ્ગના એ, કૃપી એહનૂ નામ,
કૃપાચારય પાસિ પીહરિ, દૂતા તેણિ ઠામિ ૩૨
ધૃતરાષ્ટ્ર રાયિ મૂકયા અનુચર, "જુઓ એ કેહ્‌વા જાય,"
"કૃપાચાર્ય–ઘિરિ પરોણા, સાભલિ સાચૂ રાય ' " ૩૩

૧૬૨૨

---

૧. આ પ *૨૫૮ ૨ પિડરનૂ (?) અ ૩ °મધ્ય ૪ આ પ *૨૫૯ ૫. કૂંઅર બીજે, રહ્યા તે વા રાત્ય. ૬. ગૌતમસુત–તનયા ૭ અહીથી ક'વાના અન્ત સુધીનૂં નથી પરન્તુ અનુસન્ધાનમા કૃપ-કૃપીનૂં પોષણ ઓ દ્રોણની ઉત્પત્તિ *૨૬૦ થી કની પછીની કથા અના ૫૨ મા સાથે સમ્બદ્ધ.

## કડવું ૫૦ મું–રાગ એજ

[1]ધૃતરાષ્ટ્ર ગયિ તેડ્યા મુનિવર, પ્રેમિ પૂજા કીધી,
"અમ સેવક જાણી માગિયિ," ઇમ રાયિ આજ્ઞા દીધી ૧
"ગ્હો ઋષિ આશ્રમ્ય આપણિ, ભણાવો અમ તન,"
વિનય કરી યાગિ કહ્યૂ નરપતિ, માન્યૂ મુનિયિ વચન. ૨
મુનિદેવ સ્થાનકિ ત્યહા રહ્યા, પછિ આપ્યા વસ્ત્રાભરણ,
"યે જોઇયિ તે ( મુઝ કનિ ) માગયો, એ કુઅર તમારિ શરણ્ય" ૩
[2]વિદ્યા તણો આરમ્ભ માંડ્યો, કરિ અતિ અભ્યાસ,
વ્યાસ–વાણી મન્ન્ય [3]આણી, કીધો દૃઢ વિશ્વાસ ૪
[4]દ્રોણાચારય પિરિ કીધી, હૂતો વૃક્ષ રસાલ,
નવપલ્લવ દીસિ અતિ ભલો, તેહુની મહા મનોહર ડાલિ ૫
ભામ પક્ષી [5]કર્યો કૃત્રિમ, મૂક્યો છે શ્રૃ માહિ,
શિષ્ય સઘલા સાથિ તેડી, આવ્યા ગુરદેવ ત્યાહિ ૬
[6]પ્રથમ પૂછ્યા રાય યુધિષ્ઠિર, "સાભલુ રાજકુમાર!
આગિલ્ય વૃક્ષ આબા તણો, કાંઇ દીસિ તેહ મુઝારિ?" ૭
વૃક્ષ અનોપમ નિરખિઉ, માહિ પક્ષીનો આકાર,
દ્રોણ કહિ, "[7]તહ્મો ધનુર ગ્રહી, કરો એહ પ્રતીકાર ૮
ડાબા નેત્ર માહિ બાણ મારી, પાડી ધરણી માહિ"
ધનુર [8]ગ્રહી ઊભા રહ્યા, જોવા લાગા ત્યાહિ. ૯
[9]બાણ તાણી મૂકિયો, તે દૂરિ ચઇ નિ જાય
વૃક્ષનિ કાઇ એક સ્પર્શ [10]થયા પછિ, પડ્યો અવની માહિ ૧૦

---

૧ ૪૯ માના ટિપ્પણ ૧૧ મામા બતાવ્યા મુજબનો ઉના ૪૨ માની ૩૨ મીથી અહીં સમ્બન્ધ આ ૧ લી પહેલા *૨૭૧ ૨ આ ૫ *૨૭૨. ૩ જાણી ૪ અહીંની કથા ઉના ૪૪ મા સાથે સમ્બન્ધ આ ૫ *૨૭૫ ૫ કરી તન્ય મૂક્યો, તે ટોચ પલ્લવ માહે ૬ આ ૫ *૨૭૬ ૭ ગ્રહો ધનુષ લેઇ ૮ ધરી ૯ આ ૫. *૨૭૭ ૧૦ કરીને

ગય કેરો કુઅર મોટો, દુર્યોધન તેહનૂં નામ;
આજ્ઞા દીધી દ્રોણ ગુરુયિ, "નૃપ[1] એ તહ્મારૂં કામ"  ૧૧

વચન ગુરના સાભલી, ગ્રહ્યા ધનુષ નિ બાણ;
મૂક્યો પૂરવ ગયો ઉત્તર, એહ્‌વો વીર સુજાણ  ૧૨

ભીમસેન પ્રતિ ઉચ્ચર્યાં, દ્રોણાચારય મુન્ન્ય,
"ગ્રહિ ધનુષ કરિ વૃક્ષ–[1]મધ્ય," ત્યારિ ખલભલ્યો ગાજન.  ૧૩
ભીમસેન કહિ છિ, "સાભલો, તમનિ કહૂ એક આજ,
ગદાયિ મારી કરૂં કટકા, જો હોયિ પર્વત–રાજ.  ૧૪

ન જાણૂં ગતિ બાણની, મૂકિયિ કુણ ઉપાય?
હુ ત પાડૂં વૃક્ષનિ પણિ, પક્ષી પાડ્યો નવિ જાય"  ૧૫

[2]આગિલ્ય ઊભા રહ્યા અર્જુન, પૂછી મુનિવરિ વાણ્ય,
"પશ્ચિ કૃત્સમ વેધો વૃક્ષમધ્ય, ટ્યો ધનુષ કરિ બાણ"  ૧૬

આજ્ઞા એહ્‌વી હવી ચારિ, ગુરનિ નામ્યૂ શીસ,
ધનુષબાણ પછિ કરિ ધર્યાં, પછિ સમર્યા શ્રીજગદીશ  ૧૭
સ્મરણ કરી સારઙ્ગધરનૂ, મૂક્યૂ નરવરિ બાણ,
[3]રસાલ [4]દ્રુમ–મધ્ય વેધ્યો, કહ્યૂ, "ભલો વીર સુજાણ"  ૧૮
[5]જિ જિ શબ્દ ત્યહ્ના સહૂ વદિ, પછિ દેખી નર–પ્રાક્રમ્મ,
દ્રોણિ મસ્તક્ય [6]કર ધર્યો, પછિ જોઇ સુભટ–જન મર્મ.  ૧૯
"સ્વર્ગ મૃત્યુ પાતાલ માહિ, તૂ ધનુર્ધારી જન્ન,
હૌઆ નથી વલી નહિ હોયિ, તે તુઝ સમો અર્જુન!"  ૨૦
એણી પિરિ પુત્ર રાયના, જોઇ પરીક્ષા મુન્ન્ય
દ્રોણ કહિ, "અર્જુન સમો, મે મિ નથી દીઠુ [7]જન્ન"  ૨૧
દ્રોણ ઉપક્રમ અતિ કરિ, પછિ ભણિ રાજકુમાર
લક્ષ માહિ બાણ [8]મૂકિ, રહિ નગર–મુઝારિ  ૨૨

---

૧ ઊપર્થ ૨. આ પ ●૨૭૮ ૩ આ પ ●૨૭૯ ૪ રસાતલ (?) મધ્ય.
૫ આ પ ●૧૮૦ ૬ હાય મૂક્યો ૭ અન્ય ૮ ભેદે પછ, આવ્યા.

[1]રાત્રિ નિદ્રા નવિ [2]કરિ, ઉચ્ચરિ મન્ત્ર અનેક
[3]વલી મુનિની આગન્યા, પછિ ધરિ અતિ વિવેક　　૨૩
[4]એક વાર અર્જુન એકના, પછિ જાગિયા મધ્ય-રાત્રિ
દ્રોણ નિદ્રાવશ થયા સહૂ, પાખલિ હતા પાત્ર.　　૨૪
ગુરુની દ્રઢ આગન્યા, યમતા હતા રાતિ,
નિષિદ્ધ છિ તે સાભલ્યૂ, તે વેદપુરાણિ વાત　　૨૫
દીપ વિના ભોજન નવિ કીજિ, એહવો જોઇ મર્મ,
દીપ ત્યારિ વિનય પામ્યો, તે ભારત કેરૂ કર્મ　　૨૬
ત્યારિ અર્જુનિ [5]આસ લીધો, [6]પછિ જોઇ વિમાસી મન્ય
"અત્યન્ત આદરિ પ્રત્યક્ષ દીસિ, તો અભ્યાસ કીજિ શિઘ્ર?　　૨૭
અભ્યાસ-રાગણિ અતિ ભલૂ," ઇમ જાણિ કુન્તા-નન્દ
લક્ષ માંડી ધનુષ સાહી, ઊભા છિ અર્જુન　　૨૮
શબ્દ ઊપરિ બાણ મૂકિ, ત્યારિ ગર્જના થઇ [7]ચાપ,
નિદ્રા માહિથી જાગિયા, રુષિ જોઇ વિમાસ્યૂ [8]આપ　　૨૯
દ્રોણ [9]કહિ "તૂ કોણ છિ? તૂ મુનિ સચ કિહિનિ વાણ્ય"
આગિન્ય આવી રહ્યા ઊભા, કરિ ધનુષ નિ બાણ　　૩૦

---

૧ આ પ *૨૮૧ ૨ આવે, ત્રિચાર મન્ય ચાને ૩ ચારે-આ પછી -
ઊથવો

"વરે અતિ વિવેક ને, અર્જુન ઘરા વાધ્યો ઘણો,
વલિ એક પ્રાક્રમ કર્યૂં તે, જન્મેજય ! શ્રવણે સુણો"　　૪૧/૨૧૪૮

(ખરી ૨૧૧૭)

૪ અહીંથી કના ૪૨ માંની ૪૦ માંથી અનુસન્ધાન ત્યાં અહીંથી ૪ કડીને બદલે *૨૭૩ અને —

"એક વાર ગુરૂજી નિદ્રામાં છે, દુર્યોધન સર્વ ભાય
અર્જુનને નિદ્રા નાવે વિચારે મન માંય"　　૫૧

૫ અભ્યાસ માંડ્યો ૬ જોઇ વિ° ૭ ગુણચાપ ૮ મન્ય આ ૯ પૂછે, "કોણ તૂ અને"

[1]"કુણ ઊઠચો એકલો, આણી વેલાયિ જન ?"
કરી વિનય [2]નિ પૂછચા ત્યારિ, બોલિઆ અર્જુન. ૩૧
દ્રોણ લાગા પૂછવા, "તુનિ, કિણિ કહ્યો એ મર્મ;
યે મધ્યરાત્રિ એકલો બહુ, કરતો હૂતો પ્રાક્રમ ? ૩૨
[3]"સ્વામીજી ! શિ ન સાંભરો, તહ્મો શીખ આપી ચેહ;
'દીપ વાધિ ત્યારિ અશન ન કીજિ,' મુનિ કહ્યું'તું ચેહ ? ૩૩
એક વાર દીપ વડો થયો, અન્ધ કરતાં આહાર;
અતિ [4]અન્ધારે સત્ય ન જાયિ, પછિ કર્યો મન્ય વિચાર. ૩૪
મિ જાણ્યું અભ્યાસ કીજિ, શબ્દ ઊપરિ બાણ;"
[5]ત્યારિ અતિ આદર કરિ, મુનિવર ચતુર સુજાણ. ૩૫
સુણી વચન રલિઆતિ થ્યા ઋષિ, દીધો આશીર્વાદ;
"વીર નહીં કો તુઝ સમોવડિ," [6]પછિ વધ્યા એહ્‌વો વાદ. ૩૬
[7]સકલ વિદ્યા હવી પૂરણ, ચરણ-દ્રોણ-પ્રતાપ;
રાજકૂંઅર તેડી સહૂ, નિ એકિ એકિ આપ. ૩૭

---

૧. "કોણે તુને મોકલ્યો, આણી વેલા રાજન ?" ૨. ચરણે લાગો. ૩. આ કડીની સીટી ઊલટપાલટ. ૪. અતિ અન્ધારાતા મારગ જાયિ, અ. ૫. "અન્ધારે આદર કરતો હૂતો, મુનિવરા મનમાં જાણ્ય.' ૬ વિદ્યાયે એહ્‌વો સાધ. આ પછીઃ—

ઊથલો

"વિદ્યા તણો અભ્યાસ ને, દ્રોણે અસ્ત્રવિદ્યા શીખવી;
વૈશમ્પાયન કહે, સુણ્ય રાજા ! દ્રોણને નામે અનુસરી. ૬૨

૨૦૭૫

( ખરી ૨૦૪૧ )

૭. કડવાના અન્ત સુધીની કથા કમાં નથી. તેના સમ્બન્ધની કથા કના ૪૬ માના આરમ્ભમાં છે. ત્યાં ગુરુદક્ષિણાના પ્રસઙ્ગ પહેલાં કમાં પરીક્ષા-વિષયક કડવું છે. જુવો ●૨૮૨ ની ૨૩ કડી. ૫૬ ૨૧૭૨ ( ખરાં ૨૧૪૧ ) —એ પછી ●૨૮૨ ની બાકીની. કની આ પછીની કથા તેજ સ્વરૂપે અના ૫૨ માની ૨ જીથી.

ધનુર્વિદ્યા હવી પૂરણ, હવી લિખિત લાભ,
દ્રોણ-ઉપક્રમિ અધિક થૈ, કુરુ્રૂંઅગનિ તેણિ કાલિ. ૩૮
ગજાનિ આવી કહ્યૂ યે, "પામ્યા વિદ્યાપાર,"
રાય કહિ, "ઋષિ આહિ રહો, તહ્યો હસ્તિનાપુર મુઝારિ. ૩૯
ગુરદક્ષિણા માગો મુઝ કનિ," વીનતી બોલ્યા રાય,
દ્રોણ કહિ, "અહ્યો માગિયિ, જો કાર્ય અહ્મારૂ થાય ૪૦
પાન્ચાલ દેશનુ રાય છિ, દ્રુપદ ચેહનૂ નામ,
સૈન્ય આપો સઙ્ઘચ માહ્રરિ, તે સહ્યાતિ છિ કામ. ૪૧
નાસુદષ્ટિ તે જુયિ, પરપન્ચ કરો તે રાય,
કાર્ય માહરિ એટલૂ, યે દેખિ દત્મહિમાય" ૪૨
૧૬૭૪

---

## કડવૂં ૫૧ મૂં-રાગ એજ

રાય જનમેજિ પૂછિયૂ, ઋષિ ! મુઝનિ કહોનિ વાત,
દ્રોણાચાર્ય ઋષિ વડો, તે ભુવન ત્રય-વિખ્યાત ૧
વૈર થયૂં વાહનપતિથ્ર, દ્રુપદ ચેહનૂ નામ,
દ્રોણિ માગ્યૂ ના કહી, બાહુ સૈન્ય તેણિ ઠામ્ય ૨
તે કથા મુઝનિ કહો, યે કારણ કૃપા-નિધાન !
વૈશમ્પાયન કહિ વની, નૃપ ! સાભલો રાય પ્રધાન ! ૩
પાન્ચાલ દેશનો [2]રાય મોટો, આર તેહનિ તન,
[3]દ્રુપદ લઘુ સઘવા ચકુ, સુણિ જનમેજિ રાજન ! ૪
[4]દ્રોણ નિ [5]નૃપકૂઆર દ્રુપદ, ભણિ એકિ ઠામ્ય;

---

૧. હતા ૪૦ માની ૩૧ મી પંક્તિનૂ અનુસન્ધાન. કમા અહીંથી ૩ નથી ૨ પરીખ રાજા, દ્રુપદ તેહનો તન ૩ આ પદેશ —
"ત્યાંહાં તે પણ આવિયો, કરવા વિદ્યાધ્યાન,
પરીખ તે પન્ચાલનો, આઠ તેહના વન,"
૪ આ ૫ #૨૬૧ ૫. દ્રુપદ કુન્અર

ધનુર્વિદ્યા તણો અભ્યાસ, પોચિ છિ [ નિજ ] કામ. ૫
એક વાર એકાન્તિ બિઠા હૂતા, કર જોવા લાગા મુન્ય;
દ્રુપદ પ્રતિ ઉચ્ચર્યા, ભરદ્વાજ કેરો તન્ન. ૬
"અઙ્કુશ પતાકા છત્ર દીસિ, ચક્ર અમ્બુજ પાણિ;
ઊર્ધ્વરેખા યુગ્મ પદ-તલિ, [1]રાજચિહ્ન ઈંધાણ. ૭
રાજ્ય તાહરિ હશિ પૂરણ, માહરૂં એહ વચન,"
સુણી વાણી ઉચ્ચર્યા પછિ, [2]વચન એહ રાજન.  ૮
' રાજ્ય માહરિ કહ્યાં થકૂં ? જેઠ બાન્ધવ સાત;"
દ્રોણ કહિ, "સન્દેહ નહીં, સત્ય એહ જ વાત." ૯
રાજ-કૂંઅર કિહિ, "રાજ્ય હશિ તુ, અર્ધ તાહરૂં મુન્ય!
પ્રધાન પુરુષ તૂં વડો, ભરદ્વાજ કેરો તન્ન" ૧૦
સત્ય વચન દ્રોણ કહી પછિ, પોહૂતા સહૂ સ્વસ્થાનિ;
[3]દ્રુપદ કેરો તાત વૃદ્ધ તે, ચાલ્યો ધરવા ધ્યાન. ૧૧
[4]પુત્ર સઘલા ગયા સાથિં, [5]દ્રુપદનિ આપ્યૂં રાજ્ય;
વચન ઋષિનૂં સફલ થયૂં, સીધા સઘલા કાજ.
દ્રોણાચારયિ સાભલ્યો પે, "દ્રુપદ બિઠા પાટિ;"
"રાજ્ય અરધ [6]મનિ આપયો, થારિ તુઝનિ હોયિ પાટ." ૧૩
[7]એહવૂં જાણી નીસર્યા, પછિ મારગિ મુનિવર જાય,
નગર આવી રહ્યા ઊભા, ભારદ્વાજ સભા માહિ. ૧૪
દ્રુપદ રાજા સભા પૂરી, બિઠા ચેણિ ઠામ્ય;
મુનિનિ કોય ન ઓલખિ, કો ન જાણિ તહા નામ. ૧૫
રાય આગલ્ય જૈ રહ્યા, નવિ બોલિ, ન નામ્યૂં શીસ;
પ્રણિપત્ય પાખિ વિપ્રવર તે, કયમ દિઇ આશિષ ? ૧૬

૧ રાજચિહ્ન ૨ દ્રુપદ કહે, સુનજન! ૩. પરીખરાયનો વૃદ્ધ કૂંઅર તે. ૪. ભ્રાત ૫ "તે પણ ધરવા ધ્યાન, લઘુપુત્ર દ્રુપદ તમારો પિતા, ગયો ધરવૂં તપ-ધ્યાન. ૪૧"-૪૦ મૂં પૂરૂં. ૫૬ ૧૯૬૬ (ખરાં ૧૯૩૬) ટે પછી #૨૬૨. ૬. આપવાને, લેતા હશો વાટ. ૭. આ એક કડી બદલ #૨૬૩.

[1]ફેરા ખાઇ અવતો થયો ભડ, [2]મીટિ માડી જોય,
વરી ઋષિ આગિસ્થ ઊભો, નવિ બોલાવિ કોય　૧૭
દ્રોણ વાણી બોલિયા, "સાભલિ દ્રુપદરાય !
મુનિ શિ નવિ ઓળખ્યિ ? સાભલ્યો તુઝ મહિમાય　૧૮
[3]આપણુ ભણતા એક ઠામિ, તુઝનિ કહી'તી વાણ્ય
[4]'રાજ્યાસન પામેશ તૂ, ચતુર ચિહ્ન ઇંધાણ'　૧૯
ત્યારિ તિ મુઝનિ કહ્યૂ, 'હૂ આપેશ અર્ધજ રાજ્ય,'
તે માટિ અહ્મો આવિયા, સાભલિ દ્રુપદ રાજ !"　૨૦
[5]'ચાલિ" વાણી, વદિ વનતો, "તૂ કુણ મુનિ દેવ ?
હૂ નિ તૂ કહ્યા મ યા'તા ? મિથ્યા અવસ્યમેવ　૨૧
મૈત્રી કહ્યાથી તાહરિ નિ માહરિ ? વિપ્ર ! મન્ય વિચારિ,
સરખિ સરખા ગોષ્ઠિ મલિ, તૂ યાચક ! મન્ય વિચારિ"　૨૨
"મારૂ કહ્યૂ માનિ નહી, કહ્યૂ'તુ સત્ય વચન
આજ તે કા વીસાર્યૂ ? તે મુઝનિ કિહિ રાજન !　૨૩
સાત ભાઇ છિ તાહરિ, તિ કહી હૂતી યે વાણી,
[6]તિ કહ્યૂ, 'રાજ તુઝનિ હશિ,' વીસરી તે વાણી ?"　૨૪
'જા, મુઝનિ ભલિ વીસર્યૂ, તુઝનિ નાપૂ ગામ
જા સૈન્ય તાહરૂ ચલાવયે, કરયે તાહરૂ કામ"　૨૫
એહવૂ કિહિતા ઉચ્ચર્યા મુનિ, 'સાભલિ દ્રુપદરાય'
હવ ! તુઝનિ શૂ દેખાડૂ, સૈન્યનો મહિમાય ?　૨૬
ઇશ્વર કરતા તે નથી, યે ચિન્તવ્યૂ નવિ થાય
સૈન્ય માહરૂ મારિ આવિશિ, ત્યારિ બલિઆ થયો રાય[7] !'　૨૭

૧ આ પ ●૨૬૪ ૨ આડી દૃષ્ટે જોય. ૩ આ પ ●૨૬૫ ૪ "આસન પામિશ ઉચ્ચ તૂ, રાજચિહ્ન છે એંધાણ" ૫ અહીંથી ફરી બદલ ●૨૬૬ ૬ લઘુતા મુને રાજ્ય કહ્યાનું ? તે વીસર્યૂં કયમ વય ? ૭ અહીં ૪૧ મૂ. પૃ. પદ ૨૦૧૪ (ખરા ૧૯–૪)

[1]એહવૂં કહીનિ નીસર્યા, પાછા વલ્યા મુનિદેવ;
વિચારતાં સૂઝિ નહીં, [2]"હૂં શું કરૂં મહાદેવ? ૨૮
[3]ધિરિ ધરુણીનિ કહ્યૂં, 'મોક્ષેશ વાહન;
પાઞ્ચાલ દેશનો રાય દ્રુપદ, ભિડો છિ આસન્ન.' ૨૯
સત્ય વચન ઇમ ધર્યૂં, યે 'આપશ અર્ધ રાજ્ય;'
બલ તણી મૈત્રી કરી, થયૂં ફૂડૂં કાજ. ૩૦
વનિતા જોશિ વાટ વાહન, કરૂં કુણ ઉપાય?"
વિચાર કરતાં નીસર્યા, પછિ, [4]હસ્તિનાપુર ભણી જાય.' ૩૧
[5]દ્રોણ-ધરિ યે અર્દ્ધાંગના, કૃપની ભગિની સાર;
વિચાર કરતાં દિવસ કેટલે, આવ્યા તેણી વાર. ૩૨
કૌરવ પાણ્ડવ કરે [6]ક્રીડા, [7]હસ્તિનાપુર મુઝારિ;
[8]દ્રોણિ નયણે નિરખિઆ, રમતા રાજકુમાર. ૩૩
[9]કન્દુક કાઢી આપ્યો કરમધ્ય, હર્યા રૂડિ હાસ્ય;
પ્રસન્ન થયા વર આપિઓ, ધૃતરાષ્ટ્ર રાજન. ૩૪
સૈન્ય માગ્યૂં રાજા પાસિ, જાવા દેશ પાઞ્ચાલ્ય;
કૌરવ પાણ્ડવ થયા સનદ્ધ, ચઢયા તેણિ કાલ્ય. ૩૫
એણી પિરિ ઉચ્ચરી ઋષિ, વૈશમ્પાયન મુન્ય;
દ્રોણ-દ્રુપદ-વૈર એણી પિરિ, જનમેજિ રાજન! ૩૬
નીત્ય-મારગ છાડતા, નર ઊતર્યા ભૂપાલ;
પણિ અઘટતૂં ઇશ્વર નવિ કરિ, યે કહાવિ કૃષ્ણકૃપાલ. ૩૭
૧૭૧૧

---

૧. રાજસભાથી ઊઠિયા. ☞ કડવા ૪૯ માના ૧ લા ટિપ્પણમાં સૂચવેલી ૭ કડી તે અહીંથી. ૨. હવે કરૂં કેહની સેવ? ૩. આ ૫. *૨૬૭. ૪. વાટે ચાલ્યા જાય ૫. આ કડી બદલ *૨૬૮. ૬. કકણ્ણ અ. ૭. રમવા કેરા કામ. ૮. તેણે. ૯. અહીંથી કડવાના અન્ત સુધીની કથા ક માં નથી.

## કડવૂં ૫૨ મું–રાગ એજ

[1]દ્રોણ-વચન શ્રવણે સુણી, કૌરવ તેણિ ઠામ્ય;
[2]કુંઅર સહૂ સાથિ ચઢ્યુ, અનિ ગુરુ તણું એ કામ. ૧
[3]અશ્વ ગજ રથ [4]કરભ કટક, કનક ભૂષણ [5]સાર;
[6]શકટ વેસર કરિણિ કોવડિ, ચાલિઆં તેણી વાર; ૨
આજ્ઞા થઈ [7]ઋષિ દ્રોણની, ત્યારિ હોયિ દુન્દુભિનાદ;
યોધ સઘલા થયા સન્નદ્ધ, પડ્યો સઘલિ સાદ. ૩

[8]દમામા નિ દડદડિ, ભેરી ભૂંગલ-ભેદ,
નીસાણ વાજિ, વ્યોમ ગાજિ, પામિ કાયર ખેદ. ૪
ઝણકારોલિ ઝણૂક વાજિ, ગરણાઇ સુભટ નાદ;
શીંગી શઙ્ખ નિ શ્રવણ મઙ્ગલ, ઢિવલી (?)ના વાદ. ૫
ગમ્ભીર ગોમુખ-ગર્જના, ગડગડિ ગણ રહ્યા ચાપ;
મોહિ શૂર સન્નાણ [9]સમ્મુખિ, સન્મુખ સુભટ પ્રતાપ. ૬
તે થૈ થોક નિ નીસરિ, તરવરિ પુર-પ્રાકાર;
[10]યોધ નામિ નગરમધ્ય નર, નીસરિ સહૂ બાહિરિ. ૭
અગ્રાહ પિહિયાં શોભના, ઇશ્વરખી જણમાલ;
ટોપ ત્રાટક તરલ ખેટક, ખાગ નિ કરવાલ ૮
સાગિ તોમર ગદા મુદ્ગર, પરિઘ જમધર પાશ;

---

૧ ૫૦ માના ૩૪ મા ટિપ્પણનો સમ્બન્ધ અહીંથી ૨ અનેક અમર સાથે તે વદ્ ૩ આ પહેલાં —
"શિષ્ય સઘલા સજ્જ થયા, જે હતા રાજકુમાર,
ગુરુવચન તે શીશ ચઢાવ્યું, ક્ષણ ન લાગી વાર." ૬.
૪. કરભ વેસર ૫. ભાર ૬. શકટ ઘોડી હત્થ કાવડય ૭ ગુરુદેવની. ૮ અહીંથી ૨ ની બદલ —
"રકે શુલ્વ (?) રણતૂર વજે, શરણાઇ શરુઆ સાદ,
શીંગડૂં મોહર્ષ શઙ્ખ ને, ઢોલ દડદડો વાદ" ૯.
૯. સનમુખ, સર્ગ. ૧૦. ત્યોધ સઘલા નગરથી. સહુ નીસરે તાં.

મુશલ હલશલ મોગરી, કરભલ્લ કિરણ પ્રકાશ ૯
અતિ અનોપમ અણિઆલા અંકુશ, [1]તુગણ કટારી ચાપ,
નગ નીસરિ નૈઅર થકા એહુવે, કૌરવપતિ પરતાપ ૧૦

તેણિ સમિ સન્નદ્ધ થયા, પાણ્ડવ પાખિ પ્રૌઢ,
અલંકુરણ સન્નાહ પિરી, પછિ રતન્યા ગરુડારૂઢ ૧૧
આગિન્ય [2]આશિષ ઉચ્ચરિ, કુન્તા તેણિ [3]ઠામ્ય,
"ચિન્તા કરયો ચતુર્ભુજ અનિ, [4]ગુરુ તણૂ એ કામ ૧૨
શૂ જાણિ [5]સઙ્ગ્રામ્ય ગતિ હુ, રાખે શ્રીગોપાલ!"
તેણિ સમિ આદિત્ય ઊગ્યા, થયો પ્રાતકાલ ૧૩

[6]શીન તીક્ષણ આયુધ ઝલહલિ, રવિ-કિરણનિ પરતાપ,
મસ્તકિ મુગટ નિ કાનિ કુણ્ડલ, ગ્રહ્યા બાણ નિ ચાપ ૧૪
આજ્ઞા માગી નીસર્યા, માતાનિ નામ્યૂ શીસ,
યોધ સબલા થયા [7]મોહૂગિ, સમર્યા શ્રીજગદીશ ૧૫

રાય પાસિ જૈ રહ્યા "આજ્ઞા, અમ દીજે રાજન!"
શીસ નામી નીસર્યા પછિ, કુન્તા કરા તન ૧૬
ભીમ ગજ ઊપરિ ચડ્યા, અર્જુન થયા અસવાર,
નિકુલ સહદેવ હય ચઢ્યા, ચાલિઆ તેણી વાર ૧૭
કો અશ્વ ગજ રથ પાલખિ, ધૃતરાષ્ટ્ર કેરા તન્ન
થઈ સનદ્ધ શત ભ્રાતૃ-[8]સાનિધિ, ચઢ્યો દુર્યોધન ૧૮

[9]હુંકારવ હસ્તી તણા, હય તણા હંસાર,
દલ મધ્ય [10]ખલકિ શૃઙ્ખલા, ગાજિ ઘોર નીશાણ ૧૯
દ્રોણાચારય થયા આગલિ, વૃદ્ધ પિતામહ મધ્ય
માતુભાવ એહ રહ્યા ચ્હા (ઇ) ત્યહા, વસિ અષ્ટ મહાસિદ્ધ્ય ૨૦

---

૧ કણ ટી નરિ (?) અ ૨ આપી ૩ ઠામ ૪ ગુરુકાર્ય નિશે કાર ૫ સઙ્ગ્રામવિધિ, તૂ રાખે દીનદયાલ! ૬ સન્નાહ ૭ આગલ્ય ૮ સાથે ૯ હુતારવ (?) ૧૦ ખલકે

ગજઘણ્ટ, ટંકોરવ ધનુષ, [1]ચક્રચાપ-પડઘાય,
[2]દિગ્નાથ ધ્રૂજિ, ધરા કમ્પિ, શેષ વ્યાકુળ થાય 21
અવનીતળથી [3]છેહ ચાલિ, અમ્બર અન્તર થાય,
આષાઢ જેરો મેહ [4]ત્યમિર થમ, ઐરાવત [5]મધ્ય જાય 22
મુગટ કુણ્ડળ કરણ ચચ્ચર, ચપળ વિદ્યુત-હાર,
વાજિત્ર વાજિ [6]ગહરિ ઘનપરિ, છત્ર-મત્સ્ય-આકારિ 23
નેજા અમ્બાડી નિ ધજા ફરફરિ, જાણે, શ્રેણી તરંગ બનાક,
દિશિ દિશિ સૂઝિ નહીં, પછિ પડ્યો સઘનિ [7]ઝાગ 24
હલહલિ હસ્તીની હાક વાજિ, હણહણિ કેકાણ,
ખુમ્મારવ બહુ પડિ દળ મધ્ય, પાચ્ચાળ પરિ મેલ્હાણ 25
ચચ્ચા નરપતિ સાભળ્યા, દેશ નગર થઈ વાત,
અશ્વ ગજ રથ [8]દોડતા તે, આવી મળ્યો સર્વ સાથ 26
મારગિ મહીપતિ ચાલતા, આવ્યા પાચ્ચાળ માહિ,
દ્રોણનિ આનન્દ થયો, તૂ સુણિ જનમેજિ રાય[1] 27
૧૭૩૮

[9]કડવૂં ૫૩ મું-રાગ એજ

દ્રુપદિ શ્રવણે સાભળ્યૂ, જે આવ્યો કુરુ-દળ-ભાર,
ક્ષત્રવટ છૂટિ નહી પછિ, કરિ મન્ય વિચાર 1
"સૈન્ય થયૂ મર્મ એકઠૂ, કૌરવ તણો પરિવાર,
ક્ષુદ્રિ દળિ હૂ શૂ કરૂં?" પછિ, ઉચ્ચર્યો [10]તેણી વાર 2
"ક્ષીણી દળ થાઓ સાતરા,' પછિ વેગે થૈ અસવાર,
કુરદળ-વાદળ મળ્યૂ દહો દિશ, ચાલિઆ તેણી વાર 3
મારમા દીઠા આવતા નૃપ, હાથીયિ આરૂઢ

૧ રથચક્રના. ૨ દિગપાલ ૩ એડ ૪ મધ્ય ૫ મુદ્રય નથી ૬ ઘહર ૭ ઠાક (?) ૮ પવન વેગે ૯ ૪૬ નૂ ચાલૂ ૧ લી કડી પહેલા #૨-૩ ૧૦ તેણે ઠાર

દૂરિ થકૂં સૈન્ય દેખી, ચૈ રહ્યો દિગમૂઢ. ૪
સન્મુખ આવી રહ્યો ઊભો, રાખિઓ ક્ષત્રીધર્મ;
"દ્રોણકારણિ કલહ કરૂ, શું હું જાણૂં મર્મ?" ૫
સૈન્ય દેખી શત્રુનૂં, પડિ નીસાણિ ઘાય;
"હસ્તીયિ આરૂઢ આગલિ, ઊભો દીઠો રાય." ૬
અર્જુન આવી ગયા ઊભા, દ્રોણનિ [1]નામ્યૂં શીસ;
[2]"ગુરુદેવ! તૂં દેખાડિ મુઝનિ, પાઞ્ચાલ કેરો ઈશ." ૭
"હસ્તી ઊપરિ ચઢ્યો નરપતિ, મુગટ ઝલકિ શીશ,"
સુણી વચન થયો રાતડો પછિ, ચની અર્જુનનિ રીસ. ૮
[3]રાજા વિગ્ય કહિ સારથિનિ, ગ્રહી શર-ગુણ-ચાપ;
"અપમાન દ્વિજમુખિ ઉચ્ચર્યો, એહનિ તેહ લાગૂં પાપ." ૯
પઞ્ચાલપતિ ત્યહાં શૂં કરિ? કાઇ ન ચાલિ પ્રાણ,
ઊપરિ અર્જુન આવિઆ, નાખ્યા એક બિ બાણ. ૧૦
યોધ સઘલા ત્રાસ પામ્યા, દેખી કુરુદલ-પૂર,
કુન્તાસુત સાહમો ધસ્યો, ત્યારિ શૂં કરિ તેણી વાર? ૧૧
પાર્થ ઊપરિ બાણ મેહ્લ્યા, દ્રુપદરાયિ તેહ,
અન્યાઇની છતિની પરિ, થયા નિષ્ફલ તેહ ૧૨
એટલિ અર્જુન તણો પછિ, સમીપ આવ્યો રથ,
વીરવર નર ઊતરિ ઊભો, શૂં કરે સમરથ? ૧૩
ચાપ કેરા કરભ કેશિ, કણ્ઠે ઘાતિ ગાય,
કરિણપણિ કરી પૂઠયો, નાખ્યો અવની માહિ. ૧૪
પડ્યો પૃથ્વી, પાર્થ તેહણિ, [4]આણિ કીધૂ કામ,
પછિ દ્રોણાચાર્ય [5]રહ્યા ઊભા, આવ્યા તેણિ ઠામ ૧૫
અર્જુન કહિ, "આ અરિ તમારો, આવ્યો આગળ્ય મુન્ય!"
દ્રોણ બોલ્યા, "સૈન્ય જોવા, સપર્થ યા રાજન! ૧૬

---

૧. નામી ૨ "ગુરુદેવ તે પઞ્ચાલ ઇશ, દીઠે ચડી ગજ શીસ" ૩ ચલાવી હર નીકળ્યો રથ, ૪ કર્યું તેણે ૫ ગયા હતા

ઊચું જો, મુનિ દલ દેખાડ, કહ્યૂ હતૂ ચેહ, "
મેદનીપતિ તે લાજિઉ, આગિલ્ય ઊભો તેહ. ૧૭
નિરીક્ષણ નર નવ્ય કરિ, લજ્જા પામ્યો રાય,
વિનયવચને વદિ વચ્છ, "એ રાજ્ય તહ્માકે થાય. ૧૮
મુઝનિ આપો આગન્યા, અહ્મો તેહજ કરશૂ કામ,
નગર દેશ નિ રાજ્ય તહ્મારૂ, રહો આણિ ઠામ્ય " ૧૯
દ્રોણ કહિ, "હૂં શ્યૂ કરૂ નૃપ ? તુચ્છ તાહરૂ રાજ્ય,
દેખાડ્યનિ સૈન્ય માહરૂ, આવિયો છુ આજ." ૨૦
[1]પછિ પાર્થનિ કહિ, "વલો પાછા, વનિ નૃપતિ દુર્યોધન'
આપણીથી વીસરો, અતિમન્દ એ રાજન " ૨૧
સુણી વાણી વલ્યા પાછા, કૌરવપતિ ઘિરિ જાય,
પઞ્ચાલપતિ પછિ વલ્યો પાછો, લાજ્યો મન માહિ ૨૨
પાર્થ–દલ પાછૂં વલ્યૂ, રાય વલ્યા દુર્યોધન,
કામ થયૂ મન્તેષ પામ્યા, દ્રોણાચાર્ય મુન્ય. ૨૩
[2]ઉલ્લાદભરિ ભડ વલ્યા પાછા, મૃગયા રમતા જાય,
કુરુદેશ ભોમ્ય પોતા તણી, પછિ આવિયા વન માહિ. ૨૪
ભક્ષણ એક ઉન્મત્ત મેના–સન્મુખ કરિ આગલ,
અર્જુન–અન્ત કરણિ થયો, શર નાખવાનુ ભાવ ૨૫
ધનુર કરિ ઊભો રહ્યો, એક ભિલ તેણિ ઠામ્ય,
ધનુર કરમધ્ય શર ચડાવી, રહ્યો ઘાતી હામ ૨૬
ભક્ષણિ મુખ વિકાશી કીધૂં, બોલવા કારણ વાણિ,
મુખ્યો બાણ લાગ્યો તાલુયિ, વિકટ વીર એંધાણ ૨૭

૧ આ પ. ●૨૮૪. ૪૬ મૂ પૂરૂ ૫૬ ૨૨૩૧ (ખરા ૨૨૦૦) ૨ ઉત્સાહ-ભર્યં.—આ પછીની હકીકત આજ કડવાની ઉત્પત્તી કરી અને ૫૪ મા સાથે સમ્બદ્ધ ૨૫ મી કડીથી એકલવ્યનો પ્રસઙ્ગ ●૨૭૪ મા એ કડૂં ૪૩ મૂ. મહ ૨૧૦૭ (ખરા ૨૦૭૭)

અર્જુન અતિ આશ્ચર્ય પામ્યા, પછિ દ્રોણાચારય મુન્ય;
પૂછવા લાગા, "કુણિ ભણાવ્યો? કિહિનિ સત્ય વચન! ૨૮

કોણ તૂં? શૂં નામ તાહ્‌રૂં? કિહિનિ સાચી વાત;
વિદ્યા પામ્યો કોહ થકી? કોણ તાહ્‌રી જાત્ય?" ૨૯

"વનમધ્ય રહૂં કુલિ ભિલ્લ છૂં, એકલવ્ય માહ્‌રૂં નામ;
દ્રોણાચારય કનિ ભણ્યો પછિ, સકલ સીધાં કામ." ૩૦

અર્જુન કહિ, "અમ્હો ન જાણૂં, છાનુ ભણાવ્યો એહ;
તુઝ સરખો નહીં ધનુર્ધારી, સીદ કહિ ત્હાં તેહ?" ૩૧

પૂછિ પારથ, "હૂં ન જાણું, ભણ્યો કોણ ઉપાય?"
પૂછ્યૂં, "કહ્યાં છિ દ્રોણ? મુઝનિ કહુ," "ઓ એઠા વન માહિ." ૩૨

"ચાલિ તે દેખાડચ મુઝનિ, બિઠા છિ પેણિ ઠામ્ય.
કોણ ઉપાયિ શીખવિ, ઋષિ દ્રોણ પેહ્‌રૂં નામ?" ૩૩

"ચાલો," કિહિ, "દેખાડું તમનિ, બિઠા છિ ઋષિદેવ;"
કૌતક જોવા શિષ્ય ગુરુ પછિ, ચાલિયા અવશ્યમેવ. ૩૪

પ્રતિમા કરી માટી તણી, પે દ્રોણ કેરૂં રૂપ;
દેખી સેવા ગુરુ [ તણી ], આશ્ચર્ય પામ્યા ભૂપ. ૩૫

એકલવ્ય, કિહિ, "સાભળો, ઓ દીસિ સાહ્‌મૂં લક્ષ;
અભ્યાશૂં આયુધ નિ પછિ, તાણૂં ઋષિ-પ્રતક્ષ. ૩૬

સિદ્ધિ હોયિ સાન્નિધ્ય ઇહિ, દ્રોણાચારય-પસાય;"
[1]સુણી વાણી સચ્ચર્યા આવ્યા, હસ્તિનાપુર માહિ. ૩૭

૧૫૭૫

---

૧. આ કડી પછી કના ૪૭ માની ૫ મી કડીનો સમ્બન્ધ. ક માં તે *૨૮૫ રૂપે.

## ૭. લાંક્ષાગૃહદાહપર્વ—

### કડવૂં ૫૪ મું—રાગ એજ

[૧]ધૃતરાષ્ટ્રને ચરણે નમ્યા, પછિ ગુરનૂં કીધૂં કામ;
મહિમા થયો મહીપતિ સકલમધ્યિ, કૌરવ–પાણ્ડવ–નામ. ૧
નિત્ય નૃપસુત એક નગરિ પે, પઞ્ચોત્તર શતભ્રાત;
પાણ્ડુ–નિ–ધૃતરાષ્ટ્ર–સુત, ભુવનમધ્ય વિખ્યાત. ૨
એક વાર રમતાં એકઠા, ભીમ સાથિ બાથિ;
ભડતા ભડ ભાજિ નહીં, પછિ શિથિલ થયો સર્વ સાથ. ૩
દુર્યોધન મનિ વાત વિમાસિ, "કરવો કોણ વિચાર?
એ તો કાંઇ રૂડૂં નહીં, અગાલ–બાલ–અવતાર. ૪
રાજ્ય કીજિ કુણ ગતિ, જો થીવતો પેહ?
સિંહાસન નર ભોગવિ, તેહ માહિ નહીં સન્ધેહ." ૫
મન્ત્ર વિચાર કરી કરી, કિહિ મન્ત્રીનિ વાત;
"ભીમ કેરો વાક કાઢી, સાભલો જે વાત." ૬
મન્ત્રરચના કરી નરવરિ, ગરલ મોદિક માહિ;
ભીમસેનનિ આણી આપ્યા, ભક્ષ–કાગણિ રાયિ. ૭
ભીમિ યારિ ભક્ષ કીધા, વીર ન જાણિ વાન;
નિદ્રા આવી નવિ જાણિ પછિ, થયો છિ પરભાત. ૮
ગઙ્ગા કેરો દ્રોહો હતો તે માંહિ, નાખિઓ રાજન;
પાતાલમધ્યિ જઈ પોહતા, જાગ્યા જાણી મન્ત્ર. ૯
જાહ્નવીજલ–સંયોગથી વિષ, અકૂંચ ન લાગૂં પેહ;
નાગકન્યા ત્યહા વરી, પછિ ફિરિ આવ્યા તેહ. ૧૦
રાય મન્ત્ર વિસ્મે થયો, "ભીંડ, પડ્યો તો જલ માહિ;
ઉપાય એહનિ અકૂંચ ન લાગિ," વિચારિ ત્યહા રાય. ૧૧

૧. અહીંથી ૧૦ કડીની કથા નથી. ૧૧ થી ૧૫ નું કથાનક •૨૮૬ રુપે.

હવિ દુર્યોધન ઇમ ઉચ્ચરિ, "તહ્મો સાંભલો મહારાજ!
પાણ્ડવ હસ્તિનાપુર રહિ તુ, ન સરિ એકિ કાજ. ૧૨
તે માટિ તમનિ કહું, રચો કાંઇ ઉપાય,
પાણ્ડવ આંહિથી નીસરિ તો, નિવૃત્તિ અમનિ થાય" ૧૩
એહવૂં કહીનિ મન્ત્ર કીધુ, પિતા સુતિ તેણી વાર,
"લાક્ષાગૃહ-રચના કરો, વારણાવત્ત મુઝારિ. ૧૪
પાણ્ડવાન તહ્મો ત્યાં પધરાવો, વાસિ માતા નિ તજ,
વારણાનગ્મા રચો રચના," ઉચ્ચર્યા રાજન ૧૫
અનેક અનુચર [1]મોકલ્યા તેણિ, રચી રચના સાર,
હસ્તિનાપુરથી અધિક મન્દિર, [2]રચાવ્યા તેણી વાર. ૧૬
વિદુર જાણિ મર્મ તેહનો, રચ્યો [3]એક ઉપાય,
કારણ કો જાણિ નહી, રચી છિ [4]રચના રાયિ ૧૭
અન્તરિ અવની ગર્ફા કીધી, તેહનો કો ન જાણિ ભેદ,
જાણ્યૂં, "દુર્યોધન કપટ કરશિ," ધરી મન માહિ ખેદ, ૧૮
બાર યોજન ગર્ફા કીધી, [5]તેહનુ કો ન જાણિ મર્મ,
સાધુ માટિ સિદ્ધિ લાધી એ, વિષ્ણુભક્તનો ધર્મ [6] ૧૯
[7]ધૃતરાષ્ટ્ર કહિ, "તહ્મો સુણો દુર્યોધન! કરો એક ઉપાય,
વારણાવત મધ્યિ રચી રચના, કહો પાણ્ડવનિ, તિહાં જાય" ૨૦

---

૧ તેડાવી ૨ દીધા ૩ જેહ ૪ રચનાય ૫ તે વિદુર જાણે મર્મ ૬ આ પછી — ઊથલો

"વિષ્ણુભક્તિનો મહિમાય, વૈશમ્પાયન ઇમ બોલિયા,
વિદુરને મન્દિરિ રહ્યા જાણી, દુર્યોધન પિતા કહ્નિ ગયા" ૪૭

૨૨૭૮

(ખરાં ૨૧૪૭).

૭ અહીંથી ૩ લીટી બદલે—કડવૂ ૪૮ મું

"દુર્યોધન એમ ઉચરે, 'તમ્યો સાંભળો મહિમાય,
પાણ્ડવને તમે કહો જે, વિદુર-ઘેરથી જાય ૧

યુધિષ્ઠિરનિ કહ્યૂં નરપતિ, "સાંભલિ પાણ્ડુકુમાર!
ધવલ મન્દિર કર્યાં નગરિ, તહ્મો વસો તેહ મુઝારિ. ૨૧
માતાનિ તહ્મો રાખો પાસિ, જે સુખી રહોનિ રાય!"
સુણી વચન ભડ નીસર્યા પછિ, વારણાવત માંહિ જાય. ૨૨
સાંઈં સુતનિ માત કુન્તા, પાણ્ડવ પાંચિ વીર;
રાય હિતવટ [1]ત્રેવડી જાણિ, કુશલ [2]સકલ શરીર. ૨૩
ધૃતરાષ્ટ્રને [3]ચરણે નમ્યા, ગુરનિ નામી શીસ;
સકલ કારય સિદ્ધિ પામ્યાં, દીધી [4]મુનિયિ આશિષ. ૨૪
[5]પિતામહ જૈ પ્રણમિયા "પ્રભુ! અહ્મનિ આજ્ઞા દીજિ;
વારણાવત મધ્ય મોકલિ નૃપ, કહો તો વાસ [6]અહ્મો કીજિ." ૨૫
"અપાર સુત! સુખિઆ રહો, ત્યાં નિશ્ચિત્ત તમનિ થાય,"
[7]વચન સુણીનિ નીસર્યા, ભીષ્મના પ્રણમી પાય. ૨૬
વિદુરનિ [8]આશ્રમ્ય ગયા, "આજ્ઞા દીજિ દેવ!
ચરણે તહ્મારે અહ્મો રહિતા, સદા કરતા સેવ. ૨૭
[9]'રચના કરી છિ,' ઇમ રાય કહિ છિ, વારણાવત્ત મુઝારિ;
અમનિ નરપતિ મોકલિ, કરી મન્ત્ય વિચાર. ૨૮
આજ્ઞા આપો, અહ્મો જાઇં, સાથિ કુન્તા માત;"
[10]વિદુરજી વસતૂં વદિ છે, વિષ્ણુભક્ત [11]વિખ્યાત. ૨૯

---

તે માટે તમને કહ્યું, મેં રચ્યો ઉપાય,
પાણ્ડવ ત્યાંથી નીસરે તો, નિવર્ત્યું મુઝને થાય.' ૨
રાયે સેવક મોકલ્યો, યુધિષ્ઠિર કહ્ને જાય.
રચી રચના વારણાવતમધ્ય, વેગે વાર મ લાય. ૩
સેવક જૈને કહી વાણી, સાંભળો પાણ્ડુકુમાર!"

૧. ચિન્તવે. ૨. કેટલી. ૩. વચને માટે. વિદુરને. ૪. મુખ્ય. ૫. ભીષ્મપિતા કને ગયા, 'પ્રભુ! આજ્ઞા દીજે.' ૬. ત્યાં. ૭. "કપટ મનમાં જાણે છે પણ, મુખ્ય નવિ કેહવાય." ૮. પાણ્ડવ કહે. ૯. આ કડીની લીટી ઉ૦ પા૦. ૧૦. સુણી વાણી વદિ દુર્યોધન (? વિદુર) આ. ૧૧. સાક્ષાત.

" તહ્મો ત્યહાં સુખી રહિયો, જાણ્યો વિચારી મન્ત્ય;
દૂર નગર અતિ વિષમ સ્થાનક, અરણ્ય પાખિ તત્ર ૩૦
દિશિ વિદિશિ તહ્મો જોતા રહિયો, શયન કેરા ઠામ;
ધવલ ગૃહ મધ્ય ભોમિ [1]ભુવન, બહુ જન્તુ કેરા નામ. ૩૧
ઉષ્ણકાલિ અગ્નિ તણા ભય, [2]ભાલિયિ પુર માહિ;
અહોરાત્રિ રહિઇ એકઠા, [3]મન્ત્ર જોઇ જાણ્યો ત્યાહિ. ૩૨
[4]કદાચિત કાઇ હોય અસમ્ભવ્ય, જોઇયિ ભોમિ મુઝારિ;
પાષાણ [5]ગર્ત્ત કિ ગુફા પાખલિ, જોઇયિ મન્ત્ય વિચારિ. ૩૩
[6]ભિત્તિ કેરા ભેદ ભૂતપતિ, ભાલતા રહિયો ભૂપ!
અગમ્ય અગોચર ઠામ [7]વિષય થલિ, રાખિ અકલ-સ્વરૂપ." ૩૪
[8]એહવૂં કહીનિ આજ્ઞા આપી, વિદુરિ તેણી વાર,
ત્યાર પૂઠિ શ્રૂ થયૂં, ઉચ્ચર્યાં તત્ત્વ-વિચાર. ૩૫

૧૮૧૦

---

## કડવૂં ૫૫ મૂં—રાગ શ્રીરાગ

[9]સુણી વચન ભડ વેગિ આ'વ્યા, પાણ્ડવ પાંચિ વીર રે,
વૃદ્ધ વિદુરને ચરણ નમ્યા પછિ, સુન્દર સુભગશરીર રે. ૧
નગરનિવાસી લોક સહુ જોયિ, સાથિ કુન્તા માત,
વુલાની ચાલ્યા જન પાણ્ડવ, પાન્ચિ પ્રીઢા ભ્રાત ૨

---

૧ રચના, નિરખી વરજ્યો કામ ૨ હોએ તેણે ઠામ. ૩ સ્તોક નિદ્રાકામ ૪ કદાચ ખનકે કરી રચના, અસમ્ભવ ૫ તદુપરિ ગુફા ગમ્ભીર, જોતા રેહે ઠાર ૬ "કહ્યા ભેદ, પાણ્ડવ પ્રતિબોધ્યા, 'જોતા રેહજ્યો ભૂપ!" આ ૫—

"પાષાણ જોઈ મન્ય નિરખિયે, ખનક કેરો ભેદ,
ભૂતલ રેહજ્યો ભાલતા, એ શીખામણ તમ વેદ" ૧૭

—આ ઉપ ૨૮૭, ૭ અવસ્થા નૃ. ૮ કડી નથી. ૯ ૪૮ મું ચાલૂજ.

ચાલ્યા સઙ્ગિં સર્વ્વાતિ નગર જન, નારી પુરુષ કુમાર,
મુલાવી વિવિધ વિનય કરિ, વધાવિ પુરુષ નિ નારિ. ૩
તો કહિ, "રાય યુધિષ્ઠિર આયિ, જાશું તેણિ ઠામ્ય,"
આસવાસના ધર્મિં દેઇ પછિ, સહૂ વાલ્યા શિર નામિ. ૪
રાયિ અતિ નીચા નમીનિ, સર્વનિ આજ્ઞા દીધી.
માતા પઞ્ચ વીર–સહ્વાતિ, ચ્યવી વારતા કીધી. ૫
[1]વેગિં જૈ વારણાવત પોહુતા, આવ્યા નગર મુઝારિ,
અતિ અનોપમ દેખી ધવલગૃહ, હર્ખ્યા તેણી વાર. ૬
[2]કપટ ગૃહ મધ્યિ કો ન જાણિ, [3]કરિ ચિત્ત વિચાર,
[4]મધ્ય મન્દિરિ ઊતર્યા, દેખી તેહ વિશાલ ૭
અન્તઃકરણિ આનન્દ પામ્યા, દેખી [5]અતિ આવાસ,
[6]રાયિ રૂડ ચિન્તવ્યૂ મન્ન, આવ્યો [7]અતિ વિશ્વાસ. ૮
નગર માહિ વસિ ચે જન તે, આવિ રાજદ્વારિ,
પૂછી કારય સહૂ કરિ રે, વર્ણું ઉત્તમ ચ્યાર. ૯
રાજદ્વાર ત્યહાં રહ્યા પછિ જાણી, (રાય) દુર્યોધનિ વાત
[8]ધૃતરાષ્ટ્ર પ્રતિ વદિ વાણી, પછિ કર્ણે લાગા તાત ૧૦
"પાણ્ડવ પાચિ સુખિયા રહ્યા, રહ્યા [9]નગર માહિ જન,
[10]એહનિ ઉપાયિ રચી રચના કરો, એ, પૂરણ થયા દિન" ૧૧
પુરોચનનિ કહ્યૂ, "[જાઓ], તૂ મોટો પરધાન,
[11]કહ્યૂ મહારૂં કરો નરવર! દ્યોનિ અહાનિ માન" ૧૨
"અપાર સ્વામી! કા નહી ચે, આજ્ઞા આપો રાય,"
સુણી વચન રાય વદિ વનના, "તૂં વારણાવતમા જાય. ૧૩

---

૧. સાથ્ય લોકજન પાણ્ડવ પોતે.–આ પ ●૨૮૮. ૨ આ પ ●૨૮૯ ૩ અનેકવિધ્યની આસ. ૪ "રાય યુધિષ્ઠિરે રૂડું જાણી, પેઠો તેહમાં વાસ." ૫. ઊંચા. ૬. રાય મનિ રલિયાત થ્યા ૭ મન્ત્ર ૮ "નિ સર્ગે–પણે તે દેહતા સાંભળી, કુન્તા પાંચે ભ્રાત" ૯ જે લાખાગૃહ–પુરજન ૧૦ હવે ઉપાય કીજિએ. ૧૧ હું કહું ત્યમ કરો.

પાણ્ડવ પાચિ ત્યો રહિ છિ, માયિ કુન્તા માત,
કાર્ય છિ ત્યેહા આપણૂ રે, જાઓજી વિખ્યાત. ૧૪
લાક્ષાગૃહની રચી રચના, જૈ કીધુ છિ ત્યા વાસ,
વેગિ કરીનિ પરવરો પછિ, જાઓ તેહનિ પાશ ૧૫
અગ્નિ દહન ત્યેહા જૈ કરો," ઇમ વદિ દુર્યોધન
"કાર્ય એ તુ સદી કરેશ, માનિશ માહરૂ મન" ૧૬
પ્રશંસા કરીનિ ચાલ્યો, વારણાવત માહિ જાય,
[1]ઉત્તાવળો ત્યેહા આવિઓ રે, ઉલટ અંગ ન માય ૧૭
રાય યુધિષ્ઠિરિ સાભલ્યૂ, પાચ ભિરા પાચિ વીર,
સ્વચ્છ પૂઠિ પૂછિ, પછિ "કુશલ છઇ શરીર?" ૧૮
[2]અનામિક તે રહ્યા ઊભો પછિ, આપ્યૂ આસન રાય
ત્યારિ વદિ કુન્તા કુશલ સહુનિ, "સુખી છિ છઇ રાય?" ૧૯
અનેક વિધિ પકવાન [3]પિપિ પિપિ કરી વિવિધ પરિના અન્ન,
[4]પ્રધાનનિ લાગા પ્રીસવા, અષ્ટાદશ ભોજન ૨૦
આરોગીનિ ઊઠયા પછિ, [5]સુખી થયો પ્રધાન
ભ્રાતૃ પાચિ [6]થયા આકુલા યુધિષ્ઠિર રાજાન ૨૧
તે નિશા ત્યમ વહી ગઇ પછિ થયો પ્રાત કાલ
હાસ્ય હાસ્ય સહ રહ્યા પછિ અરુણોદયનિ કાલિ ૨૨
[7]કુન્તા નિયમ વ્રત પાલિ [8]યુધિષ્ઠિર રાજન
દીન યાચક જે મા આવિ આપિ તેહનિ અન્ન ૨૩
પુરોચન પરધાન પોતિ યાચિ યુધિષ્ઠિર રાય
આશ્વાસના કરી અરોગા યા, સન્તોષ થયો મન માહિ ૨૪

---

૧ આ પ —"વાટે જાતા માનશુકન તેહને વ્યાલ પૂડે ધાય ૪પ
કામ કર શાન લણુ તો સુજને કરે પસાય,"
૨ અન્યમન હી (?) અ ૩ યીં ૪ પુરોચન પ્રીશિભ ૫ સુખિ
શોય (?) અ ૬ યચ્યા તે ત્યા ૭ કુન્તાજી અખિલ વ્રત પાલે, ૮
દુર્યોધન (?) અ

[1]નિશા થઈ સહૂ શયન કીધું, પ્રધાનિ માંડી પિરિ;
અગ્નિ કેરાં [2]શ્રાત્ર ભરીનિ, [3]પછિ ઢાંકિઉં ઊપિરિ. ૨૫
ઓશાશિ તે લેઇ સુતો, [4]મધ્યગૃહ મુઝારિ;
દ્રૌપદી પાંચ નિ માત છઠ્ઠી, સુતા છિ તે દ્વારિ. ૨૬
[5]પાણ્ડવ પાંચ નિ માત કુન્તા, પુઢયાં મન્દિર માંહિ;
નિશા થઈ નિ નિદ્રા આવી, પુરોચનનિ ત્યાંહિ. ૨૭

૧૮૩૭

---

## કડવૂં ૫૬ મૂં–રાગ એજ

[6]સુત વચન વન્ય કિહિ શૌનકનિ, સાંભલો ઋષિ [7]કૃપાલ રે!
પાણ્ડવ પાંચ પોઢયા મન્દિર મધ્ય, નિદ્રાવશ [8]ભૂપાલ રે. ૧
અગ્નિસમ્પુટ [9]બિ ધરયા પુરોચનિ, મેહ્લ્યા મન્દિર હેઠિ રે;
નિદ્રાવશ [10]નર કો ન જાણિ, કો ન જાણિ દેહિ રે. ૨
પ્રથમ કપટ પાણ્ડવશું કરવા, કીધો નરિ ઉપાય;
(પણ) અપટતૂં અવિનાશ કરિ કયમ, યે વિશ્વમ્ભર કહિવાય? ૩

---

૧. આપ આપણે સ્થાનિકય સહૂ સૂતું, પુરોચનિ આ પઃ—

ઊથલો

"સન્તોષ થયો મન માંહે, ને સેવા નિત્યે અધિક કરે,
પણ્ય અવસર કાંઇ પામે નહીં, પુરોચન ત્યહાં ઇમ કરે. ૫૪

૨૩૩૨

કડવૂં ૪૯ મૂં (પ્રત ૨૩૦૧)

વલી વૈશમ્પાયન ઊચરે, સુણ્ય જન્મેજય રાય!
પછે ભીમના મનમાં ઊપનૂં, કહે. સુણો સ્વાહ્રે ભાય!"

–અને પછી ＊૨૯૦. ૨. અર્ધપાત્ર. ૩. બીજૂં. ૪. આગલ્ય દ્વાર મુકાર્ય. ૫. પાંચ ભ્રાતાને.

૬. ૪૯ મૂં ચાલૂ. ૭. કૃપાલ. ૮. તે ભાવ. ૯. જે હતું, મેહ્લ્યૂં આશારો ત્યાંહે. ૧૦. તે વાં ન જાગ્યો, વલી કો ન જાગે ત્યાંહે.

શિરોવેષ્ટન વસ્ત્ર હતૂ, પુરોચન-શિરિ ચેહ,
અગ્નિ કેરા ભાણ્ડ દીપરિ, જૈ પડ્યૂ છિ તેહ　　૪

તતકાન વહ્નિ પ્રગટ થયો, પછિ [1]ઊઠી જ્વાલા આન,
લાખ કેરી ભીત્ય લાગી, અધિક થૈ તેણિ કાવિ　　૫

[2]પ્રધાન તે [3]જ્વાલા બળ્યો, યારિ અતિ ઘણો તાપ,
અવિનય કીધો [4]વીર સાથિ, તેહ લાગૂ પાપ　　૬

[5]તેણુ સમિ જ્વાલા જાણુ થયૂ, જાગિઆ કુન્તા માન,
અન્તરગ્રૂ અવિનોકના, પછિ, લાગ્યો છિ અતિ તાપ　　૭

[6]આ શૂ દીસિ? સુત જગાડ્યા, ઊઠ્યા પાચિ વીર,
યુધિષ્ઠિર ભીમ અર્જુન નિકુલ સહદેવ, ધનુર્ધારી ધીર　　૮

[7]સ્મરણુ કરિ શ્રીમારગુંધરનૂ "સ્વામી! વિશ્વાધાર!
આણિ સમિ તૂ સાર કરયે, અમ્મ પાચ કુમાર　　૯

અનેક જન આગિ ઊગાર્યા, ગારિ કરતા સાદ,
પ્રગટ નરહરિરૂપિ નિર્મલ, રાખિયો પ્રહ્લાદ　　૧૦

ગ્રાહથુ વારણુ ગજ મૂકાવ્યો, રાવણદર્પ નિવાર્યો,
ગૌ ગોપાન રક્ષણ [8]બકતૃણાવર્ત-દર્પ ગરૂધાર્યો"　　૧૧

અનેક વચનિ સ્ત વા હરિ કુન્તા, પાણ્ડવ પાચિ ભાઇ,
[9]અર્ણવ રૂપ અગ્નિ-દન દેખી, ભીત્ય વનગિ ધાઇ　　૧૨

કો ઉપાય અન્તરિ નવિ [10]દેખિ, વિમાસિ મન્ય વીર,
"કારણુ કપટ કૌરવપતિ કીધૂ," મન્ય નિમાસિ ધીર　　૧૪

[11]લાક્ષા રાન તણા મન્દિર મધ્ય, પડિ ભીત્ય બહુ ભાર,

---

૧ ઉંચે ઊઠી જ્વાલ્ય　૨ આ પ *૨૯૧ અને *૨૯૬　૩ કુરુપતિનો બળ્યો　૪ સાધુ　૫ આ પ *૨૯૭　૬ ઉતપાત દીઠો　૭ આ પ *૨૯૮　૮ ગિરિ ધરિયો તૃણાવર્ત, સ°　૯ અરણ્ય　૧૦ સૂઝે　૧૧. "લાક્ષામન્દિર ઊપર્ય પડિયા, ભીંત્ય ઊપર્ય ભાર"

ચટ ચટ શબ્દ ગગનિ વાજિ, સમયા વિશ્વાધાર　૧૪
[1]આદો [2]કારણ તણો સહદેવ[1] જાણો ભવિષ્ય-જ્ઞાન
કુણ ઉપાય આદિથી નીમગિયિ ?" [3]બોલ્યા ધર્મ રાજાન.　૧૫

"શિના ગ્રીષ્ટ પ્રી મન્દિર મધ્ય, ઝેરો અહિથી બચી ગયા[1]
જાતા અન્તરિ મેર ન સૂઝિ, ત્રેં હરિ એ આદિ"　૧૬

સ્થૂલ શિલા નસ્ય થાય પાડી, વનગા ગસના ભ્રાત
ભીમ બાથ ભરીનિ વળગો, મારુતસુત સાક્ષાત　૧૭

પ્રબલ [4]પાખાણ કરી ઝરિ આન, નાખ્યા તેહ મુઝારિ
[5]માતાનિ ત્યાર રંધિ કરી ભ , પાચિ ત્મયા દેવમુરારિ　૧૮

મારગમમ ધરા મધ્ય [6]દીસિ, વિદુર તણો ઉપાય
પાણ્ડવ [7]મારગ ગ્રહ ન ગ્રીઝિ, જાણિ વૈકુંઠરાય　૧૯

ઉતાવળા અવની મધ્ય ચાલિ [8]પછિ, પછિ થયા આશ્રાન્ત
ત્યોત્તર માગ થયા પરિપૂરણ પછિ આવ્યો ગુફાનો અન્ત. ૨૦

મહાવન મધ્યિ નીસર્યા, આવ્યો ઉત્તમ ઠામ
[9]અતિ પરમ વડ દ્રુમ દીઠ, જૈ લીધો વિશ્રામ　૨૧

---

૧ આ પ. *૨૯૯　૨. કણ ઉપાય થાશે ? ભૂતભવિષ્યનૂ જ્ઞાન.
૩ પૂછે ૪ અનેક પ્રકાર દેખી ૫. ઝરામાડે ઉતર્યાં બ૦, સમરે દેવ° —
આ લીટી પછી *૩૦૦ ૬ નજ્ય નડે ૭ બારણું ૮ આ ચરણ પહેલાં —

' … , આવે બ્યસમા ઠામ

ભીમ બ૦ આનંદથી હાથે, કે ચાલતા નામ.　૪૮
અર્જુનસ્કન્ધે માતા બેઠા, હાથ સઘલા ભ્રત.

અનુક્રમે ગુફામા ચાલે પહોતે હાશહાસ્ય.　૪૯
નિશા મહીં હલ્‌વતા હીર,

૯ અતિ પરમ વડદ્રુમ દેર,

[1]પ્રાત:કાલિ મ્યલ્યા સર્વ માનવ, એ કોણ કીધો મર્મ ?
નગરનિવાસી કોયિ ન જાણિ, રાજા કેરૂં કર્મ. ૨૨
[2]હસ્તિનાપુર મધ્ય જાણ હવૂં પછિ, સુણી સર્વ કુણિ વાત;
લાક્ષાગૃહ મધ્ય બાલ્યા પાણ્ડવ પાંચ, સઘલિ [3]વાધી ખ્યાત. ૨૩
પ્રાઘૂર્ણક ગયો તો રાજાનો, પુરોચન પરધાન;
બલતિ મન્દિરિ તે બલ્યો પછિ, [4]સુણી વાત રાજાન. ૨૪
[5]સર્વ સેવક સંઘાતિ આવી, જોયૂં છિ રાજન;
[શોધન્તા] લાક્ષાગૃહ માહિ, એકિ ન દીસિ જન્ન. ૨૫
મનુષ્ય છોના આકાર દીસિ, શોધતા લાધા તેહ;
કુન્તાયિ યમા:ચા હૂતા આવી, સૂતા હૂતા તેહ. ૨૬
પુરોચન પરધાનનો, શોધતા જડચો આકાર;
પિતામહ ગુરુ મ્યલી વિચાર્યૂં, "શૂં થયૂં વિશ્વાધાર!" ૨૭
પાણ્ડુ કેરા પુત્ર મોહ્ના [6]તે, આવિઆ ગૃહ માહિ,
દુર્યોધન મન્ય હર્ષ થયો, નવ્ય કહ્યૂં, [7]નવિ કાઇ થાય. ૨૮
પ્રધાન મોટો પરજલ્યો, અન્તરિ દુખ નવિ માય,
પાણ્ડવ [8]કેરૂ દુખ ધરતા, આવ્યા નગર જ માહિ. ૨૯
[9]ભીષ્મ દ્રોણ નિ કૃપાચારય, વિદુર વિમાસિ મન્ય;
"પાણ્ડુપુત્ર વહ્નિમા રહિ, ઇમ ન કરિ સુગરૂજન." ૩૦

---

૧ આ પ— ઊથલો
"જે કીધો વિશ્રામ તે, એ કથા અહાંથી રહી,
જન્મેજે પૂછે મુનિને, ત્યાહરપૂંઠે શી પેર્ય થઈ? ૫૨/૨૩૮૪

—અને ૭૨૯૨. (ખરાં ૨૩૫૩)
૨ આ પ. ૭૨૯૩. ૩. ચાલી ૪ માની.
૫. સેવક સાથ્યે જોવા લાગ્યા, દુર્યોધન રાજન,
લાખાગ્રહમાં નહીં એકો, એ તો દીસે અન્ય." ૧૨૦
—આ ૫ ૭૨૯૪. ૬. તો, આ મોટા ૭. કાંઇ ત્યાહે. ૮. 'નૂં' દુઃખ માડ ધરતો, ૯. ભીષ્મ ગુરુ વિદુર, તે.

[1]કો કહિ, 'પાણ્ડવ [2]નીસર્યા,' કો કહિ, 'કરો એહના કામ,
દુખ ગયો કરો કારય,' ગિયા તેહિ ઠામ્ય. 　31
[3]પાણ્ડવ કેરૂં દુખ ઘણા, જગિ કાર્ય રાજન,
ત્યારે પૂછિ શૂં થયૂ ? ઇમ ઉચ્ચર્યા મુનિજન 　32
　　　　　　　　　　　　　　　　　　१८६९

---

## ૮. હિડિમ્બવધપર્વ—

### કડવૂં ૫૭ મૂં–રાગ એજ

[4]ગાજતૂ આગ પછિ જૈનિ બેઠા, પછિ થયા આક્રાન્ત રે
[5]સ્મરણ સારિંગધરનૂ કરતા, પછિ આવ્યો ગુફાનો અન્ત રે 　૧
[6]જલ કેરૂં સ્થાનક નહિ વન મધ્ય, નદી સરોવર કૂપ,
[7]માતા ભીમિ સ્કન્ધિ ચઢાવ્યા પછિ, વલ્યા વનમધ્ય ભૂપ 　૨
અનેક વૃક્ષ ગહ્વર બહુ દીસિ, [8]પક્ષિનર વન્ય વ્યાલ,
લતા અચલ્ડ સ્થૂલ ગિરિ તરુઆગ, દીર્ઘ વૃક્ષ [9]વિશાલ 　૩
[10]વડ તણો તરુઆગ અતિ મોટો, શીતલ તેની છાય,
[11]અતિ તૃષા લાગી સુત માતા, કહી નહિ નીર વન માહિ 　૪
તેહ તણી છાયાનિ મિલી, કીધુ મન્ત્ર વિચાર,
અતિ ઊંચી શાખા ન્યાલતા પછિ, ચઢ્યો ભીમકુમાર 　૫

---

૧ આ પ *૨૯૫ ૨ કુશલ છે, ૩ આ એક લીટી બદલ —
　' પાણ્ડવ કેરૂ કાર્ય કીધૂ, ક્રિયા દ્વાદશી સારી,
　ક્ષૌરકર્મ કરાવ્યા કૌરવે, દુખ ધરે નરનારી. 　૨૦
　એમ કરતા દિન ગયા, રાજ્ય કરે દુર્યોધન,"

૪ ઉપરના કડવાના અન્તની લીટી કમાં ૧ લી લીટી પછી ૫૦ મૂં ચાલુ " પાણ્ડવ પાચે ત્યહા જૈ બેઠા, " ૫ સ્મરણ કરે તે સારિંગધરનૂ, ગુફાન્તર -ભ્રમ ૬ આ પ *૩૦૧ ૭ "નિશા ઘટિકા ચાર હુતી ત્યારિ, મહાવન આવ્યા ભૂપ " ૮ પક્ષી વનચર વ્યાલ ૯ °ની શાખ્ય અ. ૧૦ આ પ. *૩૦૨ ૧૧ આ ૧ લીટી બદલ *૩૦૩

જલ[1]–આશ્રય જાણિઉ નહી, દષ્ટિ ન દીસિ વારિ,
પક્ષી ભમતા જલાશ્રયના, દીસિ [2]તેણી વાર ૬
બક સારસ ક્રૌઞ્ચ [3]કૂઅરિ, દીસિ [પક્ષી તે હામ્ય,]
યોજન ઊપરિ [3]ભાસિ પક્ષી, [4]જલચર ચેહ્નૂ નામ ૭
ઉત્તર્યા વૃક્ષ ઊપરિથી હેઠા, કહી એહવી વાણી,
"એક યોજન ઊપરિ ભમિ પક્ષી, હૂ જાઉ એ'વૂ જાણી ૮
ત્યહા લગિ તહ્મો આહિ રહિયો, રખે નિદ્રા થાય
મોટા પર્વત [5]વૃક્ષવ'ની, રો દુષ્ટ હરિ વન માહિ" ૯
[6]એહવૂ કહીનિ ચાલ્યા વૃકોદર, જલ લેવાનિ જાય,
(માતા) કુન્તા રૂઅરમધાતિ વનમધ્ય, બિઠા શીતલ છાહિ ૧૦
યોજન વીર પોહતો જૈ વેગિ, દિ ય સરોવર ત્યાહ,
[7]કમલ–મૃણાલ કરી પટ બન્ધી, નીર ભર્યૂ તે માહિ ૧૧
બાધી વામરકન્દિ કરી આ યે, જ્યા હૂતા માતા નિ વીર,
આવી વીર રહ્યા જોતા, નિદ્રાવશ થયા વીર ૧૨
માતાનિ નિદ્રા ત્યહા આવી, જોયૂ વિમાશી મન્ન,
આશ્રાન્ત થયા નિદ્રા અતિ દીસિ, [8]પાખલિ ગહ્વર વન ૧૩
"કાચી નિદ્રાયિ કિમ જગાડૂ?" વિમાસિ ભડ વાત,
"હૂ નિદ્રા જે કરૂ અરણ્યમધ્ય, દુષ્ટ કરિ કો ઘાત" ૧૪
જનકરગર ઓરીસિ મેદની, સજગ એકલો વીર,
સુન્દરરૂપ દેવગિરોમણિ પર્વતપ્રાય શરીર ૧૫
[9]તેણિ સમિ તે વન માહિ રહિ છિ, રાક્ષસ હેડમ્બ નામ,
જોઇ સુગન્ધ જાણ્યૂ, "માનવ કો, આવ્યા આણિ ઠામ્ય" ૧૬

---

૧ ઠાર્ય ૨ ચકોર દીઠા પક્ષી ત્યાહે ૩ ભમે ૪ જલ હશે વન ત્યાંહે ૫ મોટા ૬ આ ૫ ●૩૦૪ ૭ "કમલની શોભા અતિ સુન્દર દીસે છે માટે"—આ પછી ●૩૦૫ ૮ પાસે ૯ અહીંથી ૩૯ની બદલ ●૩૦૬ નો ૩ કડી—૫૦ મૂ. ૫૨ ૫૬ ૨૪૩૫ (ખરા ૨૪૦૪) તે પછી ●૩૦૬ ની બાકીની કડી

[1]સુણી વાણિ વડ વીર તણી ત્યારિ, વાધ્યૂં અંગિ બન વીર,
માહી ચરણ નાખ્યો અવનીનનિ, પર્વતપ્રાય શરીર ૩૯
વની મન કરી થાયિ બિઠો, ચરણ સાહી પછાડયો,
જિજિકાર થયો અન્તરથી, મહાભડ ઢોવી પાડયો. ૪૦
કરી કામ વલ્યા ભડ પાચિ, માતસમીપિ જાય,
ત્યાર પૂઠિ ૨૨ થયૂ (થલિ તેણિ,) સુણિ [2]જનમેજય રાય ! ૪૧
૧૯૧૦

---

## કડવૂં ૫૮ મૂં–રાગ એજ

[3]નિદ્રા માહિથી કુન્તા જાગ્યા, [4]ન દેખિ પાસિ તન રે,
વનિતા મહા મનોહર પાસિ, ગિદા ચાપિ ચરણ રે ૧
"તૂ કુણ નારી? ક્યહા કૂમ્યગ માહરા? કિહિનિ સાચી વાત
મહાવન–મધ્ય ન દીસિ મહાભ', ક્રોધ પાચિ ભાત" ૩
રદન કરિ કુન્તા વનિ બિશ, "કરૂ કુણ ઉપાય?
કાંઇ કારણ કુશન હોયિ [5]સુત માહરા, આહિ ક્યમ મૂકી જાય? ૩
તે માટિ તુહ્નિ પૂછૂ બાઇ! કિહિનિ સાચી વાત,
કહી દીયો તિ કુંઅર માહરા, કિહા ગયા પાચિ ભ્રાત? ૪
તુનિ આવ્યા થઈ કુણ વેળા? દીઠૂ એકે કુમાર?"
એહ્વા વચન સુણી કુન્તાના, વનતી બોલિ નારિ ૫
"બાઇ! જો સત્ય વચન મુહ્નિ આપો, યે હૂ કહૂ તે કરયો,
કાંઇ એક વર માગૂ તમ પાસિ, સત્ય વચન ઉચ્ચરયો" ૬

---

૧ અહીંથી ૨ સુધી—
"વળી બલ કરે તે કરે થકો, પગ ન મૂકે વીર,
પાહૃગ્રુ સાથે પછાડી નાખ્યા પર્વતપ્રાય શરીર ૧૨
જય શબ્દ તે અન્તર હવો, દુન્દુભિ વાજ્યાં દેવ
હેડમ્બ માર્યો સાભળી, પુષ્પવૃષ્ટિ તતખેવ" ૧૩
૨ યુધિષ્ઠિર (?) અ
૩. ૫૮ મૂ ચારૂ ૪ ને દીઠા તન ૫ તો.

દુર્યોધન દુઃશાસન દુર્મુખ, વિકર્ણ દુઃસહ ચેહ;
ધૃતરાષ્ટ્ર કેરા પુત્ર મહાભડ, સકલ [1]ઉપમા તેહ. ૧૮
અશ્વત્થામા દ્રોણસુત ત્યહાં, કર્ણ [2]કુન્તાતન;
શકુનિ સૌબલ [3]વૃષભ બૃહદ્બલ, ગાન્ધાર-સુત રાજન; ૧૯

બૃહત્સૂ મણિમાન સહદેવ, જયત્સેન દણ્ડધાર;
મેઘસન્ધિ સઙ્ઘાતિ નૃપ, [4]ગાન્ધારીય-કુમાર. ૨૦
મત્સ્ય દેશનો રાય મોટો, વૈરાટ જેહનૂં નામ;
શઙ્ખ ઉત્તર બિ કૂંઅર સઙ્ઘાતિ, આવ્યા તેણિ ઠામ્ય. ૨૧

[5]વૃદ્ધક્ષેણિ નિ ભોજ સુવર્ચ્ચા, સેનાવિંદુ જે રાય;
સુદામા નિ સુવર્ચાસુત, શુરભિ ભૂતર ત્યાંહ. ૨૨
સુચિત્ર નિ સુકુમાર [6]વૃદ્ધક, સત્યધૃતિ નિ અંશુમાન;
શ્રેણીમાન નિ મહાબલ સઙ્ઘાતિ, [સિન્ધુ નિ ચેકીતાન]. ૨૩

સમુદ્રસેનનો સુત સઙ્ઘાતિ, ચન્દ્રસેન જેહનૂં નામ;
જય-દણ્ડ વાસુદેવ પૌણ્ડ્રક, આવ્યા તેણિ ઠામ્ય. ૨૪
ભગદત્ત કલિઙ્ગ નિ તાં મલિ, [7]પછિ પતનાધિપ જેહ;
રુક્માઙ્ગદ રુક્મરથ કૂંઅરશું, મદ્રાધિપ શલ્ય તેહ; ૨૫
સોમદત્ત કેરા સુત વડા, ભૂરિશ્રવા શલ્ય નામ;
સુષેણ પૌરવ સુદક્ષિણ, દૃઢધન્વા તેણિ ઠામિ. ૨૬
કામ્બોજ શિબિ ઉશીનર, સામ્બ નિ પ્રદ્યુમ્ન;
[8]ચારદેષ્ણ સારણ સાત્વિક બહુ, યાદવ કેરા તન્ન. ૨૭

ઉદ્ધવ કૃતવર્મા પૃથુ, વિપૃથુ નિ વિદુર[થ તા] જેહ;
અનિરુદ્ધ કુલી પિણ્ડારક, વિક્રાન્ત કૃષ્ણ-સુત જેહ. ૨૮
ભગીરથ બૃહત્કેતુ બૃહદ્રથ, જિહ્રથ સિન્ધુનો રાય;
[શ્રુતાયુ] કીતક સમરઞ્જય, ઉલૂક જે કહિવાય.. ૨૯

---

૧. ઊપમા. ૨ અશ્વત્થતન. ૩. વૃહદ્બલ.. ૪. માગધરાય. ૫. વાર્ધક્ષેમ.
૬. વૃકસૈન્ય, ધૃતિને. ૭. પ્રવચ્છનાધિપ. ૮. વરણ ને દેવેશ સાત્વિક,.

બાહ્લિક ચિત્રાંગદથ ભગદત્ત, વત્સરાજ નિ ધૃતિમાન;
અનેક દેશના રાયમણ્ડપિ, મ્યલ્યા બહુ રાજાન. ૩૦

તેણિ સમિં ત્યહાં આવિઆ, કુન્તા કેરા તન;
ભિક્ષા–કારણિ નીસર્યા બિ, ભીમ નિ અર્જુન. ૩૧
મણ્ડપ–સ્થાનકિ મ્યલ્યા મહાભડ, તેહ્નો નહિ કાંઇ પાર;
અશ્વ ગજ રથ શકટ વેસર, કરભ કેરી હારિ. ૩૨

મધ્ય જાવા માર્ગ નહીં ત્યહાં, જોઇ રહ્યા બિ વીર;
[1]હસ્તી કેરી ઘટા આગલિ, પર્વતપ્રાય શરીર. ૩૩
૨૩૫૨

---

## કડવું ૬૬ મું–રાગ એજ

રાય પાણ્ડુ કેરા પુત્ર પ્રૌઢા, ભીમ નિ અર્જુન;
મણ્ડપિ જાતાં મારગ ન દેખિ, વિમાસિ છિ મન્ય. ૧
એહ્વું જોઇનિ રહ્યા ઊભા, આ ભીમિ કીધો ગર્વ;
"મણ્ડપ–મધ્ય ત્યહાં તો જવાયિ, જો કીજિ કો પ્રાક્રમ." ૨

હસ્તીની [2]ગ્રહીનિ પૂછડિ, પછાડિ તે માહોમાહિં;
સૂંઢિ સાહીનિ કરી અલગા, મધ્ય મારગ થાય. ૩
અશ્વનિ કરી ઊફરા, રથ ઊપરિ ચૈંનિ જાય;
[3]અનેકનિ ઊથલાવના પછિ, આવ્યા મણ્ડપ માહિં. ૪

ચતુરાગણી ત્યહાં સભા બિઠી, બ્રાહ્મણ–ક્ષત્રી–વૃન્દ;
વૈશ્ય શૂદ્ર નિ ભાટ ચારણ, કરિ નિત્યાનન્દ. ૫
ત્યહાં કુન્તા કેરા તન ઊભા, ધરી બ્રાહ્મણ–વેષ;
બ્રહ્મચર્ય ધરતા ભિક્ષુક દેખી, કિણિ ન કીધો દ્વેષ. ૬

---

૧. આ લીટીયે ૬૭ મૂં પૂરૂં પદ. ૩૨૬૭ (ખરાં ૩૨૩૩)
૨. પૂંછ તાણે, આછટ માહો ૩. પાદાતને ઊંડા કરી ભડ,

બલિભદ્ર પ્રત્તિ ઉચ્ચર્યા શ્રી-કૃષ્ણ તેણી વાર:
"કહો તો તમનિ દેખાડૂં ખ્ય, કુન્તા કેરા [1]કુમાર." ૭
બલિભદ્ર કહિ, "તે કહ્યાં થકા, પાણ્ડવ પૃથ્વી માંહિ?
લાક્ષાગૃહ-મધ્ય દગ્ધ [2]થયા તે, સહૂ જાણિ [3]રાય." ૮
કૃષ્ણ કહિ, "તે જીવતા, તે કો ન જાણિ મર્મ;
સર્વ જોતાં મત્સ્યમણ્ડપિ, દેખાડિશિ પ્રાક્રમ. ૯
નરવર કો જાણિ નહીં, તહ્મો રખે કરતા વાત;
દ્રુપદ કેરી કન્યા વરશિ, પ્રૌઢ પામિ ખ્યાત" ૧૦
તેણિ સમિ ત્યહાં ભીમ અર્જુન, બ્રાહ્મણ કેરાં રૂપ;
બ્રહ્મસભા-મધ્ય જૈ બિઠા, મૂકી સઘલા ભૂપ. ૧૧
દેશ દેશથી સહૂ મ્યલ્યાં છિ, બ્રાહ્મણ કેરાં વૃન્દ;
[4]તે મધ્ય દેખી [વિપ્રવર તે], પામ્યા પરમાનન્દ. ૧૨
તેણિ સમિ સહૂ રાય બિઠા, જુઇ મણ્ડપ માહિ;
મત્સ્ય કેરો યન્ત્ર ઊભો, સાહ્મૂં નવિ જોવાય. ૧૩
પૂજન-કારણિ મણ્ડપ-મધ્યિ, દ્રુપદ-તનયા એહ;
[5]દિન દિન પ્રત્તિ કરિ પ્રદક્ષિણા, યન્ત્ર પાખલિ તેહ. ૧૪

---

૧. તન્ન અ. પ્રાસ માટે  કુમાર. ૨. પામ્યા. ૩. આંહે. ૪. બ્રહ્મચાર્ય દેખી. ૫ આ ૧ લીટીને બદલે:—

"શૃઙ્ગાર સારી નીસરી, મન્દિરમાથી તેહ. ૧૪
ખટદશ ભૂષણ ભલાં શોભે, કનક-જડિત શૃઙ્ગાર;
સ્થમ્ભ-પૂજા કરવા ચાલ્યાં લેઇ, કુઙ્કુમ ચન્દન હાર. ૧૫
અઙ્ગુષ્ઠ ભલા વીછિયા ઝમકે, વાજે નેપુર ચરણ્ય;
જઙ્ઘ કદલી-સ્થમ્ભ સોહિએ, પાની અલતા-વર્ણ. ૧૬
કટી સૈંહ-ઉપવાશી જાણે, કટીમેખલ સારી;
કર્ણે ઝાલ્ય ઝલકે બેહુ, હૃદકે હારરત્ન ભારી. ૧૭
કઙ્કણ ચૂડ્ય ચૂડો મુદ્રિકા, બેહુરખા બાજૂબન્ધ;
હીરા-એણ્ય અમૂલ્યક હસતા, રસના રક્ત સુગન્ધ. ૧૮

શત દાસી સાથિ નીસર્યાં, પાઞ્ચાલી જેહનૂં નામ,
[1]સભા સહૂ તે જુઇ સન્મુખ, આવ્યા તેણિ ઠામ્ય. ૧૫
૨૩૬૭

---

# [2]કડવૂં ૬૭ મૂં—રાગ સામેરી.

(ગાય) દ્રુપદ કેરો પુત્ર પ્રૌઢો, દૃષ્ટદ્યુમ્ન જેહનૂં નામ,
પાઞ્ચાલી પ્રતિ ઉચ્ચર્યો, ઊભો તેણિ ઠામ્ય ૧
"દેશદેશના આવ્યા મહા ભડ, ક્ષત્રી રાગ તન,
કુરુ દેશ કેરો ભૂપ મોટો, સુભટ દુર્યોધન ૨
કર્ણ વિકર્ણ નિ શલ્ય શકુનિ, મોટા રાજકુમાર,
ધૃતરાષ્ટ્ર કેરા કુઅર શત તે, આવ્યા તેણિ ઠારિ. ૩
દેશ દેશના આવ્યા મહીપતિ, વિપ્રવર નરદેવ,
દિવસ કેટલા થયા અમ ઘરિ, નિત્ત કરતા સેવ. ૪
આ ધનુર નિ બાણિ [3]કરી, મચ્છયન્ત્ર વેધિ જેહ,
વરમાલ કણ્ઠિ આરોપિ તેહનિ, ટાની મનમન્ધેહ" ૫
ત્યારિ શૂર સઘલા સાભલીનિ, અવની સાહમૂં જોય,
[4]અનેક ઉપક્રમ કરી કરી ભાગા, ઊભો ન થાયિ કોય ૬

---

ગ્રીવા કપોત અધર પ્રવાલી, દન્ત દાડિમ-શ્રેણી,
મૃગનેત્ર અઞ્જન અણિઆલાં, ભમર્યું ચાપ બે તાણી ૧૯
કીર નાસિકા અધુરધરમતી (?), ગલ્લતેજ વિઠ પાવી,
તિલક કેસરી બિન્દુ સોહાવિ, રોહ્ન્સ ફૂલ શિર બાંધી ૨૦
ચણ્ડી ચોળી પીતામ્બર પેહરી, કરમાં કનકની ઝારી
ધૂપદીપ અક્ષતશું પૂજન, કરવા આવી નારી." ૨૧
૧ "સ્વયંવર પાસે આવી રહી, રવિ-ચન્દ્ર તેજ સામાન્ય"
૨ ૬૮ મૂ. કડી ૨૩ મી અને ચાલૂ ૩ પાચે, મછપ વેધે
૪. કઠિણ હાથ દુ સદ મન દેખે, ઊભો ન થાયે કોય, ૨૫

[૧]તેણિ સમિ સ્યા બ્રહ્મસભામધ્ય, કુન્તા કેરા તન;
પૂછવા લાગા વિપ્ર પ્રતિ, ત્યા ભીમ નિ અર્જુન. ૭

---

૧ આ પહેલાં —

તેણે સમે જરાસન્ધ ઊઠ્યો, મન માહે કરતો હાસ;
વસ્ત્ર મુગટ સમ્ભાલી સહુ યે, આવ્યો સ્થમ્ભને પાસ ૩૦
ધનુષ લીધૂં હાથમા, પ્રત્યઞ્ચા-ગુણ જોડ,
ઘૂંટણ-ભર્ય થૈ બલ કરન્તા, ચાપે આણ્યો તેહ ૩૧
પ્રત્યઞ્ચા તે નવિ ચઢે, વાંકો તે વ્યસમો થાય,
ગુણ ચાપે પ્રત્યઞ્ચા તાણે, સ્વેદ છૂટે રાય ૩૨
તોહે પ્રત્યઞ્ચા ઊણી નાવે, અઙ્ગુષ્ઠ-માત્રનૂ છેહૂં,
છેડો જણ સમ્ભાલવા કારણ્ય, અને જોયૂ છેહ ૩૩
પ્રત્યઞ્ચા કરમાથી છૂટી, પડ્યો પોતે રાય,
મુગટ તે માથેથી લટક્યો, શિર ઉઘાડૂ થાય ૩૪
સેવકે મુગટ લ્યાની મૂક્યો, મોહો-ઝંખો તે થાય,
ધનુષ નાખી વળ્યો પાછો, આવ્યો આસન્ય રાય ૩૫
પછે રાજા શલ્ય ઊઠ્યો, જોયૂ મન્ય વિચારી,
'ધનુષ ચઢાવી મછ્ય વેધૂ, વરૂ દ્રુપદી-નારી' ૩૬
એહવૂ વિચારી ઊઠિયો, ચાક ઊચા ખોશી,
'મછ્ય વેધીને ન્યા વરશી, ત્હારા શૂ પૂછ જોશી?' ૩૭
એહવૂ મન્ય અભિમાન ધરીને, ધનુષ સમીપે જાય,
બીજા કહે, 'હમણાં ખડ્ગ મથીને, પાછો વલશે રાય. ૩૮
સ્થમ્ભ સમીપે રહ્યો આવી, ધનુષ હાથમા લીધૂ,
બે હાથે બલ કરીને, પેહલૂ ઊચૂ કીધૂ ૩૯
એક હાથે રહ્યો ચાપી, બીજે ચઢવા જાય,
ગુણ ઊર્ધ્વ આવે નહી, તે મન્ય ઝાંખો થાય ૪૦
સવી છેડો રાય છોડ્યો, મન્ય એહવૂ આણ્યૂ,
ટીચણ વ્યણ ધાલીને વાલે, તોહે બલ નવ્ય ફાવ્યૂ. ૪૧
ઊભો થૈને શરાસન તે, ખભા પાછળ્ય ઘાલ્યૂ,
બલ કરે ને ગુણ વાને, તે શરીર ચાપે શાલૂં. ૪૨

"યે રાજાધિ યે પણ કર્યું છિ, યન્ત્ર વેધિ યેહ;
ક્ષત્રી કેરો કુંઅર કહાવિ, તે પરણિ કન્યા એહ. ૮
કો બ્રાહ્મણ અથવા બ્રહ્મચારી, યતિ સન્યાસી હોય;
ગ્રહી ધનુષ-શર યન્ત્ર વેધિ, કરિ પરાક્રમ કોય. ૯

---

વળી ઊભા રહી અઙ્ગુષ્ઠે આણે, પ્રત્યઞ્ચા કર્ષે લીધી;
ગણ ઊપર્યે ભાર જ દીધો, બુદ્ધય એહની કીધી. ૪૩
હડૂળકી કેરો ભાર દેઇને, પ્રત્યઞ્ચા લ્યાવે ચમ્મ;
અઙ્ગુલ એક તે રહે છેટું, સુણ્ય જનમેજય ! ત્યમ્મ ૪૪
તાણ્યું ચાપ ચઢે સહી, અધ અઙ્ગુલ ઊચું થાય;
પ્રત્યઞ્ચા તાણે ગણુ નમાવે, એહવે ઓતલી જાય ૪૫
ન ચઢી પ્રત્યઞ્ચા ગણ ઊથટ્યો, નાસિકાગે વાગું સાર,
નાખી ધનુષ હાથ મુખ્ય દીધો, ચાલી રુધિરની ધાર. ૪૬
દ્રષ્ટિદ્યુમ્ન કહે, 'સુણો શલ્ય રાજા ! દુખ મ ધરશો મન્ય,
સ્થગ્ભ કેરો ભોગ પોહતો, બેસો જૈ આસન્ય' ૪૭
પછે પાસેથા દુર્યોધનને કહ્યું, 'જો તમ્યો ઊઠો રાય !
મછ્ય-વેધ કરી વરો કન્યા, સોહવરા-મણ્ડપ માહે' ૪૮
દુર્યોધને મનશું વિચાર્યું, એ જોડે કપટનું કામ,
કદાચ્ય ધનુષ ચઢે નહીં તો, જાયે સઘળી મામ ૪૯
મછ્ય તો કોણે નથી વેધવો, પછે દ્રુપદરાય શું કરશે ?
કન્યા તો કુંઆરી નહિ રહે, કુળ જોઇને વરશે' ૫૦
એહવું જાણી રહ્યા બેશી, દુર્યોધન રાજન;
'વ્યાસ તણું તાં કુલ અમારું,' એમ વિમાસ્યું મન્ય. ૫૧

ઊથલો.

એમ વિમાસ્યું મન્ય રે, એમ વૈશમ્પાયન વાણી કહે;
મછવેધની કથા અનોપમ, જનમેજય રાજા ગ્રહે. ૫૨
૩૩૧૯
(ખરી ૩૨૮૫)

કડવું ૧૯ મું

સૂત કહે, શૌનક મુનિ ! સાંભળો, એમ બે જાણિ પ્રાક્રમ કીધું
કેહનુ ત્રીજે નવ્ય સાંધ્યો, મણ્ડપ કાજ ન સીધું" ૧

એ રાજકન્યા આપિ તેહનિ, કિ નાપિ તનયા એહ,
કિ રાજપુત્રનિ આપિ?" પૃછિઓ સન્દેહ ૧૦
ત્યારિ સભા સહુની વદિ વચતી, "સાભળો મહારાજ!
દિવસ કેટલા થયા મણ્ડપિ, કોણિ ન સીધુ કાજ" ૧૧

રાજા ચિન્તાતુર થયા રાય, દ્રુપદ જેહનૂ નામ,
"બહુ રાય કેરા પુત્ર [1]સધના, આવ્યા તેણિ ઠામ્ય ૧૨
એ યન્ત્ર કો વેધ નહી નિ, કન્યા રહી કુમારિ,
તે કારણિ જે કરિ પરાક્રમ, વરિ સ્વયંવર સાર' ૧૩

એહવા વચન જ સાભળીનિ, ઊઠ્યા અર્જુન વીર,
ભીમિ કીધી સંજ્ઞા, મનમધ્ય દીધી ધીર ૧૪
ધનુર પાસિ જૈ રહ્યા, ત્યહા જોવા લાગા બાણ
યન્ત્ર સાહમૂ જોવા લાગા ત્યારિ, ઉચ્ચર્યાં મહૂ વાણ્ય ૧૫

રાજપુત્ર સહ ગયા પાખનિ, દુર્યોધનાદિક જેહ
યન્ત્ર તો વેધ નહી, સર્વ ન્યાહનિ તેહ ૧૬
"ઉપહાસ્ય પામશિ અતિ ઘણો, વિપ્રવર સુજાણ"
બ્રાહ્મણ જાણી કરિ કરુણા, સભા બોલિ વાણ્ય ૧૭
"ક્ષત્રીનિ ઉપહાસ્ય કરવા, કરિ છિ ઉપકર્મ,
ચરિત્ર ચચ્ચન વિવિધ પરિના, એ વિપ્ર કેરો ધર્મ" ૧૮
એહવૂ જાણી વિપ્રનરિ તુ, ગ્રહૂ ધનુષ નિ બાણ
તે તો કાઇ કારણ નહી, મુનિદેવ! સાચૂ જાણ્ય ૧૯

બ્રાહ્મણ જાણી હસવા લાગા, ક્ષત્રી કેરા તન
'આલીગારી (?) જાતિ વાડવ[2], કાઇ ન જાણિ મન્ન્ય' ૨૦
[3]અટકન અહ્મ વલી ઉચ્ચરિ, વિવેકી જે જન,
'એ તો કારણ-રૂપ દીસિ, ઉત્તમ અહ્મ અતિ ચિહ્ન ૨૧

---

૧ ઘોડા ૨ °ની, હસવા લાગ્યા મન્ન્ય ૩ એટલે વલી અન્ય ઊચર્યાં

અજાનભુજ અતિ સુભગ કરતલ, મકર કુણ્ડલ કર્ણ;
કટિ-લંકું કેસરી [1]ઉત્તમ ઉરુ અતિ, શોભિત દીસિ ચરણ. ૨૨
વિશાલ [2]વૃક્ષસ્થલ કનકગિરિ, દુર્ગ વિશદ કપાટ;
બહુદસ્કન્ધ પ્રબલ નર-વર, સિંહ કેરા ઘાટ. ૨૩
ચૂં જાણિઇ એ કરિ પ્રાક્રમ, દીસિ છિ કો વીર;'
સભા સઘલી જુઇ સાહ્મૂં, ન્યાહલિ સુભટ શરીર. ૨૪
સભા-મધ્ય જે બિઠા ઋષિજન, ત્યારિ બોલ્યા તેહ;
" અતિ હર્ષ ધરતા થયા ઊભા, કરિ પ્રાક્રમ એહ. ૨૫
આગિ અગસ્તિ સિન્ધુ પીધો, કીધો એહ્વો મર્મ;
માઞ્જાર થૈને પલ્યા સુરપતિ, તે વિપ્ર કેરાં કર્મ. ૨૬
ઉદરિ પિતાનિ ઊપના, માન્ધાતા જે રાય;
કુખ ભેદી પ્રગટ નરવર તે, વિપ્રજલ-મહિમાય. ૨૭
નહુષ રાજા ચૂકવ્યો, સુરપતિનૂં આસન;
કલ્માષપાદ જે રાય મોટો તે, ભમાડ્યો વન્ય વન્ય. ૨૮
ફરશુરામ કેરૂં કર્મ કઠિન અતિ, પ્રબલ ક્ષત્રી-તન;
સઙ્ગ્રામ જિતી ક્ષય પમાડ્યા, પૃથ્વીપતિ રાજન. ૨૯
હરિશ્ચન્દ્ર સાથિ હઠીનિ, અશ્વગજ ભણ્ડાર;
રાજ્યભ્રષ્ટ રાજા કર્યો પછિ, વેચાવ્યા સુત નારિ. ૩૦
જ્યાતિ રાજાનિ જરા આવી, ઇન્દુ થયા અંશહીન;
લક્ષ્મીપતિ રથ તાણતે, થ્યા ઋષિ તણા આધીન. ૩૧
દ્વિજ-પ્રતાપિ કુણ્ડ માહિ, કૃકલાશ થ્યા નૃગરાય;
ધર્મ દાસીસુત થઈ, અવતર્યા અવની માહિ. ૩૨
એક વાર રાજા વેણુનિ, અઙ્ગિ ઊપનો ઉન્માદ;
પડ્યો પૃથ્વી એકિ કાલિ, હુઓ આશીર્વાદ. ૩૩

---

૧. ઉપચારી અતિ. ૨ વદન કનકદુર્ગ ગિરિ, વિશાલ વક્ષઃસ્થલ -પાઠ

વાતાપિ ઇલ્વલ દુષ્ટ મોટા, કરતા કુત્સિત કર્મ;
જઠર-મધ્યિ તે પચ્યા, ઋષિ-રાયનિ પ્રાક્રમ્ય. ૩૪
વિરોધ કરતાં વિપ્ર સાથિ, એહ દ્રુપદરાય;
સબલ કુરદલ[પૂર] દ્રોણિ, દેખાડિઉ મહિમાય. ૩૫
પ્રાક્રમ આદિ અનેક એહ્વાં, કીધાં ઋષિરાજન;
તે માટિ મચ્છવેધ કરશિ," બોલ્યા વિપ્ર-વચન. ૩૬
૨૪૦૩

---

## કડવું ૬૮ મું-રાગ એજ

[1]તેણિ સમિ [2]સન્નદ્ધ થયા, મત્સ્યમણ્ડપિ કુન્તાતન;
નાગ સુર નર ઋષિ વદિ, સુભટ યે અર્જુન. ૧
વાજિત્ર[3]વાદિક મચ્યા ઢોલે, મણ્ડપ-મધ્ય નહિ માગ;
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર પછિ, સભા થઈ [4]ચ્યો ભાગ. ૨
ડેરા[5]-મધ્ય યે ઉત્તર્યા, દેશ દેશના રાય;
અન્યોઅન્યિ સાંભલી સહુ, આવ્યા મણ્ડપ માહિ. ૩
વીર નયણે નિરખતા સર્વ, સુભટ આશ્ચર્ય થાય;
દેખતા નરવર-તેજ વાધ્યૂં, માહમૂ નવિ જોવાય. ૪
શૂર સુભટ નિ ધનુર્ધારી યે, હૂતા રાજકુમાર.
મૃગરાજ [6]દીઠિ હરિણીકુલ પિગિ, થયા તેણી વાર. ૫
વેણા પંરા મૃદઙ્ગ વાજિ, ભેરી ભૂંગલ-નાદ;
'મત્સ્યયન્ત્ર વેધ વીર નરકો' પડિ સઘલિ સાદ. ૬
પ્રેમદા પ્રાસાદે ચઢી, ગુખિ ચઢીનિ જોય.
રાણી અન્તઃપુર-મધ્યથી, નીસરી સર્વ કોય. ૭

---

૧. આ પ :—"સૂત કહે શૌનક પ્રત્યે, વૈશમ્પાયન રાય;
સભા-મધ્યે વિપ્ર રાયચે, કહ્યો એ મહિમાય." ૩૩
૨ સાન્નિધ્ય મણ્ડપ્ય, થયા. ૩. વાદ્યે કમલ ડોલે ૪. જે. ૫ શિબિર-
૬. વશ હર્ણની પેર્યે,.

શત દાસી સાથિ દ્રુપદી તે, રહ્યા મણ્ડપ માહિ,
એટલિ આવી ગયા પાખતિ, મદન રાણા રાય　૮
પાર્થિ કીધી સઞાના, "જાણ્યો વૃકોદર વીર!
મત્સ્ય-મણ્ડપ કુણ કારણ? તમો થાયો ધીર　૯
રખે કો કન્યા હરિ જાઇ, નીપજિ મત્સ્યવેધ,
સઙ્ગ્રામ થાશે અતિ ઘણો, તહ્યા, તેહવો કર્યો ભેદ"　૧૦
કન્યા પાસિ જૈ ગયા ભીમસેન તેણિ ઠામ્ય,
અન્તર્ગતિ અર્જુન કરિ, શ્રીકૃષ્ણનિ પરણામ　૧૧
"પુરુષારથ પર-સભા-મધ્યિ, તૂ રખે શ્રીગોપાલ!"
"સદા નિરન્તર કરી કરુણા, કહ કૃષ્ણ કૃપાલ!"　૧૨
ઉપવીત-સ્થાનકિ ધનુર પોતનૂ, છાનૂ મેપિન માહિ
જાણ્યૂ, "કિમ પ્રગટ કરૂ? ઓળખશિ સર્વ [૧]રાય"　૧૩
[૨]મૃખ્યા ગયિ યન્ત્ર-[૩]માગણિ ધનુર નિ પઞ્ચ બાણ
સભા સહ રા દેખતા પછિ, ગ્રહ્યા અર્જુનિ પાણ્ય　૧૪
[૪]પ્રાક્રમ ભરતિ પુરુષવર ત્યારિ, પડિ નીશાણે ઘાયિ,
[૫]વાજિત્ર વાજિ વિવિધ પરિના, સર્વ સુભટ વ્યાકુલ થાયિ　૧૫
[૬]ગોખ-ગોખિ દીસિ રચી જાલી, કમલદલની હારિ,
ગોખ મેડી છજા ઊપરિ, [૭]મન્દિર મન્દિરિ નારિ　૧૬
દુમહ દીસિ અતિ ઘણું, તે સમિ પાણ્ડુકુમાર,
અન્તર્ગતમદ વારણવર પરિ, [ મત્સ્ય-મણ્ડપ મુઝારિ ]　૧૭
અતવિ રા ઊભા રહ્યા, ગ્રહી બાણ નિ ચાપ
[૮]વિશ્વાસ અન્તરિ ઘરી કારય, કૃષ્ણ-ચરણ-પ્રતાપ　૧૮

---

૧ આહે—અહીં ૬૯ મૂ પ્રૂફ પદ ૩૩૬૫ (ખરા ૩૩૬૧)　૨ આ પ •૩૬૭　૩ પારો　૪ આ પ •૩૬૮　૫ "રણતૂર્ય વાજે વિવિધપર્ય, જ્યોદ્ધ વ્યાકુલ થાય"　૬ આ પ •૩૬૯—'ગોખ જવાખે કામ્યની, દીસે કમલની હાર્ય'　૭ એહ દીસે નાર્ય　૮ વિશ્વાસે કરે કારજ્ય.

તેણિ સમિ આદિત્ય-[1]ગતિ, મધ્યાહ્ન થયો છિ કાલ;
કશ્યપસુત [2]અન્તરિ આવિ, ચકિત દશ દિક્પાલ. ૧૯
ગરુડ [3]ચઢી ઊભા રહ્યા, બલિદેવ શ્રીભગવાન:
"કુન્તાસુત કારય કરો" શ્રીકૃષ્ણિ કીધી માહ્ન ૨૦
પાર્થિં કરિ ગ્રહ્યા હૂતા, પૂર્વિં યે પઞ્ચ બાણ,
અન્ય નાખ્યા અવનીતલિ, એકિ કીધૂં સન્ધાણ ૨૧
જલ[4]યન્ત્ર ઊપરિ રહ્યા આવી, જોવા લાગા મર્મ;
પ્રતિબિમ્બ દીઠિ મત્સ્યિકા, પાલવા કુલધર્મ. ૨૨
[5]પુરુષોત્તમનિ પ્રણમાનિ પછિ, પાર્થિં તાણ્યૂં બાણ;
ચકિત થઈ જન સર્વ રહ્યા પછિ, ગાજિ ઘનનીસાણ. ૨૩

સ્થમ્ભ કેરિ અગ્રિ ભમતી, મચ્છિકા દીઠી ચેહ;
કટાહનિ રક્ષણ કરી અધોમુખિ, બાણ તાક્યો તેહ ૨૪
પ્રત્યઞ્ચા ગણ તડતડિ, કડકડિ [6]કોગી-પ્રબન્ધ,
છૂટિ [7]ગણ સન્ધાણથી, પછિ રાય-મન્ય આનન્દ. ૨૫
તીવ્ર બાણ યે જૈ લાગો, યે [8]યન્ત્ર કેરિ મર્મિં;
નેત્ર-અધ્યિ નીસર્યોં નૃપ ! દેખાડી પ્રાક્રમ્મ ૨૬

પાધરો અન્તરિક્ષ જઇનિ, રહ્યો દિનકર પાશ,
યન્ત્ર વેધ્યો અર્જુનિ પછિ, દીધી એહ્વી આશ ૨૭
પાછો વલી પાતાલિ જઈ, વરુણનિ કીધૂ જાણ,
"મત્સ્યવેધ[9] કર્યો દ્રુપદ-ઘરિ," કહ્યૂ "પાર્થ કેરો બાણ" ૨૮
જિજિકારજ લ્હા હુય, ગડગડિ દુન્દુભિ-નાદ,
ત્રૈલોક્ય ચાલી ગર્જના, સાભલ્યો સઘલિ માદ. ૨૯

---

૧ અતિ. ૨ તે સ્થિર થયા ૩ °વાહન્ય રહ્યા ઊભા ૪ જલકદા
૫. આ પહેલા —
"ધ્યાન માત્ર તે, મધ્ય છે, આદિત્ય, આવેલે કેશ,
અવલી મૂકે અધોમુખ્ય રહી, વેધવો અમે લેશ" ૨૪
૬ ગોખ— ૭ —શર ૮. મત્સ્ય ૯ વેધ્યો દ્રુપદ કેરો

[1]વિમાનિ બિશી આવિઆ, ઇન્દ્રાદિ સર્વ દેવ;
ગાન્ધર્વ કિંનર સિદ્ધ ચારણ, આવિઆ [2]તતખેવ. ૩૦

દેશ દેશના મ્યલ્યા મહાભડ, શૂર નિ મહીપાલ;
વિચાર કો પ્રીછિ નહીં, કારણ તેણિ કાલિ. ૩૧

દુન્દુભિ વાજિ દેવનાં, પડિ પુષ્પસમોહ;
ચકિત થઈ અન્તરિક્ષ રહ્યા, પામિ સુરગણ મોહ. ૩૨

કો કહિ, "કૌશલ્યા–કુંઅર, રામ લક્ષ્મણ વીર:
પ્રાક્રમ તે વિણુ નવિ કરિ, કો શૂર [3]સાહસ ધીર. ૩૩

મૈથલી દેશ નિ જનકમણ્ડપિ, ધનુષ ભાંગિ ચેહ;
બાન્ધવ બ્યહૂ પ્રગટ થઈ, કુલધર્મ રાખ્યો તેહ." ૩૪

કો કહિ, "મણ્ડપ જનકનો," કો કહિ," ત્રિમ્બક–ચાપ;"
કારણ કો પ્રીછિ નહીં, દેખી સુભટ–પ્રતાપ. ૩૫

બહુ દેશ કેરા મ્યલ્યા રાજા, મન્ય વિમાસિ વાત;
"એ સાધી વિદ્યા પ્રગટ કીધી, જાણ્યો સર્વ ઘાત. ૩૬

દ્રુપદ રાજાયિ કપટ કરીનિ, [4]એ રાખ્યા'તા ઘર માંહિ;
બલ વિદ્યા ક્ષત્રીયં કરવા, રચ્યો એહ ઉપાય? ૩૭

[5]પછિ રાખી શીખવીનિ, દેખાડ્યૂં પ્રાક્રમ;
યજ્ઞ–સેની કન્યા–કારણિ, કો ન જાણિ મર્મ." ૩૮

એહ્‌વું કહીનિ એકિ એકિ, ઊભા રાજકુમાર;
"કૂદી મારો કાપડીનિ પ્રતી, કન્યા થાઓ અસવાર." ૩૯

[6]ગજ–અમ્બાડી ધજા ફરકિ, વરુણ [7]ગયિ તોખાર;
વિપરીત દેખી વીરવર ત્યાં, [8]કરતા વચમો માર. ૪૦

---

૧. આ પ. ૭૩૭૦. ૨. અવરેવમેવ. ૩. સાહિવક. ૪ રાખ્યો એ ૫ વિપ્ર રાખ્યો શીખવીને. ૬. આ પ. ૭૩૭૧. ૭. રથ જોતરાય. ૮ કરે કોણ ઉપાય?

કન્યા કરિ કરી સ્કન્ધ લીધી, [વેગ] વૃકોદર વીર;
મારુતસુત ¹અંગ ઉછરી થયું, પર્વતપ્રાય શરીર. ૪૧
સ્થમ્ભ માણિક કરિ ગ્રહી, ઊભા રહ્યા ભીમ તતખેવ,
રાજા દ્રુપદ પૂછિ વચનો, "રાખિ રાખિ, તું દેવ!" ૪૨
૨૪૪૫

²કડવું ૬૯ મું—રાગ એજ

રાય દુર્યોધનિ સાંભળ્યૂં, પછિ વેગિ થયા અસવાર;
કર્ણ આવી રહ્યા આગલિ, "સાંભલિ રાજકુમાર! ૧
દ્રોપદી કેરિ કારણિ તહ્મો, શ્યું ચઢો મહારાજ?
અહ્મનિ આપો આગન્યા, એ નહી તહ્માંરૂ કાજ." ૨
સુણી વાણી કર્ણની નિ, વિમાસિ રાજન,
"યોદ્ધ મથુરા મોકલૂ, કર્ણ કહિ છિ સત્ય વચન" ૩
એહવૂં કહી રાયિ શીખ દીધી, હકાર્યા સર્વ યોધ,
કર્ણ સેનાપતિ થઈ, આવિઓ ધરતો ક્રોધ ૪
અર્જુનશ્યૂં સંગ્રામ માંડ્યો, નાખ્યા એક સિ બાણ,
હાંસ્યરાસ્યયા યોધ આવ્યા, જાણે સાયરનૂ ઉઘાણ. ૫
હલમુશલ નિ મોગરી, પરિઘ કેરા પ્રહાર,
અશ્વ રથ પદાતિ આવિ, હસ્તી સેરી હારિ ૬
સ્થમ્ભ કરી ભડભડિ દલ-મધ્ય, ભીમ યોદ્ધૂ નામ,
શત સહસ્ર મારી ચૂર્ણ કીધા, પડ્યા તેણિ ઠામ ૭
³કર્ણિ આવી બાણ મૂક્યા, પાર્થ ઊપરિ યેહ,
⁴આવતા અર્જુનિ દેખી પછિ, થયા નિષ્ફલ તેહ ૮

---

૧ અંગે ઉછર્યો, તે—ળ૦ મૂ પૂરૂ પદ ૩૪૨૦ (ખરાં ૩૩૮૯)
૨ ળ૧ મૂ. ૧ લી કડી પહેલાં ૩૭૨ ૩ આ પહેલાં—
"દ્રુપદીને સાથવે, રથે દીનોનાથ,
એક હાથે દ્રુપદી બીજે, સ્તમ્ભ લેઇ તે ધાય" ૨૧
૪. અર્જુને ઉઘાં આવતાં

પાર્થિં જાણ્યૂ, "કર્ણ સાથિ, કરવો છિ સઙ્ગ્રામ,"
ગુરુ હૃતૂ યે ધનુષ પોતાનૂ, કાઢ્યૂ તેણિ ઠામિ ૯
સવ્યાપસવ્ય બાથા ભીડ્યા તે, છોડિ પાણ્ડુકુમાર,
લડવા લાગા ભૂપ સાથિ, થયો હાહાકાર ૧૦

નફેરીના નાદ હોયિ, ગિહિરા ગગડિ નીશાણ
ગાજિ ધન પગિ તુમુલ રણ પછિ, છૂટિ શર–સન્ધાણ ૧૧
કહિણુ ગવરશ બોલિ કાલી, પડિ ખૂબ અનેક,
દિક્પાલ ધ્રૂજિ રવિ ન સૂઝિ, ફણા ધ્રૂજિ શેખ ૧૨

વીર બિ વિસમા વઢિ અનિ, પડિ પર્વતશૃઙ્ગ
પરદલ પાડિ પૃથ્વીપતિના, પોતિ ન પામિ ભઙ્ગ ૧૩
પરશુરામ કેરો સુભટ શિષ્ય યે, કર્ણ કુન્તાતન,
સઙ્ગ્રામ સાથિ સ મુખ રહી પછિ, વિમાસિ છિ મન્ન ૧૪
બાણ આવ્યા અર્જુન કેરા, બઙ્ગ બેધ્યા તેહ
વક્ષઃસ્થલ [1]કરી ચાલની, પછિ પૃષ્ઠિ ફૂટા તેહ ૧૫
વિમાસિ વિપરીત દેખી દિવાકરસુત કર્ણ,
'મઝ સાથિ સઙ્ગ્રામ સુભટ રો, ધરણ્ય ન ધરિ ચરણ. ૧૬
શકિ અર્જુન એહ [2]અવશ્ય, દીસિ છિ [3]આકાર,
તે વિના અમ સાથિ વઢિ, સ નથી રાજકુમાર" ૧૭

[4]શરવૃષ્ટિ પડતિ કર્ણ–રાગિ, સઙ્ગ્રામ મૂકી જાય
ભાગો ભૂપતિ સૈન્યસહ, રહ્યા, હતા [5]દુર્યોધન રાય ૧૮
"વેગિ નૃપ અસવાર થાઓ, આવિ અર્જુન વીર,
ગદા કર–મધ્ય ભીમ સાથિ, પર્વત–પ્રાય શરીર" ૧૯
દુર્યોધન કહિ, "કહ્યા થકો અર્જુન અવની–મધ્ય ?
લાક્ષાગૃહ–મધ્ય મહ્યો, એરવી તહનિ શુદ્ધિ.' ૨૦

---

૧ ભેદી કરી, ને ૨ આ૦પો ૩ આ વાર ૪ આ ૫ *૬૭૩ ૫ કુરુરાય.

## ૧૨. વૈવાહિકપર્વ—

### કડવું ૭૭ મું—રાગ એજ[1]

સુણી વચન સહૂ કહિવા લાગૂં, કારણ કહ્યું નવિ જાય;
નગર-મધ્ય મણ્ડપ મત્સ્ય કેરિ, કુલાહલ બહુ થાય. ૧
મત્સ્ય-વેધ-કારણિ બહુ મ્યલિઆ, દેશ દેશના ભૂપ;
વિદ્યા વય પ્રાક્રમિ અલિઆ, મહા મનોહર રૂપ. ૨
યન્ત્ર-મત્સ્ય કોણિ નવિ વેધ્યો, મ્યલ્યા થયા બહુ દિન;
વણુ પ્રીછિ કહિણુ પણ કીધૂં, વિમાસિ રાજન. ૩

તે સુણી બ્રાહ્મણનિ વેષિ, કાપડી બિ કો આવ્યા;
મત્સ્યવેધ કીધો જેણિ મણ્ડપિ, નરપતિ-શીસ નમાવ્યાં. ૪
કન્યા લેઇ જાતા નૃપ મણ્ડપિ, સઘલા યોધ હકાર્યાં;
રાજકૂંઅર સહૂ મ્યલી કરી, કાપડિઆ કૂટી માર્યા. ૫
સુણી વચન ત્યહા રાય યુધિષ્ઠિર, [2]નિકુલ સહદેવ નિ માત;
આણજાણિ ઉચાટ કરિ બહુ, એ તો વિસમી વાત. ૬

મણ્ડપ રાય તણિ મછ વેધ્યો, તે તો અર્જુન વીર;
અન્ય આવી કો પ્રાક્રમ કરિ? કો ધનુર્વિદ્યાનો ધીર? ૭
ઘણા મ્યલ્યા કન્યા ગ્રહી જાતા, કીધો બહુ સંગ્રામ;
ગદા સુદ્ધ બાણિ નાગ છૂટા, વીર રહ્યો તેણિ ઠામ્ય. ૮
વિકટ વન કહિણુ સ્થાનકિથી સૈં, પ્રાક્રમિ ઉગરિઆ;
પ્રગટ વહ્નિ લાક્ષાગૃહ બલતિ, ગુફા જૈ નીસરિઆ. ૯

બક હેડમ્બ મ્યલ્યા દુષ્ટ માગિ, તે વીર વૃકોદરિ માર્યા;
કૌરવ-છળ જલ વિષ મોદિકથી, વિશ્વમ્ભરિ ઉગાર્યા. ૧૦
અઙ્ગારપર્ણ ગાન્ધર્વ અતિ બલિઓ મધ્ય-રાત્રિ મારગિ મ્યલિઓ;
પ્રાક્રમ પાર્થ તણિ વશિ આવ્યો, અનુચર થઇનિ પલિઓ" ૧૧

---

૧. ૭૨ મું-રાગ મારુણી. ૨. લઘુયુગલ કુન્તામાત.

એહવૂં કરી અતિ દુઃખ ધરિ રે, રાય યુધિષ્ઠિર એહ;
અતિ વિકુલ થ્યા વાટ જુઇ છિ, નિકુલ નિ સહદેવ. ૧૨
કુન્તા અતિ આક્રન્દ કરિ નિ, આકુલ વ્યાકુલ થાય;
અમ્મા અર્જુ પછાડિ ઊભાં, કૂંભાર તણા ઘર માહિ. ૧૩
વીર ત્રણ્ય ગર્વ કિનિ પૂછિ, કો ન કહિ સાચી વાત;
એટલિ [1]હરી કન્યા [2]સઉંાતિ દીઠી, દીઠા બિહૂઇ ભ્રાત. ૧૪
શીઘ્ર [3]થઈ સાહ્મા જૈ પોહતા, ત્મલિયા ધર્મકુમાર;
નિકુલ સહદેવ અતિ હર્ષ ધરિ, "અમ ત્રૂઠા વિશ્વાધાર." ૧૫
કુલકન્યા રાજા [4]તણી, દેખી નિ રાજન્ન;
અતુન કર્મ અર્જુનનૂ જાણી, આનન્દ પામ્યા મન્ન્ય. ૧૬
વેગિ જૈ કુન્તા કનિ પોહુતા, કહ્યૂ, "વીર બિ આવ્યા;"
તેણિ સમિ અર્જુન કહિ, "માતા' વસ્તુ અહ્મો એક લાવ્યા; ૧૭
ભિક્ષા-કારણિ ગયા [5]નગર-મધ્ય," માતા જાણી મન્ન્ય,
[6]અણજાણિ અન્તરઘર-મધ્યથી, બોલ્યા એહ વચન્ન. ૧૮
"ખાદ્ય વસ્તુ પામ્યા સુત માહરા," તેણિ થયા રલિઆત;
શીઘ્રપણિ સન્તોષપણિ વચન કહ્યૂ, "વિહિચી લ્યો સહૂ ભ્રાત." ૧૯
"પ્રમાણ વાક્ય" કહિતા ઉચ્ચર્યા, રાય યુધિષ્ઠિર એહ,
કુન્તા દેખી દ્રુપદીનિ, પડિ વિમાસિ એહ ૨૦
"કૂઅર સર્વ કહ્યૂ કરિ માહરૂ, એ વરિ પાચિ વીર!"
અવિવેક થાયિ [7]તહા અતિ, સાહસ માનિ ધીર. ૨૧
કુન્તા કૂઅરનિ ત્મલ્યા અતિ, હર્ષ પામ્યા મન્ન્ય;
દ્રુપદી [8]પાસિ રાજકન્યા, માત નિ પાચિ તન્ન ૨૨
[9]લક્ષ હતૂં તે સહૂ આરોગ્યા, સન્તોષ થયો સર્વ સાથ,
ત્યાર પૂઠિ શૂ થયૂં, જનમેજિ' સુણિ વાત. ૨૩

---

૧ હરિ ૨ સન્ધ્ય ઉપર્યું, ૩ જઈને સાહ્મા ત્મલિયા, ધર્મ તણો કુમાર" ૪ દ્રુપદની. ૫ હતા તે. ૬ અહીંથી ૨ લીટી નથી. ૭ અવની-મધ્યે. ૮. સાથે ૯ ભિક્ષા હતી.

[1]તેણિ સમિ ત્યહા કરિ વાર્તા, કરુણાનિધિ ભગવાન,
કહિણ સ્થાનક કષ્ટ પડતિ અહ્મો, પમાડ્યા બહુ માન ૨૪
તેણિ સમિ ત્યહા મન્ય વિમાસિ, દ્રુપદ યે રાજન,
"કન્યા હરી ગયા બ્રહ્મચારી, વિપ્ર કિ ક્ષત્રી-તન ? ૨૫
તે માટિ તુઝનિ કહું છૂ, પુત્ર' સુણિનિ વાત,
જેણિ સ્થાનકિ ઉતર્યા, ત્યહા જૈ જુઓ વિખ્યાત" ૨૬
રાજાયિ સુત મોકલ્યો, દષ્ટિદ્યુમ્ન યેહનૂ નામ,
પ્રજાપતિ-વરિ જૈ રહ્યા પાછ, આવ્યો તેણિ ઠામ્ય ૨૭
નષ્ટચર્યા જોવા લાગો, કહીં ન પામિ મર્મ,
મન્દિર ઊપરિ ચઢી નૃપસુત, કીધૂ છે પ્રાક્રમ્મ ૨૮
ખપ્પર તેહના કરી પાધા, જોવા લાગો વાત,
કુન્તા પાખનિ ફરી ભિક્ષા, ઓઢ પાચિ ભ્રાત ૨૯
શ્રીકૃષ્ણ નિ બલદેવ દીસિ, કરિ સઘલી વાત
લાક્ષાગૃહથી નીસર્યા ચ્યા, પ્રગટ થયા સાક્ષાત ૩૦
"હેડમ્બવધ નિ બકવધ, અંગારપર્ણ-દ્રસ્ત યેહ"
કુન્તા કૃષ્ણનિ સ્તુતિ કરિ, "ત્યહા, તહ્મા રાખ્યા એહ ૩૧
મહિમા રાખ્યો [ મત્સ્ય ]-મણ્ડપિ, સદા કરતા સાર
જ્યહા જ્યહા કષ્ટ પડ્યા, કમલાપતિ' તહ્મો કીધી વાહર" ૩૨
રાય દ્રુપદ કેરો સુત વડો , દષ્ટિદ્યુમ્ન યેહનૂ નામ,
પાણ્ડવ પાચ નિ માતા કુન્તી, જાણ્યા તેણિ ઠામ્ય ૩૩
કૃષ્ણ-કૃપાયિ ઊગર્યા એ, પ્રગટ પૃથ્વી માહિ,
પાણ્ડુસુત ઓળખ્યા પછિ, હર્ષ ધરતો જાય ૩૪

---

૧ આ ૨ ચરણ બદલ —
"તેણે સમે ત્યહા આવિયા, શ્રીકૃષ્ણ ને બલદેવ રે,
ખગપતિ સાથે રુક્ષ્મી ધરમન્ય, બેઠા છે અવશ્યમેવ રે ૨૩
સર્વ મળીને કરે વારતા, ... . . "

વેગિ નૃપ પાસિ ગયો, કહ્યું. "સાંભલો [1]નરપતિ! વાત;
ભાગ્ય મોટૂં આપણૂં એ, પાણ્ડવ પાંચિ ભ્રાત. ૩૫
અર્જુનિ મત્સ્યયન્ત્ર વેધ્યો, પાસિ [2]ઊભી કુમારિ;
અન્ય એહવા કુણ હોયિ? બહુ યોધ પમાડ્યા હારિ." ૩૬
સુણી વાણી સુત તણી, રાજા થયો રલિઆત્ય;
પાણ્ડવ પાંચ પ્રગટ હોઆ પછિ, સાંભલી સઘલી વાત. ૩૭
૨૫૧૦

---

## કડવું ૭૨ મું-રાગ એજ

[3]રાજા દ્રુપદ મન્ન્ય વિમાસિ, પાણ્ડવ પાંચિ વીર;
"શૂર [4]સાહસિક વિદ્યાયિ આધકા, ધનુર્વિદ્યાના ધીર. ૧
કહિણુ પણુ કીધૂં હૂતૂં પણિ, કૃષ્ણુિ કરુણા કીધી;
તે પાણ્ડવ પધરાવો ઘરમધ્ય," સુતનિ આજ્ઞા દીધી. ૨
"ભાગ્ય મોટૂં આપણું યે, કન્યા કુલમધ્ય એહ;
પાર્થિ પણ રાખ્યૂં પરદલમધ્ય, કીધૂં કારપ તેહ. ૩
રાય યુધિષ્ઠિરનિ પધરાવો, સાથિ સઘલા ભ્રાત;
સ્વયંવર જોવા સુત કેરો, આવિ કુન્તા માત." ૪
એહવૂં કહી રાયિ મોકલ્યા, દષ્ટિદ્યુમ્ન સુત નામ;
રાજકૂંઅર [5]અનુચર સઙ્ગાતિ, આવ્યા તેણિ ઠામ્મ. ૫
તે નિશા ત્યમ વહી ગઈ છિ, થયો પ્રાત-કાલ;
રાજપુત્ર આવ્યો રાય પાસિ, અરુણોદયનિ કાલ્ય. ૬
સુભટ જૈ નીચો નમ્યો, વિનય-વાર્તા કીધી;
[6]"પધરાવો પાણ્ડવ," દ્રુપદરાયિ, અમનિ આજ્ઞા દીધી. ૭

---

૧. પિતા. ૨. ભીમકુમાર.

૩. ૭૨ મું. કડી ૩૮ અને આગ્. ૪. સાત્વિક વિદ્યા-પ્રવણ. ૫. સેવક.
૬. "પધારો મહાભ્ય યદુ (?) કુંપદરાયે આજ્ઞા દીધી."

ભાગ્ય મોટૂ અમ તણૂ, જે પધાર્યા તહ્મો આજ,
કૃષ્ણા વરવુ યોગ્ય પામી, સિદ્ધ થયા સર્વ કાજ " ૮
અતિ ઘણૂ રલિઆતિ થ્યા નિ, મત્સ્યમણ્ડપિ જાય,
કુન્તા પામિ દ્રુપદી, આનન્દ અતિ અતિ થાય ૯
[1]રાય સાહ્મા જૈ મ્યલ્યા, દણ્ડવન કરી પ્રણામ,
"કૃતારથ [2]કર્યા દેશનગર તહ્મો, ભલિ પધાર્યા સ્વામ્ય ! ૧૦
આસન આપી અરચા કીધી, બિસાર્યા દેઈ માન,
તેણિ સમિ ત્યહ્મા ગરડિ ચડીનિ, આવ્યા શ્રીભગવાન ૧૧
રાયિ [3]જઈનિ પ્રણમ્યા, આનન્દ પામ્યા મન્ન,
પૂજા કીધી પ્રેમ સહ્વાતિ બિઠા અશરણશરણ ૧૨
શ્રીકૃષ્ણ કહિ છિ, "સાભલો, તહ્મો દ્રુપદરાય !
સફલ થઈ છિ કલ્પના, મોટા તમ મહિમાય ૧૩
મહિમા [4]તહ્મો મણ્ડપ તણો, [5]પૂરણ થયા સર્વ કામ,
વરદાન દ્યો કન્યા તણૂ, [6]દ્રુપદી જેહનૂ નામ " ૧૪
સભા મહૂ સન્મુખ બિઠા, પાચિ પાણ્ડુ કુમાર,
રાય લાગા પૂછવા, માનિષ્ય વિશ્વાધાર ૧૫

---

૧ આ પહેલા — ઊથલો

"આનન્દ અતિ થાય ને કુમ્ભકાર-મહથી પરવરે,
આયુધ ભૂષણ આપણા, તે પાચે પાણ્ડવ તન્ય ધરે ૪૭
૩૫૧૯
(ખરી ૩૪૮૫)

કડવૂ ૭૩ મૂ-રાગ ગોડી દેશોરી

પાણ્ડવ પાચે માત કુન્તા, દ્રુપદતનયા જેહ,
નગ્ર માહે સઞ્ચર્યા, . બેશાને તેહ ૧
લોક સર્વ આશ્ચર્ય પામ્યા, દેખી વપુ વરરૂપ,
એ કુમ્ભકારને ઘેર હતાં તે...નૃપતિ-ભૂપ " ૨

૨ અમ દેશ નગ્ર ધન્ય થયૂ, ૩ અતિ રલિયાત્ય થયા, અને પ્રણમ્યા ચરણ
૪ તમારા ૫ પૂર્ણ મનોરથ-કામ. ૬ પઞ્ચાલપુર-રાજન

દ્રુપદ કહિ, "રાય યુધિષ્ઠિર ! સત્ય કહોનિ વાક્ય,
સભા સહૂકો દેખતા, સાભલિ સારિઙ્ગપાણ્ય ૧૬

અર્જુનિ મત્સ્યવેધ કીધો, જોતા સઘલા રાય,
દેશ દેશના આવ્યા નરપતિ, દેખાડ્યો મહિમાય ૧૭

કહો એ કન્યા દ્રુપદી, તહ્મો પાણ્ડુ કુમાર;
પાચિ મધ્યિ કુણ વરશિ ? કહોનિ સત્ય વિચાર." ૧૮

રાય વાણી વદિ વચતા, યુધિષ્ઠિર ચેહનૂં નામ,
સભા સઘલી સાભલિ, ઉચ્ચર્યા તેણિ ઠામ્ય. ૧૯

"પ્રથમ કન્યા આપો મુઝનિ, પછિ વૃકોદર વીર,
ત્યાર પૂઠિ વરિ અર્જુન, પછિ યુગ્મ-શરીર." ૨૦

એહૂવા વચન જ સાભલીનિ, (પછિ) મૂર્ચ્છા પામ્યા રાય,
સહૂકો આશ્ચર્ય થઈ ગ્યૂ, કોણિ કાઇ નવિ કહિવાય ૨૧

મુહૂર્ત એક જ વહી ગયૂં, સાવધાન થ્યા રાજન,
"સદા સહૂકો ધર્મ કહિ તૂ, એ શ્યૂ બોલ્યા વચન ? ૨૨

ધર્મ-વચન [1]તો એહૂવા હુગિ છિ ? એ કોણિ પાડ્યૂ નામ ?
અહ્મો ત્યહા લગિ જાણતા ત્હા લગિ, પડ્યૂ નોહતૂ કામ. ૨૩

તહ્મો પાચિ પર્વત ચેહડા, એ કન્યા નાહનૂ બાલ,
નવિ દીઠું નવિ સાભલ્યૂ, કિમ હોયિ આણિ કાલ ? ૨૪

એહ્વા વચનજ સાભલી, શ્રીકૃષ્ણ કહિ છિ વાત,
"રાય યુધિષ્ઠિર યે કહિ તે, તે માનો વિખ્યાત" ૨૫

રાજા દ્રૂપદ વદિ વચતૂ, "સાભલિ સારિઙ્ગપાણ'
એણિ સત્ય તૂ, કદાચિ ઇશ્વિર, કશી બોલિ વાણ્ય ? ૨૬

એહૂવૂં કાર્ય તમ તણૂ યે, સદા નિરન્તર હોય,
અનેક કપટ આગિ રચ્યા, તે ન[2] જાણિ કોય. ૨૭

---

૧ એહ્વા નોહે, ૨ જાણે છે સર્વ કોય

કૃત તમારુ કુણ જાણિ, પૂર્વિ કીધૂ જેહ?
આસુરવધ પૂતના, [બક] પ્રલમ્બ ધેનુક તેહ ૨૮
માતુલ કારણિ માટી રચના, ક્રીડા મધુપુર માહિ
કુબ્જા-અનુગ્રહ રજકવધ, ગજ-મલ્લ-યુદ્ધ કહિવાય ૨૯
કર્મ કહૂ તમ કેટના? કો કારણ કૃષ્ણસ્વરૂપ,
મત્સ્ય કચ્છ [1]નરહરિ શૂકર, વામન ભૃગુપતિ ભૂપ ૩૦
અગિ રૂપ અનેક ધર્યા તહ્મો, કીધા વિવિધ [2]ઉપાય
તે માટિ તહ્મો ઉચ્ચરો સત્ય, જે કહુ [3]સુધાધરિ [4]રાય" ૩૧
એહવા વચન જ ઉચ્ચરિ, [5]નહી નૃપતિમન્ય વિશ્વાસ,
તેણિ સમિ ત્યહા વેગિ પધાર્યા, સત્યવતી-સુત વ્યાસ. ૩૨
દૂરિથી દર્શન પામ્યા, મહુમા સાવધા થાય
દણ્ડવત [6]કરતા નમ્યા ચરણે, વેગિ દ્રુપદરાય ૩૩
પટવસ્ત્ર પીત, [7]પિશંગ કવચ, ઋષિ પારાશર પ્રૌઢ
દેખી અતિ અભિરામ વપુવર, નમ્યા ગરુડારૂઢ ૩૪
આસન આપી પૂજા કીધી, કહ્યુ, "ભલિ પધાર્યા નાથ!"
"મુનિવર કહિ તે કરો નરપતિ!", ઉચ્ચરિ સર્વ સાથ ૩૫
૨૫૪૫

---

[8]કડવું ૯૭ મું—રાગ એજ

વ્યાસ તણી પૂજા કરી, નરપતિ વાણી ઉચ્ચરી,
"તહ્મો મુનિવર! અમ કૃપા કરી, અનુચર આપણા મન્ય ધરી,
વિચારી વ્યાસ ભલિ પધારિઆ રે ૧

---

૧ વારાહ નૃસહી ૨ વિચાર ૩ તહ્મો અ ૪ રાગ ૫ તે નૃપનો નહી વિશ્વાસ ૬ કરી ચરણે લાગા ૭ આસ્તીર્ણ કનકસમ, પરાશરસુત પ્રૌઢ
૮ ૭૩ મું ચારુ હાલની કીધી આગળ

ઢાલ—"વ્યાસજી! તમો ભલિ પધાર્યા, સાર અહ્મારી કીધી."
'વ્યાસવચન તહ્મો શિર ધરો,' સર્વે [1]કુણિ આજ્ઞા દીધી. ૨
'અન્ધકારિ ઉદ્યોત થયો ત્યમ, [2]દીસિ મુનિવર-રૂપ;
[3]શોક મોહ ગયા અમ તણા, ત્રાસ ન તરણિ-રૂપ.' ૩
"કન્યા કુણ્ડ પ્રગટ [4]ધરિ માહરિ, મત્સ્યવેધ-પણ કીધૂં;
રાજકુંઅર [5]કો વાત ન જાણિ, કાર્ય કિરીટીથી સીધૂં. ૪
રાય યુધિષ્ઠિરનિ મિ પૂછ્યૂ, [6]'કહો, કન્યા કુણ વરશિ?'
[7]નામિ ધર્મ વિદ્યાયિ અધિક, જાણ્યૂં, 'સત્ય ઉચ્ચરશિ.' ૫
કહિ, 'પ્રથમ અહ્મો પછિ ભીમ અર્જુન, નિકુલ નિ સહદેવ,'
'રાય યુધિષ્ઠિર કહિ તે સાચૂં,' ઇમ ઉચ્ચરિ છિ કૃષ્ણદેવ. ૬
તે માટિ તહ્મનિ [8]કહૂં મુનિવર! સત્ય આજ્ઞા દીજિ;
જે તહ્મો કહો ત્યમ નિશ્ચલ કરવૂં, શીખ સેવકનિ દીજિ." ૭

સુણી વચન વલતા કહિ મુનિવર, "સાભલિ દ્રુપદરાય!
એ કન્યા [9]પાચિ વીર વરિ તે, કહૂ ગુઝનિ મહિમાય. ૮
અગ્નિકુણ્ડથી [10]પ્રગટ્યૂ રૂપ, પાઞ્ચાલી જેહનૂં નામ;
દેવ [11]તણુ કરણ નવિ જાણિ, ઇશ તણા એ કામ. ૯
પાચે પાણ્ડવ રૂપ ધર્યા, એ ઇન્દ્ર તણા અવતાર;
માગ્યા વર પામી ગુઝ કન્યા, કહૂ [12]તેહ વિસ્તાર. ૧૦
પૂર્વિ [ એ બ્રાહ્મણની ] પુત્રી, તમ ધાર કન્યા જેહ;
વૃદ્ધ વિપ્રનિ તે પરણાવી, મહા મનોહર દેહ. ૧૧
અતિ સુન્દર વપુ-રૂપ ધરિ નિ, બિહિકિ દેહ સુગન્ધ;
સકલ કલા-ગુણ લક્ષણ પૂરણ, જાણિ [13]તત્ત્વ પ્રબન્ધ. ૧૨

---

૧ એહવી આજ્ઞા. ૨ દીઠે ૩. શું કહું તમને નિમિત્ત કારણ. તરણી (? તરણિ)-બાલ સ્વરૂપ?" ૪. ઘરિ નથી ૫. અવરી ન જાણે. ૬ કન્યા કેહને આપું? ૭. "રાજા ધર્મ આચારે અધિકા, જાણ્યું પૂજ્ય કરી સ્થાપું." ૮. પૂછું છું. ૯. "ને પાંચ વરશે. ૧૦. એહજ પ્રગટી, ૧૧ તણું કારણ એ મોટું, ૧૨. તે સકલ. ૧૩. સકલ.

યૌવન-મધ્ય થઈ ત્યહાં વનિતા, વૃદ્ધ થયો [1]સુત્ક્ષામ,
[2]જરા પોહતી મૃત્યુ આયૂ, પામ્યો હરિપદ-ધામ　૧૩
વનિતા મન્ય [3]વિચારિઉં, 'કરવો કુણ ઉપાય?
ધ્યાન કરૂં કિ તપ આચરૂં, જૈ ગઙ્ગાતટ માહિ?'　૧૪
એકાન્તિ મિલી ધ્યાન કરિ પણ્ય, ચિત્ત ગમ્યૂ નવિ જાય
[4]અશ્રુબિન્દુ પડિ આસનથી, પડિ ગઙ્ગાતટ માહિ.　૧૫
મહા મનોહર કમલ નીપજિ, પણિ, તે ન જાણિ ભેદ,
નીર-તરઉં કમલદલ ચાલિ, વનિતા પામિ ખેદ　૧૬
શિવપૂજા કરવા દિન પ્રતિ, વિપ્ર એક ત્યહાં આવિ,
[5]કરિ કરી કમલ ગ્રહીનિ તે, શંકર-શીશ ચઢાવિ　૧૭
ઇમ કરતા બહુ દિન થયા, (મહા) કારણ કલ્પ્યૂ નવિ જાય,
જલ-પ્રવાહિ કમલદલ આવિ, ન્યૂન દીસિ મહિમાય.　૧૮
[6]શિવ પ્રગટ થઈ બ્રાહ્મણનિ પૂછૂ, 'કહાંથી તૂ દલ લાવિ?'
'જલ-પ્રવાહ-[7]મધ્યથી દીસિ, તરતિ તણાણા આવિ.'　૧૯
અનુચર ઈશ તણા ગયા જોવા, [8]પૂઠિ પાર ન પામિ
અમના એક અનોપમ દીસિ, દૃષ્ટિ કરી તણિ ઠામિ　૨૦
પાસિ જઈ પૂછ્યૂ પ્રેમદાનિ, 'તૂ કહીનિ સાચી વાત,
કુણ કારણિ ગઙ્ગાતટિ [મિલી?] કુણ મન નિ તાત?'　૨૧
પૂછ્યૂ વચન, પડિ અશ્રુબિન્દુ, કમલ થઈનિ ચાલિ,
કારણ જોઈ ચાલ્યા અનુચર, ઉમયાપતિ વર આગિ.　૨૨
અનુચર ઈશ પ્રતિ ઉચ્ચરિઆ, 'એક અસમ્ભવ વાત
ગઙ્ગાતટિ દીઠી એ વનિતા, પ્રગટરૂપ વિખ્યાત.　૨૩
[9]નેત્ર થકી જલબિન્દુ પડિ તે, કમલ થઈનિ આવિ

---

૧ ક્ષીણ કામ　૨ દેહ થકી તત્ક્ષણ તે છાડ્યો. જરા　૩ વિમાસે એમ,　૪ આંસુ બિન્દુ પડે આંખથી, ગંગાકાંઠા માંહે　૫ હાથે થકી ગ્રહી કમળ તે,　૬ શિવે સ્વયં બ્રાહ્મણને પૂછ્યું　૭ મધ્યે તે દેખૂ, તરતું તરતા આવે　૮ નિકટ　૯ નેત્ર

તહ્નો પધારો ઉમયાપતિ! તો, વૃત્તાન્ત સર્વ સુણાવિ.' ૨૪
[1]અતિ સન્તોષ થયો ઈશ્વરનિ, આવ્યા અમક્ષા પાસ;
'તૂં કુણ કારણ કષ્ટ કરિ છિ? [2]દિનિ મુઝનિ આશ.' ૨૫

સાક્ષાત રૂપ ધરીનિ [3] રદ્રિ, પૂછ્યૂં છિ વચન;
પિતા દેવ શઙ્કર ગુરુ જાણી, આણિ કારણ મન્ન્ય. ૨૬
'પ્રભુ! સ્વામી વૃદ્ધ અતિ માહરો, તે પામ્યો સુરલોક;
તે મન્ય કારણ ઈશ! ધરીનિ પછિ, કરતી હૂતિ શોક.' ૨૭

અતિ આતુર જાણિ મહારદ્રિ, અન્તરિ જોઈ જ્ઞાન;
'આચરણિ અતિ સન્તોષ થયો [4]મુઝ, માગ્ય માગ્ય વરદાન.' ૨૮
'વર આપો, વર આપો મુઝનિ, આપો ઈશ ભરતાર;'
આતુર થઈ ઉમયાપતિ આગલિ, ઇમ કહ્યૂં પઞ્ચજ વાર. ૨૯

'સત્ય [5]ધર્મ સુબલ શુભ કીર્તિ, સુમતિ સુકુમાર યે હોય;
આપયો સ્વામી મુઝ વર એહ્વો, યે પ્રાજિ ન [6]પમાડિ કોય.' ૩૦
વચન સુણી વલતા કહિ વાણી, 'સાભલો સાચી વાત;
એણિ વચનિ કહ્યૂ તિ મુઝનિ, પાચ હશિ ભરતાર. ૩૧

મન્વન્તરિ પૂરણ દિન થાતિ, સુરપતિ અવની આવ્યા;
[7]આશ્રમ્ય તહ્નો, ગુહા ગિરિ–માધ્ય, પુરષ ચ્યાર રખાવ્યા. ૩૨
તે કારણિ સાભલિ કહૂં, ત્હા લગિ તૂં ધ્યાન ધરયે;
પાંચમો ઇન્દ્ર અવનીતલિ આવિ ત્યારિ, [8]અમરાશ્રમ્ય અવતરયે.' ૩૩

એહ્વૂં કહી આજ્ઞા ત્હા આપી, ઈશ ગયા કૈલાસ;
અબલા તે ગઙ્ગાતટિ બિઠી, આણી દૃઢ વિશ્વાસ. ૩૪
તેણિ સમિ વૈવસ્વત મનુયિ, માડ્યો યજ્ઞ અપાર;
સહસ્ર વર્ષનો આરમ્ભ માંડ્યો, નવિ તેહ્નો પાર. ૩૫

---

૧. આ પહેલાં ૭૩ મું પૂર, પદ ૩૫૩૦ (ખરાં ૩૫૩૬). ૨. કેહને ૩. શઙ્કર. ૪ તું. ૫. બલ શૂરા શુભ. ૬. હરે. ૭. આસન અમ્યો ગુફાં. ૮. ત્યાહ્રૂં આવી વરજે.

બ્રહ્મા પાસિ માગી લીધૂં યે, ' યાગ પૂરણ થાય,
માનવ કો મૃત્યુ નવિ પામિ, કાર્ય અમારા માહિ ' ૩૬
ઇમ કરતા બહુ દિવસ થયા, નહિ મનુષ્યનો પાર,
આકુલ વ્યાકુલ થાવા લાગા, જન સહૂ ધરા મુઝારિ ૩૭
દેવ તણૂ કારય સર્વ રહ્યૂ, કોહણિ કાંઇ નવિ થાય,
પર્વત સાગર દ્વીપ ઉલ્લંઘી, ઇન્દ્રસદન લગિ જાય. ૩૮
પછિ ઇન્દ્રાદિક સર્વ દેવ મ્યલીનિ, બ્રહ્મા આગલિ આવ્યા,
વિનય કરી પૂછ્યૂં સુરપતિનિ ત્યહા, સ્તુતિ કરી બોલાવ્યા ૩૯
(કહ્યૂ) ' માનવ માગ નહી પૃથ્વીતલિ, ત્યહા કુણિ ન રહિવાય,
ઋષિ દેવ [1]અસુર કિન્નર સહૂ, આકુલવ્યાકુલ થાય ૪૦
ઇન્દ્રસદનિ આવી અનુદિન બહુ, કોહણિ રહ્યૂં નવિ જાય,'
તે કારણિ [2]બ્રહ્માનિ કહી વાણી, ' રચવો કુણ ઉપાય ?' ૪૧
તેણિ સમિ બ્રહ્મા ત્યહા બોલ્યા, ' સાભલિ સુરપતિ ' વાત,
વૈવસ્વતનો યાગ હોયિ છિ, વરસ સહસ્ર વિખ્યાત ૪૨
તે કારણિ એ માગી લીધૂ, માનવ મૃત્યુ ન પામિ,
સહસ્ર વર્ષ પરિપૂરણ થાસિ, જાણિ સહૂનિ કામિ ' ૪૩
દેઇ પ્રદક્ષિણા ચરણે [3]લાગા, સુરપતિ સ્થાનકિ જાયિ
વરુણ વાયુ કુમેર સઘાતિ, આવ્યા અવની માહિ. ૪૪
[4]સુરપતિ-મન્ય ઉત્કણ્ઠા થઈ, વિમાન બિશી જાયિ,
અન્તરિક્ષથી નલિની-દલ દીઠા, શુભ ગંગા જલ માહિ ૪૫
દેખી સુરપતિ મન્ય વિમાસિ, ' દિવ્ય કમલ કહ્યા જાય ?
[5]દૂર થકી દીઠા અતિ સુન્દર, વિહ્તા ગ્ગ્પૂલ પ્રવાહિ. ૪૬
તે દેખી સર્વ સાથ મૂકી, એકાકી જોવા જાય,
દૂરિ થકી દીઠી [તિ] વનિતા, બિઠી છિ તટ માહિ ૪૭

---

૧ કિન્નરસહુ ગન્ધર્વ, તે ૨ તમને પે વાણી, કહેવો ૩ નમિયા ૪ " પુલિન સરિત ઉપકંઠાય ગે, વ્યમાન આસ્યા જાય ' ૫ દિવ્ય થવી આવે અતિ.

ત્હાં આવી પૂછ્યૂં વનિતાનિ, 'તૂં કુણ કારણિ નારિ?
કહિ [1]કાર્યિ કષ્ટ કરિ છિ, બિઠી સહિત સુઆરિ?' ૪૮
કહિ વનિતા, 'આવો તહ્મે સુરપતિ! દેખાડું તે[2]કામ;
જે [3]કાર્યિ તપ આદરૂં તે, કહૂં [4]તમ આણિ ઠામિ.' ૪૯
એહ્વૂં કહી આગલિથી ચાલિ, પૂઠિ સુરપતિ જાય;
ઇમ કરતાં તે વેગિ કરી આવ્યાં, કૈલાસ પર્વત માંહિ. ૫૦
દિવ્ય [5]કુસુમ ઉપવન પર્વત-મધ્ય, દીસિ અતિ અભિરામ;
સુન્દર ભવન [6]અન્તર મધ્ય બિઠા, પશુપતિ તેણિ ઠામ્ય. ૫૧
પોતાના નિજ ગણ સહૂંતિ, અક્ષક્રીડા જે હોય;
અતિ આનન્દ દેખી સુરપતિ ત્હાં, કોપ કરીનિ જોય. ૫૨
'કુણ પુરુષ અધિપતિ થૈ બિઠો? મુઝનિ કહિનિ મર્મ;
સુરપતિ [7]આગલ્ય મુઝ ઊભાં, એ કુણ તહ્મારો ધર્મ?' ૫૩
એહ્વાં વચનજ સાંભલ્યાં રુદ્ર, વનિતાનિ કહિ વાત;
નિરખ્યો ઇન્દ્ર આણ્યો અન્તરથી, અમરપતિ સાક્ષાત. ૫૪
પર્વત પાખલિ ફેરવીનિ ધર્યો, ગુફાગિરિ માહિ;
'પૂર્વિ મિ કહ્યૂં'તૂં તુઝનિ, કરવો તેહ ઉપાય.' ૫૫
તેણિ સમિ કૈલાસ-શિખર-મધ્ય, ગુફા અતિ ગમ્ભીર;
શૂર્ક્ક પાખલિ ફેરવી પછિ, દીધી સુરપતિ ધીર. ૫૬
'પૂર્વિ ચ્યાર અમરપતિ એ મધ્ય, જુઓ તેહ્નાં રૂપ;'
નિરીક્ષણ [8]કરવા સુરપતિ ત્હા, દીઠા તેહ સ્વરૂપ. ૫૭
તેણિ સમિ પશુપતિ ત્હા બોલ્યા, 'સાંભલિ ઇન્દ્ર! તૂં વાણી;
પૂર્વિ સુરપાત ચ્યાર ધર્યા, મધ્ય કરો પ્રવેશ તે જાણી.' ૫૮
કારણ કહિણ જાણી ત્હા ઇન્દ્રિ, કહ્યૂ એહ વચન;
'કુણ કારણિ (તહ્મો) કહોનિ મુઝનિ, કુણ ધર્યા એ જન?' ૫૯

---

૧. કાયા. ૨. કામ ૩. અર્થે તપ આચરૂં. ૪. તમને કામ. ૫. વસ્તુ. ૬. દીસે. કમાં તેણિ નથી. ૭. દ્રષ્ટિ અલ્પ મુઝ ઊભાં. ૮. કરતાં ત્હાં.

ઇસિ કહિ, 'સાંભલિ તૂં સુરપતિ! ઇન્દ્ર તણાં એ રૂપ;
એ વનિતાનિ અર્થિ રાખ્યાં, કરવા કામ–સ્વરૂપ. ૬૦
વર આપો વેગિ વનિતાનિ, પાંચિ હશિ તુઝ નાથ;
તે કારણિ અવતરો અવની–મધ્ય, શન્તનુકુલિ સાક્ષાત. ૬૧
પાણ્ડુ તણા તહ્મો પુત્ર થઈનિ, પૃથ્વીતલિ અવતરયો;
ધર્મ–સમીર–અમરપતિ–અંશિ, કુન્તા તમનિ ધરશો. ૬૨
યુગ્મરૂપ [1]ધરાતલિ, [ધરયો], અમરપતિ–અવતાર;
[2]અવતરિઆ ત્રણ્ય કુન્તાસુત, બિ માદ્રીકુમાર. ૬૩
[3]વિશ્વભૂ કેરી બુદ્ધિ વિમાસે, [વિષ્ણુ] બિહૂ યે કહિવાય;(?)
મહાઋષિ કેરા શાપ થકી, હૂતા ગુફાગિરિ માંહિ.' ૬૪
વચન સુણી સુરપતિ ત્યારિ બોલ્યા, 'હૂં અનુચર ઇશ! તહ્મારો;
[4]આવીશ ઇશ! નિશ્ચે અવનીતલિ આ, ગિરિહરથી ઉગારો.' ૬૫

સ્તુતિ કરતાં રલિઆત થયા શિવ, ઇન્દ્રનિ આજ્ઞા દીધી;
'દ્રુપદ–ઘરિ [5]પ્રગટયો વનિતા,' ઇસિ વાર્તા કીધી. ૬૬
એણી પિરિ પૂરણ થયા પઞ્ચિ, નિત્ય પ્રતિ ઉદ્યમ કરતા;
વાઞ્છિત વર પામી તે વનિતા, ઇશ–દૃષ્ટિ આચરતા. ૬૭
પઞ્ચિ કુન્તા–ઉદરિ ઉપના, પાણ્ડુ તણા કુમાર;
તે કન્યા [6]પઞ્ચિ ઘરિ પામી યે, ઉત્પન્ન અગ્નિ–મુઝારિ. ૬૮
દેવ તણૂં એ કારણ મોટૂં, માનવ મન્ન્ય વિચારિ;
તે માટિ એ પઞ્ચિ વરશિ, મણ્ડપ રાય! તહ્મારિ. ૬૯
ગૌતમ–કુલિ કન્યા કો પૂર્વિ, જટિલા એહ્વૂં નામ;
ઋષિ [ તણુિ ] આશ્રમ્ય અનુદિન, કરતી ઉત્તમ કામ. ૭૦
મુનિવર સહૂની સેવા કરતી, આચરતી શુભ કર્મ;

---

૧. ધરજ્યો નૃપતિં કુલ્ય,- ૨ "અવતરજ્યો કશ્યપ સુત વીર્જ્યે, માદ્રી તણા કુમાર." ૩. વિશ્વભૂ ફેરે તુ ધામાસિ (?) ઋ. ૪. આપો અંશા અવનીતલિ આવી (?) અ. ૫. પ્રગટ હવો, વનિતાયે વાર્તા કીધી. ૬. તુઝ ઘેર્ પઞ્ચાલી,

માહિરા–મધ્ય પધારિઆ ત્યહાં, આવ્યા દ્રુપદ રાય;
મધુપર્ક કરી શુભ [1]આસન આપ્યૂં, પુષ્પ તણી પૂજા થાય. ૫

[2]કન્યાનિ તાં ત્યહાં પધરાવો, વર્ત્તિ કન્યાદાન;
[3]સ્કન્ધ રાયિ કરીનિ નમાવિ, રાણી દેઇ બહુ માન. ૬

કર–ગ્રહણ કરિ અર્જુનિ, નિ વરિ પાંચિ વીર;
સ્વસ્તિવાચન [4]ત્યહાં કરી પછિ, ન્યાહલિ સુભગ શરીર. ૭

વરવંશ રાય જ્યાતિ પિતૃકુલ, માતુલ યાદવરાય;
ઉચ્ચરી ઉભય પક્ષ તણા પછિ, કન્યા–કુલ કહિવાય. ૮

ચોરી–મધ્ય પધારિઆ પછિ, વહ્નિ–પ્રદક્ષિણા થાય;
દષ્ટિદ્યુમ્ન ત્યહા રહ્યા આવી, લાજાક્ષત [5]હોમાય. ૯

વરકન્યા [6]પરણી ઉત્તર્યાં ત્યહા, હોયિ વિવિધ પરિનાં દાન;
કરિ રાય શિરામણી (પછિ), સાન્નિધ્યિ શ્રીભગવાન. ૧૦

હસ્તી અશ્વ ભણ્ડાર આપ્યાં, કનકભૂષણ [7]ભાર;
વસ્ત્ર નાના વિધિ તણા, મુક્તાફલ નહિ પાર. ૧૧

દાસી તણા સમોહ સાથિ, અનેક આપી ગાય;
બન્દિજન જય જય કરિ, ઉત્સવ અનોપમ થાય. ૧૨

દ્વિજવર આશિષ ઉચ્ચરિ તેહનિ, ધર્મ આપિ દાન;
યાચક સહૂ સન્તોષિઆ, [8]અતુલ શ્રીભગવાન. ૧૩

દિવસ કેટલા ત્યહા રહ્યા પાછ, આજ્ઞા માગી રાય;
રાણી રાય દ્રુપદ તણી, કુન્તાનિ લાગી પાય. ૧૪

[9]દ્વારવતી–પતિ પધારિઆ, શ્રીકૃષ્ણ નિ બલદેવ;
રાય ભીમ અર્જુન સ્તુતિ કરિ, નિકુલ નિ સહદેવ. ૧૫

---

૧. વિષ્ટર. ૨. "કન્યા ત્યહાં પધરાવિયાં, ને આપે કન્યાદાન" ૩. ચરણક્ષાલન નીર નામે, ૪ કરીને કુલ–ગોત્ર સુભટ શરીર. ૫ મૂકાય ૬. પરણ્યાં સહી,. ૭. સાર. ૮. અમ ત્રુઠા. ૯. પછે દ્વારાવતી પધાં..

કુન્તા કહિ, " કરુણાનિધિ કેશવ! [1]તહ્મારો ઉપકાર;
મહા કષ્ટ અરણ્ય ભોગવીનિ, પરણ્યુ પાણ્ડુકુમાર." ૧૬
આજ્ઞા માગી નીસર્યા, શ્રીકૃષ્ણ પોહતા ઠામ્ય;
ઋષિ દેવ નરપતિ ગયા સ્થાનિક, કરી [2]રાયનૂં કામ. ૧૭
[3]પાચિ સુતનિ કુન્તા મ્યલ્યા, હસ્તિનાપુરિ તે જાય;
[4]ધૃતરાષ્ટ્ર ભીષ્મ નિ દ્રોણ પિતા, વિમાસિ મન માંહિ. ૧૮
તે વાત તે સઘલી સાંભલી, સુણ્યૂં હસ્તિનાપુર માંહિ;
[5]કુન્તાસુતનિ વોલાવા, ચાલ્યા દ્રુપદરાય. ૧૯
કન્યા સાથિ દ્રુપદી, [6]પોતાની પુત્રી જેહ;
અનેક દાસી-વૃન્દ સાથિ, વોલાવિ નૃપ તેહ. ૨૦

---

૧. અમને તમારો. ૨. 'ને પ્રણામ. ૩. "વ્યાસ વન-મધ્ય ચાલિયા, વર્યો વર વિવાહે;" ૪. આ લીટીની પહેલા વચ્ચે ક હાંસિયામાં નીચે મુજબ આપે છેઃ—

" દ્રુપદ-ધર્મે પત્ર લિખિયા, વર્યા પૂર્વક વાત,
વૃદ્ધ ને ગાંગેય ગુરુની, કિધા થકી સાક્ષાત. ૧૮
મચ્છ વેધી વર્યા કન્યા, પાણ્ડુ પાચે ભ્રાત,
આમન્ત્રણ મનમા ધરીને, આવે છે સર્વ સાથ. ૧૮ "

—"ધૃતરાષ્ટ્ર" વાળી લીટી પછી કમા નીચેનો વિશેષ—

" વિદુરને આપી આગન્યા, પઞ્ચાલને પુર્ય જાય. ૧૯
વિદુર વેગે સજ્જ થઈને, હસ્તિનાપુરથી જાય.
(હાંસિયામાં પાઠ ભેદઃ—વિદુર શ્રેણી-દલ લેઇ, પાઞ્ચાલને પુર્ય જાય,)
દ્રુપદને ધેર્ય આવિયા, આનન્દ અંગેય ન માય ૨૦

૫ કમાં આ કડી પહેલા ૨૧ મી કડી છે. વિદુરજી તેડવા આવે છે, એ પ્રસઙ્ગને બાન્ધવેસાની કડી કએ કરી લીધી લાગે છે. ૬ આ એક લીટી બે લીટીમાં આપે છે—

" વોલાવ્યા તે કુન્તાસુતને, વોલાવે દ્રુપદરાય;
જયજયકાર બન્દિજન બોલે, માન્યની મઙ્ગલ ગાય. ૨૨ "

૬ દ્રુપદ

## ૧૩. વિદુરાગમન પર્વ—

માહ્મા આવી મ્યવ્યા [ વિદુરજી ] પછિ, મેવા અતિ ઘણી કીધી,
પાણ્ડવ કહિ અહ્મનિ ચનાવો, એહ્વી આજ્ઞા દીધી    ૨૧
વામા પાચ લગિ ગયા પછિ, વચ્યા દ્રુપદરાય,
દૃષ્ટિદ્યુમ્ન સદ્ધાતિ [1]મેહ્લ્યો, મન્ન દર-અહિમાય    ૨૨
હસ્તિનાપુર-મધ્ય સાભમ્યૂ, યે આવિ પાણ્ડુકુમાર,
ધૃતરાષ્ટ્ર દ્રોણ કૃપ ગુરુ, કુટુમ્બ અનેક પરિવાર    ૨૩
વેગિ જૈ સાહ્મા મ્યન્યા [2]પછિ, વૃદ્ધનિ આનન્દ થાય
ગાન્ધારી કુન્તા મ્યવ્યા પછિ, દ્રુપદી લાગા પાય    ૨૪
અન્ય વધૂજન મલ્યા આવી, નામ્યૂ કુન્તાચરણ,
'લાક્ષાગૃહથી ઊગર્યા તહ્મો, રાખ્યા અશરણ-શરણ '    ૨૫
'ભગવન્તજી' તહ્મો ભલ રાખ્યા', વૃદ્ધ કહિ સહૂ વાણિ,
'સાર સાધુ તણી કરી તમ, તુહ્મ સારિઙ્ગપાણિ '    ૨૬
ધૃતરાષ્ટ્ર [3]વિદુર સહૂ મ્યનીનિ, ઉચ્ચર્યા ઇમ વાત
'પુત્ર' આદિ સુખિ રહો તહ્મો, પાચ પુત્ર નિ માત'    ૨૭
[4]દુર્યોધન સાથિ મ્યવ્યા પછિ, રહ્યા નગર-મુઝારિ,
નિત્ત નહિ તે એકઠા, સર્વ મ્યલી રાજદારિ    ૨૮

## ૧૪. રાજ્યાલમ્ભપર્વ—

ગ્રામ આપ્યા કેટના, નિ નગર આપ્યો ભાગ,
લાક્ષાગૃહ રહ્યા જીવતા એ કુન્તાસુત-સૌભાગ્ય    ૨૯
એણી પિરિ દિવસિ દિવસિ, [5]મ્યલી રાજકુમાર,

૧ ગયો  ૨ ગાઙ્ગેય,  ૩ ભીષ્મ . વિદુર મહીને,  ૪ આ અને પછીની ૧ કડી ક માં—

'દુર્યોધન સાથે રહો, નમ આપો ભાગ'
લાખાગ્રહથી ઊગર્યા. એ કુન્તાસુત સૌભાગ્ય    ૩૦
ગ્રામ આપ્યા કેટલા પછે. • • • • • • રાજદ્વારિ    ૩૧ ''

૫ રમે

નિત્તિ પ્રતિ રહિ એકઠા, સઘળા રાજકુમાર ૩૦
ધૃતરાષ્ટ્ર કેરો સુત વડો, દુર્યોધન જેહનૂં નામ;
પાણ્ડવ ઊપરિ ધરિ મત્સર, [૧]રહિતા તેણિ ઠામ્ય ૩૧
ગય આગલ્ય યૈ કહ્યૂ, "તહ્મો સાભલો નિર્ધાર;
હું તા આહ્મો નવિ જીવવૂ, જો (આહિ) રહિશિ પાણ્ડુકુમાર. ૩૨
દૃષ્ટિ પડિ છિ અમ તણી ત્યમ, ચઢિ છિ મુઝનિ રીસ,
તહ્મો દેશો આગન્યા તે, ચઢાવશિ શીશ." ૩૩
[૨]ધૃતરાષ્ટ્રિ વિદુર તેડી, પ્રીછ્યાનિ કહી વાત,
"નિવાસ આપો પાણ્ડુનૂંઅગનિ, રહિ પાચિ ભ્રાત." ૩૪
[૩]ભીષ્મ દ્રોણ સાથિ મ્યલી પછિ, રચ્યો એહ ઉપાય,
"વાસ કરો પાણ્ડવ તણા જૈ, ઇન્દ્રપ્રસ્થ [૪]મુઝાર્ય ૩૫
અનેક વૃક્ષ નાનાવિધ સુન્દર, વિવિધ વલી જાતિ,
ઋષિ તણા આશ્રમ ઉપવન–મધ્ય, પર્ણ[૫]કુટીરની ભાતિ ૩૬
પ્રાસાદ પ્રૌઢા જૈ કરો ત્યહા, વસિ રાજકુમાર,"
રાયિ દીધી આગન્યા, નીપજિ દુર્ગ–પ્રાકાર ૩૭
કપિલ નામિ મુનિ રહિ ત્યહા, અનોપમ આશ્રમ્મ,
રાય યુધિષ્ઠિર ત્યહા વસિ પછિ, કીધુ એહવો મર્મ ૩૮
પાણ્ડવ તેડી પ્રીછવ્યા, "અવગા રહો તહ્મો વીર!"
રાયિ દીધી આગન્યા, "તહ્મો, સુખી સકલ શરીર" ૩૯
એહવૂ કહીનિ આજ્ઞા દીધી, ઇન્દ્રપ્રસ્થ ભણી જાય,
પાચ પાણ્ડવ દ્રુપદી, સાથિ કુન્તા માત ૪૦
સૈન્ય પોતાનૂ હૂતૂ તે, સર્વ્વ લેઇ રાજન,
સાથિ વોલાવા ચાલિઆ પછિ, નગરનિવાસી જન. ૪૧
"ધણે [૬]વરશે દર્શન તહ્મારૂં, પામ્યા હૂતા ઇશ!
લાક્ષાગૃહ–મધ્ય ઊગર્યા તહ્મો, રાખ્યા શ્રીજગદીશ" ૪૨

---

૧ તે ઠાં　૨ વૃદ્ધ પિતાએ વિદુર તેડ્યા, પ્રીછવી　૩ ગુરુરાય ગાંગેય મળી, ૪ વન માંહે ૫. કુટી બહુ. ૬ દિવસે

[1]વિદુર કહિ છિ વીનતી, "સ્વા, સુખી રહિયો વીર (? રાય!)"
એહવું કહી પાછા વળ્યા, વિદુર ઘર ભણી જાય　　　૪૩
ત્યાંથી પાણ્ડવ વેગિ પોહતા, ઇન્દ્રપ્રસ્થિ વન માહિ (? સુઆરિ)
અનેક આરામ રચ્યા બહુ વન-મધ્ય, શોભિત ધવલ આગાર　　　૪૪
દીસિ રૂપ મનોહર મન્દિર, તેહ તણા અમ્બાર,
[2]અનેક રમ્ય રચન ભલા, શોભિત અતિ પ્રાકાર.　　　૪૫
વાપી કૂપ સરોવર દેરલ, ઉપવન પર્વત ઠામ
ધરા ધજા ગવાક્ષ બહુ તે, નાટક રંગ ઠામ　　　૪૬
દેખી રચન સન્તોષ પામ્યા, પાણ્ડવ પાંચિ ભ્રાત
આવાસ દેખી અતિ ભલા પછિ, હર્ખ્યાં કુન્તા માત　　　૪૭
[3]હરિ તણે આશ્રમે રહિ છિ, તિમ્બર નરદેવ
તે સહૂ સન્તોષ પામ્યા, કરશિ નૃપતિ સેવ.　　　૪૮
પાણ્ડવ પાચ્ય પર સુખ પામ્યા, જનમેજિ રાજન'
તેણિ સમિ અન્તરિક્ષથી આવ્યા દીઠા નારદ મુન્ય.　　　૪૯
　　　　　　　　　　　　　　　　　　　　　　　૨૬૬૮

---

## [4]કડવું ૭૪ મું-રાગ એજ

નારદ મુનિ ત્યહા આવિઆ, દેખી સુભટ સુખિઆ થયા
પ્રણામ કરી પાંચિ વીર પનોતા રે　　　૧
ઢાલ-પાંચિ જઈ નીચા નમ્યા રે, નરપતિ જોડી પાણ્ય
[6]દણ્ડવત કરી રાય સ્તુતિ કરિ, ઉચ્ચરિ એવી વાણિ　　　૨
આસન આપી પૂજા કીધી, કહ્યૂ 'ભલિ પધાર્યા મુન્ય!'
પૂછવા લાગા પ્રેમશું ઋષિ, સુણી વિનય-વચન　　　૩

---

૧ આ લીટી નથી　૨ આ લીટી નથી　૩ આ કડી નથી
-૭૫ મૂ છેલ્લી કડીને કે મા પૂર્ણ પદ ૩૬૭૦ (ખરા ૩૬૩૬)
૪ કના ક વૂ ૭૬ મૂ ૫ ની યા નથી ૬ 'કતારથ કીધા
અમ્હો, ઓળખિયા મુખ્ય વાચ્ય'

"કુ[રૂ]લિ કુન્તાસુત તહ્મારો, વર્યો વર વિદિરાય;
અનેક વિધાથી ઊગર્યા, ત્રા વૈકુણ્ઠરાય. ૪

[1]ધૃતરાષ્ટ્રિ મોકલ્યા દીર્ઘા, સુખી રહ્યો [2]સર્વ વીર;
કુન્તા પાસિ દ્રૌપદી તણો, પાંચિ સુભગ શરીર. ૫

લાક્ષાગૃહથી નીસર્યા તમ, [3]મ્યલ્યા મારગિ દુષ્ટ;
કૃષ્ણચરણ-પ્રતાપથી તહ્મો, [4]ઉત્તર્યા બહુ કષ્ટ. ૬

મણ્ડપ [5]દ્રુપદનિ જે કર્યૂ, મહા [6]પ્રૌઢ પ્રાક્રમ;
યન્ત્ર વેધી વરિ કન્યા, સહૂકો જાણિ મર્મ. ૭

અગ્નિ-મધ્યથી ઊપની યે, દ્રુપદની-કુમારિ;
[7]અતિ તેજ [ પ્રગટ ] વપુ સુન્દર, મહા મનોહર નારિ. ૮

[8]આગલિ કલિયુગ આવિ છિ, સાંનિધ્યિ, દ્વાપર કેરો અન્ત;
તે [9]કાલ તણૂં કારણ અતિ મોટૂ, લક્ષણ [10]જાણિ સન્ત. ૯

તે માટિ તહ્મનિ કહૂં યે, દ્રુપદરાય-કુમારિ!
તે કારણિ તહ્મો ભેદ પામશો, કરો મન્ત્ર વિચાર. ૧૦

તહ્મારિ મન્ત્ર ઊપજિ યે, એક અછ્યો પઞ્ચ વીર;
અઙ્ગના-કારણિ અધિક સ્નેહ, [11]આણ્યો ક્યમિ ન છાંડૂં ધીર. ૧૧

આડકથા અન્તરિ કહું, તહ્મો સાંભલો ધર્મરાય!
[13]દૈત્ય બિ આગિ હવા હિરણ્ય-કસ્યપના કુલ માંહિ. ૧૨

નિકુમ્ભ કેરા સુત વડા, સિન્ધુ નિ ઉપસિન્ધ નામ;
અહોરાત્ર [12]હીંડિ એકઠા નિ, કરિ ઉત્તમ કામ. ૧૩

[13]સુયિ બિસિ એકિ સઙ્ગિ, ઉભય અતિ ઘણૂ નેહ;
એકવાર બિહૂનિ ઊપનૂં, તપ કરવા ચાલ્યા તેહ. ૧૪

---

૧. અન્ધ કુરુયે. ૨. તમ. ૩. સુભટ. ૪. ઊગર્યા. ૫. રાય દ્રુપદ તણે જે. ૬. બહુ. ૭. અઙ્ગે.' ૮. કલિયુગ સાંનિધ્ય આવિયો, દ્વાપર° ૯ તેહ તણું. ૧૦. ન જાણે. ૧૧. તજ્યો. ૧૨. રહે. ૧૩. આ એક કડી બદલ *૩૭૫

[1]ઉગ્ર તપ તે આચરિ, કરિ અતિ આયાસ;
[2]વિન્ધ્યાચલનિ નિકટ જૈયનિ, માંડયો અતિ અભ્યાસ. ૧૫

ઊર્ધ્વબાહુ ઊભા રહ્યા, [3]અઙ્ગુલી ધરીનિ ધરણ્ય;
તૃષા [4]શીત આતપ એણી પિરિ, અનુભવિ કાલજ ત્રણ્ય. ૧૬

[5]સંવત્સર બહુ વહી ગયા નિ, કરિ કષ્ટ અપાર;
તેજ ઊર્ધ્વ[6]જ્વાલા જૈ લાગી, કરિ મન્ય વિચાર. ૧૭

[7]પર્વત-મધ્યથી જ્વાલા ઊઠી, તેણિ તપિ ત્રણ્ય લોક;
આકુલ વ્યાકુલ [8]સર્વ થયૂં પછિ, કરિ મન્ય અતિ શોક. ૧૮

[9]અન્તર્ગતિ ઉદ્યમ કરિ, બ્રહ્મા કેરૂં ધ્યાન;
[10]હિરણ્યગર્ભનિ [11]ઊપનૂં, વિચારતાં મનિ ગ્નાન. ૧૯

[12]'માહરિ અર્થિ એ કરિ છિ, ઉગ્ર તપ અપાર;
તે કારણિ જઇઇ સાન્નિધ્યિ, જ્હાં છિ દૈત્યકુમાર.' ૨૦

[13]હંસ ચઢીનિ આવિઆ રે, સ્વયમ્ભૂ ભગવાન;
આગલ્ય જૈ ઊભા રહ્યા, ઊપનૂં મનિ ગ્નાન. ૨૧

[14]દેખી રૂપ [15]આદિ દેવનૂં પછિ, દેખી થયા રલિઆત્ય;
નીચા થઈ ચરણે નમ્યા, કહ્યૂં, 'મોટી તહ્મારિ ખ્યાત્ય.' ૨૨

---

૧ આ ૧ કડી બદલે ●૩૭૬. ૨. વિધ્યાવિધ્ય અરિષ્ટ જેનિ (?) —અ (-ઊપરનો સુધારેલ પાઠ છે.). ૩. અઙ્ગુષ્ટ. ૪. શિ[શિ]ર ઉષ્ણકાલ એહી. ૫. આ ૫. ●૩૭૭. ૬. જે લાગી જ્વાલા. ૭. આ ૫. ●૩૭૮. ૮. થાયિ ઘણું, આણે. ૯. આ ૫.:—

" ઇન્દ્ર કહે, 'એક પેર્ય કીજે, તપ થકા જે છાંડે;
કામવાસના કાંઇ ઊપજે તો, જે મદસ્તાશ્રમ મંડે.' ૨૬ "

—તે પછી ●૩૭૯. ૧૦. હિરણ્યકસ્યપને (?) એ. ૧૧. જે સમ્ભલાવ્યૂં, ઇન્દ્રને ઊપનૂં ગ્નાન. ૧૨. તમારે અર્થે.—તે પહેલાં:—●૩૮૦. ૧૩. વિરઞ્ચિ વેગે ગયા,-આ ૫:—●૩૮૧. ૧૪. આ ૫. ●૩૮૨. ૧૫. ચતુરાનનનૂં, તે મન્ય થયા રલિ*.

કરિ પ્રદી દીધા ઊભા; ' તહ્મો, માગો કાંઇ અમ પાશ;
તપિ તહ્મારિ આત [1]ઘણો, મનિ થયો છિ વિશ્વાસ. ૨૩
ચે [2]માગો તિ કહો મુઝનિ, [3]સાદસિક સત્ય વિશાલ!'
આગ્રહ [4]કરી અતિ શીખ દીધી, બોલ્યા તેણિ કાલ્ય. ૨૪
' સ્વર્ગ મૃત્યુ પાતાલ માંહિ, દેવ અસુર નર મુન્ય;
અમ સાથિ સંગ્રામિ ન જિતિ કો, સ્થાવર જંગમ અન્ય. ૨૫
એહ્‌વો વર તહ્મો આપો મુઝનિ, [5]જો પૂછો આદ્યા દેવ;
આણિ કાલિ [6]આવી રહ્યા ઊભા, સદા કરતા સેવ.' ૨૬
પિતામહ ત્યહાં મન્ય વિમાસિ, ' કરવો કુણ ઉપાય?
અતિ ઉગ્ર તપ કરી એણિ માગ્યું, ના કહ્યૂં કિમ જાય? ૨૭
[7]ચે માગિ તે [8]આપવૂં એ, દૈત્યનિ વરદાન;'
મનવાઞ્છિત ફલ [9]તેહનિ આપી, પછિ વલિઆ ભગવાન. ૨૮
બ્રહ્મા બ્રહ્મસદનિ ગયા, દૈત્ય નગર ભણી જાય;
[10]ત્યોર પૂઠિ શું થયું, સાંભલો યુધિષ્ઠિર રાય! ૨૯
૨૬૯૮



૧ અમે. ૨ જોવે તે ૩. સાત્વિક. ૪ દીઠો મોન્ય સામ્યે.. ૫. આપો. ૬. આવિયા તમ્યો, ઊભા કર°. ૭. આ પ. ●૩૮૩. ૮. આપ્યૂં.. ૯. આપીને, ચાલ્યા મુનિ ભગવાન. ૧૦. આ પછી:—

ઊથલો

" સાંભલો યુધિષ્ઠિર રાય! તે, દૈત્ય દાવાનલ પ્રગટ્યા ખરે;
તેણે અનર્થ માંડ્યો ઘણું, આપોપે તે પરવરે. " ૪૯
૩૭૨૦
( ખરાં ૩૬૮૫ )

## [1]કડવું ૭૫ મું-રાગ સબાબ

નગર-મધ્ય આવ્યા દૈત્યકુમાર રે;
એણી પિરિ કરતા મન્ત્ય વિચાર રે. ૧
ઢાલ-કુંઅર કામ કરી બહુ આવ્યા, વર બહુ ફેરા લાવ્યા;
ચેણિ હિરણ્યકશ્યપ (?-ગર્ભ) આગિ, અતિ અતલીબલ કહાવ્યા. ૨
વધાવિ નગરની નારિ, આવી ઊભી મન્દિર-દ્વારિ;
ઘરિ ઘરિ ઉત્સવ બહુ થાય, માતા થાલ ભરીનિ જાય;
ધવલ મઙ્ગલ ગાય. ૩
દૈત્ય બહુ ટોલે મ્યલિઆ, હશી હશીનિ બ્યસકલિઆ;
એણી પિરિ બોલિ છિ વાણી, 'પિહિલું પૃથ્વીનિ વશ આણી;
ચોથ સ્યોનિ વખાણી. ૪
સ્વર્ગ નિ પાતાલ, ભરો પર્વત સધા ફાલ,
તહ્મનિ કો નહીં નિવારિ, ફરી વરો દિશ ચ્યારિ;
કહિશુ કામ તહ્મારિ.' ૫
એહવું કહિતા સૈન્ય બહુ ચાલિ, તેનિ ભારિ ધરા પર્વત હાલિ;
પડ્યાયિ પૃથ્વીતલિ ધૂલિ, રજિ રવિબિમ્બ નવિ સૂઝિ;
પશુ ન પક્ષી અમૂઝિ. ૬
વીર બિ જોડિ જોડિ ચાલિ, ભારિ ધરા શેષ-શિર હાલિ;
સાથિ સૈન્ય અનર્ગલ થાય, વાટનિ ઊપટિ જાય. ૭
ત્યાંથી આવ્યા સાગરતીર, પર્વત ફરી વલ્યા છિ વીર;
ગઙ્ગા ગહ્વર નિ નવ ખણ્ડ, લતા તરુ અરણ્ય પ્રચણ્ડ;
વડી વન નિ આરામ, પે પે વિષમ ઠામ. ૮
યક્ષ કિંનર નિ નાગ, જિત્યા દ્વીપ તણા બહુ ભાગ;
દેવ દાનવ પે જન, ખોલ્યાં મુનિ તણાં બહુ વન;
જલનિધિ નિ પાતાલ, ખોલિ વંચના જાલ. ૯

---

૧. હ માં આ કડવું આ સ્વરૂપમાં નથી, કડવા ૭૭ મા ની-૦૩૮૪ ની'૯ કડી રૂપે છે.

જ્યાં જ્યાં જે વસ્યા છિ યોધ, કરતા અતિ ઘણો ક્રોધ;
ધરા-ધીરનિ વશ આણિ, ભૂતલ પોતાનૂં જાણી;
અન્યોઅન્ય ઉચ્ચરિ વાણી. ૧૦
જીત્યા દેશ નિ વિદેશ, જીત્યા અવનીના ઈશ;
જીત્યાં ભૂતલ-પાતાલ, જીત્યાં નગર વિશાલ;
જીત્યા દશ દિક્‌પાલ. ૧૧
રાખ્યાં યજ્ઞ યાજન, રાખ્યાં ઋષિ તણાં ધ્યાન;
રાખ્યા પ્રતિગ્રહ નિ દાન, રાખ્યાં પુરાણ નિ ગાન;
રાખ્યાં તીરથ તપ નિ ગ્નાન. ૧૨
સરિ તે સંસાર-મધ્યિ માગ, કરતા દ્વીપ ધરાતલિ ભાગ;
મલ્યૂં વિરઞ્ચિનૂં વચન," ઋષિ કહિ છિ રાજન;
"તે આવ્યા ઇન્દ્ર-સદન. ૧૩
૨૭૧૧

---

## [1]કડવું ૭૬ મું-રાગ સામેરી

સુરપતિ મન્ત્ર વિચારિઉ યે, 'આવ્યા અસુર અનેક;
પૂર્વિં એહવૂં સાભલ્યૂં યે, વિરઞ્ચિનો વિશેષ. ૧
સિન્ધુ ઉપસિન્ધુ બિ દૈત્ય મોટા, તપિ બલિઆ યેહ;
પાતાલિ પૃથ્વી વશ કરી, પછિ સ્વર્ગ આવ્યા તેહ. ૨
[2]આપણ કશો ઉપાય કીજિ, એશૂં પ્રાક્રમ ન થાય;
યુદ્ધ કરતા અસુર-દલશૂં, આપણિ ન પોહચાય." ૩
[3]બ્રહ્મા કેરા શિષ્ય મોટા, એ ક્યમિ વશ ન થાય;
તે માટિ તહ્મો પલો આંહિથી, જેઇ, બ્રહ્મસદનજ માંહિ.' ૪

૧. ૭૭ મું આખ. ૧ લી કડી નથી. ૨. "આપણ શો ઉપાય કરીશું ? તેશું પ્રાણ ન થાય."
૩. "બ્રહ્માનૂં વરદાન જેહને, તે કયમ વશ થાયે ?
આંહાં રહ્યા ચેગે વહો તે, ચાલો બ્રહ્મા પાહિ. ૧૨"

તિલોત્તમા કહિ, ' કાં વઢો છો ? કોઇ ન જાણો મર્મ,
વ્યહૂ મધ્ય હૂં તેહનિ વરૂ યે, દેખાડિ પ્રાક્રમ　　૨૮
સૈન્યથી સઙ્ગ્રામ કરો યે, વિજય પામશિ જન,
જિ માહિ તેહૂનિ વરૂ,' ઇમ, કહ્યૂ [1]એહ વચન　　૨૯
સુણી વચન સનદ્ધ થયા પછિ, [2]સઙ્ગ્રામ ઊપનિ બિ વીર,"
નારદ કહિ, "રાય ! સાભલો યે, હૂતા એક શરીર　　૩૦
સૈન્યના બિ ભાગ કીધા, કરિ યુદ્ધ અપાર
ભડતા તો ભાજિ નહી, આગલિ ઊભી નારિ　　૩૧
[3]ઇન્દ્રાદિક અન્તરિક્ષ રહી પછિ, જુઇ યુદ્ધ અપાર
[4]સૈન્ય અન્યોઅન્ય ત્રાસ પામ્યૂ પડતા વિસમો માર　　૩૨
માહોમાહિ સઙ્ગ્રામ કરતા, પ્રાજિ પામ્યા [5]તેહ
ભડતા ભડતા મૃત્યુ પામ્યા, ટલ્યો [6]સુરસન્દેહ.　　૩૩
[7]અપ્સરા ત્યહાંથી ઉત્પતી, જૈ પોહતી સુરલોક
ઇન્દ્ર અતિ સન્તોષ પામ્યા, ટલ્યો સહૂનો શોક "　　૩૪
[8]વનના નારદ વદિ વાણી, "સુણો યુધિષ્ઠિર રાય !
તે માટિ પાઞ્ચાલી–કારણિ કરો મા ઉપાય."　　૩૫

---

૧ નાર્ય　૨ સિન્ધુ-ઉપસિન્ધુ વીર　૩–આ પહેલા —
ઊચર્યો
' આગન્ય ઊભી નાર્ય તે મન મનમા નવિ લહે
નારદ કહે પાણ્ડવ પ્રત્યે સૂત શૌનકને કહે　　૫૦
　　૩૭૩૦
(ખરા ૩૭૩૫)
૪ આ પહેલા —' જ તા તે ભાજે નહીં, આગલ્ય ઊભી નાર્ય　　૧
　　ગ. એવી ભ્રાત હાર્યે સૈન્ય સહ નહિ પાર "
૫ એહ ૬ સુરનર ભેદ ૭ આ ૫ ૭૩૯૦ ૮ આ ૧ લીટી બદલ —
" નારદ કહે, ' તે કારણ માટે, નિત્ય કરો તો વારૂ
ધર્માચાર રહે તમારો, ઋષિ કહે તે સારૂ　　૭
તમ માંહમાં પ્રીત રાખજો, સુણ્ય સાત્વિક રાય ! '

રાય [1]વાણી ઉચ્ચરિ યે, "તહ્મો કહો મહામુન્ય!
આજ્ઞા આપો [2]ત્યમ કીજિ, કહોનિ સત્ય વચન." ૩૬
[3]નારદ કહિ છિ, "સાંભળો, સંવત્સરનો ભેદ;
બોહુતિરિ બોહુતિરિ દિવસે આવિ, કો ન પામિ ખેદ. ૩૭
[4]તે માટિ તહ્મનિ કહું છું, રાય! કરો એહ ઉપાય;
[5]પ્રસન્ન તહ્મનિ ઊપજિ, નિવૃત્તિ સહુનિ થાય." ૩૮
[6]એહવું [7]કહીનિ ચાલિઆ, કમલભૂ-તનય યેહ;
રાજકુંઆરિ [8]તેહ કીધું, ટાલી મન-સન્દેહ. ૩૯
એણી પિરિ બોલિઆ ત્યહાં, વૈશમ્પાયન મુન્ય;
એ કથા ઉત્તમ આદિની યે, સુણી થાયિ પાવન. ૪૦
દેવ તણું કારણ [9]મોટું યે, સુણિ પાતક જાય;
રુદ્ર વિષ કણિક ધર્યું પણિ, માનવિ ભક્ષ ન થાય. ૪૧
૨૭૫૨

## ૧૫. અર્જુનવનવાસપર્વ—

### [10]કડવું ૭૭ મું—રાગ કેદારો

પછિ પાણ્ડવે ત્યહા પિરિ કરી, વચન મુનિના મન્ય ધરી;
નરવર પ્રતિજ્ઞા કરી રે. ૧
ઢાલ—પ્રતિજ્ઞા નરવર કરી, "જ્યહા, એકાન્ત નરવર નિ નારિ;
અન્તઃપુર-મધ્ય એકઠાં જ્યહાં, દ્રુપદની કુમારિ. ૨

---

૧. એણી પેર્યે ઉચર્યા. ૨. તે તો કીજે, કહિયે છે વચન. ૩. આ પ. *૩૯૧. ૪. આ પ. *૩૯૨. ૫. સન્તોષ ૬. આ પ. *૩૯૩. ૭. ઉપદેશ. ૮. તે ત્યમ ૯. એ મોટું, સાંભળતાં અઘ જાય.

૧૦. ૭૮ મું ચાલુ, ૧ લી કડી બદલે:—
" સૂત કહે શૌનક પ્રત્યે, રાજાને ઋષિરાય;
અર્જુના એક ને પાંચ પાણ્ડવ, રહ્યા તે ઘર માંહે. ૨૦

એહ્‌વૂં કહીનિ નીસર્યા પછિ, આવિઆ બ્રહ્મલોક્ય;
બ્રહ્માયિ દીઠા આવતા, [અતિ] મન્ય ધરતા શોક. ૫
સુર સઘલા ટોલે મ્યલીનિ, કરિ મન્ય વિચાર;
'અસુર દલ પૂઠિ થયૂં પછિ, કરતા મારામારિ. ૬
પૃથ્વીતલિ સર્વ પરભવ્યૂં, કોણિ ન ચાલ્યૂં પ્રાણ;
દૈત્યવર બિ [1]આવ્યા અમરપુરિ, થયૂં અમનિ જાણ. ૭
અહ્નો [2]ત્યહાંથી આવ્યા તમકનિ,' બ્રહ્માનિ કહી વાત;
તે માટિ મલી એકઠા ઋષિ–દેવ સુરપતિ સાથ. ૮
બ્રહ્મા મનિ વિચાર કીધો, 'કરવો કુણ ઉપાય?
એહ્‌વી રચના રચો સુરપતિ! નિવૃત્તિ તમનિ થાય.' ૯
એહ્‌વૂં કહીનિ તેડિઆ વિશ્વ–કર્મા તેણિ ઠામ્ય;
આવી આગલિ રહ્યા ઊભા, કરી દેવ પ્રણામ. ૧૦
'અહ્મનિ કોનિ આશા જો, જાણો અનુચર' ઈશ !
કેણિ કારણિ, કહોનિ મુઝનિ, [3]તે ચઢાવૂં શીશ. ૧૧
(કહિ) 'સિન્ધુ ઉપસિન્ધુ બિ દૈત્ય મોટા, કીધૂં મહા આચરણ;
તપ કરીનિ માગિયૂં યે, અનુચર આવ્યા શરણ્ય. ૧૨
તે થયા માયા–ઊકરા, કરિ અતિ આયાસ;
દેવ અસુર ઋષિ યક્ષ કિન્નર, [4]સહૂકો પમાડ્યા ત્રાસ. ૧૩
ઇન્દ્રસદન લગિ આવી લાગા, ઉન્મત્ત [5]થયા અતિ તેહ;
તે માટિ તહ્મો તેડિયા, મોટો કારય એહ.' ૧૪
વિશ્વકર્મા વદિ વાણી, આણી મન્ય વિચાર;
'તેહ કારય અમે કરવૂં યે, કહો તહ્મો પ્રતિકાર.' ૧૫
[6]' અનેક રત્ન આવિ તમ કરમધ્યિ, વિવિધ ધામ બહુ ભાતિ;

૧ મારવા આવ્યા, અમરપુર થયૂં જાણ ૨ અમ્યો આવ્યા શરણ્ય તમારે, ૩. તેડાવ્યો જ્યહીંઠ. ૪. તે પમા°. ૫. છ તાં

૬. " અનેક રત્ન છે તે તમ્યો લેજ્યો, વિવિધ ધામ બે ભાત;
બહુ વસ્તુ એ છઠી સ્થાપ્યા, સ્થાવરજંગમ ન્યાત્ય ૨૫ "
—આ પદેલાં:—૩૮૫.

बहु विविध वस्तु तेज तम कारणि, स्थावर जङ्गम भाति' १६
[1]तिल तिल मात्र तेज लेइ तेहनू, एहि स्थानकि कीधू,
अप्सरा (एक) उत्तम उपजावी ये, कारय सुरपति दीधू १७
[2]सुर तणि तेपि करी ऊपजावी, पाड्यू तिलोत्तमा-नाम,
विश्वकर्मीना प्रयत्न थकी ये, दीधू सुरपति-काम १८
[3]आवी इन्द्र आगलि रही ऊभी, " स्वामी ! आज्ञा दीजि,
विकट कर्म कठिण नर [4]साहम, करी कर्म वश कीजि' १९
' निकुम्भ दैत्य तणा सुत मोटा, सिन्धु उपासन्धु (तेहनू) नाम,
पृथ्वीतलि प्राजि नृप कीधा, आवि सुरपति-ठाम २०
अति स्नेह बान्धव बि अधिका, त्यहा भेद [5]जै करयो,
विविध वचन कारण जाण त्यम, स्नेह करी उच्चरयो' २१
[6]वचन सुणी वनिता परि कीधी, माग्यू दिव्य विमान
वीणा-वादन करि करमाब्य, चाली रूपनिधान २२
[7]तेणि स्थानकि तत्क्षण आवी, ज्यहा हूता ते दैत्य,
सूर्यप्रकाश-रूप अति धरती, करती अङ्गनारीत्य २३
[8]दूर थकी [9]दीठी दानव त्यहा, बेहू थया रसिआत्य,
' आ आवि उत्तम को वनिता, रूप अनोपम भाति' २४
तेणि समि देखी दानव बि, तिलोत्तमानू रूप,
विह्वल थया ते जोवा लागा, सुणि जनमेजि भूप ! २५
एक कहि, ' ए वनिता माहरी,' एक कहि, ' अह्मो वरश,'
' सुन्दर अति दीसि को अबला, अङ्गीकार अह्मो करश ' २६
एहवू कहीनि वढवा लागा, किमि न पामि पार
शीघ्र थई [10]आवी पासि, आगलि ऊभी नारि २७

१ स्वर्ग मृत्यु पाताले पन्नग तेहनू, तेज त्यत्र त्यत्र लीधू "
२ " त्रण्य लोक जन-तेजथा ते, तिलोत्तमा तेहनू नाम ' ३ आ प
●३८६ ४ कहावे, तेहने वश्य जे कीजे ५ आचरज्यो ६ आ प.
●३८७ ७ आ प ●३८८ ८ आ प ●३८९ ९ दानव जोइने
१० त्यहां पासे आव्या

ત્હાં આપણા માંહિ નયણે નિરખિ," બોલ્યા ઇમ રાજન;
"બાર વરસ ભોગવિ તે, જૈનિ આવિ વન્ય." ૩
એહ્વો [1]સમય કરીનિ ઊઠ્યા, આપ આપણિ ઘરિ જાય;
પ્રથમ ચાલ્યાં દ્રુપદી તે, ધર્મના ઘર માંહિ. ૪
એણી પિરિ દિવસિ દિવસિ ચે, પાણ્ડુરાયના તન;
ઇન્દ્રપ્રસ્થ-મધ્ય એકઠા તે, પાલિ સત્ય વચન. ૫
એકવાર [2]આશ્રમિ મુનિ તણિ, ચરતી હૂતી ગાય;
ચોરે આવીનિ[3] હરી પછિ, કરિ કુણ ઉપાય ? ૬
'ઇન્દ્રપ્રસ્થ છિ ઢૂકડું, ત્હાં કુન્તા કેરા તન;
ગોધન આપણું તે વાલિ, જો આવિ ભડ અર્જુન.' ૭
એહ્વૂં કહીનિ આવિઆ, ઇન્દ્રપ્રસ્થ મુઝારિ,
[4]ઘુમ્મારવ બહુ કરવા લાગા, પાણ્ડવ કેરિ દ્વારિ. ૮
વાત [5]અર્જુનનિ સમ્ભલાવી ચે, વિપ્ર કેરી ગાય;
ચોર કો પૂઠિ થયા તે, દૂરિ [6]હરીનિ જાય. ૯
આયુધ અન્ત પુરિ હતાં ત્હાં, યુધિષ્ઠિરનો વાસ;
અર્જુન થ્યા ઊતાવલા જૈ, રહ્યા નરપતિ પાસિ. ૧૦
પાઞ્ચાલી પાસિ હૂતાં ત્હા, દીઠાં તેણી વાર;
"પ્રતિજ્ઞા પૂર્વિ કરી છિ," કરિ [7]મન્ન્ય વિચાર. ૧૧
"પ્રથમ [8]ઋષિનૂં કામ છિ તે, વાળી[9]નિ કામધેન;
પછિ મન્ન્ય વિચાર કીજિ, ચઢ માથિ સેન." ૧૨
એહ્વૂં કહીનિ નીસર્યા પછિ, ધેનુ–વાહરિ [10]જાય;
તત્ક્ષણ પાર્થ જૈ મ્હલ્યા ત્યાગિ, કરિ કુણ ઉપાય ? ૧૩
તસ્કર સઘળા ત્રાસ પામ્યા, સુણી અર્જુન–નામ;
ધેનુ વાળી [11]ઋષિ તણી પછિ, આવ્યા તેણિ ઠામિ. ૧૪

---

૧. પરઠ. ૨ એક ઠેઃ વિપ્રની, ગન્ય ચરતી આય. ૩. તે મહી. ૪. ઘુમ્મારવ. ૫. અર્જુનને સાંભળી જે,. ૬. લેઇને. ૭. વીર. ૮. વિપ્રનું. ૯. ધણનું ધેન. ૧૦. પ્રાય ૧૧. વિપ્રની.

યુધિષ્ઠિરનિ પાસિ જૈનિ, બોલ્યા એહ વચન;
" અહ્મ[1]નિ આપો આગન્યા, અહ્મો જાઊ છૂં વન્ન્ય." ૧૫
રાય કહિ છિ, "કુણ્ કારણુ ? સુઝાન કહોનિ વીર;
ઇન્દ્રપ્રસ્થ-મધ્ય સુખી થયા, કુશલ સર્વ શરીર." ૧૬
" આયુધ કારણિ આવિઓ હૂં, દ્રુપદતનયા ગેહ;
પારિ તહ્માર એકઠાં પછિ, દૃષ્ટિ પડિઆં તેહ. ૧૭

નારદ કેરા વચનથી, સમય કીધુ ચેહ;
'વરસ બારજ વનિ જાયિ, એકાન્તિ દેખિ તેહ." ૧૮
યુધિષ્ઠિર કહિ, "સાંભલો, લઘુનિ નહિ કાંઇ દોષ;
ચેહનિ બાધા [2]ઊપજે, તહ્મો, આણો મન્ન્ય સન્તોષ." ૧૯
અર્જુન કહિ, " રાય ! નવિ ઘટિ, તહ્મો જાણો તત્ત્વવિચાર;
ધીર્ય કરી આયુધ ધરવાં, [3]ધીર્યિ ધરા અવતાર. ૨૦
સત્ય કયમિ નવિ મૂકિયિ, સત્તિ નિરન્તર દેવ;
સત્તિ કરી સવિ ઊપજિ, [4]ધરા વરસિ મેહ. ૨૧
તે માટિ દ્યો આગન્યા, અહ્મો, નિશ્ચિ જાવૂં વન્ન્ય;"
માત[5]વીર નિ પ્રણમી પછિ, ચાલિઆ અર્જુન. ૨૨
" તીર્થયાત્રા કરી આવયો, [6]વરત પૂરણ થાય;"
માત ભ્રાત [7]સહૂ મ્યલી પછિ, કહ્યો એહ ઉપાય. ૨૩

કુન્તાને ચરણે નમ્યા (નિ), રાયનિ નામ્યૂં શીસ;
નિકુલ સહદેવનિ મ્યલી પછિ, અંગના-ગ્રહી આશિષ. ૨૪
ઇન્દ્રપ્રસ્થથી નીસર્યો સહ, વુલાવાનિ જાય;
બ્રહ્મચારી-વેષ ધરી, આવિઆ ઊપવન માહિ. ૨૫
બ્રાહ્મણ સહૂ સાથિ થયા યે, પુરાણિક કહિવાય;
તે તીર્થ દેરા ઠાગ જાણિ, આશ્રમ-થલ-[8]મહિમાય. ૨૬

---

૧. ઇન્દ્રપ્રસ્થ સુખી થયા; ૨. આ માં નહીં છે, (લહિયાની ભૂલ લાગે છે.) ૩. આવ્યો ભુવન મુઝાર્ય. ૪. મેઘ વરસે એવ. ૫ ભ્રાતને. ૬. વરસ. ૭. "ને નમી, કર્યો એહ. ૮. વન માંહે.

વેદશાસ્ત્ર [1]નિત્તિ ભણિ એહવા, દ્વિજવર લીધા સઙ્ગિ;
આનન્દ [2]ધરતા પરવરિ મન-માહિ [3]અતિ રઙ્ગિ. २७/२७७८

---

## [4]કડવું ७८ મું-રાગ આસાઉરી

કુન્તાસુત ત્યહા સઞ્ચરિ, તીર્થયાત્રાયિ પરવરિ,
મન્ય ધરિ વચન ઋષિ [5]નારદ તણું રે. १
ઢાલ-વચન ઋષિના મન્ય ધરી, પછિ, ચાલિઆ તેણી વાર,
શ્રીકૃષ્ણ અન્તઃકરણિ ધરી પછિ, સાથિ ઋષિ-પરિવાર. २
પ્રથમ પુષ્કરિ આવિઆ, સયમ કરીનિ મન્ય,
સ્નાન [6]પુણ્ય નિ પિતૃનપર્ણ, આચરિઆ અર્જુનિ. ३
ત્યહા થકી વેગિ [7]વલ્યા અતિ, હર્ષ ધરતા જાય,
મહાકાલનૂ દર્શન કરી, આવ્યા અવન્તી માહિ ४
ત્યહા થકી વેગિ ગયા ત્યહા, તીર્થરાજ પ્રયાગ,
અનેક ઋષિ નરપતિ ગઙ્ગામધ્ય, કરિ છિ બહુ યાગ. ५
વારાણસી વિશ્વેશ્વરતણૂ, કરીનિ દર્શન,
ગયા જૈનિ વલ્યા પાછા, કુન્તાસુત અર્જુન. ६
હરિદ્વારિ જૈ ઊભા ર્‌હ્યા રાય, પાણ્ડુ કેરો તન,
દ્વિજવર [8]સઙ્ગાતિ જૈનિ પછિ, કીધૂં પાવન તન. ७

---

૧. નિત્યપાઠી ૨ કરતા ૩ અતિ—આ પછી—

ઊથલો

" મન માહે અતિ આનન્દ અર્જુનને, એમ તીર્થ કરતા ભમે;
વૈસમ્પાયન કહે કથા, તે રાજાના મનમા ગમે. ४७/३८१७ (ખરી ३७८२)

૪ ૭૯ મું. ૫ ના સહી રે. ૬ સરોવરમા કર્યું, શ્રાદ્ધ સાર્યું અર્જુન. ૭. નીસર્યાં તે. ૮ સહુ સાથે, તા પાવન કીધા મન.

[1]સુરસરિત–મધ્યિ સ્નાન કરવા, પિહા પાણ્ડુકુમાર,
નિત્યતર્પણુ કરી પ્રથમ પછિ, કીધો મન્ય વિચાર. ૮
" અગ્નિ–પરિચર્યા કરૂ, હુત દ્રવ્ય હોમાય.
દેવ કેરૂ કાજ હુયિ, સન્તોષ મન્ય અતિ થાય." ૯
એહ વિચાર કરિ છિ અર્જુન, ઉપકણ્ઠિ જાવા મન
તેણિ સમિ એક નાગકન્યા, રત્નભૂવિનતન ૧૦
અનોપમ અતિ રૂપ તેહનૂ, ગ્રહ્યા અર્જુન–પાણ્ય,
[2]ડમકી ખાતા લેઇ ચાલી, ઉચ્ચરી ઇમ વાણ્ય ૧૧
" અગ્નિ કેરા કુણ્ડ દેખાડૂ," કર્યો વહ્નિ–પ્રકાશ,
શુભ સ્થાનક દેખી પાર્થનિ, થયો મન્ય વિશ્વાસ ૧૨
અર્જુન વલતો ઉચ્ચરિ, " તૂ, કહિનિ, કિહિની કુમારિ ?
કહિ કારણિ લ્યાવી મુઝનિ ? કશો મન્ય વિચાર ?" ૧૩
નાગકન્યા વદિ [3]વાણી, " સાંભલો રાજકુમાર !
એક ઐરાવત–કુલિ નાગ મોટો, કૌરવ્ય નામ અપાર ૧૪
કુઅરી તે કૌરવ્ય તણી, ઉલુપી માહરૂ નામ,
અતિ રૂપ [4]દેખી કામ–બાણ પછિ, લ્યાવી આણિ ઠામ્ય ૧૫
યે જોઇઇ તે માગો અમ કનિ, રહો અમ્હારિ પાસ,
[5]ઉચ્ચ કુલિ અતિ સુભટ, [6]વરો, મુઝનિ છિ વિશ્વાસ." ૧૬
પાર્થ કહિ, " સુણિ સુન્દરી ! બ્રહ્મચર્યવ્રત અપાર,
રાય ધર્મ આગલિ ઉચ્ચર્યા પે, ' જાનૂ વન–મુઝારિ ' ૧૭
રાય યુધિષ્ઠિરની આગન્યા, મુનિ [7]તીર્થયાત્રા–મન,
તે માટિ તૂ માન્યની ! મ કહેશ એહ વચન " ૧૮
ઉલુપી વાણી વદિ વલતી, [8]" સાંભલો સત્ય વાણ્ય,
સૂક્ષ્મગતિ છિ ધર્મની, નરદેવ ! સાચૂ જાણ્ય ૧૯

---

૧ પછે સુરસરિતામા આવ્યા. બેઠા. ૨ " કુણ્ડ દેખાડવા તેડ ચાલી, ઉચરી મુખ્ય વાક્ય " ૩ વાણી ૪ ખરતી કામશરથ, ચાલી. ૫. ઉચ્ચ કુલિયો ૬. વરૂ નર. ૭ તીર્થ જાવા, ૮. રાય ! મન્યજ જાણ્ય

અત્ય આતુર જાણી આપિઇ, યે અર્થિં માગિ દાન;
પાલવા ક્ષત્રીધર્મ પાણ્ડવ, દીજિ અહ્મનિ માન.” ૨૦
પાર્થિં મન્ય વિચારિઉં, “ હવિ કરૂ કુણ ઉપાય?
અતિ આતુર થઈ છિ અઙ્ગના તે, ના કહ્યૂં કિમ જાય?” ૨૧
અગ્નિ–સેવા કરી દિવસિ, પછિ રહ્યા એક રાતિ;
ગઙ્ગાનિ ઉપકણ્ઠિ બિહા યે, વિપ્રવર વિખ્યાત. ૨૨
તે વિમાસિ વિપરીત દેખી એહ, “ પ્રબલ કહાવિ વીર;
કેશિ કારણિ રહિ જલમધ્ય, ધનુર્વિદ્યાધીર ! ૨૩
સાહ કો [1]જલમધ્ય આવ્યો, સકિ, અહીં સુભટનિ જાય;
જલતિમર–મધ્યિ રહ્યો મહા ભડ,” વિમાસિ મન્ય માંહિ. ૨૪
ગાન્ધર્વ–વિવાહ ત્યહાં કરીનિ, કુન્તા કેરો તંજ;
રજની રહી તેણિ સમિ, આવિઓ અર્જુન. ૨૫
ઉપકણ્ઠિ બિહા વિપ્રવર [2]બાહુ, કરિ મન્ય વિચાર;
તેણિ સમિ [3]પાણ્ડવ પધાર્યા, વર્ત્યો જિજિકાર. ૨૬
પૂર્વસાગર જૈ પોહૂતા, સિન્ધુ કરીનિ સ્નાન;
[4]હરિદ્વાર નિ કેદાર બદરી ત્યહાં, વિવિધ આપ્યાં દાન. ૨૭
ત્યહા થિકા વેગિ વલ્યા, સાગરતટિ તટિ જાય;
[5]માન્ધાતા–ઓઙ્કારિ જૈ પછિ, પાવન અઙ્ગ અતિ થાય. ૨૮
દર્શન યે કુઙ્કૂત હરિ તે, કરી રેવા–સ્નાન;
એકાગ્ર રહીનિ [6]અર્જુન પછિ, પૂજ્યા શ્રીભગવાન. ૨૯
ગઙ્ગા ગૌતમ ઋષિ તણી, ગોદાવરી પેહનૂં નામ;
ઓઙ્કારિથી ઊતાવલા પછિ, આવ્યા તેણિ ઠામ્ય. ૩૦
[7]સ્નાન–સન્ધ્યા ત્યહા કરી, પિતૃતર્પણ [8]નિ દાન;
સેતુબન્ધિ જૈ પાછા વલ્યા, આપ્યાં વિવિધ પરિ દાન. ૩૧

---

૧. જલમાં હવો, ૨. સહુ, કરે અન્ય ૩. અર્જુન. ૪. “ બદ્રી કેદારે આવી આપ્યાં, વિવિધ્ય પેર્યનાં દાન.” ૫. માન્ધાતાને ક્ષેત્ર જૈ તે, અઙ્ગ પાવન થાય.” ૬. પૂજિયા, પરમ શ્રી. ૭. પ્રાતઃસન્ધ્યા. ૮. પિંડદાન.

રામેશ્વરનું દર્શન કરી, પ્રણમી હરિનાં ચરણ;
પશ્ચિમ સાગર–તીરિ આવ્યા શુભ, [1]આચરતા આચરણ. ૩૨
ગાન્ધર્વ ચિત્રાઙ્ગદ તણું ત્હાં, નગર મણિપુર નામ;
ઋષિ–સઙ્ઘાતિ પરવર્યા, પછિ આવ્યા તેણિ ઠામ્ય. ૩૩
જોયિ તો તે નગર કેરી, રચના દીસિ સાર;
દુર્ગ પાખલિ ઝલહલિ, રત્નજડિત પ્રાકાર. ૩૪
માણિક્ય હીરા ઝગમગિ બહુ, દીસિ [2]ભાતિ અનેક;
કુન્તાસુત ત્હાં જોવા લાગા, રચના સચ્ચ–વિવેક. ૩૫
ચિત્રવાહન રાયિ સાંભલ્યૂં યે, " આવ્યા છિ અર્જુન;
તીર્થયાત્રાયિ નીસર્યા અતિ, પાવન ભઙ–દર્શન." ૩૬
એહવૂં કહીનિ [3]ચાલિઆ છિ, પાર્થ સાહ્મા જાય;
[4]આપી અર્ઘ નીચા નમ્યા, યે સુણ્યો અતિ મહિમાય. ૩૭
નગરમધ્ય પધરાવિઆ પછિ, આવ્યા રાજદ્વારિ;
આસન આપી [5]અર્ચા કીધી, ઉચ્ચર્યા તેણી વાર. ૩૮
કહ્યું, " અહ્મારિ (કુલિ) રાય પૂર્વિં, પ્રભઞ્જન યેહનૂં નામ;
આગિ તપ કીધૂં તેણિ [6]અન્તિ, પુત્ર કેરિ કામ્ય. ૩૯
અતિ આદરથી પ્રસન્ન થ્યા, આપ્યૂં છિ વરદાન;
' માગિ માગિ, ' શ્રીપતિ તૂઠા, નૃપ માગ્યૂં છિ સન્તાન. ૪૦
વલતા નાથ વદિ ઇમ વાણિ, ' પ્રભઞ્જન ! સુણિ રાય !
કન્યા અથવા પુત્ર સન્તતિ, સન્તાન હશિ કુલ માંહિ.' ૪૧
ઈસ તણા [7]પછિ વચનથી, એણી પરિ અમ કુલ ભાર;
[8]ક્યારિ સુત નિ ક્યારિ કન્યા, સુણિઇ પાણ્ડુકુમાર ! ૪૨
[9]કન્યા ઉત્તમ કુલ વર જોઇ, કીજિ પુત્રીદાન;
અમ કુલ રાજ્ય એણી પિરિ ચાલિ, વર આપ્યો ભગવાનિ. ૪૩

૧. ધર્યાં. ૨. હીરા. ૩. નીસર્યાં તે. ૪. આવી રાય. ૫. પૂજા. ૬. પછું. ૭. વરદાનથી, હતી પુત્રી–સન્તાન. ૮. આ અર્ધી કડી નથી. ૯. ઉત્તમ કુલ વધુવર જોઇ.

[1]તે માટિ તહ્મનિ કહૂં, મોટા રાય-કુમાર!
[2]પુત્રિકાદાનિ આપૂ કન્યા, નૃપ! કરો અઙ્ગીકાર  ૪૪
કન્યા અમ કુલિ દીપની, ચિત્રાઙ્ગદા તેહૂનૂ નામ,
[3]પ્રીતિ પામિ પાર્થવર, પોહચિ મનોરથ-કામ"  ૪૫
વચન રાયના સાભલી પછિ, પાણ્ડુ કેરો તન્ન,
[4]કાર્ય મોટૂ કહ્યૂ નરપતિ, શૂ કરિ અર્જુન?  ૪૬
વિવાહ કન્યા-વર તણો, આનન્દ મનિ અતિ થાય,
વરસ [5]ત્રણ્યજ ત્હાં રહ્યા પછિ, નગર મણિપુર માહિ.  ૪૭
ત્હાંયકી પછિ પન્યા અર્જુન, દક્ષિણ કુણિ જાય,
નરપતિ રાખ્યો ક્યમ રહિ? વોલાવિ ત્હાં રાય.  ૪૮
ત્હાં સમુદ્રતીરિ તીર્થ મોટા, (મહા) તાપસ [6]કેરો વાસ,
પુણ્ય વન બહુ નિરખતા પછિ, આવ્યા [7]તેહૂનિ પાશ  ૪૯
તે મધ્ય તીર્થ પાચ છિ, ત્હાં કુણિ ગ્યૂ ન જવાય,
કિહિ તાપસ, "શૂ [8]કરવૂ અર્જુન?" વિમાસિ મન માહિ  ૫૦
અગસ્ત્ય, [9]પૌલોમ નિ કરન્ધમ, ભરદ્વાજ, સૌભદ્ર (એહવા) નામ,
મહા પાતક દર્શનિ હરિ પછિ, આવ્યા તેણિ ઠામ્ય  ૫૧
તાપસ પ્રતિ ઉચ્ચર્યા તે, "સાભનો મહિમાય,
કારણ શૂ છિ કુણનૂ યેહ, કુણિ ત્હાં ન જવાય?"  ૫૨
વનના ઋષિ વાણી વદિ, "સાભલો કુન્તાતન!
ગ્રાહ [10]પાચ વસિ એહ મધ્ય, પાર્થ! જાણો [11]શિન?  ૫૩
તે માટિ કો સ્પર્શ ન કરિ, પચ્ચ તીર્થજ માંહિ,"
સુણી વાણી ચાલિઆ નૃપ, સ્નાન કરવા [12]જાય  ૫૪

---

૧ આ પહેલાં—"અર્જુન પ્રત્યે માન માગી ઉચરે રાજન "૨ એ તમને આપૂં, ૩ પાર્થ પામે પ્રેમદા, ૪ મોટું કારણ ૫ એક ત્હાં રહ્યો, તે ૬ ૠશ ઠામ ૭ અર્જુન નામ ૮ વિમાસો, અર્જુન શું મન માંહે? ૯ પૌલસ્ત્ય ૧૦ પાચજ વસે છે તે, ૧૧ સાન (?) ૧૨ ત્યારે

પ્રથમ તીર્થ—મધ્યિ ગયા, જ્જલમજ્જન કીધૂં વીરિ;
ગ્રાહ આવી ચરણે વલગ્યુ, ગ્રહ્યૂં સર્વ શરીર. ૫૫
અર્જુન ત્યહાંથી ઉત્પત્યા, બલ કરી આવ્યા બાહ્યર;
જલ થકી અલગી કરી ચૈઇ, મહા મનોહર નાર. ૫૬
પાર્થ કિહિ છિ, " પ્રેમદા ! આશ્ચર્ય અહ્મનિ થાય;
કોણ પાતક આચરી યે, મગર થઈ જલ માંહિ ?" ૫૭

અઙ્ગના કહિ છિ, " અપ્સરા, માહ્રો દેવારણ્ય માંહિ વાસ;
વર્ચા એહવૂં નામ માહ્રૂં, ધનદશૂં વિશ્વાસ. ૫૮
ચ્યાર સખી છિ અપર માહ્રિ, એકહા [1]ચ્યલી એક વાર;
સુરલોકથી સાચર્યા પછિ, આવ્યાં અવની [2]મુઝારિ. ૫૯
તપોવન—મધ્ય મુનિકૂંઅર એક, કરિ કષ્ટ અપાર;
એકલો એકાન્તચારી, તેજનો અમ્બાર. ૬૦

[3]તપવિધિ કરવા ચ્યલી પાચિ, આવી તેણિ ઠામિ;
હૂં સૌરભેય સામેચી, [4]બુધા લતા એહ્વા નામ. ૬૧
એકિ કાલિ એકઠી, આવી તેણી વાર;
સુન્દર સ્વર નિ ગાન કરતી, ધરતી [5]નૃત્ય અપાર. ૬૨
દેખાડચો અતિ લોભ દ્વિજનિ, કર્યા અનેક ઉપાય;
ધૈર્ય તે છાડચો નહીં અતિ, કોપ થયો મન માહિ. ૬૩

' ગ્રાહ થૈઇનિ પડો જલમધ્ય,' વિપ્ર બોલ્યો વાણિ,
ઝાખા થયાં ઋષિ—વચન સુણી પછિ, [6]રહ્યા જોડી પાણિ. ૬૪
ક્રીડા કરતાં થયૂં કૂડૂં, કરવો કુણ ઉપાય ?
મુનિવર કેરી સ્તુતિ કરી પછિ, વિમાસિ મન માહિ. ૬૫
' અનુગ્રહ અહ્મનિ આપિયિ જો, કીધો અતિ અપરાધ;
માનુભાવ સાચિ માન ધરતા, ઊપનો આ બાધ. ૬૬

---

૧. એક ઠાઠમ ૨. ઠામ્ય. ૩. અહીંથી ૮૦ મું કડવું આ પહેલાંનાં પદ ૩૮૭૭ (ખરાં ૩૮૪૨). ૪ બહુધા હતા. ૫. ગાન ૬. જોડયા પાંચ.

અહ્મો ભમ જાણ્યૂં નહીં ચે, યાશિ એવડી; વાત;[1]
પ્રસન્ન થયા મુનિ ઉચ્ચર્યા, 'સાંભલો સઘલો સાથ. ૬૭

જલ—મધ્ય યેં કો આવશિ, પુરુષ નામિ [2]જન્ન;
અનુગ્રહ એ, અપ્સરા! તહ્મો, ગ્રહયો તેહ્‌નાં ચરણ. ૬૮
આક્રમી ઉપકણ્ઠિ કાઢશિ ત્યાહ્‌રિ, પામશો તહ્મારાં રૂપ;'
સાંભલી વચન નિ સાંચરી," તૂં સુણિ [2]જનમેજિ ભૂપ! ૬૯

"મારગ્ય જાતાં મ્યલ્યા નારદ, પ્રેમિ પ્રદક્ષિણા કીધી;
સુણી [3]વૃત્તાન્ત નિ વિરિઞ્ચિસુત પઠિ, એહ્‌વી આજ્ઞા દીધી. ૭૦
'દક્ષિણ—સાગર—તીર છિ, પઞ્ચતીર્થ યેહ્‌નૂં નામ;
અનુગ્રહ—અર્થિ,' મુનિ વદિ, 'તહ્મો, જાઓ તેણિ ઠામિ. ૭૧

દ્વાપર કેરિ અન્તિ ઉત્પન્ન, પાણ્ડુરાયનો તન;
તીર્થયાત્રાયિ આવશિ ત્યહાં, કુન્તાસુત અર્જુન. ૭૨
પઞ્ચતીર્થ માંહિ સ્નાન કરશિ, તારતા જન ધીર;
ગ્રહયો ચરણ, ઉપકણ્ઠિ કાઢશિ, પામશો દિવ્ય શરીર. ૭૩

તે માટિ [4]તહ્મો ઓલખ્યો, પાર્થ પાણ્ડુકુમાર;'
તીર્થયાત્રાયિ આવિયા, કીધી અહ્મારિ સાર." ૭૪
આજ્ઞા માગી સ્તુતિ કરિ છિ, દેખાડ્યાં ચ્યારિ ઠામ;
એણી વિરિ બાહ્‌રિ કાઢી, યેહ્‌નાં કહ્યાં પૂર્વિ નામ. ૭૫

પાંચિ મલી પછિ એકઠી, ચરણે ધરીનિ શીસ;
અર્જુન કેરી સ્તુતિ કરિ છિ, ઉચ્ચરિ આશિષ. ૭૬
દિવ્ય દેહ પામી અપ્સરા, પાંચિ પોહ્‌તી ઠામિ;
રાજપુત્રિ.યં કહૂં પછિ, પાર્થ યેહ્‌નૂં નામ? ૭૭

ત્યહાં થિકા પછિ વલ્યા પાછા, નગર મણિપુર આવ્યા;
મુક્તાફલની થાલ ભરી પછિ, નગરનારિ વધાવ્યા. ૭૮

---

૧. વધૂ. ૨. અર્જુન. ૩. તારતા જન ધિરજ્યિ. ૪. અમને ઓળખ્યા.

ચિત્રાઙ્ગદાનિ સુત હવો પછિ, બ્રધામણિયા જાય;
સુણી વાણી સન્તોષયું મછિ, આવ્યા મન્દિર માંહિ. ૭૯
બભ્રુવાહન નામ સુતનૂં, કરી દર્શન રાય;
ત્યહાં ચિકા વેગિ ચાલિઆ આવ્યા, પર્વત ગોકર્ણ માંહિ. ૮૦
[1]ત્યહાં ચકી વેગિ પલ્યા પછિ, આવ્યા સાગર-તીર;
સોમેશ્વરનૂં કરી દર્શન, પ્રભાસ-મધ્ય જૈ વીર. ૮૧
૨૮૬૦

---

## ૧૬. સુભદ્રાહરણપર્વ—

### [2]કડવૂં ૮૦ મું—રાગ સોરઠ

શ્રીકૃષ્ણજીયિ સાંભલ્યૂં યે, 'આવિ છિ અર્જુન;
તીર્થયાત્રા કરી પ્રભાસ-મધ્ય, [3]કુન્તા કેરુ તન.' ૧
રથિ બિશાનિ સાચર્યા પછિ, આવ્યા અર્જુન પાસિ;
જનમેજિ રાજા! સાંભલો ચેહૂનિ, વિષ્ણુશૂં વિશ્વાસ. ૨
પાર્થ માધવ મલ્યા અઙ્ગિ, પ્રેમવાર્તા થાય;
રથિ બિશી ત્યહૂ સઞ્ચર્યા, ગિરિ રૈવતકાચલ માહિ. ૩
ક્રીડા-કારણિ આવિઆ બલિ-ભદ્ર તેણિ ઠામિ;
કૃષ્ણ-આજ્ઞાયિ કર્યો ત્યહા, વિવિધ પરિ આરામ. ૪
બલિદેવ સપ્રીતિ મ્યલ્યા બહુ, યાદવજન સઙ્ઘાત્ય;
શ્રીકૃષ્ણ પ્રતિ [4]વિવિધ બહુ, કીધી છિ ત્યહાં વાત. ૫
દ્વારાવતી ભણી પરવર્યા, ત્યહા યાદવકુલ-પરિવાર;
ત્યહા રાજ્ય પાલિ કૃષ્ણજી, સ્વામી વિશ્વાધાર. ૬

---

૧. વેગે ત્યહાંથી ચાલિયા. જ્યહાં.
૨. ૮૦ મું રાગ કડી ૨૨ થી આગળ. ૩. આવ્યા કુન્તા-તન.
૪. તીર્થવિધિ.

વેષ બ્રહ્મચારી તણો, સાથિ, બહુ ત્રૈપિજન;
તીર્થયાત્રા કરી પૂરણ, ત્યહાં આવ્યા અર્જુન. ૭
યાદવ કૃષ્ણ બલિદેવ સહૂતિ, આવ્યા મન્દિર–દ્વારિ;
[1]અર્ઘ્યદાન કરી કુન્તાસુતનિ, [2]વધાવા ત્યહાં જાય. ૮

દિવસ કેટલા રહ્યા પાણ્ડવ, દ્વારાવતી મુઝારિ;
જનમેજિ રાય! સાંભળો રે, કથા તણો વિસ્તાર. ૯
તેણિ સમિ ત્યહાં સુભદ્રાના, વિવાહ–કારણિ રાય;
બલિભદ્ર નિ કૃષ્ણ નિત્તિ, વિચારિ મન માંહિ. ૧૦
[3]બલભદ્ર કહિ છિ, " વીર મોટો, સુભટ દુર્યોધન;
રાજા હસ્તિનાપુર તણો, બહુ માનિ માહરૂં મન. ૧૧
એ કન્યા તેહનિ આપિઇ જો, જાણો શ્રીભગવાન!
તહ્મો કહો તો રાજકુંઅરી, આપિયિ કન્યા–દાન." ૧૨

શ્રીકૃષ્ણ કહિ, " તહ્મો સાંભલો, બલિભદ્ર! એક વચન;
અહંકારી ઉન્મત્ત માની એહ, રાજા દુર્યોધન. ૧૩
[4]અવિવેક [5]નિત્ય જ જાણજો, જ્યાં ઊપજિ અહંકાર;
[6]અભિમાનિ અનુદિન વીસરિ તેહનિ, ઈશ્વરતત્ત્વ–વિચાર. ૧૪

ઉન્મત્ત ઈશ ન ઓલખિ, તે કારણિ એ રાજન;
અલ્પકાલ [7]આસન આપશિ, સાંભલો સત્ય વચન. ૧૫
કુંઅર એ કુન્તા તણો, અર્જુન એહનું નામ;
તીર્થયાત્રા [8]કરી વલ્યો તે, આવ્યો આણિ ઠામિ. ૧૬

---

૧. –પાઘ. ૨. વધાવે ત્યહાં નાથ. ૩. અહીંથી ૨ કડી વધારે:—
" બલિભદ્ર કહે, ' એ કન્યા આપો, અમારી કો જન,
એહુને હાકુ લેઈ આપો, ' બોલ્યા એહ વચન. " ૩૧
૪. આ પહેલાં:—" વિવાહ અર્થે–સુભદ્રા કેરે, દેખાડ્યાં બ્યાર ઠામ,
એવી પેરે વાત કાઢી, તે પૂર્વે કહ્યાં છે નામ. " ૩૪
૫. નૃપ અમુરે. ૬. " અભિમાને નિત્ય દિન વિસ્તારે તેહને, ગેહે તત્ત્વ-વિચાર. " ૭. તે આસન પાસે. ૮. નીસર્યો રે.

[1]એહુનિ સુભદ્રા પરણાવિયિ તે, સરિ સઘલાં કામ;
રાય પાણ્ડુ કેરો પુત્ર [2]મોટો, વિખ્યાત જેહનું નામ. ૧૭
આચરણ–અધ્યયનિ વડો, અભિમાન નહીં અહંકાર;
[3]વય શીલ રૂપ ઉદાર ગુણનિધિ, જાણિ તત્ત્વવિચાર." ૧૮

૨૮૭૮

---

### [4]કડવું ૮૦ મું—રાગ એજ

વિશ્વમ્ભરનાં વચન સુણી, વાત વિમાશી અતિ ઘણી;
પાણ્ડુપુત્રશું પ્રીતિ કમલાકન્ય તણી રે. ૧

ઢાલ–પ્રીતિ [5]જાણી કમલાકન્યની, (પછિ) વિમાસિ છિ વીર;
'દુર્યોધન રાજા વડો તે, શૂર [6]સાહસ ધીર;' ૨
એહવૂં કહી સહૂ સભા ઊઠી, પછિ સ્વસ્થાનકિ જાય;
ત્યારપૂઠિ શું થયૂં, તૂં, સુણિ જનમેજિ રાય! ૩
એક વાર સહૂનિ ઊપનૂં, મ્યલી, યાદવકુલ–પરિવાર;
રૈવતકાચલ પર્વત ઊપરિ, આવ્યા તેણી વાર. ૪
રૈવતણું સ્થાનક ગિરિ તેણિ, ઉપવન બહુ આરામ;
દ્વારાવતીથી સઞ્ચર્યાં સહૂ, આવ્યા તેણિ ઠામ. ૫
વાડી વનમધ્ય ઊતર્યા, સાથિ અર્જુન વીર;
શ્રીકૃષ્ણ [7]પાસિ રમિ અનુદિન, જાણે એક શરીર. ૬

---

૧ સુભદ્રા પરણાવિયે તો. ૨. પોઢો. ૩. આ પછીઃ—

ઊથલો

" જાણે તત્ત્વવિચાર, તે, શ્રીકૃષ્ણ બલિભદ્રને કહે;
વૈશમ્પાયન કહે કથા, તે જન્મેજય શ્રવણ ગ્રહે. " ૪૦

૩૯૧૭

( ખરાં ૩૮૮૧ )

૪. ૮૧ મું. ૫. કમલાકન્યને. ૬. સાત્ત્વિક. ૭. સાથે.

[1]ગૌરી તણો પ્રાસાદ સુન્દર, નગર કેરિ બાહિરિ;
તે પૂજન—કારણ નીસર્યાં, સાથિ અનેક કુમારિ. ૭

સુભદ્રા ત્યહા સઞ્ચર્યાં, અતિ રૂપ આહિ અઙ્ગ;
કુણ રથાનકિ ઉતર્યાં, નૃપ[1] વિમાસિ અનઙ્ગ. ૮
ભુજદણ્ડ તો મૃણાલ—કોમલ, [2]મકર—કુણ્ડલ કર્ણ;
ઝણુકાર કરતી કહુંલી કટી—નૂપુર વાજિ ચરણ. ૯

[3]પદ અઙ્ગુલી સઙ્ગ્ય મ્યલી બહુ, વીંછિઆ—રણુકાર,
[4]કરવા લાગા વિમલ સ્વર પછિ, ચાલી ગજગતિ નારિ. ૧૦
ચકિત ચયિ પમ કરિ નિરીક્ષણ, હરિણી યૂથ મુઝારિ;
કન્યા કેરા વૃન્દ સાથિ, ચાલી તેણી વાર, ૧૧

કપોલ કેરી સામ્યતા, કણ્ઠિ વિમલ મુક્તાહાર;
અનેક મણિ હીરે જડયા ત્યહાં, [5]કનકનો નહિ પાર. ૧૨
તેણિ સમિ ત્યહા નીસર્યા, શ્રીકૃષ્ણ નિ અર્જુન,
[6]બિહી રથ પ્રાકાર થયિ, ઉદ્યાન જોવા મન. ૧૩

સુભદ્રા સાહમાં મ્યલ્યા, કન્યા તણા કુલ માહિ;
કુન્તાસુત વિહ્વલ થયો અતિ, સાહમૂં નવિ [7]જોવાય. ૧૪
સાન્નિધ્ય યે અનુદિન વસિ, અન્તર્યામી ઈશ;
પાસિ રથિ અર્જુન તણિ ત્યહા, બિઠા શ્રીજગદીશ. ૧૫

પાર્થ પ્રતિ ઉચ્ચર્યો, "સાભલો પાણ્ડુ—કુમાર!
સુભદ્રાનિ સઙ્ગ્ય [8]લેઈ, હસ્તિનાપુર મુઝારિ ૧૬
રથિ બિસારીનિ પછી, ઈહાં, કરવો થયિ સઙ્ગ્રામ,
બલભદ્ર [9]કેડિ આવશિ, તહીં, ધૈર્ય ધરયો હામિ." ૧૭

---

૧. હમાં આ ૭ મા કડી લખવી રહી ગઈ છે પ મી પછી ૬ ઠ્ઠીના આંક ભૂલથી લખ્યો છે. ૨. કનક°, ૩ કરપુટ. ૪ ગાન કરવા વિ°. ૫ કનક-જુગુ-અલંકાર. ૬. તે દેખી. ૭. જાય (?) અ. (લેખકદોષ. ) ૮. તે લયા, ૯. પુઠે.

એહવૂં કહીનિ ઉત્તર્યા, શ્રીકૃષ્ણ મન્દિર જાય;
રથિ બિશી અર્જુન વસ્યા ત્યહાં, આવ્યા ક્ષણ એક માંહિ. ૧૮
પ્રાસાદ પાસિ રથ રાખી, ચકિત થઈ મનિં જોય;
ચણ્ડિકા-પૂજન કરીનિ, [1]નીસરી સર્વ કોય. ૧૯

તેણિ સ્થલિથી નીસર્યા પછિ, મારગ-મધ્ય રાજન;
રાખી રથ ઊભા રહ્યા [ત્યહાં], કુન્તાસુત અર્જુન. ૨૦
ક્રીડા કરિ થઈ એકઠી, બહુ કન્યા કેરાં વૃન્દ;
દેવ્યાનૂં દર્શન કરી સહૂ, પામ્યૂં પરમાનન્દ. ૨૧

નક્ષત્રગણ-મધ્ય શરદ[2]રાતિ, શશિબિમ્બ પૂરણ-અંશ;
ત્યમ કન્યા-કદમ્બ-મધ્ય સુભદ્રા, ઉત્પન્ન યાદવ-અંશ. ૨૨
કેલી કરતાં પરવરિ, તરવરિ સખીનાં વૃન્દ;
કન્યાવરદષ્ટ-દષ્ટિ દેખી, પામ્યા પરમાનન્દ. ૨૩

રથ ઊપરિથી ઉત્તરી, કરપલ્લવ ગ્રહી રાજન;
બિસારી [3]એહૂનિ અશ્વ હાંકયા, ઉચ્ચર્યો દેમ મુન્ય. ૨૪
કન્યા સાથિ પરવર્યા પે, રક્ષાકારણિ વીર;
દ્વારામતી ભણી તે ગયા [4]પછિ, ધરતા મન્ય અતિ ધીર. ૨૫

'હવડા યાદવ-દલ ચઢી, કરિ અતિ સઙ્ગ્રામ;
[5]એ કોણ દીસિ અલ્પજ્ઞાની, કાં ન જાણિ કામ ? ૨૬
અણજાણિ કો અપરાધીએ, કરી કુત્સિત કર્મ;
યાદવ કેરી પિરિ ન જાણિ, પ્રબલ ક્ષત્રી-ધર્મ.' ૨૭

એહવૂં કહીનિ નગરિ આવ્યા, પોહુતા રાજદ્વારિ;
નગરનિવાસી લોક પૂછિ, કરિ સોહ્ર અપાર. ૨૮
બુમ્બારવ બહુ કરવા લાગા, કો ન જાણિ મર્મ;
"સુભદ્રાનિ ગ્રહીનિ જાપિ, દેખાડો પ્રાક્રમ." ૨૯

---

૧. કન્યા નીસરી કોય. ૨. 'નિશિ'. ૩. હવ. ૪. પછે ધરતા ધીર.
૫. "એહ દીસે અલ્પજ્ઞાની, કાંઇ ન જાણ્યા કામ."

સાંભળતાં સહૂ આવ્યા ટોલે, મોટા મોટા વીર;
હામ્ય હોમ્યથી યોધ આવ્યા તે, સબલ શર-શરીર. ૩૦
બલદેવ આવી ઉચ્ચરિ, 'એ અર્જુન કેરૂં કર્મ;
હવડાં (જૈ) હસ્તિનાપુર વીંટૂં, દેખાડૂં [1]પ્રાક્રમ્મ. ૩૧
એ જાણિ છિ [2]શૂર ભલો હૂં, અબલ પૃથ્વી માહિં;
તે કારણિ ચાલો ભડ સહૂ કો, (ચિ) ઇચ્છા પૂરણ થાય. ૩૨
પર હારિ આવી ધર્મ કરિ, એ નહીં ક્ષત્રી-ધર્મ;
વાંક નહીં અર્જુન તણો, એ કૃષ્ણ કેરૂં કર્મ. ૩૩
એહવા યોધ અનુસરિ, પછિ દેખાડિ પ્રાક્રમ;
સુભદ્રાનિ હરી ચાલ્યો, કાંઇ ન રાખ્યો ધર્મ.' ૩૪
એહવૂં કહી સબાહ માગ્યાં, વજડાવ્યાં નીસાણ;
યાદવદલ પૂઠિ ચઢ્યૂં પછિ, થયૂં સબલિ જાણ. ૩૫
'દુષ્કન્તનિ કુલિ અવતર્યો રાય, પાણ્ડુ કેરો તન;
શન્તનુ કેરો પુત્ર કહાવિ, એ નવિ ઘટિ અર્જુન.' ૩૬
એહવૂં કહિતા [3]ઉત્તર્યા, શ્રીકૃષ્ણ તેણિ ઠામ્ય;
'વિચારતાં વાંકૂં નથી ભાઇ! મોટૂં એહનૂં નામ. ૩૭
સોમવંશી-કુલિ વડિ અનિ, કુન્તા કેરો તન;
પ્રાક્રમ બુદ્ધિ-સમાન સુન્દર, પૃથ્વી[4]તલિ અર્જુન.' ૩૮
એહવૂં કહીનિ રહ્યા ઊભા, સભામધ્ય ભગવાન;
બલિભદ્ર મન્ય વિચારિઉ પછિ, જોયૂં અન્તરિ જ્ઞાન. ૩૯
વાર્તા વીરનિ ચિત્તિ આવી, સરિ જાણિ છિ કૃષ્ણદેવ;
તેણિ કરી સહૂ થયા સન્મુખ, જોવા લાગા દેવ. ૪૦
'તહ્મારિ ચિત્તિ આવિ યમ, ત્યમ કરો મહારાજ!'
એહવૂં કહી સર્વ [5]સભા બિઠી, 'શૂં કરવૂં [6]મહારાજ?' ૪૧

---

૧. તે મર્મ. ૨. હૂં શૂર છું. ૩. આવિયા ૪. પતિ. ૫. બેઠા
૬. હવે કાજ?

'અર્જુન હસ્તિનાપુરિ પલિ પછિ, દિવસ કેટલા થાય:
બલિભદ્ર સઙ્ગિ સૈન્ય તેડી પછિ, જોવા કારણિ જાય.' ૪૨
ઇમ કહી સન્તોષ પામ્યા, આશ્રમિ સહૂ કો જાય:
સભામધ્યથી સહૂ ઊઠ્યા, મોટા યાદવરાય. ૪૩
વૈશમ્પાયન ઉચ્ચરિ રે,[1] જનમેજિ રાજન!
ત્યાર પૂઠિ શૂં થયૂં પછિ, શૂં કર્યૂં અર્જુનિ? ૪૪

૨૯૨૨

---

## ૧૭. હરણહારિકાપર્વ—

### કડવૂં ૮૨ મૂં–રાગ એજ

કુન્તાસુત ત્યહાં પરવરિ, રથિ કન્યા બિસારી સઞ્ચરિ;
અન્ય ચિન્તા સઙ્ગ્રામની [નવિ] કરિ રે ૧
ઢાલ–ચિન્તા મનિ આણિ નહીં યે, યાદવદલ અતિ પ્રૌઢ;
સદા નિરન્તર કરિ કરુણા, સ્વામી ગરુડારૂઢ. ૨
ગિરિશૃઙ્ગે ઊપરિ ઉત્તરી પછિ, વર્ત્યો વર વિહિવાય;
રાય યુધિષ્ઠિરનિ કહાવ્યુ, સ્વયંવ્વર–મહિમાય. ૩
ત્યહાં થકી પુષ્કરિ આવિઆ, યાદવી કન્યા સાથ્ય;
વર્ષ દ્વાદશ કરી પૂરણ, ગ્રહી ભદ્ર યશ હાથ્ય. ૪
હસ્તિનાપુર ભણી ચાલિઆ, આનન્દ [2]કરતા જાય;
માતા કુન્તા ભ્રાત સઘલે, સાભલ્યૂં ધર્મરાય. ૫
તીર્થયાત્રા કરી પૂરણ, આવિઆ અર્જુન વીર;
આનન્દભરિ [3]અતિ પલ્યા સાહૂમા, કુશલી સર્વ–શરીર. ૬

---

૧. ગુચ્છ.—આ કડીયે ૮૧ મૂં પૂરૂં–પદ ૩૯૬૧ (ખરાં ૩૯૨૬).
૨. અર્જુન ન માય. ૩. તે ગયા સા°.

[1]ભ્રાત પઞ્ચ મ્યથા સઙ્ગિ, ભેટ્યા ધર્મકુમાર;
સેવક સઘલા પર્યા પાલા; સુણી પાણ્ડુકુમાર. ૭
રાજાને ચરણે નમ્યા, ભીમ હૃદયસું લીધા;
નિકુલ-સહદેવશું મ્યલ્યા પછિ, વિનય અતિ ઘણા કીધા. ૮
વેગિ નગર-મધ્ય આવિઆ, અતિ ઘણા ઉત્સવ થાય;
વાજિત્ર વાજિ અતિ ઘણા પછિ, ધવલ મઙ્ગલ ગાય. ૯
કુન્તાનિ આવી મ્યલ્યા, અતિ ઊપન્યો આનન્દ;
અર્જુન જૈનિ ચરણે [2]લાગા, પામ્યા પરમાનન્દ. ૧૦
સુતા દ્રુપદરાયની, પાઞ્ચાલી જેહનું નામ:
ત્યહાં જૈ અર્જુન રહ્યા ઊભા, આગલ્યિ તેણિ ઠામ્ય. ૧૧
કૃષ્ણા વાણી ઉચ્ચરિ, “ તહ્મો, પધાર્યા કુણ કામિ ?
સુભદ્રા [3]ય્હા યાદવી તહ્મો, જાઓ તેણિ ઠામ્ય.” ૧૨
એહવું કહી ઊભા રહ્યા, નવિ બોલિ મુખિ વાત;
પતિવ્રતા પ્રૌઢા કુલ તણી, સત્યવન્ત યે સાક્ષાત. ૧૩
અર્જુન [4]અતિ ઝાખા થયા, [5]જાણ્યું, ‘ વનિતા પામી ખેદ;’
પાર્થિ [6]અન્ત કરણિ જાણ્યું, ઊપનો મન્ય ભેદ. ૧૪
વિનયવચને પ્રીછવ્યાં, સાધ્વી પાઞ્ચાલી નારિ;
સદા નિરન્તર સત્યવાદી, જાણિ તત્ત્વવિચાર. ૧૫
અન્ત:પુર-મધ્ય આવિઆ, સુભદ્રા જેહનું નામ;
કુન્તા દેરે ચરણ લાગાં, કહ્યું, “સફલ [7]હુઆં સર્વ કામ.” ૧૬
પાઞ્ચાલી નિ સુભદ્રા મ્યલ્યાં, યાદવી લાગા પાય;
સન્તોષ-વચન ઉચ્ચરી, [8]“બાઇ ! સત્ય તુઝ મહિમાય.” ૧૭
આશિષ એહવી [9]મુખિ વદિ, ‘ ગતશત્રુ તાહરો નાથ.’
માહોમાહિ સન્તોષ પામ્યાં, સ્ત્રી [10]દીધી વાથ. ૧૮

૧. ઊપલી કડીના આંક ૬ ને બદલે ૭ છે, તેમ આ અને નોમની કડી ૭ માં જણી. તેથી સરવાળે ૨ કડીનો ફેર. ૨. નમ્યા. ૩. યાદવી તો, ૪ મન્દ. ૫. જે ૬. અન્તરનું કારણ, ત્યહાં એહવે મન ૭. હુઆ. ૮. જે. ૯. તે વખતે, ‘તવ પતિ-શત્રુનાશ. ૧૦. ભીડી વાથ.

સ્વજન સઘળાંસિ મળ્યા અતિ, સુખી થયા અર્જુન;
ત્યાર પૂઠિ શું થયું ¹પછિ, જનમેજિ રાજન ! ૧૯
શ્રીકૃષ્ણજીયિ મન્ત્ર વિચાર્યું, દ્વારાવતી મુઝારિ;
યાદવ સહૂ ટોયે મળ્યા પછિ, કીધો મન્ત્ર વિચાર, ૨૦

"કહો, કશો ઉપાય કીજિ? સુભદ્રા જેહનૂં નામ;
ગાન્ધર્વ વિવાહ કરી અર્જુન, પોહૂતા પોતાનિ ઠામ્ય. ૨૧
પ્રાક્રમ બલિ ચાલિ નહીં," ઇમ, કહ્યું યાદવ વીર;
"હસ્તિનાપુર અતિ નગર સુન્દર, પાવન ગંગાતીર. ૨૨

જયાતિ–રાયનું કુલ વડું અતિ, ²સાહસિક પાણ્ડુકુમાર;
પ્રાક્રમ બુદ્ધિ વિદ્યાયિ અધિક અતિ, ઇશ ³તણા અવતાર. ૨૩
વસ્તુ નાનાવિધ તણી, અર્થ રત્ન ભણ્ડાર;
અશ્વ ગજ રથ દાસ દાસી, અમ્બર તણા નહિ પાર. ૨૪
⁴લેઇ સૈન્ય સઘળાંતિ તહ્મો, પધારો બલિદેવ!
સર્વ ગોધણ સંચ આવૂં" ઇમ, ઉચ્ચર્યા કૃષ્ણદેવ. ૨૫

એહવૂં કહીનિ નીસર્યા બહુ, શકટિ ભરિઆ ભાર;
યદુકુલ સહૂ સંચ લીધૂં, સજ્જ્યા અસવાર. ૨૬
વૃષ્ણિ ભોજ અન્ધક અતિ ભલા, ચારુદેષ્ણ સાત્ત્વિક શર;
સૈન્ય ચઢીનિ ચાલિઉ જાણે, સાગર કેરૂ પૂર. ૨૭
વેગિ કરીનિ આવિઆ, હસ્તિનાપુર જેણિ ઠામ્ય;
રાય [પાલા] ⁵પલ્યા સાહૂમા, યુધિષ્ઠિર જેહનૂં નામ. ૨૮

આલિંગન દેઇનિ મળ્યા, અર્ધ્યપાદ્ય–પૂજા કીધી;
સેવક જાણીનિ સમ્ભાર્યા; રાયિ આજ્ઞા દીધી. ૨૯
વીર પાચિ થયા આગલ્ય, સભા માહિ પધરાવ્યા;
વિવિક્ત્તવચને વિનય કરતા, ભૂપ ભલૂં મનાવ્યા. ૩૦

---

૧. સુધ્ય　૨. સાત્ત્વિક　૩. °તણે અધિકારે　૪. લેઇ નથી અને, એકાએ સ્થળે °તહ્મો તમ્યો, ⁵. ૫ સાહૂમા ચઢ્યા પાલાં,

[1]પાણ્ડુકૂંઅરે (અતિ) સેવા કીધી, સ્વામી યાદવ વીર;
[2]અતિ આનન્દ કુન્તાસુત દેખી, સુખી થયાં શરીર. ૩૧
પાણ્ડવ કેરી પૂજા કીધી, આપ્યાં અનેક આભરણ;
હીરારત્ન અમૂલ્યક સુન્દર, આપિ અશરણશરણ. ૩૨
કિંકુંણી કેરી ચાલ–મણ્ડિત, સુવર્ણ કેરા અઙ્ગ;
સહસ્ર રથ ત્હાં આપિઆ છિ, કન્યાહરણ–પ્રસઙ્ગ. ૩૩
પુરુષોત્તમિ ત્હાં પાર્થ કારણિ, આપી અપૂરવ ગાય;
અયુત બિ એક સહસ્ર ઊપરિ, કામદુધા કહિવાય. ૩૪
અતિ ઉજ્જ્વલ [3]વડવા, હેમ–ભૂષિત, સહસ્ર આપી તેહ;
નાનારત્નજડિત કણ્ઠિ ભૂષણ, તિલકશોભિત યેહ. ૩૫
અનેક [4]અશ્વતરી વળી આપી, અઞ્જનકાન્તિ યેહના કેશ;
[5]પઞ્ચાશત તેહજ આપી અતિ, ધવલ યેહના વેષ. ૩૬
સુન્દર યેહના વેષ દીસિ, ગૌરી યે કહિવાય;
સમાનવય ઉદાર પદગતિ, આભરણ અઙ્ગિ ન માય. ૩૭
સુવર્ણ યેહનિ કણ્ઠિ [6]શોભિત, સહસ્ર આપી તેહ;
(વળી) આપી કન્યા અતિ ઘણી, પરિચર્યા જાણિ યેહ. ૩૮
પ્રબલ બાહ્લિક દેશના, શત સહસ્ર હય વરજાતિ;
[7]કરભ કેરટી દાસદાસી, વિવિધ વાહન ભાતિ. ૩૯
સઙ્ગ્રામિથી નવિ ઓસરિ રે, ગિરિશૃઙ્ગ–કૂટ–પ્રકાશ;
ભાલ–સ્થાનક મદ ઝરિ પટ–ઘણ્ટા યેહનિ પાશ. ૪૦
સુવર્ણમાલિ સાંકલ્યા, [8]સહસ્ર વલ્લભ યેહ;
પીવન યદુકુન્તારથં, એક સહસ્ર આપ્યા તેહ. ૪૧
[9]વસ્ત્ર નાનાવિધ તણા ત્હાં, આપ્યા ઓઘ અનેક;
રાય યુધિષ્ઠિર પૂજા કીધી, જાણી વિનય વિવેક. ૪૨

---

૧. કુન્તાકૂંઅરે. ૨. આદર કુન્તા". ૩. ઘઙ. ૪. વત્સતરી. ૫. "પાંચ શત વળી તેહ આપી, જેહનાકર્બર વેષ." ૬. સોહિએ. ૭. દશ બાર સી (?). ૮. સાહસ. ૯. "વસ્ત્ર નાના વિધ્ય તણી તે, આપી અમોપ અનેક."

ધર્મરાયિં આપિઆ, અનેક રથ તોખાર;
યથાયોગ્ય એહનિ ઘટિ તેહવી, કીધી સેવા અપાર. ૪૩
યાદવ સહ વલાવિઆ, દ્વારાવતી ભણી જાય;
વોલાવાનિ નીસર્યા સહ, [1]સભાઇં ધર્મરાય. ૪૪
શ્રીકૃષ્ણ હસ્તિનાપુરિ રહ્યા, પાણ્ડવ કેર પાશ;
ક્રીડા કરવા પાર્થ સાથિ [2]યેહનિ, હૃદય અતિ વિશ્વાસ. ૪૫
રચિ બિશાનિ સઞ્ચરિ, કરિ કાર્ય અનેક;
શ્રીકૃષ્ણશ્યું સન્તોષ અધિકો, [3]ધરતાં જ્ઞાન વિવેક. ૪૬
સુભદ્રાનિ સુત હવો, અભિમન્યુ તેહનૂં નામ;
રૂપ ઉદાર [4]અર્જુનપિ અધિકો, સકલ શોધાં કામ. ૪૭
શૂર સુભટ વિદ્યાપિં અધિકો, સુભદ્રાસુત યેહ:
[5]અભિમાની મોસાલ માટિ, અભિ-મન્યુ કહાવિ તેહ. ૪૮
સર્વ લક્ષણ વિદિત [6]નરનૂં, સિંહદર્પ વિશાલ;
મેઘદુન્દુભિ-સ્વર સદાયે, [7]લક્ષણ ગુણ-ભૂપાલ. ૪૯
યે દીઠિ અર્જુન સુખ પામ્યા, યમ વાસવ [8]દેખિ જયન્ત;
ચન્દ્રબિમ્બ સરખૂં વદન યેહનૂં, [9]જોતાં નાવિ અન્ત. ૫૦

૧. ભ્રાતસ્યૂં. ૨ જેશ્યું છે વિશ્વાસ. ૩. કો ધરે. ૪. પ્રતિબિમ્બ —અર્જુન. ૫. સમીપિ મૃત્યુ (?) માન આ. ૬. વરતનુ. ૭. લિખિત. ૮. દીઠે યન્ત મોહ પામે મહન્ત. ૯.—આ કડીએ ક માં ૮૨ મું પૂરું. પદ ૪૦૧૧ (૧ દેખીતી અહીં વધારે-ખરાં ૩૯૭૫ ), છેલ્લી કડી પછી હાંસિયામાં:—
" પછે બલિભદ્રે સુતા આપી, દુર્યોધનને જેહ,
પ્રથમ મનશ્યું પૂજ્ય કીધો, સુભદ્રા-કારણ તેહ. ૫૦
અપર સ્ત્રી એક તેહને આપી, કલા તેહનૂં નામ,
સુત એક ને સુતા એક, લક્ષ્મણા અનલ અભિરામ. ૫૧
નિરુતિ નામા નૃપસુતા, તે દુર્યોધનની નાર્ય;
શ્રાત્ર રાત પર્ણાવિયા, માઉત મોટા જેહ
સવાલક્ષનો રાય અધિપતિ, દાનવ સહાય. ૫૨
તેહની પુત્રી રાત હશ્રી તે, વરી સ્વયંવર માંય;
રૂપ સુન્દર તેહનૂં, અતિ અનોપમ કાય. ૫૩

[1]સુત પઞ્ચ પાઞ્ચાલીનિ હવા યે, પાણ્ડુ તણા કુમાર;
અતિ હર્ષ પામ્યાં પ્રેમદા, 'અમ તૂઠા કિરતાર.' ૫૧
પ્રતિવિંધ્ય નામ વડા તણૂં, યુધિષ્ઠિર-સુત યેહ;
શ્રુતસોમ વૃકોદર તણો શ્રુત-કર્મ અર્જુનસુત તેહ. ૫૨
નિકુલ કેરો કૂંઅર મોટો, શતાનિક યેહનૂં નામ;
શ્રુતસેન [ સુત ] સહદેવનો, પોહતા મનો-રથ કામ. ૫૩
કાર્ય અનુસારિ કરી પંડિ, ધર્યાં નામ વિશેખ;
[2]ગુરુને વચને દીપના પછિ, ધરતા જ્ઞાન વિવેક. ૫૪
ઇન્દ્રપ્રસ્થ-મધ્યિ રાજ્ય પાલિ, યુધિષ્ઠિર રાજન્ન;
જન્મેજિ પ્રત્તિ ઉચ્ચર્યાં ઇમ, વૈશમ્પાયન સુજન્ય. ૫૫

૨૯૭૭

—∘—

## [3]કડવૂં ૮૨ મૂં-રાગ એજ

બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર યે, વર્ણ ચ્યાર કહિવાય;
નિજ ધર્મ [4]મૂકી, વિનય બલિ પછિ કો ન છાંડી જાય. ૧
ષટ્કર્મ દ્વિજવર આચરિ, [5]ક્ષિતિ પાલિ ક્ષત્રી-તન્ન;
હરિકથા [6]શ્રવણ વાણિજ્ય-વૃત્તિ યે, વૈશ્ય કહાવિ જન્ન. ૨
શૂદ્ર દ્વિજ-સેવા કરિ, પાલિ ગૌ-કૃષિ ધર્મ;
વર્ણ અષ્ટાદશ યે વસિ તે, પાલિ પોતાનો ધર્મ. ૩
શત્રુ કોયિ ન પરિભવિ, સહૂ, અનુભવિ શુભ જ્ઞાન;
સઙ્ક્રમણ સવિતા-[7]પર્વ હરિ-દિન હોયિ, વિવિધ પરિનાં દાન. ૪

---

૧. આ પહેલાં ૧ નવી કડીથી ૮૩ મૂં શરૂ:—
" સૂત કહે શૌનક પ્રત્યે, નૈમિષારણ્ય મ્યાંહે;
વૈશમ્પાયન કહે રાજાને, ગઙ્ગના તટ માંહે. ૧ "
૨. ગુરુદેવ નામે નૃપ નામ છે.
૩. ૮૩ મૂં ચાલૂ કરી ૭ થી આગળ. ૪. ને વિનયબલ તે,. ૫. ૦તલિ. ગ્ર. ૬. કીર્તન શ્રવણ કરે જે,. ૭. હવે દિન હોયે,.

વ્યાધિ દુષ્ટ નવિ ઊપજિ, નવિ ઊપજિ ઉન્માદ;
[1]કો અનૃતવાદ નવિ કરિ, નવિ કરિ મિથ્યાવાદ. ૫
અસત્ય [2]મુખિ નવિ ઉચ્ચરિ, [3]નવિ ઉચ્ચરિ કૂટ વચન;
અલ્પધી નિ અનૃતવાદી, નવિ દીસિ કો જન. ૬
નિજ વિદ્યા સહૂનિ આવડિ, જાણિ [4]કલાકુશલ-કલાપ;
એકવૃત્તિ વિરુદ્ધ નહીં તે, રાયધર્મ-પ્રતાપ. ૭
વનવૃક્ષ નવપલ્લવ સદા, ફલ-પુષ્પજાતિ અનેક;
શુભ વાયુ વાયિ વિમલ [5]નભગર્ભ, ધરિ જ્ઞાન-વિવેક. ૮
લતા કલ્પલતા સમી, કામતરુ તરુજાતિ;
કામદુધા-ગતિ આચરિ યે, વિવિધ સુરભિ-ભાતિ. ૯
પ્રાસાદ દીસિ શોભતા અતિ, અનોપમ આરામ;
વાપી કૂપ તડાગ સરોવર, [6]પર્વત કેરાં ઠામ. ૧૦
ગૃહસ્થ કેરા ધર્મ પાલિ સહૂ, આદરઇ વ્યાપાર;
સેવા અનુદિન યતિ-સન્યાસી યે, વાનપ્રસ્થ બ્રહ્મચારિ. ૧૧
કપટ કો જાણિ નહીં, દ્યૂત નિ દુષ્ટ કર્મ;
આખેટ નિ છલ [7]છદ્મ દ્રોહ, [8]કૈતવ કેરા ધર્મ. ૧૨
કલહ કો જાણિ નહીં બહુ, સ્નેહ સ્ત્રી-ભરથાર;
વિશ્વમ્ભર વાણી વદિ સહૂ, વર્ણ ધર્મ વ્યાપાર. ૧૩
પાણ્ડવ અતિ સન્તોષ પામ્યા, હુઓ જિજિકાર;
કાર્ય કરુણાનિધિ વસિ મ્હા, સ્વામી વિશ્વાધાર. ૧૪
એકવાર ત્યહ્ાં એકાન્તિ બિહા, શ્રીકૃષ્ણ નિ અર્જુન;
યુધિષ્ઠિર પ્રતિ ઉચ્ચર્યા, વિમાશી પછિ મન્ય. ૧૫
" શીતલ સ્થાનકિ અહ્મો જાઉં છૂં, યમુના કેરિ તીર;
વન નિ ઉપવન જોવા કારણિ, સુખી હુયિ શરીર." ૧૬

---

૧. " અનૃત-વાદી કે, નહીં, કો નહીં મિથ્યાવાદ. " ૨. કંઠ. ૩. કો નહીં કૂટ° ૪. કલાવન્ત અલાપ (?). ૫. નલિની, મસ ધરે વિવેક (?) ૬. વરૂણ કેરાં. ૭. ભેદ. ૮. કૌતક અ.

એહવૂં કહીનિ નીસર્યા, શ્રીકૃષ્ણ નિ અર્જુન;
વનિતા કેરૂં વૃન્દ સાથ, હર્ષ ધરતા મન્ન. ૧૭
અનેક [1]ગૃહ આરામ દીસિ, યમુના કેરિ તીર;
વિવિધ નૃત્ય નિ ગાન ઉચ્છવ, જોવા લાગા વીર. ૧૮
જોતા જોતા નીસર્યા પછિ, યમુના-તટિ તટિ જાય;
ખાણ્ડવ વન સમીપિ આવ્યૂં, સુણિ જનમેજિ રાય ! ૧૯
વૃક્ષ દીસિ અતિ ભલા બહુ, પુષ્પ [2]પરિમલ ભાતિ.
મન્દિર નાનાવિધ તણા ત્યહા, [3]વૃક્ષ કેરી જાતિ. ૨૦
અતિ અનોપમ આરામ દીસિ, બિસવા સ્થાનક યેહ;
ત્યહા જૈ આસનિ બિઠા, પાર્થ માધવ તેહ. ૨૧
તેણિ સમિ ત્યહા આવિઓ, એક વિપ્ર તેણિ ઠામ્ય;
ન દીઠો નવિ સાંભલ્યો તેહનૂં, કો ન જાણિ નામ. ૨૨
સુવર્ણ સરખી કાન્તિ તેહનિ, પિંગળું નેત્ર વિશાલ;
જટા શીસિ નિ તેજપુઞ્જર, અતિથ્ય કેરિ કાલિ. ૨૩
પ્રણામિ આશિષ ઉચ્ચરિ, બિઠો આસનિ તેહ;
" અન્ન આપો પાર્થ ! માધવ !" ઉચ્ચર્યો છિ એહ. ૨૪
શ્રી કૃષ્ણ કહિ છિ [4]કુન્તાતનની, " પાર્થ ! આપો આહાર;
એ માગિ આતિથ્ય-કાલિ, રખે ઉચ્ચરો નાકાર." ૨૫
(ત્યહા) અર્જુન [5]વાણી વદિ વલતા, " વિપ્રવર ! સુણિ વાત;
[6]કોણ અન્ન માગો અમ કનિ ? કહોનિ તે સાક્ષાત." ૨૬
વલતો વિપ્ર વદિ ઇમ વાણી, જાણી તત્ત્વવિચાર;
" હૂં નહીં વાડવ, પાણ્ડુ-કૂંઅર ! (મન્ય), જાણો અગ્નિ અપાર. ૨૭
[7]તે જાણી આપો ભડ ! અહ્મનિ, ઘટનો દુખિ પે આહાર;
યેણિ કરી [8]યે તૃપ્ત દુખિ, તહ્મો, કરવો તે પ્રતીકાર. ૨૮

---

૧. ત્યાં. ૨. પ્રેમલ (=પરિમલ) ૩ કનક. ૪. 'કુન્તાસુત ! અહૂરે આપો. ૫. ઉચર્યા. ૬. આહાર કેટલો માગો સ્વામી ? ૭. હું જાણી આપો તમ ભણી. ૮ ને સુખી થાઓ, કરો તે.

ઇચ્છા છિ અમનિ આહાર તણી, તે કહ્યું [1]તમનિ વચન;
ઇન્દ્ર તણા અનુચર રાખિ છિ, ખાણ્ડવ નામિ વન. ૨૯
તક્ષક નાગ [2]રહિ છિ એ મધ્યિ, માધવ! પાણ્ડુકુમાર!
સખ્ય તણૂં કારણ સુરપતિનિ, કરવા અંગીકાર. ૩૦
અનુદિન છિ આજ્ઞા જલધરનિ, '[3]ઉપવનિ ચિત્ત તૂં ધરજે;
અગ્નિ પ્રગટ દેખુ ખાણ્ડવ વનમધ્ય, પ્રબલ વૃષ્ટિ તૂં કરજે.' ૩૧
તે કારણિ હૂં કહ્યું છૂં તમનિ, ઇન્દ્ર તણા રખવાલ;
વન કરૂં ભક્ષ, "[4]ખાણ્ડવ આપો, કિરિટી! કૃષ્ણ કૃપાલ! ૩૨
[5]સ્વામી! સાહ્ય કરો તમો, માગૂં એહ વરદાન;"
"કહિ વૈશ્વાનર તે તમો કરવૂં," ઇમ બોલ્યા ભગવાન. ૩૩
રાય જનમેજિ પ્રશ્ન કર્યૂં ત્યહાં, વૈશમ્પાયન મુન્ય!
કુણ કારણિ માગ્યૂં ત્યહા પાવકિ, દહનકાર્ય મહાવન ? ૩૪
તે સન્દેહ ઊપજિ છિ મુઝનિ, તમનિ કહ્યું છૂં વાણી;
[6]કથા કહો મુહનિ વિસ્તારી, શિષ્ય આપણો જાણી. ૩૫

　　　　　　　　　　　　　　　　　　　　　　　　૩૦૧૨

## ૧૮. ખાણ્ડવદાહપર્વ—

### કડવૂં ૮૩ મું–રાગ એજ

ઋષિ વાણી ઉચ્ચરિ, રાજા તા શ્રવણે ધરિ;
કારણ કહિ હુતાશન ખાણ્ડવ વન તણૂં રે. ૧
ઢાલ– કારણ (વન) ખાણ્ડવ વહ્નિ કેરૂં, સાભલિ મહારાજ!
યે કારણ ઊપનૂં અર્જુનથી, નીપજશિ એહ કાજ. ૨
"યજ્ઞ [7]યજ્યા બહુ દક્ષિણ રાજા, એક શ્વેતકેતુ તેહનૂં નામ;
સહસ્રાર્જુન સમાન [8]યજન, પૂરિ અર્થ નિ કામ. ૩

---

૧. હું. ૨. વનસ્થ સુણો. ૩. ખાણ્ડવને ચિત્ત ધરજે. ૪. સ્વામી! મુઝ. ૫ સહાય કરજ્યો તમ્યો માહરી. ૬. આ પછી ૮૨ મું પૂરૂં ૫૬ ૪૦૫૨ (ખરાં ૪૦૨૬)
૭ "જયજ્ઞ બહુ કીધા રાજાએ, મરુત્ત જેહનૂં નામ." ૮. બલિયેટ

દ્વાદશ વર્ષ તણો તેણિં માંડ્યો, સત્ર અનોપમ સાર;
અહર્નિશિ ઇમ હુત દ્રવ્ય હોમિ, નાવિ તેહ્નો પાર. ૪
ઋત્વિજ યેં હૂતા રાજાના, અતિ આકલ થ્યા તેહ;
ધૂમ્ર શિખાવલિ ચક્ષુ ઊપરિ, આકુલ વ્યાકુલ દેહ. ૫
તે જાણી અતિ શ્રાન્ત થયા નિ, [1]વિશ્રામ–સ્થાનકિ બિઠા;
યજ્ઞ–કાર્ય સત્ત્વર નવિ ચાલિ, રાય ચિન્તા–માંહિ પિઠા. ૬
[2]ઋત્વિજ અન્ય તેડી રાયિ, કરવા માંડયો યાગ;
[3]અતિ ક્રોધ થયો દ્વિજવરનિ, પ્રથમ હૂતુ યેહ્નો ભાગ. ૭
ક્રોધ કરી બ્રાહ્મણ ત્યહાં ઊઠયા, રાજાશું સંગ્રામ;
વિનય–વચનિ અતિ સ્તવવા લાગો, 'કરો અનુગ્રહ સ્વામિ!' ૮
વલતા વિપ્ર વદિ ઇમ વાણી, 'નરપતિ! ઇશ આરાધો;
આજ્ઞા [4]યમ હોયિ શિવ કેરી, પૂર્ણ યાગ તજ્ઞો સાધો.' ૯
તેણિં રાયિ [પછિ] જૈનિ, તપ ઉગ્ર અતિ માંડચૂં;
એકાગ્રપણિં અનુદિન આરાધિ, અન્નઉદકે સર્વ છાંડચૂં. ૧૦
ષણ્માસિ ક્યારિ આહાર કરિ, ક્યારિ દ્વાદશ માસ;
ક્યારિ ષોડ્શ માસ કરિ વ્રત, આણી અતિ વિશ્વાસ. ૧૧
એકાગ્રપણિં [5]એકિ પિરિ રહીનિ, માંડચૂ ધ્યાન અપાર;
શિવિ જાણ્યૂં, 'અતિ કષ્ટ કરિ છિ,' આવ્યા તેણી વાર. ૧૨
કર્પૂર ગૌર વપુ જટાશું સોભિ, વૃષભ થઈ આરૂઢ;
'માગિ, માગિ રાજા! મુઝ પાસિ, તપ કીધૂં તિ પ્રૌઢ.' ૧૩
નેત્ર ઊઘાડીનિ ત્યહાં જોયૂં, દીઠૂં [6]ઇશનૂં રૂપ;
વિનયવચનિં અતિ સ્તવન કરિ, ત્યહાં શિવ સાન્નિધ્યિ રહી ભૂપ. ૧૪
'સ્વામી! કહો ક્યમ કરી થાયિ, પૂરણ યજ્ઞનૂં કામ?
તે માટિ તહ્મનિ કહૂં, પ્રભુ! અતિ, પાવન છિ શિવનામ.' ૧૫

---

૧. બીજે. ૨ રુષિ બીજા તેડિવા ને,. ૩. "અતિ ઘણો ક્રોધ થયો ઋષિવરને, જ્યાં હૂતા મહાભાગ." ૪. હોયે અમ કેરી પછે,. ૫. એક પગે ૬ શિવનૂં.

ઋત્વિજ અતિ આશ્રાન્ત થયા છિ, રીસ ચઢી મુનિજન,
'ઈશ-આજ્ઞાથી કાર્ય કરો' ઇમ, કહ્યા અનેક વચન' ૧૬
વચન સુણી વનના શિવ બોલ્યા, 'સાંભનિ શ્વેતકિ રાય!
આમન્ત્રણિ તેડો દુર્વાસા, મુનિવર-અતિ મહિમાય ૧૭
યાગ અપૂરન તેહ યજાવિ નિ, ઊપજિ ઉત્તમ કામ,'
તેણિ સમિ રાજા ત્યહા બોલ્યા, કરી ઈશ-પરણામ ૧૮
'સ્વામી! મુઝ સાથિ પધરાવો, દુર્વાસા ઋષિરાય,
કૃપા કરી [1]વર એ મુનિ આપો, કાર્ય શરાડિ થાય' ૧૯
દુર્વાસા તેડ્યા મહાદેવિ, આવ્યા ઋષિ ક્રિરપાન,
શિવ કહિ, 'યાગ યજવો ઋષિ[2]! મોટો એહ ભૂપાન' ૨૦
એહવૂ કહી આજ્ઞા ત્યહા દીધી, ગય થયા ગિરિઆલ્ય,
દુર્વાસા પધરાવ્યા મહામુનિ, મોટી ચેહની ખ્યાત્ય, ૨૧
યજ્ઞકાર્ય કીધૂ મહાઋષિઇ ત્યહા, હુત દ્રવ્ય હોમાણા,
પૂર્ણાહુતિ હોમિ નર! માધન! દ્વાદશ વર્ષ ભરાણા ૨૨
ધારા નવિ ખૂટી ઘૃત કેરી, આદિ અન્ત લગિ ચેહ,
[3]થયૂ અજીરણ ક્ષુધા ક્ષય પામી, પાણ્ડુ થયો અતિ દેહ ૨૩
[4]પ્રભનપણિ કાઇ કાર્ય ન ચાલિ, થયો અતિ ક્ષુત્ક્ષામ,
હુત ચરતા અતિ કષ્ટ ઊપજિ, કાઇ ન ચાલિ કામ ૨૪
'કહો શૂ કરૂ કામજ આવિ?' વિચાર કીધો મન્ન્ય,
બ્રહ્મા પાસિ મન્ય ધરી (પછિ) ક, ચાલ્યો અહસદન્ય ૨૫
કમનામનનિ કરિ વીનતી, કહો દુખ કિમ ભાજિ?
ધાતા વિશ્વ વિરઞ્ચિ વિધાતા, તમ યે કહો તે છાજિ ૨૬
અજીર્ણ થયૂ, કહો કિમ કરી છાડિ? [5]મુઝનિ કહોનિ મર્મ,'
વિનય-વચનિ વનતા હરી બોલ્યા, 'મહાન્ત તણુ એ ધર્મ' ૨૭

---

૧ મહન્ત ૨ એક મુનિ (= મૂને) વર આપો, ૩ આ પહેલા—
'કૃપ કરી ધટમાલ ફેરવી, નીક ચલાવી તેહ ૨૩"
૪ આ પહેલા—'દુખ તરયો માહુર ભાજો કૃષ્ણ અર્જુન બેહ ૨૪'
૫ મુનિવર.

શ્વેતકેતુ કેરો યાગ જાણી પછિ, થયા અતિ ગનિઆત્ય,
કહ્યૂ, 'સુણો વૈશ્વાનર' વાત કહૂ યે, અવનીતલિ વિખ્યાત ૨૮
વન ખાણ્ડવ નામિ સુરપતિનૂ, યમુના કેરિ તીર,
ધરાપૂરિ નગર સહૂ જાણિ, સુભટ શૂર બહુ વીર ૨૯
તે માહિ જન્તુ વસિ બહુ વિધના, સ્થાવર જંગમ જાતિ,
વનમધ્ય વૃક્ષનના બહુ પરિના, ઔષધ નાના ભાતિ.' ૩૦

વનનૂ મિ પૂછ્યૂ વિધાતાનિ 'ઇન્દ્ર તણુ એ વન
રાત્રિ દિવસ સેવક સુરપતિ, રાખિ છિ અનુદિન ૩૧
જલધર આની વૃષ્ટિ કરિ ત્યહા, મિ કાઇ [2]પ્રાક્રમ ન થાય,
કેહી પિરે તે વન ચઢ? પ્રભુ' કહો મુનિ ઉપાય.' ૩૨

વિરિન્ચિ વદતા ઇમ બોલ્યા, 'કહૂ, સુણિ વૈશ્વાનર' વાત,
નરનારાયણ નામ બેહ્નૂ, ભવન [3]વ્યાપ્ય વિખ્યાત. ૩૩
વિશ્વમ્ભર ઉપકાર–અર્થિ, ધરી માનુષ–તન,
અવની–મધ્યિ બિ અવતર્યા છિ, કૃષ્ણ નિ અર્જુન. ૩૪

ત્યહા વિપ્ર–વેષિ જૈનિ, કહો હુતાશન' વાત
મહાન્ત જન ઉપકાર–અર્થિ, ઇશ એ સાક્ષાત. ૩૫
તે નિશ્ચિ તહ્માર્રૂ માહ્ય કરશિ, શ્રીકૃષ્ણ અર્જુન બેહ,
પ્રાર્થના જઈ તેહ્નૂની કરો, [4]સિદ્ધ કારય પામિ એહ' ૩૬

પ્રણામ કરી પિતામહનિ, આવ્યો અવની–મધ્ય
તહ્માર્રૂ દર્શન હવૂ પછિ, કાર્ય [5]પામિ સિદ્ધ ૩૭
તહ્મો સુઝનિ ઇમ કહ્યૂ યે, 'કુણ માગો અન્ન?
તે માટિ મુનિ આહાર–અર્થિ, આપો ખાણ્ડવ વન" ૩૮

---

૧. મકરન્દ. ૨ પ્રાણ ૩ ંના ૪ કાર્યસીધી તેહ. ૫ કરશી.

અર્જુન પ્રતિ ઉચ્ચર્યા શ્રી કૃષ્ણ તેણી વાર;
[1]"એ વિપ્ર કેરૂં કાર્ય વેગિ, કરો પાણ્ડુકુમાર!" ૩૯/૩૦૫૧

---

## કડવું ૮૪ મું–રાગ એજ

કુન્તાસુત ઇમ ઉચ્ચરિ, વાત હુતાશનશૂં કરિ;
અગ્નિ તણિ અર્થિ ઇમ આદરિ રે. ૧
ઢાલ–અર્જુન એણી પિરિ આદરિ, ઇમ ઉચ્ચર્યા તેણી વાર;
"વેગિ પધારો વરુણ પાસિ, આપો અસ્ત્ર અપાર. ૨
આયુધ છિ ત્યહા અતિ ભલૂં, ગાન્ડીવ છિ તેહનૂં નામ;
અક્ષય [2]નિષઙ્ગ નિ દિવ્ય રથ તે, પૂરિ સઘલા કામ. ૩
વેગિ જૈનિ તેહ લ્યાવો,' બોલ્યા પાણ્ડુકુમાર;
વચન એહવાં સાંભલી વહ્નિ, ચાલ્યા તેણી વાર. ૪
વરુણ પાસિ જૈ રહ્યા ત્યારિ, આપ્યૂં આસન રાગિ;
લોકપાલ બિનિ પ્રણય અધિકો, હર્ષ્યા અતિ મન માંહિ. ૫
વૈશ્વાનર વાણિ વદિ, 'સાભલો જલપતિ! વાત;
[3]સોમિ આપ્યા બ્રહ્મા કેરાં, અસ્ત્ર અતિ વિખ્યાત. ૬
ગાન્ડીવ ધનુષ નિ અક્ષય ભાથા, દિવ્ય રથ યે સાર;
વાનર–આંકૂત ધજા તેહની, ઉત્તમ અશ્વ અપાર. ૭
વેગિ કરો, તે આપો અહ્મનિ, માગિ છિ અર્જુન;
અર્થ અહ્મારિ [4]ઔષધ–કારણિ, દહન ખાણ્ડવ વન.' ૮

---

૧. આ લીટી પછી:—  ઊથલો
"કરો પાણ્ડુકુમાર!" એહવી, કૃષ્ણજીએ વાણી કહી;
વૈશમ્પાયન કહે ગઙ્ગા–તટય, જનમેજય! સાંભલ્ય સહી. ૪૧/૪૦૯૩
(ખરી ૪૦૫૭)

૨. ભાથા. ૩. વરુણે. ૪. આહાર. (?) અ.

એહવૂં કહીનિ આપિઆં, આયુધ રથવર ચેહ;
કૌમોદકી પછિ ગદા આપી, કૃષ્ણ-કારણિ તેહ. ૯
વેગિ કરી પછિ આવિઆ, કૃષ્ણ અર્જુન વેણિ ઠામ્ય;
પાણ્ડુસુત સન્તોષ પામ્યા, ધશી કર્યો પરણામ. ૧૦
ગાણ્ડીવ કર-મધ્ય ધરી પછિ, થયા રથિ આરૂઢ;
પાસિ ઊભા પુરષોત્તમ, વે સ્વામી ગરૂડારૂઢ. ૧૧
ગદા કરમધ્ય ચક્ર પાસિ, બિઠા રથિ તેણી વાર;
[1]રશિમ ગ્રહી ઘોડા તણી, ત્યારિ થયો જિજિકાર. ૧૨
ચઢાવી પ્રત્યઞ્ચા ધનુષ તણી, (ત્યારિ) કરિ ટઙ્કારવ વીર;
ગર્જના ઘન-ગમ્ભીર ગાજિ, ધૈર્ય છાડિ ધીર. ૧૩
સવ્યાપસવ્યિ બીડ્યા ભાથા, અક્ષય [2]નિપજ્યું વેહનૂં નામ;
[3]ધ્વજ ઇન્દ્રધનુષ સમાન દીસિ, [4]કપિ બિઠા તેણિ ઠામિ. ૧૪
શ્રીકૃષ્ણ નિ અર્જુન બિઠા, થયો જિજિકાર;
ખાણ્ડવ પાખલિ ફેરવી રથ, રાખિ તેણી વાર. ૧૫
વહ્નિ પાખલિ કરી પ્રદક્ષિણા [5]શર-ધનુષ ધરી કર માંહિ;
શ્રીકૃષ્ણ [6]અન્તરિ ધરિ બોલ્યા, સ્તુતિ કરિ મન માંહિ. ૧૬
અગ્નિ પ્રતિ ઉચ્ચર્યાં પછિ, પાર્થ પાણ્ડુકુમાર;
"શીઘ્ર થઈનિ કરો કારય, ચરો ખાણ્ડવ-આહાર." ૧૭
આજ્ઞા હોયિ અર્જુન તણી પછિ, પ્રગટ થ્યા વન માંહિ;
ઠામિ ઠામ્યથી પ્રજલિ, સાહમૂં નવિ જોવાય. ૧૮
ચટચટ વાજિ, [7]વૃક્ષ ગાજિ, બલિ સ્થાવરજઙ્ગમ જાતિ;
પડિ તરુઅર ત્રૂટિ ગિરિવર, પક્ષી નાના ભાતિ. ૧૯
બુમ્બારવ બહુ હોયિ વનમધ્ય, જન્તુ પામિ ત્રાસ;
રખવાલ તે તાં નાઠા દહોદશ, આવ્યા સુરપતિ પાશ. ૨૦

---

૧. રાશ્ય. ૨. ક માં નથી. ૩. ધ્વજદણ્ડ. ૪. રથ્ય. ૫. ચાપ શર કર માંહિ. ૬. અન્તઃકરણ રાખી. ૭. વ્યોમ.

દહન ખાણ્ડવ વન-મધ્યિ, પ્રગટ થયો અતિ પ્રૌઢ;
ભયિ નાઠા આવ્યા અનુચર, થૈ રહ્યો દિગ્મૂઢ. ૨૧
"તેણિ સ્થાનકિ રહ્યા આવી, રચિ બિઠા બિ વીર;
દીસિ છિ કો મહા [1]અતુલ બલ, ધનુર્વિદ્યા-ધીર." ૨૨
સુણી વાણી ઇન્દ્ર [2]ઉઠયા થૈ, ઐરાવત આરૂઢ;
સરિ અર્જુન આવિઆ ત્યહા, સાથિ ગરુડારૂઢ. ૨૩
[3]અન્તરિક્ષ આવીનિ રહ્યા, સુરપતિ તેણિ ઠામ્ય;
મેઘનિ આપી આગન્યા, કઠિણ દેખિ કામ. ૨૪
વન ઊપરિ આવી વૃષ્ટિ કીધી, વહ્નિ [4]શિથિલ થાય;
કુન્તાસુત ત્યહા રહ્યા ઊભા, રચ્યો એહ ઉપાય. ૨૫
નિષઙ્ગથી શર [5]ઉદ્ધરિ અનિ, કરિ અતિ આયાસ;
અન્તરિક્ષ [6]ઢાંકિ બાંધી કરી પડ, કીધું મધ્ય-આકાશ. ૨૬
[7]પડાલ કીધા બાણના પછિ, વૃષ્ટિ ઊપરિ થાય,
વહ્નિ વન-મધ્યિ બલિ, જલધાર, ઢલી ઢલી જાય. ૨૭
અનેક રાક્ષસ દેવ દાનવ, પાખલિ ફેરા ખાય;
મધ્ય પાવક [8]પરજલિ, કુણિ, સાહમૂં નવિ જોવાય. ૨૮
ઇન્દ્ર ઉપક્રમ અતિ કરિ નિ, દેખાડિ પ્રાક્રમ્મ;
બાણ તણા સમૂહ મૂકી પછિ, કીધા અતિઘણા ચર્મ. ૨૯
વરુણાસ્ત્ર મૂક્યું વાસવિ, વાયવ્યાસ્ત્ર પાર્થ પ્રમાણ,
ઇન્દ્ર અતિ કોપિ ચડ્યા પછિ, પડિ ગિરિ-પાષાણ, ૩૦
પર્વતાસ્ત્ર મૂકિ વજ્ર મૂકી, કીધા તે શત ખણ્ડ;
અર્જુન સાથિ ભડિ આવી, મોટા યોધ પ્રચણ્ડ. ૩૧

---

૧. અતલી. ૨ ચાલ્યા. ૩. આ અને નીચેની ૧ કડી ઊ૦પા૦ ૪. શીતલ. ૫.-વૃષ્ટિ કરે, ઊપર્થ અતિ આકાશ. ૬. શરનું પડ કરે, તે ઢાંકણ બાંધી પ્રકાશ. ૭. "અર્ધ યોજન ફરતાં, પડાલગતિ વૃષ્ટિ થાય." ૮ ઝળહળે.

તે સર્વ [1]મારી પરાજય કીધા, ભાગા દહોદિશ જાય,
પછિ [2]ઉરગા ભમિ સઘાલ ચેના, સમ્બન્ધ છિ વન માંહિ. ૩૨

ક્રોહણિ કાંઇ ચાલિ નહીં પછિ, જ્વાલા થૈ અતિ પ્રૌઢ;
વાસવ સાહ્મૂં નિરખતા પછિ, થૈ રહ્યા દિગ્મૂઢ. ૩૩

અગ્નિનો આહાર દીસિ જાણે કનક ગિરિવર-શૃંગ;
અસુર પન્નગ આવિઆ તે, થૈ રહ્યા મનભંગ. ૩૪

તક્ષક વનમધ્ય નાવિઓ, કુરુક્ષેત્ર ઓ'તો તેહ;
અર્જુના તેહની આંહિ હૂંતી, વલી પુત્ર કહાવિ તેહ. ૩૫

અશ્વસેન એહવૂં નામ સુતનૂં, તે હૂતો વન માંહિ;
ઉપાય કરતિ ઊગર્યો, તે સુણિ જનમેજિ રાય! ૩૭

નિગીથા નામિ નાગિણી, તક્ષકની સ્રી ચેહ;
અર્જુન-અસ્રે [3]મૃત્યુ પામ્યો, સુત પોતાનો તેહ. ૩૭

અશ્વસેનનૂં મસ્તક ધરી, ગ્રહીનિ મુખ માંહિ;
વનમધ્યથી તે ઉત્પતી, ચાલી અમ્બર માંહિ. ૩૮

અન્તરિક્ષથી અર્જુનિ દીઠી યે, ઉરગ ગ્રહીનિ જાય;
વેગિ તાણી બાણ મૂક્યો, જૈ લાગો શિર માંહિ. ૩૯

મસ્તક ચાલ્યૂં [4]બાણ-બલિ પછિ, વન ઉલ્લંઘી જાય;
અશ્વસેન જૈ પડ્યો પછિ, અન્તર અવની માંહિ. ૪૦

કુન્તાકૂંઅરાન ક્રોધ થયો [5]યે, કપટ કરીનિ જાય;
બાણે મારી નાગિણી તે, પડી હુતાશન માંહિ. ૪૧

એણી પિરિ યે નીસરી વન, ખાણ્ડવ-મધ્યથી જાય;
બાણે કરી નાખિ વનમધ્ય, કાર્ય-પાવક થાય. ૪૨

શ્રીકૃષ્ણ કરમધ્યિ ગદા પછિ, વહ્નિ-વાહરિ ધાય;
ચક્રનિ આપી આગન્યા તે, પાખલિ ફેરા ખાય. ૪૩

૧. કો પ્રાજે કર્યા તે. ૨. ઊર્ધ્વ પક્ષી. ૩. હણ્યો, નાગિણી-સુત તેહ. ૪. બાણે વહ્યૂં, ઉપવન. ૫. કે.

વન-મધ્યથી ચે ત્રાસ પામિ, તેહ્નિ કેડિ થાય;
[1]જન્તુ કરીનિ આકુલાં પછિ, નાખિ ખાણ્ડવ માંહિ. ૪૪

એક દૈત્ય વન-મધ્ય હૂતો, મય દાનવ એહ્નૂં નામ;
[2]વનમધ્ય બલતાં ત્રાસ પામ્યો, આવ્યો તેણિ ઠામ્ય. ૪૫

ચક્રિ દીઠો કેડ્ય લીધી, દાનવ-કેડિ ધાય;
[3]'રાખિ અર્જુન! રાખિ અર્જુન!' સાદ કરિ વન માંહિ. ૪૬

[4]પાર્થની દષ્ટિ પડ્યો ત્યારિ, અભય આપ્યૂં દાન;
'બીહેશ માં તૂં,' ઉચ્ચર્યાં ત્યહાં, હૃદય [5]ધરીનિ ગ્યાન. ૪૭

અગ્નિથી અલગો કર્યો ત્યારિ, બોલ્યો દાનવરાજ;
"ઉપકાર હૂં તુઝ્નન કરેશ, તહ્મો, સાંભલો મહારાજ! ૪૮

બહુ વિદ્યા મુઝનિ આવડિ, રચના તત્ત્વ પ્રપઞ્ચ;
માયા, [6]પાણ્ડવ! સભા-રચના, જાણૂં તેહ્ના સઞ્ચ," ૪૯

અર્જુન અતિ રાલઆત્ય થ્યા નિ, અભય આપ્યૂં દાન;
[7]એહ આહિથી ઊગરિ, સાથિ શ્રીભગવાન. ૫૦

એણી પિરિ ખાણ્ડવ વનથી, જન્તુ છ્હ[8] ઊગરિઆ;
અશ્વસેન નિ મયદાનવ, [9]ચક્રથી ઉદ્ધરિઆ. ૫૧

સારિઙ્ગ નામિ ચ્યાર પક્ષી, જનમેજિ રાજન!
જન્તુ એણી પિરિ ઊગર્યાં, [10]ઇમ ઉચ્ચરિ ઋષિજન. ૫૨

૩૧૦૩



૧. "રાખ્ય અર્જુન રાખ્ય તૂં, સાદ કરે વન માંહે." ૨.-વહ્નિ. ૩. કર્મા અહીં "જન્તુ કરીનિ આકલા" એ લીટી છે. ૪. 'ચક્રથી તૂં રાખ્ય અર્જુન!" ૫. ઊપનૂં. ૬.-મણ્ડપ. ૭ એહને અહીથી ઊગારો, સાંનિધ્ય. ૮. છે. ૯. અગ્નિ થકી નીસરિયાં. ૧૦. કહે, વૈશમ્પાયન મુન્ય.—અહીં ૮૫ મૂં પૂર્ણ-પદ. ૪૧૪૫. ( ખરાં ૪૧૦૯ )

## કડવું ૮૫ મું—રાગ એજ

રાય જનમેજિ ઉચ્ચરિ, પ્રશ્ન ઋષિ પ્રતિ કરિ;
વિચારિ કારણ સૂત, મારિજું તણું રે. ૧

ઢાલ—વિચારિ મારિજું [1]તણૂં પે, કારણ કથ્યું નવિ જાય;
અશ્વસેન [ મય ] ઊગર્યા, તે, સાંભલ્યો મહિમાય. ૨

ચ્યાર કેહી પિરિ ઊગર્યા, પક્ષી તણા કુમાર ?
તે કથા મુઝનિ કહો વિસ્તારી, પે કરી તત્ત્વ વિચાર. ૩

વચન સુણીનિ વદિ વચના, વૈશમ્પાયન મુન્ય,
કથા કહૂં તેહની વિસ્તારી, સાભળો રાજન ! ૪

મન્દપાલનામિ મુનિ હતો ( એક ), ભૂતલ—મધ્ય અપાર,
તપ કરી સન્તોષિઆ, શ્રીસ્વામી વિશ્વાધાર, ૫

સ્યંમશું વ્રત આચરિ, ધરીનિ બહુ ધ્યાન,
કેટલે ઘાડે મુનિદૂ અગનિ, હોઉ છિ અવમાન. ૬

[2]લોક મનસે જાવા કેરી, ગત્ય [3]થઈ છિ મુન્ય,
સ્વર્ગ—આદિ કાઈ [4]ફલ ન દેખિ, વિમાસિ છિ મન્ય ૭

પુછવા લાગો દેવગણ પ્રતિ, " કહોનિ મુઝનિ મર્મ,
[5]સ્વર્ગ તણું ફલ કાંઇ ન [6]દીસિ તે, કોણ કહાવિ મર્મ ? " ૮

[7]ત્યારિ દેવ કહિ, " ઋષિ ! સાભળો તહો, કીધા કાર્ય અનેક,
[8]જપ તીર્થ ધ્યાન હરિ—પદ, રચના તત્ત્વ વિવેક. ૯

[9]ગૃહસ્થ-ધર્મ આદરો, કુલ માહિ નથી સન્તાન;
[10]પરલોકચ ફલ તેણિ નહી, સાભસો મુનિ ભગવાન ! ૧૦

---

૧.—સુતનૂં, ૨ ત્રણ્ય લોક જવા ૩. લહે છે ૪. શ્રમ નહીં, ૫ સુખ ૬. દેખૂં. કહો મુજને. ૭.દેવગણ કહે ' સાંભળો ૮. તીર્થ તપને ધ્યાન ધારી. ૯ સ્વધર્મને તમ્યો ૧૦. " તે માટે તમ્યો આચરો, યમ ઉદય પામે તમ."

[1]પુમ્-નામિ નર્કકથી, ઊગારિ સુત યેહ;
પૂર્વજ-ગણુનિ ઉદ્ધરિ, મુનિ! [2]પુત્ર કહાવિ તેહ." ૧૧
વચન સુણી (વસ્મિ થયો, મન્દપાલનિ તેણી વાર;
"કુણ ઉપાયિ! શીઘ્ર સુત! કહો, ઊપજિ સંસારિ?" ૧૨
"પ્રસવ હોયિ ઊતાવલો, યેહનૂં પક્ષી કહાવિ નામ;
ધરામધ્યૂ જૈનિ આશ્રમ માંડયો, પોહૂચિ સઘલાં કામ." ૧૩
અવની-મધ્યિ આવિઆ મુનિ, વિચારિ મન્ય વાત;
'જરિતા નામિ પક્ષિણી, સારિંકા યેહની જાતિ.' ૧૪
પક્ષી થઈ તેહનિ મ્યલીનિ, માંડયો છિ આશ્રમ:
ખાણ્ડવ વન-મધ્ય જૈ પછિ, કીધો એહવો મર્મ. ૧૫
ગર્ભ સારિંકા ધર્યો, પ્રસવ્યાં ઈંડાં ચ્યાર;
પુરુષ-ધર્મિ થયો ચચ્ચલ, મુનકૂંઅર તેણી વાર. ૧૬
જરિતા નામિ પક્ષિણી, સારિંકા કેરી જાતિ;
તે સહ્યાતિ [3]સુખ થયૂંતું, સુણિ, જનમેજિ ' વાત. ૧૭
જરિતા પ્રત્તિ ઇમ કહ્યૂં, "આહુરિ હશિ તે તન.
રૂડી પિરિ રાખજે હં, જોવા જાઉં છૂં વન. ૧૮
(પણિ) એક પુત્ર અતિ સમ્પન્ન હશિ, જાણશિ દિવ્ય જ્ઞાન;"
[4]અકલ પિતા સાથિ વનમધ્યિ, પામિઆ બહુ માન. ૧૯
તેણિ સમિ ત્હાં વાણી ઊઠયો, [5]આ હોયિ અર્જુન;
[6]રહ્યા કારય કરવા પાસિ, કહ્યૂ, "ચરો ખાણ્ડવ વન." ૨૦
વાત મુનિયિ સાભલી, મન્દપાલ યેહનૂં નામ;
હુતાશનનિ સ્તવના લાગા, ઊભા તેણિ ઠામિ. ૨૧
"વિશ્વ [7]તુઝ આધારિ વર્તિ, ઉરગ અસુર નરદેવ;
યક્ષ કિન્નર પિતૃ ઋષિગણ, બ્રહ્મા હરિ મહાદેવ. ૨૨

---

૧. "ત્રણ ઋણ તે પુત્ર છોડે, નરક તારે તેહ." ૨. પુરુષ. ૩. સ્વચ્છ. ૪. તે. ૫. દેખતાં કૃષ્ણાર્જુન. ૬. સાહ્ય કરવા રક્ષા પાસે, ૭. તું સઙ્ગીત્યે.

સકલ દેવ તણૂ મુખ કહાવિ, વૈશ્વાનર[1] વિશ્વદેવ!
વિશ્વમુનિ વિભાવસુ[1] તાહરૂં, કારણુ[2] જાણિ દેવ　૨૩
સકલ સુગ તાહરિ વદિ વર્તિં, લોક તુઝ આધારિ"
સ્તોત્રિ કરીનિ સ્તુતિ કરી, મન્દપાન મુનિ-કુમારિ　૨૪
"ખાણ્ડવ વન મધ્ય વસિ છિ, પુત્ર માહરા ચ્યાર,
પાસિ રહિ છિ માત તેહની, [2]રખે રહિ વન મુઝારિ　૨૫
તે માટિ તહ્મનિ કહૂ, વહ્નિ[1] બાલનોનિ વાત
ખાણ્ડવ વન-મધ્ય પુત્ર મા ર[?]ા, પાસિ તેહનિ માત　૨૬
વિશ્વનિ ઉપકાર કરવા તહ્માર્રૂ નિજ રૂપ
સુત તણી રક્ષા કરે તૂ, [3]વિશ્વદેવ-સ્વરૂપ!'　૨૭
"ભલૂ' કહ્યૂં[4] ભગવાન ભણી કરતા, હુતાશનિ[5] તેણી વાર,
મન્દપાલ તો અન્તરિ થયા પછિ, ગયા વન મુઝારિ　૨૮
વન ખાણ્ડવ પછિ દહન હોતિ દેખિ મુન્યકુમાર
પાસિ ઊભી માતા તેહની પે, જરિતા કહાવિ નારિ　૨૯
"કહો શો [6]ઉપગાર કીજિ? દવ [7]પ્રજલિ વન્ય,
પિતા તે નાશી ગયો, મન્દપાન કહાવિ મુન્ય　૩૦
પાખ વ્યોહણ પુત્ર કેહી પિરિ, વન છાડી જાય?
તે માટિ શૂ કરવૂં આવિ? રચવો કુણ ઉપાય?"　૩૧
[8]માતા પ્રત્તિ કિહિ, "તહ્મો, કયમ ચાલ્યૂ જાય?
ઊંદર કેરૂં દર દીસિ, વિશાલ છિ વન માહિ.　૩૨
તે માહિ રહો, હૂ દ્વાર રૂધૂ, અગ્નિ ઊપરિ થઈ જાય,"
પુત્ર કહિ, "ઊંદર હશિ, સ્થૂલ એ વન માહિ."　૩૩
એહવૂ કહીનિ અગ્નિ જોવા, થઈ ઊંચી તેહ
પક્ષી આવ્યો એક અન્તરિ, સેન કહાવિ પેહ.　૩૪

---

૧ નામ જાણું એવ　૨ તૂં રાખે　૩ દિવ્ય　૪ થયૂ　૫ અગ્નિ કહે　૬ ઉપાય　૭ બલે છે　૮. માત સુત પ્રત્યે વદે

દર માંહિ ઊંદર ગયો, અન્તરિક્ષ થઈનિ જાય;
જરિતા તેહની સ્તુતિ કરિ, રલિઆત થૈ મન માંહિ. ૩૫
"અહ્મારૂં તિ કાર્ય કીધૂં, તૂં દિવ્ય પક્ષી-જાતિ,"
પછિ આવીનિ કહી, પુત્રનિ સઘલી વાત. ૩૬
[1]સારસુક્ત નિ જરિતારિ, સ્તમ્બ-મિત્ર નિ દ્રોણ;
એ ચ્યાર એહવાં નામ તેહના, મૂકયાં ઊંદર-શ્રોણિ. ૩૭
દ્વારિ તેહનિ પાંશુ દીધી પછિ, કહી એહવી વાત;
સુત કહિ, "રહિ જીવતા જો, વન્ન મૂકિ, માત! ૩૮
તૂં નિ તાત હશો જો કુશલી, તુ હશિ પુત્ર અનેક;"
એણી પિરિ માતા પ્રતિ, કહ્યાં વિનય-વિવેક. ૩૯
"સુત! કુશલ નિશ્ચિ હશિ તમ, રાખશિ ભગવાન;
સ્તવન કરયો ઈશનૂં, રખે ચૂકો [2]ધ્યાન." ૪૦

૩૧૪૩

---

## કડવૂં ૮૬ મું-રાગ એજ

"મન્દપાલ્ય મુનિ આવ્યા નહીં, કહીં રહ્યા છિ વન [3]માંહિ;
એકલા તહ્મારિ સાર કરશિ, સ્વામી શ્રી [4]હરિરાય" ૧
પિતા તો વન-મધ્ય ગ્યો, માતા પામી ત્રાસ;
ઈશ ઊપરિ સ્થિર કરી મન, દૃઢ ધરી વિશ્વાસ. ૨
એહવૂં કહીનિ ચાલિ જરિતા, અન્તરિક્ષ ગેયિ વન્ન;
અગ્નિ કેરી સ્તુતિ કરિ, "તૂં રાખિ માહરા તન્ન." ૩
તેણિ સમિ ત્યહાં વન્ન ચરતો, હુતાશન જેહનૂં નામ;
સ્થાવર જઙ્ગમ ભક્ષ કરતો, આવ્યો તેણિ ઠામ્ય. ૪

---

૧. સારી સૃક્કત્યતિ. ૨. અહીં ૮૬ મું પૂર્ણ. પદ ૪૨૮૫ (ખરાં ૪૨૪૯).

૩. મોઝાર. ૪. શ્રીત્રિપુરારિ.

મુન્ય કેરા પુત્ર બાહ્યરિ, પૃથુક યેહ્નાં જ્ઞાન;
એકિ એકિ સ્તવવા લાગા, ધરિ અન્તરિ ધ્યાન. ૫
સારસુક્ત કહિ છિ, "વિભાવસુ! તૂં દેવ કેરૂં રૂપ;
સાહ્ય કરયે અમ તણૂં, તૂં હવ્ય વાહન-રૂપ." ૬
જરિત કહિ, "તૂં [1]જન્તુકર્ત્તા, વિશ્વ તુઝ આધારિ;
ત્રિવિધ રૂપ છિ તુઝ તણૂં, લોકેશનો અવતાર.." ૭
સ્તમ્બમિત્ર કહિ, "માનુભાવ! [2]તૂં તો, સકલ વ્યાપક દેવ;
ઋષિદેવ કિન્નર યક્ષ પન્નગ, કરિ તાહ્યરી સેવ." ૮
દ્રોણ કહિ છિ, "[3]સપ્તરૂપ તૂં, સકલ-કારણ-રૂપ;
ષટ્કર્મ-આધપતિ દેવમુખ્ય, [4]હિરણ્યરેતા યજ્ઞસ્વરૂપ." ૯
એણી પિરિ સ્તવ્યા પાવક, ધરી અન્તરિ ધ્યાન;
આગલ્ય આવ્યા વન્ન ચરતા, ઊપનૂં મનિ જ્ઞાન. ૧૦
"આણિ સ્થાનકિ કહીં રહ્યા, મન્દપાલ મુનિના તન;
તેહ્નની રક્ષા કરૂં, ઋષિ [5]કયાં છિ વન્ય?" ૧૧
અન્તરિક્ષ આવી પક્ષિણી, જરિતા કરિ આરાવ;
દિવ્ય જ્ઞાનિ વૈશ્વાનરનિ, ઊપનો મનિ ભાવ. ૧૨
"[6]ભર્તા તહ્મારિ કહ્યૂં અહ્મનિ, પૂર્વિ વાર્તા કીધી;
'ભલૂ' સુત ઊગરશિ તાહ્યરા; એહ્વી આજ્ઞા દીધી. ૧૩
ઋષિપુત્ર! ભયભીત મ થાશો, તહ્મનિ [7]કાંઇ નહિ દોષ;
મુનિકુલ વૃદ્ધ તણૂં એ કારણ, [8]નહીં કો આધિ રોષ. ૧૪
તેણિ કરી તહ્મો ભય મ આણુગો, જ્વાલા નહિ લે નામ;
મુનિકૂંઅરનિ જોતા જોતા, આવ્યા આણિ ઠામિ." ૧૫

---

૧. જગત્કર્તા. ૨. વપુ તૂં. ૩. મુખ. ૪. કમાં રેતા નથી ૫. ઋષિએ કહ્યાં વચન.

૬. "પિતા તમારે સ્તુતિપૂર્વક, કહ્યૂં મુજને એવ,
સુત ઉગારે તે ઘડે માનજ્યો, સુત તમ્યો દેવ!" ૧૩

૭. નાવે આંચ. ૮. નથિ કરો સંકોચ.

ઊંદર-દર મૂકીનિ ચાલ્યા, હુતાશન ભક્ દેવ;
પક્ષી ચ્યાર રહ્યા એણી પિરિ, કૃપા કરી કૃષ્ણદેવ. ૧૬
અગ્નિ ચરી ખાણ્ડવ બધ વનનિ, અતિ થયા રલિઆત્ય;
પાવક કામ કર્યું કૃષ્ણાર્જુનિ, સુણિ જનમેજિ ! વાત. ૧૭
સારિંગિકા યે પક્ષિણી, જરિતા પેહલૂં નામ;
વન દહન ખાણ્ડવિ શાન્તિ પામિ, આવિ તેણિ ઠામિ. ૧૮
પુત્ર સદ્ધાતિ ભ્યલીનિ, હર્ષ પામી મન્ન્ય;
દુઃખ સઘલૂં નાશ પામ્યૂં, ચ્યસ્યાં માત નિ તન. ૧૯
અન્ય સદ્ગાતિ અનુસર્યાં, મન્દપાલ મુનિ એણિ ઠામિ;
[1]લમ્પિતા નામિ પક્ષિણી તેહ્નિ, પૂર્ણ આપિ કામ. ૨૦
ત્યહા થકી ઊઠી નીસર્યાં ત્યાહિ, લમ્પિતા વલગી પાણિ;
" વલ્લભ ! સ્ત્રી સકિ માહરી " પછિ, બોલિ એહવી વાણિ. ૨૧
" માહરિ નહીં સંસારસ્યૂં કાંઇ, એવડો અભ્યાસ,
સન્તાન-અર્થિં કરતો હતો, એટલો આયાસ." ૨૨
મન્ય ધરીનિ પુત્રનિ, ડવલ થૈનિ જાય;
પુત્ર પોતાના ઘ્યા હૂતા પછિ, આવ્યા ખાણ્ડવ [2]માહિ. ૨૩
જરિતા કાંઇ ન ઉચ્ચરિ, ક્રોધ ધરીનિ મન્ન્ય;
પુત્ર પામિ ગ્યા આગી, જોવા લાગા મુન્ન્ય. ૨૪
જરિતા કહિ, " તહ્મો ત્યહા પધારો, ઘ્યા વલ્લભ સ્ત્રીનો વાસ;
મહાવહ્નિ વન-મધ્ય આવિઓ ત્યાહિ, નાવ્યા પુત્રનિ પાસ." ૨૫
મન્દપાલ કહિ છિ, " માન્યની ! મિ, ધર્યૂં પાવક-ધ્યાન,
સ્તોત્રિ કરીનિ સ્તુતિ કરી પછિ, ઉપનૂં મનિ જ્ઞાન. ૨૬
' પુત્ર તહ્મારા રહિશિ કુશલી, માણશો મન્ય દુખ,
તે સ્થાન હ ટાલી મહેશ, ઊપજ્યો તુનિ સુક્ખ." ૨૭
મુનિનિ અતિ સન્તોષ થયો પછિ, પૃથ્વી મૂકી જાય,
સન્તતિ મૂકી ધ્યાનપ-મધ્ય, ગયા અમરપુર માહિ. ૨૮

---

૧. લક્ષિતા. ૨ તે ખડ (!) અ.

વૈશમ્પાયન વદિ વાણી, જનમેજિ મહારાજ!
યે તણો પ્રશ્ન કીધૂં મુઝ પ્રતિ, તે કર્યૂં અર્જુનિ કાજ. ૨૯

ઇન્દ્ર [1]અતિ પ્રાક્રમ કરી ભાગા, ન ચાલ્યૂં [2]પાર્થશૂં પ્રાણ;
મન્દરાચલ ગિરિ ગ્રહીનિ મૂક્યો, પડિ અનેક પાષાણ. ૩૦

બાણે મારી શિથિલ કીધો, ખણ્ડ ખણ્ડ થૈનિ જાય;
અશ્વિનીકુમારિ કહ્યૂં, '[3]બહુ ઔષધિ, ખાણ્ડવ તણા વન માંહિ'. ૩૧

અર્જુન અતિ [4]રલિઆતિ થ્યા, શ્રીકૃષ્ણ પ્રતિ કહી વાણિ;
'અતિ કઠિણ કામ કરતિ યશ [5]આ, સ્વામી! સારઙ્ગપાણિ!' ૩૨

વન ખાણ્ડવનૂં દહન હવૂં પછિ, પાર્થ થયા રલિઆતિ;
વરષા મેઘ તણી નદી ચાલી, [6]જ્વલતા જઙ્ગમ જાતિ. ૩૩

અણ્ડ અનેક ચર્યો વૈશ્વાનર, ખાણ્ડવ વન સુઆરિ;
પરૂજન્તુ [7]ગ્યા વન-મધ્યથી, કહી તે કથા વિસ્તારિ. ૩૪

અતિ આશ્ચર્ય થયા બહુ [સુરપતિ], કર્મ અર્જુનનૂં જાણી;
[7]અતિ સન્તોષ થયો અર્જુન પ્રતિ, એણી પિરિ બોલ્યા વાણી. ૩૫

"વર માગો કુન્તાતન! અમ કનિ, સાન્નિધ્યિ શ્રીભગવાન;
અગ્નિ તણિ અર્થિ વન ખાણ્ડવ, અન્ન કરી આપ્યૂં દાન." ૩૬

વચન સુણી અર્જુન ત્યારિ બોલ્યા, સુરપતિ પ્રતિ વાણી;
"આપો અસ્ત્ર [8]સકલ વિદ્યાર્થ, હૃદય આભ્યન્તર જાણી. ૩૭

બાણ તણાં લક્ષણ કારણશં, અસ્ત્ર સકલ યે સાર;"
એહવાં વચન કહ્યાં કુન્તાતનિ, કરી [9]મન્ન્ય વિચાર. ૩૮

વલતા ઇન્દ્ર વદિ ઇમ વાણી, "સાંભલો કુન્તાતન!
ઇશ તણૂં આરાધન કરયો, થાશિ [10]સત્ય વચન." ૩૯

---

૧. પ્રાક્રમ ઓસર્યાં. ૨. કાંઈ. ૩. જે ઔષધ ખાણ્ડવ માંહિ. ૪ આશ્ચર્ય પામ્યા. ૫ આપે સાર°. ૬. ચડી (?) ૭. 'વર માગો' એમ સન્તોષાણા. ૮. વિદ્યા અનોપમ. ૯. વિનય. ૧૦ વિનય.

એહવૂં કહી આજ્ઞા ત્યહાં દીધી, સુરપતિ પોહુતા ઠામિ;
આમન્ત્રણ અર્જુન [1]સંપ્રીતિ, કરીનિ કૃષ્ણ–પરણામ. ૪૦
અગ્નિ કરી આજ્ઞા નિ ચાલ્યા, દેઇ અર્જુનનિ આશિષ;
"સદા [2]ચિરઞ્જીવ હયે, કુન્તાતન! સાથિ શ્રીજગદીશ." ૪૧
[3]શ્રીકૃષ્ણજી નિ અર્જુન રથિ બિહા, મયદાનવ લીધા સાથિ;
વેગિ કરી આવ્યા ઇન્દ્રપ્રસ્થ–મધ્યિ, સુણિ જનમેજિ! વાત. ૪૨
**આદિપર્વ** એણી પિરિ પૂરણ, કથા કહી મુનિજન;
[4]વચન સુણી વૈશમ્પાયનનાં, હર્ષ થયો રાય મન્ન. ૪૩

૩૧૮૬

---

૧. °ને કહી. ૨ જય હુજ્યો કુન્તાસુત ! સાન્નિધ્ય શ્રી°.
૩. આ પહેલાં:—

"ષટ જણુ ઊગાર્યા ખાણ્ડવમાં તે, અંશ અજીરણ હોય;
અગ્નિ માંહે ધૂમ એટલો, જાણજ્યો સર્વ કોય." ૪૨.

૪. આ પછી ક પ્રતિના હાંસિયામાં નીચેની કડીઓ છે. ખ પ્રતિમાં આ કડીઓ સાથે ભેળવી લીધી છે. સરવાળો તો તેનો તે આપ્યો છે:—

"ભીષ્મ પિતામહ ને ધત્રાષ્ટર, કીધો મન્ત્ર વિચાર;
ઇન્દ્રપ્રસ્તમાં એહ વસે, યમ સુખી થાય નિરધાર. ૪૪
ઇન્દ્રપ્રસ્તના રાજ્યતેજનો, મહિમા કહ્યો નવિ જાય;
રાય તણે અમ લાલ લાકડી, આ નવ કોટિ ઊજાય (?)
ઊથલો
નવ કોટિ ઊજાય (?) ને, સૂતે શોનકને કહી;
સભાપર્વમાં એ કથા, કેહોશું વિસ્તારીને સહી. ૪૫

પદ ૪૨૨૯ ( ખરાં ૪૩૯૩ )

## ૧૯. અનુક્રમણીપર્વ—

### કડવું ૮૯ મું—રાગ ધન્યાશ્રી

વૈશમ્પાયન [1]વદિ વન-મધ્ય, બોલ્યા સૂત વચન;
અનુક્રમણિકા [2]આદિની, સાંભલિ શૌનક મુન્ય! ૧
[3]પ્રથમ સંગ્રહ [3]પર્વનો, પછિ [3]પુષ્યનું આખ્યાન;

---

૧. કહે રાજાને, વન-મધ્ય સૂત. ૨. આદ્યપર્વની. ૩. ક-અ પ્રતિયો નીચે મુજબ ૨ થી ૧૫ કડી સુધીની હકીકત આપે છે. આ નીચે આપેલો પર્વસંગ્રહ કિંવા અનુક્રમણી એ હરિદાસની નથી જ, પરન્તુ કોઈ અન્યની કૃતિ છે. ક-ક પ્રતિ મલી આ અનુક્રમણી લખી જણાય છે.:—

પ્રથમ કથા યાદવ તણી, પછે કલિયુગનો મહિમાય;
સર્પ કેર કારણ કહ્યું જે, ડસ્યા પરીક્ષિત રાય. ૨
વિદ્યારથી ત્રણ્ય ધૌમ્યના, તે કથા કહી વિસ્તાર;
પછે કુણ્ડલની કથા અનોપમ, સાંભલી રાજકુમાર. ૩
રૂરૂ ઋષિની કથા કહી જે, સ્ત્રીને જીવતી કીધી;
કદ્રૂવનિતાની વાત કહી, વાચાએ બાંધી લીધી ૪
ગરુડ તણું પ્રાક્રમ કહ્યું, જે અમૃત આણી દીધું;
ઉત્તંક કેરી કથા અપૂરવ, અહિનું આહ્વાન કીધું. ૫
જરત્કારની યુક્તિ કહી જે, આસ્તીક ઊપનો તત્ર,
સર્પયજ્ઞ સમ્પૂરણ થાતે, માન્યું સત્યે વચન. ૬
પછે આદિપર્વ વિસ્તરી કેહવા, વંશાવલિ-વિસ્તાર
મછ્યગન્ધાની ઉત્પત્તિ કહી, સંભવનો વિસ્તાર. ૭
શકુન્તલા કણ્વની કન્યા, દુષ્યન્ત વરિયો નેહ;
જયાત્યેરાયની સુકૃત્ય કરીને, કથા કહી તાં તેહ ૮
કચ તણી કથા અનોપમ, દેવયાની-કુમાર્ય;
શરમિષ્ઠાનો સંક્ષેપ કહો, જરા-યૌવન પ્રકાર. ૯
ચન્દ્રમાની (') કહી ચપલતા, મહાભિષનો મહિમાય;
શાન્તન-અંગી કેર કારણ, ભીષ્મ-કાશીરાય. ૧૦
માણ્ડવ્ય ઋષિનો કહો મહિમા, પાણ્ડુ પ્રગટ્યા ધર્મ;
ધૃતરાષ્ટ્ર કૌરવ ક્રિપા, દ્રોણ પ્રગટ્યા ત્યમ. ૧૧

[4]પૌલોમ અગ્નિ પ્રલમ્ભ પ્રેમધરા, [5]આસ્તીક–અમૃત–મન્થાન. ૨
સૌપર્ણ્ય ઋષિ શૃઙ્ગી તણો, જરત્કાર–આખ્યાન ચેહ;
સર્પસત્ર નિ યજ્ઞિ મોક્ષ, ગરુડની ઉત્પત્તિ ચેહ. ૩
શાસન કુરુ–પાણ્ડવ તણૂં, અંશ [6]તણા અવતાર;
નામ–કીર્તન ચેહ તણૂં, ધૃતરાષ્ટ્ર ચેહ કુમાર. ૪
પાણ્ડુરાજાનિ હવો યે, મૃગયા રમતાં શાપ;
ઉત્પત્તિ [7]પાણ્ડકુંઅર તણી યે, કુન્તામન્ત્ર–પ્રતાપ. ૫
દ્રોણ ગુરુ યે ઊપના, ભરદ્વાજ કેરા તન;
મન્ત્રી દુર્યોધન તણો પછિ, લાક્ષાગૃહ–[8]દહન. ૬
[9]હેડમ્બ કેરો વધ કર્યો પછિ, હેડમ્બા–વિહિવાય;
ઘટોત્કચ્ચ યમ ઊપના યે, ભીમપુત્ર કહિવાય. ૭
[10]બકવધ તણો સાંભલ્યો યે, કીધો પાણ્ડકુમાર.
ગાત કેરૂં વચન પાલ્યૂં, કારણ પર–ઉપકાર. ૮
દ્રુપદી–સમ્ભવ સુણી, [11]અઙ્ગારપર્ણશૂં વાત;
તાપી કેરા સુત કહ્યા પછિ, વસિષ્ઠ ઋષિકુલ ખ્યાત્ય. ૯
ઉરુ તણી ઉત્પત્તિ અતિ સુન્દર, દ્રુપદી–[12]સ્વયંવ્વર સાર;
પઞ્ચેન્દ્રનૂં આખ્યાન કહ્યૂ, યમ પરણ્યા [13]પાણ્ડકુમાર. ૧૦
વિદુર [14]આવ્યા તેડવા, [15]ઇન્દ્રપ્રસ્થ આપ્યૂં રાજ્ય;
સિન્ધુ–ઉપસિન્ધુ–આખ્યાન કહીનિ, મુનિ નારદ કીધૂં સાહ્ય. ૧૧
અર્જુન તીર્થયાત્રા[16] કરી, દ્વારાવતી મુઝારિ.

---

એકલવ્યનૂં આખ્યાન કહ્યૂ, દ્રુપદનો સઙ્કેત;
લાખાગ્રહની વાત વિસ્તારી, કહ્યં તેહનૂં હેત ૧૨
હેડમ્બ બક ગાન્ધર્વ વિશ્વામિત્ર, કથા કહી વિસ્તાર;
વસિષ્ઠ કેર કારણ તે જે, કામધેનુ–પ્રતીકાર. ૧૩
પાઞ્ચાલપુરમાં પ્રગટ્યા પાણ્ડવ, સ્વયંવ્વરમાં રાય,
મચ્છ્ય વેધ્યો, વરી કન્યા, કહો તે મહિમાય. ૧૪
નારદે ઉપદેશ(?) કહ્યો, સિન્ધુપસિન્ધુ દૃષ્ટાન્ત;
અર્જુન તીર્થયાત્રા નીસર્યા, તે પ્રાક્રમનો નહીં અન્ત. ૧૫

[27]સુભદ્રાનું હરણ કીધું, પાર્થ પાણ્ડુકુમારિ. ૧૨
[28]હરણ–હારિકા એણી પિરિ પછિ, દહન [29]ખાણ્ડવ વન;
અર્પણું ભાગૂં અગ્નિનૂં, શ્રીકૃષ્ણ નિ અર્જુન. ૧૩

મન્દપાલના પુત્ર ગભ્યા, શાર્ઙ્ગિનામિ ચ્યાર,
હવ્યવાહન સ્તુતિ કરી તેણે, બલતાં વહ્નિ મુઝારિ. ૧૪
સુરપતિ અતિ રલિઆત થ્યા, યે કાઇ ન ચાલ્યૂં પ્રાણ;
'કુન્તાસુત! માગો મુઝ પાસિ,' એણી પિરિ બોલ્યા વાક્ય. ૧૫

આદિ તણા વૃત્તાન્ત કહ્યાં, એ કથા–અનુક્રમ સાર;
મણિ–કથા યે મહાભારતની, કહિતા નાવિ પાર. ૧૬
[4]એણી પિરિ ઉચ્ચર્યાં, ધૃતરાષ્ટ્ર પ્રતિ વાત;
સઞ્જય વાણી હૃદય આણી, વંશ–કથા વિખ્યાત. ૧૭

નૈમિષવન–મધ્યિ હતી યે, મહાભારતની વાત;
સૂતિ શૌનકનિ કહી યે, કથા કુલ–વિખ્યાત. ૧૮
વૈશમ્પાયન ઋષિ વદિ, રાય પરીક્ષિતના તન;
આદિ–કથા શ્રવણે સુણી નૃપ–ઋષિ થયા પાવન. ૧૯

રાય અનિ રલિઆત થ્યા, ઋષિનિ લાગા ચરણ;
તહ્મો આદિ પધારિઆ, અમ, તુહ્મ અશરણશરણ.[5] ૨૦
૩૨૦૬

---

એટલાં માંહે આઠ કથાનો, કેહતાં નાવે પાર;
વૈશમ્પાયન કહે રાજાને, સહુકેત સર્વ વિસ્તાર. ૧૬
આદિ કથા યાદવ કેરી. અન્યે ખાણ્ડવ વન;
એટલે આદ્યપર્વ પરિપૂરણ, સુણ્ય જનમેજય રાજન ' ૧૭
૪. આ કડી નથી. ૫ આ પછી:—
"આદિપર્વ સમ્પૂરણ સાંભલ્યૂં, ભાવ ધરી મન માંહિ;
એટલે અષ્ટાદશ ઉપર્વથી, એક વશ ઉદ્ધાર થાય. ૨૨

રાજાને મન્ય હરિખ ઉપનો સમ્ભારી વ્યાસ-વચન,
વલી પવ બીજૂ સમ્ભલાવો, વૈશમ્પાયન મુન્ન્ય ! ૨૩

૪૨૫૨
(ખરાં ૪૨૧૬)

આ ઉપરાત કે હાંસિયામા આપે છે —

ઇન્દ્રપ્રસ્થમા પાચે પાણ્ડવ, રાજ્યાસન જયકાર,
પૃથ્વીજય-અર્થે પુન પૂછ્યૂ, ભીષ્મ-દ્રોણુને સાર ૨૪
ભીષ્મ તણી તે અનુજ્ઞાય માગી, ચાલ્યા પાચે ભાય,
દિગ્વિજય પૂર્વને પાસે, યુધિષ્ઠિરનો જય થાય. ૨૫
ઉત્તર પાસે અર્જુન જિત્યા, દક્ષિણ પવન કુમાર,
પશ્ચિમ સુભટ સેહદેવે જિતી ને, નિકુને નાગસુત-સાર. ૨૬
જય પામ્યા ધર્મ પૂરંપતિ જે, દેવકપુત્રી પરણ્યા,
પૌરવી તે નામ નારી, પિતા-ગૃહે રહી વર્ણ્યાં. ૨૭
સર્વંગતા સ્ત્રી જક્ષપતિની, નામ દેશથી લ્યાવ્યા
ભીમ દ્રવ્ય અનન્ત લ્યાવ્યા, યશ સહિત ઘેર આવ્યા ૨૮
અર્જુન દ્રવ્ય ઘણા રચયો, હેમ તણો નહીં પાર,
સેહદેવે શુક્ત સારદા, વિદ્યાનો કુમાર ૨૯
તે તા જીતી હોત્ર પુત્રી, વિમલા વિજ્યા નામ,
કન્યા અનેક સેહદેવ વર પામ્યા, ધે અભયપદ ગુણધામ ૩૦
નિમિત્ત નાગની પુત્રી કર્ણમતી, નિકુલ નૃપને આપી,
દિગ્વિજય કરી વેગે આવ્યા, ભીષ્મે વાણી સ્થાપી. ૩૧
એટલે આદિપર્વ થયૂ પૂરણ, સુણ્ય જનમેજય રાય !
હવે સભા કહીશે વિસ્તારી, અપાર શક્તિ મહિમાય ૩૨
એકેકા પુત્ર ફલ તે સ્ત્રી પામ્યા, વર્ત્યો જયજયકાર,
પિતા તણે ધૈર્ય તે સ્ત્રી રહ્યાં, સત્યવચને વરી નાર ૩૩

કડવૂ ૮૮ મું

એ ઉપરાત —અનુશાસનમા તે કથા, દ્રુપદી કન્યા જેહ,
શ્રી કૃષ્ણજીએ ધર્મનો, દ્રષ્ટાન્ત દાખ્યુ તેહ. ૧

૩૩ આદિમાં

## કડવું ૮૮ મું-રાગ લલિત

વાણી વ્યાસ તણો શિષ્ય બોલ્યા, વૈશમ્પાયન મુન્ય;
સાર કથા [1]સભાપર્વની, હવિં જન્મેજિ રાજન.! ૧
પ્રથમ શ્લોક રાજા ધર્મ બોલ્યા, મયદાનવ પ્રત્તિ વાત;
'સભા રચો અમ આશ્રમિ એહવી, ચૌદલોક-વિખ્યાત.' ૨
વચન રાયનૂં મન્ય ધરી, મયદાનવિ રચના કીધી;
માયા-મર્મ ન જાણિ માનવ, આજ્ઞા નરપતિ દીધી. ૩
યે યે પ્રશ્ન કર્યા ઋષિ પ્રત્તિ, તે તે કહ્યાં વચન્ન;
પ્રથમ પર્વિં પાવન કીધા, જન્મેજિ રાજન. ૪
[2]આદિ કથા ઇમ થઈ પરિપૂરણ, પદ પર્‌ સહસ્ર નવ પચાસ (?)
વીશ એક ષોડશ દશ ઊપરિ, [?] મન્ય ધરી અતિ ઉલ્લાસ. ૫
શ્રીહરિચરણ-[3]પ્રસાદ વૃદ્ધ-ગુરુ ઇષ્ટ તણી આશ;
કથા કવિત્ત વચન ન્યૂનાધિક, કૃપા કરો અમ ઇશિ. ૬
બુદ્ધિમાન [4]કેૐ મન્ય મ ધરશો, કારણ કથા વિસ્તાર;
પ્રાકૃતિ બન્ધ કરી પરમારથ, ઇશિ તણુ [5]આવતાર. ૭
ઉતપન્ન આદિકથા-ઉદધિમધ્ય, પાણ્ડવ પાચિ વીર;
[6]ભક્ત એકાન્ત અજ તણા, અસ્ત્રાયુધ-વિદ્યા-ધીર. ૮
[7]ઋષિ દેવ અસુર નર કિન્નર, લોકવિદિત યે જન્ન;
આદિ અન્ત સન્મુખિ રહિ, સાન્નિધ્યિ (સ્વામી) જગજીવન. ૯
તેહ તણી કથા અતિ પાવન, વંશાઉલી-વિસ્તાર;
શ્રવણ ધ્યાન [8]મુખિ કહિ જન તે, પામિ પેલો પાર. ૧૦
જપ, તપ, ધ્યાન, સકલ વ્રત, તીરથ, શમ, દમ, યોગ અપાર;
જન્મ ત્રણ્ય વિદિત દ્વિજવરજન, ઉત્તમ-કુલિ અવતાર. ૧૧

---

૧. સમ્ભળાવો, સભાપર્વ રાજન.' ૨. આ કડી નથી. ૩. પ્રતાપ. ૪. કો ગર્વ મ. ૫. °તણે આધાર. ૬. "ભક્ત એકાન્તે અનન્ત કેરી, આયુધ°. ૭. "ઋષિગણ દેવ કિન્નર અસુરનર, યક્ષ ગાન્ધર્વ જક્ષજન." ૮. કથન કરતાં, જન પામે તે પાર.

સકલ કર્મ [1]શુભ ઈશિ–પરાયણ, યાજન [2]અધ્યયન દાન;
ગઙ્ગાસાગર સિન્ધુ સરસ્વતી, સાન્નિધ્ય શ્રીભગવાન. ૧૨

વૃન્દાવન નન્દન મધુ પાવન, કામ્યક દેવ તણાં યે વન;
વચન શ્લોક અક્ષર [પદ] પ્રતિ, રેવાનૂં દર્શન. ૧૩

એકમના અહર્નિશિ અનુદિન, યે ઉત્તમ ચ્યારિ વર્ણ;
[3]કથા પ્રશ્ન પ્રશંસા શુભ ગુણ, પાવન થાયિ ત્રણ્ય. ૧૪

કૂટ–સાખી કૈતવ શઠ ધૂરત, જન અતિ નિર્મલ થાય;
પાતક પઞ્ચ હરિ શ્રુતિ ધરતા, **મહાભારત**–મહિમાય. ૧૫

ધર્મ સકલ વિદ્યાયશ ઉત્તમ, અર્થ મોક્ષ નિ કામ;
મોટો ભાર મૂક્યો મુનિવર, **મહાભારત** પાડ્યૂં નામ. ૧૬

બાલક વૃદ્ધ યુવા સ્ત્રીજન, સુણતા પાવન થાય;
પાતક ઔઢ [4]પિણ્ડિ પુનરાવૃત્તિ, ભવબન્ધન મુકાય. ૧૭

અક્ષર પદ [5]વિજન સ્વર લઘુ ગુરુ, લક્ષણ છન્દ–પ્રકાશ;
[6]વાજિત્ર–વચનિ કૃપા તહ્નો કરયો, સ્વામી શ્રી[7]અવિનાશ ! ૧૮

પૂરણ ગ્રન્થ કરી પરમારથ, [8]કારણ પર–ઉપકાર;
આત્મા [9]ઈશ અન્તઃકરણિ, આનન્દ, અર્પણ વિશ્વાધાર. ૧૯

સંવત્ત ષટ્ દશ વેદ ઉદધિ, વર્ષાગમિ આષાઢ માસ;
ઉત્તમ પક્ષ શશાઙ્ક–કરાઙ્કુત, હરિદિન–વ્રત વિશ્વાસ. ૨૦

નન્દા તિથિ ભૃગુવાર ઉત્તમ, સિદ્ધિ યોગ અપાર;
[10]વૃશ્ચિક–શશિદિન, મધ્ય દિવાકર, પૂર્ણ ગ્રન્થ–વિસ્તાર. ૨૧

---

૧. જગદીશ. ૨. ને મહાદાન. ૩. " કથન પ્રશ્ન સાંભલતાં શુભ ગણ, પાવન થાય આચરણ્ય" ૪ ટલે તનથી,. ૫ વ્યઞ્જન સ્વર ગુરુ લઘુમાનુ,. ૬ વજિત (?) ૭ °જગદીશ. અ. ૮. અર્થે. ૯ ઇષ્ટ. ૧૦ વૃષ્વક શી દિવ (?) અ. વૃશ્ચિક ચન્દ્ર સ્થિત ક.

[1]દ્વિજવર દૈડવ-કુલિ[2]ઉત્પન્ન, પુર આરેજા-મધ્ય વાસ;
આદિકથા અનુક્રમ[3]અર્ચીતિ, કહિ કવિ શ્રીહરિદાસ. ૨૨
૩૨૨૮

[4]ઇતિ શ્રીહરિદાસકૃતપ્રાકૃતપ્રબન્ધ આદિપર્વ સમ્પૂર્ણમ્ ॥

શ્રીઃ ॥ શ્રી ॥ શ્રીઃ ॥ શ્રીઃ ॥

---

૧. આ પહેલાં:—
લઘુ દીર્ઘ કડવાં તે કીધા, અત્યાગી તે સાર;
નવસહસ શ્લોક પ્રમાણે, આદિપર્વ-વિસ્તાર. ૨૧
તેમાંથી સારોદ્ધરણ કીધું. પ્રાકૃત ચાપબન્ધ:
પદ ચ્યાર સહસ શત એક પાન (૪૧૩૫), સાંભળ્યો
મૂકી ધન્ધ. ૨૨

૨ કુલ પાવન, આરેજ. ૩. કહી કર જોડી અન્ત્યે શ્રીહરિદાસ.

☞—અહીં કમાં કડવું ૮૯ મું પૂરું ... સમાસ. પદ ૪૨૭૫.
ખરાં ૪૨૩૯.

તેમાં કના નીચેનાં કડવાઓમાં હાંસિયામાં:—

| | | | |
|---|---|---|---|
| કડવું. | ૩૪ | કડી | ૫ |
| ,, | ૩૯ | ,, | ૮ |
| ,, | ૪૭ | ,, | ૮ |
| ,, | ૫૩ | ,, | ૫ |
| ,, | ૭૫ | ,, | ૨ |
| ,, | ૮૨ | ,, | ૪ |
| ,, | ૮૭ | ,, | ૩ |
| ,, | ૮૮ | ,, | ૧૧ |

૪૬ છે, તે મળી ૪૨૮૫ થાય છે.

આમ સરવાળો કરતાં ૧૦ કડી વધે છે. ક પ્રતિ છેલ્લા કડવાની ૨૨ મી કડીમાં ૪૧૩૫ નો ઉલ્લેખ કરે છે. આમ ૧૫૦ કડીઓનો દેખીતો વધારો છે. ૪૨૮૫+ઙની (૧૧૯૯—બન્નેમાં સમાન પેલા ચાર કડવા-૮૯ =) ૧૧૧૦=૫૩૯૫ કડી કિંવા પદો ક+ઙ મળી થાય છે. ઉપર મૂળમાં

ઉલ્લા કડવાની ૫ મી કડીમાં ૬૬૫૦+૨૦+૧+૧૬+૧૦=૬૬૯૭ કડી કિંવા પદો આપ્યાં છે આ પ્રતિ આપણને (૩૨૨૮ જેટલી, આ સંખ્યા શ્લોકસંખ્યા ન કહેવાય કેમકે શરના ૧૧ કડવામાં ૪ પ્રતિ-અનુસાર ૫૪ કડી ઓછી છે તે ખ્યાલમાં રાખતાં (૩૧૭૪) થાય, લેટલી ) આપે છે આમ દેખીતું ૩૧૭૪ કડીનું ગાબડું લાગે છે ૬૬૯૭ એ સંખ્યા સાચી હશે કે ખોટી તે હરિદાસના આદિપર્વની કોઈ વિશ્વસ્ત પ્રતિ ન મળે ત્યાંસુધી શંકામાં જ રહેશે —સંપાદક.

४ ઉપલબ્ધ પ્રતિયોમાં પુષ્પિકાઓ નીચે મુજબ —

અ પ્રતિની પુષ્પિકા —

સંવત ૧૭૨૭ વર્ષે શાલિવાહનકૃત શાકે ૧૫૯૨ પ્ર(વ)ર્તમાને આષાઢ શુદિ ૧૩ સોમે સાણુન્દવાસ્તવ્ય ઔદિચ્યજ્ઞાતિય પંડ્યા રામજીસુત શામજી યથાનૂસરિણ લખિતં ॥

જાદાણુવાસ્તવ્ય મિહિતા નારણ સુત રાઘજીકેન કથનાર્થે લિખિત-મિદ ॥ યાદ્રશ પુસ્તક દ્રષ્ટ્વા તાદ્રશ લખિત મયા યદી શુદ્ધમશુદ્ધ વા મમ દોષો ન દીયતે ॥૧॥

લેખક પાઠકયો શ્રીરસ્તુ ॥ ॥ શ્રીરસ્તુ ॥
છ ॥ શ્રી છ ॥ શ્રી છ ॥ શ્રી છ ॥ શ્રી છ ॥

ખ પ્રતિની પુષ્પિકા —

અત શ્રી આદ પરવ શંમપુરણ શમાપત । શ ૧૮૪૯ ના વઈશાક શુદી ૨ વાર શનેઊને દીને શંમપુરણ। જડશવરના ભરામણ જાતી અઊ દીચ્ય ॥ ઉદરામ નથુરામે લખુછે ને શા ફીકાશા કરશનદાસ તના શુત જીવણદાશ ઊતારૂ હતુ તે મધ્યેથી ઊતારી લીધુ છે ને એ ચોપની કાગ્ર જેઓરાજ નારણની છે જે એ કોઈ વાચે તેને જેશ્રી કરશણ કરીને માનજો. ને અખર ઓછા વતો લખાઓ હોએ તો માપ કરજો એ ચોપડી જે ઓળવશે તેને માથ આખી પરથવી મધ્યે પાપ થાએ છે તે તેને માથે બેશશે તે જાણજો એ ચોપડી શ ૧૯૦૩ ના વરખે અશાડ વદ ૬ વા શા॰ મેને દીને શંમપુરણ ઊતારી લીધ છે કાનો માતર આછા વતો હોએ તો ઠીક કરી ને વાચજો લખનારને દોશ દેશો નહી ભુલચુક હોએ તો માપ કરજેજ

श्री श्री श्री श्री श्री श्री श्री
श्री श्री श्री श्री श्री श्री
श्री श्री श्री श्री श्री
श्री श्री श्री श्री
श्री श्री श्री
श्री श्री
श्री

ક પ્રતિ ની પુષ્પિકાઃ—

ઇતિ શ્રી મહાભારતે આદિપર્વોપાક્ષાન સમાપ્તઃ । શ્રીરસ્તુ ॥ સં ૧૭૬૧ શા ૧૬૨૬ પ્રવર્ત્તમાને નાયકામધ્યે પંડયા યજ્ઞેશ્વર પુરૂષોત્તમેન લિખિતમિદં શુભંભવતુ ॥ શ્રીરસ્તુ । ફાલ્ગુન વદી ૮ બુધે લીખીતમોદં ॥ ક । સ્વયંપઠનાર્થે । વા પરોપકારાર્થં ।

पयाष्टादश पर्वाणी ॥ आद्य सभाधनविराटमयोद्यग च भीष्मं गुरुं रथिज शल्यसुशोतीकं च ॥ स्रीपर्व शांतीमनुशासनमाश्वमेधं व्यासाश्रमं मुशलयानायोयोरोहं ॥ १ ॥ *



* મૂળ પ્રતિયોની પુષ્પિકાઓની ભાષા અસલ મુજબ કંઈ પણ ફેરફાર વિનાજ આપવામાં આવી છે.—સંપાદક.



# સભાપર્વ



સ્કમ્ભતીર્થનિવાસી

શ્રી વિષ્ણુદાસવિરચિત





શ્રીકૃષ્ણ: ।

સ્કમ્ભતીર્થવાસી મકરકુલોત્પન્ન દ્વિજકવિ વિષ્ણુદાસ-વિરચિત

શ્રીમન્મહાભારતે

# ૨. સભાપર્વ

## ૧. સભાક્રિયાપર્વ—

### કડવું ૧ લું—રાગ આસાઉરી

પ્રથમિ પ્રણમૂં શ્રીગણરાય રે,
પાય રે લાગી હૂં તૂહિ સ્તવૂ રે. ૧
બ્રહ્મસુતા વાણીદાતા રે,
માતા રે! યશ તાહ્‌રા, મુખિ વર્ણવૂં રે. ૨
ઢાલ-વર્ણવૂં યશ તાહ્‌રા મા! આણી અતિ ઉલ્લાસ,
તૂં કૃપા મુઝ કરયે સહી, કર જોડી કિહિ વિષ્ણુદાસ. ૩
એહ **સભાપર્વ** તણી કથા, આનન્દકારી સોય,
સહી ભવન ત્રણિ વ્યાપિ સદા, યે અખિલ પાવન હોય. ૪
વૈશમ્પાયન પ્રતિ કહિ છિ, જનમેજે રાજન,
સ્વામ! તહ્માગ વાયક થકુ, સન્તોષ પામ્યો મન્નિ. ૫
પાણ્ડવ પિતૃ માહ્‌રા યેહ્‌ના પ્રાક્રમ કહ્યા નવિ જાય,
રાજસુઇ તેણિ કિમ કર્યું? તેહ મૂહ્નિ કહુ ઉપાય, ૬
વૈશમ્પાયન બોલિઆ, તૂં ભૂપ! સુણિ નિરધાર;
તિ પ્રશ્ન મુઝનિ પૂછિઉ, તેહ્‌નુ કહૂં વિસ્તાર. ૭
યેણિ સમિ રાજા યુધિષ્ઠિરે, મહા યજ્ઞ કીધુ સોય;
તેણિ સમિ સુરસુખ-દેવતા, મહા અજીર્ણિ વ્યાકુલ હોય. ૮

સુખ પામઈ, સ્થૂલોદર થયૂ, સુખ નહીં અગ્નિ લગાર;
પછિ શરણિ આવ્યા પ્હા હૂતા, બિહૂ અશ્વિનીકુમાર. ૯
સૂર્યના સુત વચના વદે, યે મહાબલિઆ વીર;
"જુ તૂં ખાણ્ડવ વન ચરિ તુ, હોય દિવ્ય શરીર." ૧૦
પછિ અગ્નિ તે વનિ પધાર્યો, બહુ જુગિ કરી ઉપાય;
તિહા મેઘ રક્ષા કરિ છિ, ને ચર્યૂ કિમિ નવિ જાય. ૧૧
પછિ બ્રહ્મા આગલિ જૈ કહ્યૂ, "સ્વામી! વીનતી મુઝ દાખિ;
એહ દુખ વેદના થકુ હાવિ, તાત' મુઝને રાખિ." ૧૨

સૂર્યને પુત્રે યે કહ્યૂ તે, સઘલી કહી વાત,
"સુખ થાવા ખાણ્ડવ વનિ ચરૂ, તે કુણુ કારણ, તાત!" ૧૩
પછિ બ્રહ્માજી વચના વદિ, "જ્યહા લગિ રિહિ તૂં આહિ,
માહરિ કૃષ્ણ–અર્જુન બિહૂ જણ, અવતરિ અવની માહિ. ૧૪
તેહ સુભટ તાહરિ પામિ રિહિશિ ચઢાવી બાણ,
તેણિ સમિ ખાણ્ડવ વન ચરી, તૂં શકિશ, દેવ સુજાણ!" ૧૫

એહવૂં સાભલી પછિ અગ્નિદેવ, રહ્યા સ્થિર થૈ ત્યાહિ;
જ્હા લગિ અર્જુન–કૃષ્ણ બિહૂ, અવતર્યા અવની માહિ. ૧૬
આજ્ઞા હવી બ્રહ્મા તણી, "અરે અનલ' તૂં અવિધારિ,
હાવિ કાર્ય સરશિ તાહરૂ, જા મૃત્યુલોક મુઝારિ." ૧૭
તેણિ સમિ કૃષ્ણ–અર્જુન બિહૂ, યમુના તણિ તટિ હોય,
વિપ્રવેશ લેઈનિ અગ્નિ ત્યરા, આવિ રહ્યો તે સોય." ૧૮
"હૂ અર્થિ છૂ આકનો, ક્ષણમાત્ર રહ્યૂ નવિ જાય;
સર્વ ખાણ્ડવ વન ચરૂ જુ, તહ્મ્યો સુગમ થાઉ માહિ." ૧૯

પછિ પારથ વાણી ઉચ્ચરિ, "આજનુ સાચૂ, સ્વામિ!
અહ્મ્યો ધનુષ ભાથા ત્યાવિયિ, ત્યહા લગિ રહુ આણિ ઠામિ." ૨૦
પછિ સુદર્શન કૃષ્ણનિ અર્પિ, આપિયૂ તત્ખેવ,
ગાન્ડીવ ભાથા અક્ષય આપ્યા, પાર્થનિ અગ્નિદેવ. ૨૧

પછિ ત્રણિ જણ ત્યાંથી ગયા, જ્યાં ઇન્દ્રનૂં છે વન;
તે દહન કરાવ્યૂં હુતાશન, પ્રગટ થયા તત્ક્ષણિ. ૨૨
ત્યાહરિ વૃષ્ટિ-કાર્યિં પર્જન્ય થયા, ઊપરિ આવ્યા તત્પેવ;
તિહાં બાણ કેરી દાઢ બાંધી, અર્જુનિ અવસ્યમેવ. ૨૩
ત્યાહરિ અગ્નિ માંહિથી નીસર્યુ, મય દૈત્ય મહાબલવન્ત;
કરિ અસ્ત્ર લીધૂં અર્જુનિ, આણવા તેહનુ અન્ત. ૨૪
શ્રીકૃષ્ણ કિહિ, "રે ધનઞ્જય! એહનિ આંહિ સ્યકુ ઊગારિ;
એહ ઘણૂં કાર્ય આવશિ, તેહ માટિ પાર્થ! મ મારિ." ૨૫
વન પૂર્ણ અગ્નિ ચર્યું સહી, તેણિ હુઉ મહાસન્તુષ્ટ;
આનન્દ અઙ્ગે ઊપનુ, દેહ તણૂં ભાગૂં કષ્ટ. ૨૬

ઊથલુ

દેહ તણૂં ભાગૂં કષ્ટ રે, તેણિ કૃપા તવ કીધી ઘણી;
મય દૈત્યનિ લેઇ આવ્યા રે, ઇન્દ્રપ્રસ્થ નગર ભણી. ૨૭

---

કડવૂં ૨ જૂં—રાગ એજ

મય લ્યાવ્યાનૂં કારણ યેહ રે,
તેહ રે પ્રથમ કથા તુઝનિ કહી રે. ૧
પછિ જેજેકાર થૈ ગ્યુ ત્યાહિ રે,
મન માહિ રે મય દાનવ હરખ્યુ મહી રે. ૨

ઢાલ—મન માહિ મય હરખ્યુ મહી, સાન્નિધ્ય સારઙ્ગપાણિ,
ત્યહા વિનિ કરી ગ્રહ્યાયિ અર્જુન પ્રતિ, ઉચ્ચર્યું એહવી વાણિ. ૩
"સ્વામિ! તહ્મ્યો ખાણ્ડવ વન વ્યપિ, મુઝનિ કરી રક્ષાય;
તેહ માટિ દિઉ આજ્ઞા કશી, તે કરૂ કાર્ય ઉપાય." ૪
"મય! તુઝનિ દેઊં આજ્ઞા કશી? તૂં કરિ નિશ્ચલ ચિત્ત;
હાવિ પ્રેમ પ્રીતિ અધિક સદા, રાખયે અહ્મચૂં નિત્ય." ૫

એહવૂં વાયક સાંભલી, મયિ કર્યું મન્નિ વિચાર;
" એહ પાર્થ એહવૂં જાણતુ, મન માંહિ હશિ નિરધાર. ૬
'મિં અમરપતિ આજિ કર્યું, એણિ કાર્યિં શું મુઝ થાય?'
તેહ માટિ આજ્ઞા નથી આપતુ, એહ અર્જુનરાય." ૭

એહવૂં વિમાશી અર્જુન પ્રતિ, મય ઉચ્ચર્યું તત્ખેવ;
" મૂંહિ દૈત્ય-મધ્ય વિશ્વકર્મા, જાણજ્યો અન્વમેવ. ૮
સત્યને વલિ અસત્ય કારણ, લહૂં કારણ સોય;
વલિ વિચિત્ર પિરિ રચના રચૂં, યે વિવિધ પિરિની હોય." ૯

અર્જુન કિહિ, " શ્રીકૃષ્ણને, જૈ પૂછુ કારણ એહ;
તૂંહ્નિ પ્રભુ આજ્ઞા યે દિયિ, તિ કાર્ય કરવૂં તેહ." ૧૦
પછિ વલતૂં મય ઇમ ઉચ્ચર્યું, " સાંભલુ, શ્રીયદુરાય!
તહ્મ્યો મુઝનિ દિઉ કશી આજ્ઞા, કરૂં તેહ ઉપાય." ૧૧
શ્રીકૃષ્ણ કિહિ, " તૂં સભા રચિ, સુત–ધર્મ–કારણિ સોય;
યેહની વિવિધ રચના દેખતાં, વિસ્મે હુઇ સવિ કોય," ૧૨

શ્રીકૃષ્ણનૂં વાયક સુણી, મય પામ્યુ હર્ષ અપાર;
" જાણિ હુદિ માંહિ રચૂં સહી, સભા તણો પ્રકાર." ૧૩
પછિ ધર્મનન્દન પ્રતિ તવ, અર્જુનિ કીધૂં જાણ;
મય દૈત્યનૂં ધર્મ આગલિ, બહુ પિરિ કર્યૂં વિખાણ. ૧૪
પાર્થનૂં વાયક સાંભલી, હરખ્યા છે ધર્મ રાય;
સન્માન દીધૂં દૈત્યનિ, આનન્દ અંગિ નવિ માય. ૧૫
તેણિ સમિ જય-કારયિ દૈત્યિ, પ્રથમિ પૂજ્યા બ્રહ્મ;
પછિ તેહ રાણા તણો, રચ્યુ તેહનુ આરમ્ભ. ૧૬
શ્રીકૃષ્ણ કિહિ, " અહ્મ્યો ચાલસૂં, દ્વારકાં ભણી એક વાર;
માહરા પિતા માતા વાટ જોતાં, હોશિ તિહાં નિરધાર." ૧૭
રાય યુધિષ્ઠિર–કુન્તા તણી, આજ્ઞા માગી સોય;
પછિ પધાર્યા પ્રભુ દ્રુપદી આનિ, ભોજાઈ જ્યાં હોય. ૧૮

તેહ તણી આગ્યા લેઇ કરી, ધૌમ્યનિ લાગા પાય;
પછિ સુભટ પાચિનિ મિલ્યા, આનન્દ અઙ્ગિ નવિ માય. ૧૯
પછિ પરસ્પર પૂજા કરી, અતિ પ્રેમશું અશ્વમેવ,
પછિ હેલા માંહિ રથ બ્યપિ, બિહા દેવાધિદેવ. ૨૦
ત્યાહરિ સૂત ચૈયનિ રથ બ્યપિ, બિહા યુધિષ્ઠિર રાય;
આગલિ અર્જુન ચમર ઢાલિ, હૈડિ હરખ નવિ માય. ૨૧
ભીમસેન તિમ પૂંઠિ મ્થકુ, તિમ નિકુલ આન સિહિદેવ;
તિમ સાથિ બ્રાહ્મણ, સૈન્ય, સેવક, સાંચર્યા તત્પેવ. ૨૨
પાર્થશું રથયા ઊતરી પછિ, મિલ્યા જગદાધાર;
ધર્મની પૂજા કૃષ્ણજીયિ, કરી વિવિધ પ્રકારિ. ૨૩
ભીમનિ આપી આગન્યા, ત્યાહરિ નિકુલ–સિહિદેવ ભ્રાત;
" પાછા વલુ નિય પુર ભણી," ઇમ કિહિ શ્રીયુગ–તાત. ૨૪
પછી શીઘ્ર થૈ હરિ સાચર્યા, જાણિ ઇન્દ્ર ધ્રં નવિ હોય।
નિય નયણિ પાણ્ડવ જલ ભરિ, કૃષ્ણનિ જોતા સોય. ૨૫
પછિ મન માહિ જોતા હવા, પ્રભુજીનિ પાચિ વીર;
ઓહ્‌વિ કૃષ્ણજી અદષ્ટ હવા, પાછા વલ્યા રણધીર. ૨૬

ઊથલુ

પાછા વલ્યા રણધીર પાચિ, દીન થયા મન અતિ ઘણાં;
મુકતા થયા નિય પુર બ્યપિ, ચિન્તન કરતા શ્રીહરિ તણાં. ૨૭
૫૪

## કડવૂં ૩ જૂં—રાગ ઓજ

ત્યાહરિ મય-દાનવ આનન્દ મનિ આણી રે,
કાઇ વાણી રે પારય અતિ ક્ષઇ ઉચ્ચરે રે. ૧
શુદ્ધ વાયક મય તણા જેહ રે,
તેહ રે અર્જુન તિહાં શ્રવણિ ધરે રે. ૨

‘૧

ઢાલ—અર્જુન તેહ શ્રવણિ ધરિ, મય વચન કહિ નિરધાર;
"આજ્ઞા તમારી સ્થકાં હૂં ત્યાં, જૈ આવૂં એક વાર. ૩
કૈલાસ–ઉત્તર–ભાગિ એક, મૈનાક પર્વત હોય;
મણિ–ભાણ્ડ છિ ત્યાં માહરૂં, હૂં લેઈ આવૂં સોય. ૪
પછિ સભા કેરી કરેશ રચના, રીઝવવા મન–રાય;
તિહાં બિન્દુસર એક છિ સહી, શોભા કહી નવિ જાય. ૫
તિહાં ગદા છિ એક કનકમિ, મણિરત્ન–ભૂષિત યેહ;
કરિ બ્રહ્મા યોગિ છે મહી, ભીમનિ આપેશ તેહ. ૬
તિહાં શઙ્ખ છિ એક વરણનુ, દેવદત્ત નામજ હોય;
હૂં બિન્દુસરથુ થઈ કરી, તમ કાર્યિ લ્યાવેશ સોય." ૭
એહવૂં કહીનિ ત્યાં રથકુ, પછિ સાંચર્યું તત્ખેવ;
મૈનાક પર્વતનિ વ્યપિ, પુહુતુ થયુ અવશ્યમેવ. ૮
મણિરૂપ પર્વત શોભિએ, કનકમિ યેહનાં શૃઙ્ગ;
તિહાં બિન્દુસર મહા મનોહર, ભાગીરથી છે ગઙ્ગ. ૯
શત યાગ જ્હાં વિપ્રઋષિ કર્યા, અતિ રમ્ય મણિમિ અનૂપ;
તિમ વલી ત્યાં રહી યજ્ઞ બહુ, કરતા હવા સુર–ભૂપ. ૧૦
તિમ સૂર્ય, બ્રહ્મા, ઈશ નિ, યમરાય ભણિજિ સોય;
તેણિ સ્થાનકિ રહીનિ યજ્ઞ બહુ, કરતા હવા સર્વ કોય. ૧૧
મય દૈત્ય ત્યાં આવ્યો સહી, આનન્દ પામ્યુ તેહ;
બહુ સામગ્રી જોતુ હવુ, પોતા તણી છે યેહ. ૧૨
પછિ ગદા, શઙ્ખ, સુધન, મણિભાણ્ડ, વસ્ત્ર અપાર;
તેહ સર્વ લેઇ મય આવિઆ, જ્યાં હૂતા પાણ્ડુકુમાર. ૧૩
પછિ ગદા આપી ભીમને, યેહની અધિક છિ શોભાય;
દેવદત્ત આપ્યો પાર્થને, આનન્દ અઙ્ગિ નવિ માય. ૧૪
પછિ ચરણિ લાગો રા ને, મય દૈત્ય ચતુર સુજાણ;
રચતુ હવુ સુન્દર સભા, દસ સહસ્ર કોંપી પ્રમાણ. ૧૫

યેહ્‌વી અગ્નિ, ભાસ્કર, સોમની, શોભિએ કાન્તિ અપાર;
તેહ સ્યકી કાન્તિ અધિક, રચતુ લહુ નિરધાર. ૧૬

મણિ-યૂથ રત્ન રચ્યાં માંહિ, વિવિધ રચના હોય;
ચેહ દેખતાં વિસ્મેપણૂં, પામી રહિ સહૂ કોય. ૧૭

જલ ત્યહાં સ્થલ, સ્થલ ત્યહાં જલ, જોતાં ન પામિ કો પાર;
જ્યહાં દ્વાર દીસિ ભીંત્ય ત્યહાં, જ્યહાં ભીંત્ય છે ત્યહાં દ્વાર. ૧૮

અજ્ઞાત કોઇ સભા વ્યપિ, નવિ કરી સકિ પ્રવેશ;
મુહુ પામી રહિ, નવિ ભેદ પામે, બ્રહ્માદિક અમરેશ. ૧૯

મહા સલીલ-સંય્યુત મણિકમલ, બહુ રચ્યાં સહિત-વિવેક;
ચક્રવાક, કારણ્ડવ રચ્યાં, મચ્છ નિ ગ્રાહ અનેક. ૨૦

કનકમિ વૃક્ષ રચ્યાં બહુ, નિપનાયશું ઋતુ યેહ;
તોરણ ધ્વજાયિ સભા તવ, અતિ શોભીઇ છિ તેહ. ૨૧

અનેક સીંઘાસન રચ્યાં, મણિકનકમે દ્દઢ બન્ધ;
મહા મધુર મારુત, પુષ્પ પરિમલ, વિવિધ જાતિ સુગન્ધ. ૨૨

સ્વભાવિ મહા સુભટનાં, હરતી અછે મન સોય;
અવિલોકતા યે તૃપ્તિ ક્ષણ, મનિ નવિ પામે કોય. ૨૩

મય દૈત્યનિ પાસિ હૂતા, સાઠ સહસ્ર રાક્ષસ યેહ;
ત્યારિ ગમા તે સવિ સભા, નિરખ્યા કરે છે દેહ. ૨૪

એહ્‌વી ચૌદ માસિ કરી પૂરણ, વિચિત્ર યે શોભાય;
તેહ યુધિષ્ઠિરનિ સમર્પી, મય દૈત્ય લાગો પાયિ. ૨૫

વાજિત્રના નિર્ઘોષ વાજિ, તેહ્‌નુ નવિ લહૂં પાર;
ત્યારિ ભાઇશું ત્યહા જઈ, તત્ર બિઠા ધર્મકુમાર. ૨૬

દસ સહસ્ર બ્રાહ્મણ રાજાયિ, ભોજન કરાવ્યા ત્યાહિ;
બહુ વસ્ત્ર અતિ ભૂષણ સમર્પી, સન્તોખ્યા મન માંહિ. ૨૭

પછિ મિલી આવ્યા સૂત માગધ, નૃત્યકી અનિ નટ સોય;
આપ આપણી પછિ કલાવિધિ, દેખાડે સવિ કોય. ૨૮

ધર્મરાજ વલી ઇન્દ્ર બિઠા, રચકિત થયા છે મન્ન;
તિહાં બિઠા દેશ દેશના, રાય અનિ ઋષિ જન. ૨૯

ઊથલુ

રાય અનિ ઋષિજન બિઠા, તેહ માંહિ કાંઇ સન્ધે નહીં;
હાવિ પૃથક નામ તેહ તણાં, સુણિ ભૂપ! દેખાડૂં સહી. ૩૦.

૮૪

---

## કડવૂં ૪ થૂં—રાગ ધન્યાશ્રી

વૈશમ્પાયન ઉચ્ચરિ રે, સુણિ જનમેજે રાય!
મય દૈત્યે સભા રચી રે, આનન્દ અઙ્ગિ નવિ માય. ૧.
તેહ માહિ મુખ્ય બિઠા અછિ રે, પાણ્ડુ તણા સુત યેહ;
અનેક મુનિ મહિપતિ ઘણા રે, પાર ન જાણું તેહ. ૨
ઢાલ—તેહ તણુ પાર નવિ જાણિયિ, બહુ દેશના રાજાન;
યે બિઠા છિ સભા વ્યપિ, તેહ્‌ના કહૂં અભિધાન. ૩
મુઞ્જકેત મહીપતિ મહા બલિઆ, જયસેન માગધ યેહ;
વીર્યવાન વઙ્ગ નિ યવનાધિપતિ, વિવર્ધન વૈદેહ. ૪
સુમિત્ર નિ સઙ્ગ્રામજિત, દ્રુપણિ યે વિશાલ;
એક સુદક્ષિણ નિ શતાયુધ, વલિ સુશર્મા શિશુપાલ. ૫
કમ્બોજ નિ હેતુમાન, ઉડૂક, ક્ષમેન કિરાત;
પાણ્ડ્ય, પૌણ્ડ્રક અપરાજિત, પ્રાક્રમી પરમ વિખ્યાત. ૬
જિતસેન નિ જટાસુર, ચેકિતાન નિ ચાણૂર;
વલી ભોજપતિ ભીમરથ, ઉગ્રસેન નિ અક્રૂર. ૭
અર્જુ, આહુક, ભીષ્મ, ગદ, પૃથુ, સામ્બ, પ્રદ્યુમ્ન સોય;
કૃતવર્મા નિ સાત્વિક, સૌમિત્રિ યાદવ હોય. ૮
હાવિ નામ કહૂં ઋષિ તણાં, સુણિ જનમેજે રાજન!
દેવલ અસિત, અર્વાવસુ બિઠા, અનિ માણ્ડવ્ય મહા મુન્ય. ૯

સૂર્યમાલી સનાતન, શૌનક નિ શુકદેવ,
શાણ્ડિલ્ય નિ સાગર, સુમંત, ઋષિ સિહા ત્રિ અશ્વમેધ. ૧૦
સ્થૂલશિર, સત્યપાલ નિ, સાવર્ણ મહામુનિ હોય;
દીર્ઘતપ ની દામોષ્ણીષ, દાલભ્ય, દેવલ સોય ૧૧
માર્કંડ, મૈત્રી, મૌઞ્જાયન, મહાભાગ ગે કહિવાય,
ભવિપાક, બક નિ કર, મિલી બિરા રાજસભાયિ ૧૨
ક્રોપવેગ, કર્કટ, શિનિ, કૌશિક, કૃષ્ણ દ્વૈપાયન,
કૃતશર્મા નિ વલિ કણ્વ ઋષિ, કાશ્યપ અનિ કૌણ્ડિન્ય. ૧૩
પરાશર, પર્ણાદ, પર્વત, પિંગ પવિત્ર પ્રમાણ, .
જાતુકર્ણ નિ યાજ્ઞવલ્ક્ય, જૈમુનિ છિ નિર્વાણ ૧૪
વલિ ગર્ગ, ગૌતમ, ગાલવ નિ, ભૃગુ, આરુણિ કહિવાય,
ઋષિ રોમહર્ષણ–ધૌમ્ય–આદિ, અવર કહ્યા નવિ જાય. ૧૫
બ્રહ્મસદન બ્રહ્માનિ સ્તવિ, જિમ એક મુનિવર સોય,
તિમ યુધિષ્ઠિરની સભા વચમિ, સ્તવના અષ્ઠે સવિ કોય ૧૬

ઊથલુ

સ્તવના હવા સવિ કોય, રાજા' તેહ માહિ કોઇ નન્યે નહી,
તેણ સમિ તે સભા વચનિ, નારદ ઋષિ આવ્યા સહી ૧૭
૧૦૧

---

### કડવું ૫ મું–રાગ એજ

પાણ્ડુ તણા સુત પ્રાક્રમી રે, બલિઆ પાચિ વીર,
નારદ આવ્યા દેખીનિ રે, મનિ હરખ્યા રણધીર ૧
અર્ઘપાદ્ય પૂજા કરી રે, આસન આપ્યૂ સાર,
આવર્જના કીધી ઘણી રે, આણી પ્રેમ અપાર. ૨
**ઢાલ**–મનિ પ્રેમ આણી અતિ ઘણું, બોલિઆ ધર્મરાય,
"આજ ધન્ય દિન યે નારદજી' તહ્મ્યો કરી પરમ કૃપાય." ૩

એહ્વૂં વાયક સાંભલી, પછિ બોલિઆ ઋષિરાજ;
"તાહ્‌રી રાજ! પ્રજા દારી સહૂ, કહિ, કુશલ છિ આજ? ૪
નિય ભ્રાત–આદિ આત્મસેવક, સુભટ યે યે હોય;
તમ વચન, અગ્નિ વ્યપિ, કહિ તૂં, પ્રવર્તિ છિ સોય? ૫
તાહ્‌રા નગર માંહિ કિમ પ્રવર્તિ છિ, સત્ય, ધર્મ, આચાર?
શ્રુતિ–ન્યાય ચતુર્વર્ણ કિમ, પાલે છે નિરધાર? ૬
વલિ વેદ, ધન, દાર અનેક, અધ્યયન ભણિયિ યેહ;
તે રાય! તાહ્‌રિ સફલ છે? મૂંન્નિ કિહિ કારણ એહ." ૭
નૃપ કિહિ, "શ્રુતિ, ધન, એટ સ્રીપન, અધ્યયન યે કિહિવાય;
તે સફલ, કુણ, કિમ જાણિયિ? એ મુઝનિ આશ્ચિર્ય થાય." ૮
વલતા નારદ ઇમ કિહિ, "રાય! હુદિ મ આણેશ ભેદ;
'અગ્નિહોત્ર કર્મ કર્યા સ્થકી, સફલ કૈહિ વેદ. ૯
દત્ત–ભુગ્રુટ માટિ ધન સફલ, ઋતુ–પુત્ર માટિ નારિ;
અધ્યયન શીલ–વ્રતિ સફલ, ધર્મપુત્ર! તૂં અવિધારિ." ૧૦
પછિ ધર્મનન્દન ઇમ કિહિ, આનન્દ અંગિ નવિ માય.
"સ્વામિ! તમ કૃપાયિ મર્વ માહ્‌રિ, સફલ છે, ઋષિરાય! ૧૧
તહ્મ્યો ત્રિભુવનિ વિખ્યાત છુ, અનિ નથી અગમ્ય કોય;
તેહ માટિ, કુણ, કહીં દીઠી છિ, યેહ્‌વી સભા માહ્‌રી સોય?" ૧૨
શ્રીનારદ વલતા ઇમ વદિ, "ધર્મપુત્ર! તૂં અવિધારિ;
તાહ્‌રી સભા સરખી નથી દીઠી, મૃત્યુ લોક મુઝારિ. ૧૩
પણ વલી પઞ્ચ પવિત્ર છિ, સાંભલિ યુધિષ્ઠિરરાય!
યમ, ઇન્દ્ર, વરણ, કુબેર અનિ, બ્રહ્મા તણી યે સભાય." ૧૪
એહ્વૂં વાયક સાંભલી, પછિ બોલ્યા ધર્મકુમાર;
"તેહ સભા કહુ ધર સ્થકી, મુઝનિ કુહુ વિસ્તાર. ૧૫

ઊથલુ

મુઝનિ કુહુ વિસ્તાર રે," એહ્‌વી રાજા વાણિ ઉચ્ચરિ;
વલતા નારદ બોલિઆ, તે વચન ત્હાં શ્રવણિ ધરિ. ૧૬

૧૧૭

## કડવું ૬ ઠ્ઠું–રાગ એજ

નારદ ઋષિ ઇમ ઉચ્ચરે રે, આનન્દ અંગિ નવિ માય,
"પ્રશ્ન ભલું તિ પૂછિઉં રે, સાંભલિ કહૂં તેહ ઉપાય. ૧
પેહલી મિં દીઠી છિ રે, પરિસ્ય પવિત્ર સભાય,
તેહ તહ્મનિ કહૂં વિસ્તારશ્યું રે, સુણ, યુધિષ્ઠિર રાય' ૨

ઢાલ–યુધિષ્ઠિર' તહ્મ્યો સાંભલુ, સુરસભા તણા વિખાણ
અમરાધિપતિ પોતિ રચી, શત યોજન તેહ પ્રમાણ. ૩
શત અર્ધ આડી નિ ઊભી, યોજન પાંચનુ વિસ્તાર,
મહા મનોહર બહુ વિચિત્ર આસન, વિરિમયુક્ત અપાર ૪
બહુ દીર્ઘકા દ્રુમ શોભિઆ, મહા પુષ્પ પ્રેમન હોય,
તેહનિ ગણ ઋષિ–આદિ દેઇ, સેવે છે સર્વ કોય ૫
મરુદ્‌ગણ બહુધીશ મેલિત, નારદ તુમ્બરુ વાય
મેનકા, રમ્ભા, ઉર્વશી, અપછરા નૃત્યક, ગાય' ૬
શક્ર નિ સુરગુરુ, વિશ્વકર્મા, અવર કહ્યા નવિ જાય,
હરિચન્દ્ર–મુખ્ય અનેક મહીપતિ, બિહાં ધર્મ–સભાયિ ૭
હાવિ ધર્મ કેરી સભા કહૂં સાંભલુ, પાણ્ડુકુમાર'
સુરસભા માહિ સુન્દર વર્ણવી, તેહનુ એહ વિસ્તાર ૮
મહાદિવ્ય શોભાવન્ત શીતલ, સુખપ્રદાયક સોય,
દુખ–શોક–વર્જિત સર્વદા, આનન્દમે પે હોય. ૯
રામચન્દ્ર લક્ષ્મણ, મહન્ત મુનિ, મનિ લિહિ જ્ઞાન–વિવેક,
નલ, નિઘોંપ, ભૂપ જયાતિ, શાન્તન, પાણ્ડુ પ્રમુખ અનેક ૧૦
તેહ સભાનિ સેવે સદા, તિહાં કર્મનિર્ણય થાય,
હાવિ વરુણ કેરી સભા કહૂં, સાંભલિ, યુધિષ્ઠિર રાય' ૧૧
તેહ સભા શત યોજન છિ, સુખ પૂર્ણ સઘના ત્યાહિં,
દ્રુમ, સલીલ, સુગન્ધ વિવિધ, રચના શોભિઆ તે માહિ ૧૨

સૂર્ય કોટિ પ્રકાશવન્ત, તે શોભા શોભિત હોય;
તેહનિ અગ્નિ અવની અનિ, સાગર સદા સેવિ સોય. ૧૩
ગઙ્ગા, યમુના, નર્મદા, ગિરિતીર્થ દેવ મહન્ત;
વાસુકિ, તક્ષક-આદિ દેઇ, સેવિ છિ નાગ અનન્ત. ૧૪
સર્વકો હર્ષિત સહી, આનન્દ ઉચ્છવ નિત્ય;
હાવિ સભા કુબેરની કહૂં, સુણિ, ભૂપ ! એકિ ચિત્ત. ૧૫
પ્રમાણ વરણ સભા સમૂં, પણ શોભિએ અતિ સોય;
કૈલાસ-શિખર સમાનિ શુભ, ઉપમા યેહની હોય. ૧૬
કનકમિ દ્રુમ-પક્ષી રચ્યાં, તે શોભિએ અતિ સાર;
મણિ-રત્ન કેરી વિવિધ રચના, તેહનુ નવિ લહૂં પાર. ૧૭
મણિગ્રીવ, નલકૂબર નિ, આદિત્ય દ્વાદશ યેહ;
ભોગવતી લક્ષ્મી-સહિત, સેવિ સભા નિતિ તેહ. ૧૮
ગણ સહિત શિવ સેવિ સદા, સુખદાય પરમ પવિત્ર;
હાવિ સભા કહૂં બ્રહ્મા તણી, સુણિ, પાણ્ડુ કેરા પુત્ર ! ૧૯
પ્રમાણ પૂર્વ સભા સમૂં, વિખાણ કિહી પિરિ થાય ?
સુખ સામગ્રી સમ્પૂર્ણ સરવે, શોભા કહી નવિ જાય. ૨૦
મરીચિ, અત્રિ, પુલસ્ત્ય નિ, પ્રહ્લાદ, ક્રતુ યે હોય;
વસિષ્ઠિ ઋષિ, કર્દમ-પ્રમુખ, સેવિ સભા નિતિ સોય. ૨૧
પઞ્ચભૂત નિ ત્રિગુણ ઋતુ, સંવ્વત્સર પક્ષ માસ;
દિન-નિશામિ સેવે સદા, સર્વનિ મનિ ઉલ્લાસ. ૨૨
યુગ, નક્ષત્ર, તારા સહૂ રોવે, સ્તુતિ શાસ્ત્ર-પુરાણ;
એહવી બ્રહ્મા કેરી સભાનૂં, તુઝ પ્રતિ કહ્યૂં વિખાણ. ૨૩

ઊથલુ

તુઝ પ્રતિ વિખાણ કયૂં, " એહવી નારદઋષિ વાણિ કહી;
" વલિ ઇચ્છા યે તુઝનિ હુયિ, પુછિ તેહ મુઝનિ સહી." ૨૪

૨૪૧

## ૨. મન્ત્રપર્વ—[1]

### કડવું ૭ મું—રાગ ગોડી

ઋષિજનનૂં વાયક સાંભલી, રાય યુધિષ્ટિર બોલ્યા વલી,
"રાય હરિચન્દ કહુ મુઝ યેહ, ઇન્દ્રસભા કિમ પામ્યો તેહ? ૧
યમસદન માહિ અહ્માર તાત, ત્હ્યુ કારણ તે ઋષિ[1] કહુ વાત,"
નારદજીયિ મુખિ વાણિ કહી, "ધર્મપુત્ર[1] મનિ જાણુ સહી. ૨
તેણિ દિગિવજિ કર્યું એક વાર, સ્યાલ્યુ ધન યેહનુ નહીં પાર,
પરમ હર્ષ હૈડા માહ ધર્યું, રાજસોઇ હરિચન્દે કર્યું. ૩
તેહ પુણ્ય માટે રાજેન્દ્ર[1] રાજસભા પામ્યો હરિચન્દ્ર,
રાજસોઇ વલી યે કો કરિ, તે અવિ સહી આગ આચરિ. ૪
સત્ય જાણુ હવિ હૈડા માહિ, હૂ યમપુરથી આવ્યો આહિ;
તાહરુ પિતા યે છે સહી, દુઃખવાત તેણિ મુઝનિ કહી ૫
'પુણ્યહીણુ હૂ કિમ સુખ લહૂ[2] ધર્મ–વશિ વરતી રહૂ;
રાજસોઇ–પુણ્ય માટે રાય[1] પામ્યુ હરિચન્દ્ર ઇન્દ્રસભાય ૬
ત્હાંથી સુખ દેખી તે તણું, હૂં મનિ દુઃખ પામ્યુ છૂ ઘણૂ;
માહરિ પુત્ર કો નહીં ઉદાર, રાજસોઇ યે કરિ એક વાર. ૭
તેણિ પુણિ હૂ દુ:ખ પરહરૂ, આહિથુ સ્વર્ગ વ્યયિ સાચરૂ.'
તેહ માટિ કહૂ સુધી વાત, સમરથ છુ તહ્મ્યો પાચિ ભ્રાત. ૮
કહ્યુ વાયક જુ માહરૂ કરુ, તુ તહ્મ્યો રાજસોઇ આદરુ."
એહવૂં વાયક નારદ કહી, પછી દ્વારકા ચાલ્યા સહી. ૯
ઋષિબોલ હૃદિ માહિ ધર્યુ, ધર્મપુત્રિ મનિ નિશ્ચય કર્યું;
'હાવિ સર્વથા મિ એક વાર, રાજસોઇ કરવો નિરધાર.' ૧૦
પછિ સભાસદ ત્હાં હતા યેહ, રાયિ તેહીનિ પૂછ્યા તેહ:
"રાજસોઇ કરવાનિ ઇચ્છાય, કહુનિ કરવો કવણ ઉપાય?" ૧૧
રાય તણૂં વાયક સાંભલી, પછી સભાસદ બોલ્યા વલી,
'સેન, સુભટ, ધન, પ્રાક્રમ, યેહ, પ્રથમ અપરિચિત જોઇયિ તેહ. ૧૨

સ્વજન ભ્રાત મિત્ર યે યે હોય, વશિ વરતી જોઇઇ સર્વિ કોય;
દેશ દેશના ભૂપતિ બહુ, તેતીનિ આણ્યા જોઇઇ સહૂ. ૧૩
પછી યજ્ઞ તણુ આરમ્ભ થાય, જુવો વિમાશી મન માંહિ, રાય!"
એહ્વાં વાયક સુણી નિરધાર, પાંચિ ભ્રાત મનિ કરે વિચાર. ૧૪
મન વિમાસણ પુહુચિ નહીં, પછી યુધિષ્ઠિર બોલ્યા સહી;
"શ્રીકૃષ્ણદેવનિ તેડી કરી, આપણિ વાત પૂછિયિ ફેરી. ૧૫
ઇમ્મ કહિ શ્રીયાદવરાય, આપણિ કરશ્યૂં તેહ ઉપાય."
પછિ ઇન્દ્રસેન તેડ્યુ અશ્વસેવ, રાયિ વાયક કહ્યૂં તત્ખેવ. ૧૬
"વેગિ જાઉ દ્વારકા ભણી, તેડી આવુ આંહિ ત્રિભુવન-ધણી;"
રાય તણૂં વાયક મનિ ગ્રહી, શીઘ્ર દ્વારકા પુહુતુ સહી. ૧૭
કહી વાત પછિ શ્રીકૃષ્ણનિ, તેડી આવ્યો પાણ્ડવ કહિ;
પાણ્ડુપુત્ર અનિ શ્રીગોવિન્દ, ભેટયા મનિ આણી આનન્દ. ૧૮
પ્રેમ પ્રીતિ પછિ મન માંહિ ધરી, પરસ્પર પછી પૂજા કરી;
રાય આગલિ ઊભા અશ્વસેવ, અર્જુન, ભીમ, નિકુલ, સહિદેવ. ૧૯
તિમ ઊભા શ્રીજગદાધાર, બ્રહ્મા વેદનુ નવિ લહિ પાર;
શ્રીહરિ કિહિ, "યુધિષ્ઠિર રાજ! મુઝ સરખૂં કહુ કાઇ કાજ." ૨૦
વલતા વાયક કિહિ ભૂપાલ, "સ્વામી! તૂં છે પરમ દયાલ;
રાજસૂઇ તિહાં કરવા તણી, મુઝનિ ઇચ્છા છિ અતિ ઘણી. ૨૧
ફિરિ ફિરિ જોયો કરી વિચાર, નથી સૂઝતુ કશુ પ્રકાર;
હાવિ યથાર્થ કહુ મહારાજ! તેહ તિહાં અહ્મ્મો આદરૂં આજ." ૨૨
વલતા બોલ્યા યાદવરાય, "સુણુ પાણ્ડવો! કહૂં ઉપાય;
ક્રોધ ફરશુરામિ મનિ ધરી, અવની સર્વ નક્ષત્રી કરી. ૨૩
પછિ ઇક્ષ્વાકુરાય મહાબલી, શત કુલ તેથી પ્રગટયાં વલી;
વલિ પ્રગટયા તેહ થકી અનન્ત, અનેક રાય સુભટ બલવન્ત. ૨૪
તેહ વંશ માંહિ વિદ્યા ખ્યાતિ, પ્રગટયા મહિપતિ ભોજ યયાત;
ક્ષત્રી-વંશ ઇમ પામ્યુ વૃદ્ધિ, સુદ્દઢિ વ્યાપ્યો અવની-અધિ. ૨૫

તેહ માંહિ મહાબલિઉ કિહિવાય, જરાસન્ધ એક પ્રગટ્યુ રાય;
સુભટ-શિરોમણિ કહાવિ સહી, પ્રાક્રમપાર જાણ્યુ નહીં. ૨૬
અનેક ભૂપ સૈન્ય પરવર્યા, જરાસન્ધનિ જઈ અનુસર્યા;
કેટલા રાય ભયાતુર થયા, ગેહ્લી રાજિ દેશ, વનિ ગયા. ૨૭
તેજ વંશ માંહિ બલિઉ વીર, પ્રગટ્યુ કંસ મહા રણધીર;
મિ તેહ કંસ તણુ વધ કર્યું, દારણુ દુષ્ટ તણુ ભય હર્યું. ૨૮
પછિ જરાસન્ધ મહા પાપી તણુ, અહ્મનિ ભય ઊપનુ અતિ ઘણુ;
અહ્મ્યો અઢાર વાર યુદ્ધ કર્યૂં સહી, તુહી પણિ કાંઇ ચાલ્યૂં નહીં. ૨૯
પછી કામિની હઠ મનિ ધરી, પ્રેર્યું પિતાને વેગિ કરી;
તેહ વાત અહ્મ્યો શ્રવણિ સુણી, ચિન્તા માન ઊપની અતિ ઘણી. ૩૦
યદુકુલ મિલી વિમાસ્યૂં સહી, હાવિ રહ્યૂં નવિ જાય અહીં;
પછિ મથુરાંપુર મેહ્લી પલ્યા, જૈ પશ્ચિમ દિશિ સાવ કો મિલ્યા. ૩૧
સમુદ્ર તણિ તટિ વેગિ કરી, કુશસ્થલી પછિ વાશી પુરી;
તેહ નગર દ્વારિકાં ભણિયિ સોય, તિહાં વશ્યા યાદવ સવિ કોય. ૩૨
કનકપુરી તણુ બહુ વિસ્તાર, મણિમે મન્દિર પોલિ પ્રાકાર;
સુભટ સહસ્ર અષ્ટાદશ યેહ, મહા બલિઆ માહિ રિહિ છિ તેહ. ૩૩
રથી મહારથી શૂર સુજાણ, તેહ તણૂં શૂં કરવૂં વિખાણ ?
જરાસન્ધથી કાયર થઈ, દ્વારામતી વશ્યા સવિ જઈ. ૩૪
વાયક સત્ય સાંભલુ તહ્મ્યો, તહ્મનિ આશ્રિત્ય હરાવૂં અહ્મ્યો.
તેહ્નિ પક્ષ સદાશિવ તણુ, તેહ માટિ બલ પામ્યુ ઘણૂં. ૩૫
હાવિ તહ્મ્યો જુ અહ્મનિ થાઉ સાહ્ય, જરાસન્ધ એ તુહ્મિજ હણાય.
એક નિશ્ચિ માહ્રરિ મનિ વશ્યુ, તહ્મ્યો સમર્થપણું પામશુ. ૩૬
પણિ જંરાસન્ધ જ્હાં જીવિ સોય, તિહાં લગિ રાજસોય નવિ હોય;
હવિ રાજસૂઇ તહ્મ્યો જુ આદરુ, તુ તહ્મનિ એક કહૂં તેહ કરુ. ૩૭
આપણિ આંહિથા, જૈયિ ત્યાંહિ, જરાસન્ધ રાજ છે યાંહિ;
રાજસોઇ કરવા નિરધાર, તેણિ કર્યું છિ એક પ્રકાર. ૩૮

અનેક દેશના ભૂપતિ જેહ, બન્ધન કરીનિ રાખ્યા તેહ;
જરાસન્ધ મારીનિ સોય, મિલાવીય ભૂપતિ બહુ કોય. ૩૯
સાથિ તેડિયિ સહુકો રાય, રાજસુય પછી સિદ્ધિજ થાય.
હું તહ્મનિ વાયક કહું એહ, રખ્યે મન માંહિ પામુ ખેદ. ૪૦

જરાસન્ધ તહ્મ્યોથુ નવિ મરિ, યજ્ઞ કરી નહીં સકુ સરિ;"
ધર્મપુત્ર તવ કહિ, "મહારાજ! શું વાયક તહ્મ્યો બોલ્યા આજ? ૪૧
આપ આપણિ ઘરિ શોભિ રહી, સર્વકો રાજિ કરિ છિ સહી;
જરાસન્ધનૂં, પુરુપપુરાણ! આંહિ એવડું શું કર વિખાણ? ૪૨
દુષ્ટ તણું બલ પ્રાક્રમ એહ, પ્રભુ! વિખાણવૂં નવિ ઘટિ તેહ."
ભીમસેન પછિ ઇમ બોલ્યુ, "સ્વામી! શ્રીપરિબ્રહ્મ! સાંભલુ. ૪૩
સામર્થ્યહીન નર ચિન્તા કરિ, મહત કાર્ય મન માંહિ આદરિ;
નીચ ઊંચશું માંડે વાદ, તેહ્‌ના નિષ્ફલ હુયિ ઉસ્લાદ. ૪૪
તાહ્‌રિ પક્ષ પ્રા પુરપપુરાણ, જરાસન્ધ ત્હાં કવણ પ્રમાણ?"
યુધિષ્ઠિરિ પછિ વાણી કહી, "નેટ કાર્ય એ કરવૂં સહી. ૪૫

પણિ જરાસન્ધ મહાબલિઉ રાય, ભીમ અર્જુન ત્હાં નવિ મોકલાય;
એ મુઝ દૃષ્ટિ ઉભય, પરિબ્રહ્મ! નેત્ર વિના, કહુ, જીવૂં કિમ? ૪૬
જરાસન્ધરાય હણવુ જેહ, તમ વિન અર્થ સરિ નવિ તેહ;
મિ આત્મા માંહિ નિશ્ચિ આણ્યુ ખરુ, જુ એ કાર્ય તહ્મ્યો નવિ કરુ. ૪૭

તહ્મ્યો પ્રભુ! સાંભલો સહી, રાજસોઇ ત્હાં કરવુ નહીં;"
ઊઠયુ ભીમ તવ વેગિ કરી, ધનુખ, બાણ, ભાથા કરિ ધરી. ૪૮
"સ્વામી! ધરુ કાં કાયરપણૂં, જુ બાન્ધવ પ્રાક્રમ અતિ ઘણું?
છતાં સેન બહુ સુભટ સાહિ, હીનબુદ્ધિ કાં આણો રાય? ૪૯

પ્રાક્રમહીન પુરુષ હુયિ જેહ, નીચ ઊંચયો કહિયિ તેહ;"
પાણ્ડુપુત્ર કિહિ, "શ્રીમહારાજ! સાચૂં ભીમ કહિ છિ આજ. ૫૦
તહ્મ્યો પિહિલાં એહ્‌વી વાણિ કહી, જરાસન્ધ એ હણવુ સહી;
એણિ અર્થિ નવિ સામ્પ્રત થશુ, તુ તહ્મ્યો કારય કશિ આવશુ?" ૫૧

કૃષ્ણ કિહિ, "સાભલિ રાજન ! ઇમ ઓછું કા આણે મનિ ?
સુઝ વાયક મહિપતિ ! તૂ દાખિ, ધીરપણું હૈડા માહિ રાખિ ૫૨
યે યે પ્રકારિ હુનાહ્ર હશિ, તુ તિમ નેટ શરોક થશિ;
કરિ કાગ્ય યે નિશ્ચિ સહી, તે મુખિ નવિ દેખાડિ કહી. ૫૩
માગધપતિ જરાસન્ધ તણૂ, મહા પ્રાક્રમ બલ છિ ઘણું;
યુદ્ધિ જરાસન્ધ નવિ મરિ, કુણ સુભટ યે પ્રાક્રમ કરિ ?" ૫૪
પછિ ધર્મપુત્ર કહિ નામી શીસ, "સત્ય કહ્યૂ તહ્મ્યો, શ્રીજગદીશ !
જરાસન્ધ બલ પામ્યો યેહ, મુઝનિ વિસ્તારી કહિયિ તેહ." ૫૫
એહ્વા વાયક શ્રવણિ સાભલી, કૃષ્ણદેવ પછિ બોલ્યા વલી,
વૈશમ્પાયન કિહિ, સુણિ રાય ! તેહ કથાનુ કહૂ ઉપાય ૫૬
૧૯૭

---

## કડવું ૮ મું—રાગ સામેરી

શ્રીકૃષ્ણ વાણી ઉચ્ચરે, સાભલુ, ધર્મકુમાર !
એક દેશ માગધ વ્યાપિ બૃહદ્રથ, હવો ભૂપ ઉદાર. ૧
કાશી–રાજ તણી સુતા, જુગલિઅ યે કિહિવાય,
એ ઉભિ કન્યાનિ જૈ તિહા, વર્યો બૃહદ્રથ રાય ૨
તેહ બિહૂ વનિતા વ્યપિ, કહુનિ નહીં સન્તાન,
વણુપુત્રિ લ.ગો ઝૂરવા, મનિ દુખી થયુ રાજાન. ૩
એક દિવસિ સ્રીશૂ પરવર્યું, રાજા ગયુ મહાવનિ,
પછિ આવ્યુ જ્હા તપ કરિ છિ, ચણ્ડકૌશિક મુન્ય. ૪
તેહ્ના ચરણ આગલિ જૈ પડ્યુ, રાય કરિ આસુપાત,
આશ્વાસન દેઇ કર્યું સિદ્ધુ, પૂછે ઋષિજી વાત. ૫
'રાય ! તાહ્રરિ દુખ કશૂ છિ ? યેણિ તૂ આવ્યુ આહિ;'
રાજા કિહિ, 'સ્વામી ! પુત્ર વિના, હુ દુખી છૂ મન માહિ.' ૬
એહ્વૂ વાયક સાભલી, મનિ ધરી પ્રેમ અપાર,
પછિ કૃપા આણી રાય ઊપરિ, એક ફલ આપ્યૂ સહકાર. ૭

તાહરી સ્ત્રીનિ ભક્ષ કરાવયે, આણુયે મનિ વિશ્વાસ;
એક પુત્રની પ્રાપ્તિ હશિ, પુહુચશિ મનની આશ.' ૮
ફલ દિધા કરી રાય ઉભિ સ્ત્રીનિ, આપિઉં તત્કાલ;
અંશ માગી ત્યહાં રથથી, પાછુ વલ્યો ભૂપાલ. ૯
નિય દેશ પુરિ આવ્યો સહી, પછિ ત્યહાં થકુ તે રાય;
બિહુ સ્ત્રીયિ ગર્ભ ધર્યું સહી, આનન્દ અંગિ નવિ માય. ૧૦
તેહનિ પૂર્ણ માસ થયા સહી, એક ઘડી એક ક્ષણુ માંહિ;
અર્ધ અર્ધ બાલક ઉભિ સ્ત્રીનિ, પ્રસવ હવા છિ ત્યાંહિ. ૧૧
બિહુ રાણિ મનિ વિસ્મિ થૈ, દેખતાં કારણુ તેહ;
ધાત્રીનિ આપી આગન્યા, 'કહીં આવિ મેહ્લી એહ.' ૧૨
તે ધાત્ય તવ સામ્પ્રત હવી, યિમ અવરિ ન લિહિ કોય;
વસ્ત્ર આચ્છાદી જઈ, ચુવટે મેહ્લ્યો સોય. ૧૩
તેણિ સમિ તિહાં આવી, જરા રાક્ષસી મહા વિકરાલ;
યુગ્મ તે લેઈનિ જડ્યાં ત્યાહરિ, થયો એકજ બાલ. ૧૪
મહા શબ્દ કીધો અર્ભકિ, તેહનૂં અતુલ પ્રાક્રમ હોય;
તે સાંભલી ક્ષણુ માત્ર માહિ, જોવા મિલ્યા સવિ કોય. ૧૫
રાય રાણી તિહાં ગયા, આનન્દભિરિ અશ્વમેધ;
નિય પુત્ર દેખી સ્તન બ્યપિ, પય અતિ છૂટૂં બેવ. ૧૬
પછિ વિનય-વાણી-વચનિ કરી, રાક્ષસીશું બોલ્યો રાય:
'તૂં કવણુ છે? એ કવણુ બાલક? કહે કારણુ સોય.' ૧૭
એહવૂં વાયક સાભલી, રાક્ષસી બોલી વાણિ;
'એહ પુત્ર તાહરો, રાયજી! વિશ્વાસ મન માંહિ આણિ. ૧૮
જરા નામ માહરૂ અછે, સુણિ, સત્યવાદી ભૂપ!
યુગ્મ અંગ મિ લેઇ જડ્યાં, તેણિ થયૂં બાલ-સ્વરૂપ. ૧૯
મિ પાણિ માહરુ એહનિ શિરિ, ધર્યો, રાય સુજાણુ!
બાલકનિ આજથી સહી, હશિ મહા કલ્યાણુ.' ૨૦
એહવૂં કહીનિ રાક્ષસી, પાછ હવી અન્તરધાન:

તવ પુત્રનિ લેઇ મન્દિર વ્યપિ, તવ પધાર્યા રાજાન. ૨૧
એક સમિ ચણ્ડકૌશિક ઋષિ, પધાર્યા છિ ત્યાહિં;
તે બાલક નૈણિ નિરખીનિ, હરખ્યા તે હૈડા માહિ ૨૨
પછી જાતકર્મ કર્યૂં સહી, આપ્યા બહુ વરદાન,
તેહ પુત્ર કેરૂ ધર્યૂં સહી તવ, જરાસન્ધ અભિધાન. ૨૩
સન્માન દીધૂ બૃહદ્રથિ, તવ ઉચ્ચર્યાં ઋષિ સોય,
'તાહરા પુત્રના પ્રાક્રમ સમુ, નહી મિલિ મહીપતિ કોય ૨૪
એહનિ વશ-વર્તી હશિ, દેશદેશના ભૂપાલ,'
આશીર્વાદ દેઇનિ વલ્યા, ત્યહાથા ઋષિજી તત્કાલ. ૨૫
પુત્રનૂં પ્રાક્રમ દેખીનિ, રાય હર્ષ પામ્યો મનિ;
રાજઋદ્ધિ સુતનિ સમર્પી, સ્ત્રી સાથિ ચાલ્યો વનિ. ૨૬
તેણિ જરાસન્ધિ વશિ કર્યા, સર્વકો ભૂપતિ, રાજ !"
શ્રીયદુરાયજી ઇમ કહિ," હાવિ, સમિ આવ્યુ આપણિ આજ. ૨૭
પણિ સુભટ એહના વંશમા, મિ કર્યા પૂર્વે ઘાત,
તેહ માટિ એહનિ જીતવાની, આ છે સુંનભ વાત. ૨૮
એહનિ હણુવા કાજિ મિ, ત્યહા કપટિ ધરવા રૂપ;
બલ, યુદ્ધ, નિત્ય, ત્રણિ વિના, નહી મરિ માગધ ભૂપ. ૨૯
તે નીતિ છે માહરે વ્યપિ, બલ વ્યપિ ભીમ પ્રમાણ,
મલ્લ યુદ્ધ છિ અર્જુન વ્યપિ, સાભલુ, રાય સુજાણ ! ૩૦
યુધિષ્ઠિર ! તહ્મનિ કહ્ સત્ય, જાણજ્યો મન માહિં;
બિહૂ મધ્ય માગધ ભૂપને, સહી એક હણશિ ત્યાહિં. ૩૧
જુ તહ્મનિ એહ વાતનુ, વિશ્વાસ આવે મનિ,
તુ માહરિ સાથિ ભીમ-અર્જુન, તહ્મ્યો મોકલુ, રાજન !" ૩૨
પછિ ધર્મ કહિ, "તમ ચરણ-આશ્રયિ, અહ્મ્યો રહૂં છૂં આજ,
તુ એહ શૂં વાયક અમ પ્રતિ, તહ્મ્યો કહ્યૂ, શ્રીમહારાજ ? ૩૩
તહ્મ્યો પાર્થ પાખિ નવિ રહૂ, તમ વિના અર્જુન તિમ્મ,
તેહ માટિ, સ્વામી ! કીજિયિ, નિય ચિત્તિ માને જિમ્મ. ૩૪

પણિ ભીમ-અર્જુન, તમ વિના, મિ ઘડી નવિ રહિવાય;
આપણનિ ત્યહાં કુશલ હુયિ તુ, જાણ્યો, યાદવરાય!"　　૩
હરિ કહિ, "અન્તક પ્રગટ થયુ, યિમ લિહિવા પ્રાણ શરીરિ;
તિમ ભૂપ માગધ-કાજિ સરજ્યુ, વૃકોદર રણધીર.',　　૩૬
એહવૂં સાંભલી આનન્દ અતિ, પામ્યા હૃદિ સુત-ધર્મ;
આજ્ઞા લેઇ પછિ સર્વની, સાંચર્યા શ્રીપરિગ્રહ.　　૩૭

ઊથલુ

સાચર્યા શ્રીપરિગ્રહજી, આનન્દ અતિ મન માંહિ ધરી;
પણિ વૃકોદર નિ પાર્થ બોલાવ્યા, સુભટ બિહૂ સાથિ કરી.　　૩૮ / ૨૩૨

---

## ૩. જરાસન્ધવધપર્વ—

### કડવૂં ૯ મું—રાગ કેદારુ

વૈશમ્પાયન ઉચ્ચરિ, જનમેજે શ્રવણે ધરિ;
સાંચરિ ત્રણિ જણ ત્યહાયા સહી રે.　　૧
ઢાલ—ત્યહાં રથકા ત્રણિ ચાલ્યા, મહા બલિઆ રણધીર;
આગલિ કૃષ્ણ, પછિ અર્જુન, તે પછી વૃકોદર વીર.　　૨
નગરલોક જોતા હવા, મનિ એહ નિશ્ચે ધર્યું;
હર્ષભર્યા મુખિ વાયક વદિ, "હાવિ જરાસન્ધ મર્યું.　　૩
પછિ શીઘ્ર થૈ ત્યહાં રથકા સાંચર્યા, પ્રથમ ક્રમ્યો કુરદેશ;
નાના નદી, વાટ, વન, પર્વત વ્યથિ કર્યો પરવેશ.　　૪
ગ્રામ નગર મહા આદિ દેઇ, મેહ્લ્યા દેશ અનન્ત;
ઇમ કરતાં ગિરિવ્રજ જૈનિ, પુહના મહા બલવન્ત.　　૫
તે પર્વતનું, રાય! તુઝ આગલિ, કેમ કરૂં વિખાણ?
ગિરિ-શોભા દેખી મન માંહિ, હરખ્યા વીર સુજાણ.　　૬

તવ જરાસન્ધ કેરું પુર દીઠું, હૈડિ હર્ષ નવિ માય;
દુર્ગ તણી પછિ પોલિ આવ્યા, સુણિ, જનમેજે રાય! ૭

હ્યાં રાક્ષસવરનિ પ્રતાપિ, ભેરી દુર્ગદ્વારિ હોય;
કપટે કોય પ્રવેશ કરિ, તવ તત્ક્ષણ વાગે સોય. ૮

આયુધ-પ્રહારે ત્રણિ ભેરી, ચૂર્ણ કર્યાં તત્ખેવ;
ત્યૂંહાંરથકા પુર-મધ્ય સાચર્યા, આનન્દિ અશ્વમેવ. ૯

ત્યાહરિ દીઠાં ભવન વિચિત્ર રમ્ય, રાય જરાસન્ધનાં ગેહ;
તિણ્ણ માર્ગ, ઉન્માગ ચૈયનિ, સભા વ્યાપિ ગયા તેહ ૧૦

કરી ડણ્ડવત જરાસન્ધ તવ, આવી લાગો પાયિ;
ત્યાહર પછી કુશલવારતા, અન્યોઅન્ય પૂછાય. ૧૧

સ્વસ્થ થઈ ત્રણિ જણ સાથિ, બોલ્યો માગધભૂપ;
"વેષ સમાન તહ્મ્યો નથી ઘટતા, છો કો કારણરૂપ. ૧૨

પ્રેમ-સઞ્જ્ઞાથિ નથી ગ્રહિતા, માહરી પૂજા પેહ;
માર્ગ તિજી, ઉન્માગિ પધાર્યા, એહ મોહટુ સન્દેહ." ૧૩

પછિ શ્રીહરિ કિહિ, "રાય જરાસન્ધ! તૂં સાભલિ સાચી વાત;
મિત્ર તણી પૂજાનિ ગ્રહિ, પ્રેમ સહિત સાક્ષાત. ૧૪

ઇષ્ટ તણિ ત્યહાં ભવન જૈયિ ત્યાહરિ, માર્ગ વ્યપિ સાચરિયિ;
શત્રુ તણિ ઘરિ જાવૂ ત્યાહરિ, એહજ પિરિ કરિયિ." ૧૫

પછિ રાજા કિહિ, "સ્વામિ! શત્રુ, મિત્ર, હૂં નથી જાણતો મન્નિ;
આજ લગિ વૈરી શિરિ માહરિ, નથી રહ્યો કો અન્ય. ૧૬

સત્ય વચન કહૂં સ્વામિજી! મિ નથી કર્યું અપરાધ,
મિથ્યા દોષ ધરુ શિરિ માહરિ, એહ મોહટી તમ વ્યાધ. ૧૭

સાધુ પુરુષ કો શત્રુ તણા, નવિ ધરિ દોષનું કર્મ;
મુઝ પૂજા તહ્મ્યો અઙ્ગીકરુ, તુ ઇમ નથી રિહિવુ ધર્મ?" ૧૮

શ્રીકૃષ્ણ કિહિ, "તૂં સમુ અપરાધી, નથી કો ભૂતલિ, મહારાજ!
અનેક રાય તે બન્ધ કરી, કિહિ, રાખ્યા છિ સિ કાજિ? ૧૯

## કડવું ૧૦ મું–રાગ એજ

વૈશમ્પાયન કિહિ, બિહૂ યોધ, તે રહી વેગલા ધાય;
હાકિ દેઇનિ સુભટ ધસિ, એક એક માંહિ અફલાય. ૧

મલ્લયુદ્ધ પછિ બિહૂઇ માંડ્યૂં, સ્કન્ધ પરસ્પર મારિ;
'ભલો ભીમ તૂં,' 'ભલો જરાસન્ધ,' એકેક માંહિ વકારિ. ૨
મુષ્ટિપ્રહાર મેહલિ એક એક માંહિ, સિંહ તણી પિરિ ગાજિ;
પડ્યા પર્વતશૃઙ્ગ ઊપરિ, વજ્રઘાય જિમ વાજિ. ૩

જાનુ-યુદ્ધ, પછિ ઢીંચણુ-ક્ષેપણ, કરિ પાટૂ-પ્રહાર;
ઇન્દ્ર અનિ વૃત્રાસુર જિમ, વઢિયા પૂર્વિ અપાર. ૪
વિવિધ પિરિ સઙ્ગ્રામ કરિ, પણિ કો નવિ પ્રાજે થાય;
× × × × × × × ૫

કાર્તિક માસ શુક્લપક્ષ પ્રતિ-પદાયિ યુદ્ધિ વલગા;
ઇમ અહોરાત્ર દિવસ ચૌદ હવા, પણિ કો નવિ થાય અલગા. ૬

કાંઇ એક થયૂં જરાસન્ધનૂં, પછિ યુદ્ધિ શીતલ શરીર;
પૂછે કૃષ્ણ, "હાવિ શુ સમિ છિ? કહુ, વૃકોદર વીર!" ૭
ભીમ કિહિ, "સ્વામી! માગધપતિનૂં, પ્રાક્રમ પરમ વિશાલ;
યુદ્ધ કરતાં મિ નવિ મરિ, જરાસન્ધ ભૂપાલ." ૮

પછિ વચન સમસ્યા કહી કૃષ્ણિ, "એક વચન તહ્મ્યો દાખુ;
ત્વરા કરી હાવિ સન્ધિ સ્થકુ, એહનિ દ્વિધા કરી નાખુ." ૯

ત્યાહરિ ભીમિ ચરણ ગ્રહી ફેરવ્યુ, અવની આછટ્યુ દેહ;
કટી-સન્ધિથુ દ્વિધા કરી, નાખ્યો ભૂપતિ તેહ. ૧૦
કૃષ્ણ–અર્જુન બિહૂ તેણિ, હર્ષ પામિઆ સોય;
સુભટ યોધ સવિ ભય પામી, નાશી ગયા સવિ કોય. ૧૧

પછિ છોડ્યા બન્ધ સવિ ભૂપ તણા, તે આવી લાગા પાયિ;
જરાસન્ધને રથિ બિશી, ચાલ્યા ભવાન રાય. ૧૨

શ્રીહરિ કેરિ સાથિ સાચર્યા, ભીમ–અર્જુન ધીર;
પર્વત વ્યપિ જૈ હેલા રથ, રાખ્યો, શ્રીયદુવીરિ. ૧૩

ત્યહાં ભૂપ સર્વ સ્તુતિ કરવા લાગા, નામી પ્રભુનિ શીસ;
એ જરાસન્ધ-દ્રહ વ્યપિ બૂડતા, કાઢ્યા તે જગદીશિ. ૧૪

"હાવિ ધર્મપુત્રનિ યજ્ઞ કરેવા, ઇચ્છા છે મન માહિં;"
શ્રીકૃષ્ણ કિહિ, "અમ સાથિ તહ્મ્યો, સહૂ પધારો ત્યાહિ." ૧૫

પછિ જરાસન્ધનુ પુત્ર સિહિદેવ, આવી લાગો પાયિ;
વિને કરીનિ નગર વ્યપિ, પધરાવ્યા વૈકુણ્ઠરાય. ૧૬

પછિ હેમ–રત્ન–મુક્તાફલ આપ્યા, આણી મનિ આનન્દ;
પછિ પટ્ટાભિષેક કરીનિ ચાલ્યા, ત્યહાથા શ્રીગોવિન્દ. ૧૭

અનેક ભૂપ સરસા ભીમ–અર્જુન, સાથિ શ્રીહરિ આવ્યા;
જરાસન્ધને હણી પ્રભુજી, ઇન્દ્રપ્રસ્થ માહિ આવ્યા. ૧૮

ધર્મપુત્રનિ જઈ કરી, શ્રીકૃષ્ણિ કર્યું નમસ્કાર;
ભીમ અર્જુન જૈ મિલ્યા, તે આણી પ્રેમ અપાર. ૧૯

પછિ રાય યુધિષ્ઠિર પ્રતિ, વાયક કિહિ ભગવન્ત;
"નૃપ જરાસન્ધ મહા દુષ્ટ તણ્ણુ, ભીમિ તે આણ્યુ અન્ત." ૨૦

એહ્‌વૂ સાભલી ધર્મપુત્રનિ, હૈડિ હર્ષ નવિ માય;
તેણિ સમિ ત્યહા ભૂપતિ સર્વે, આવી લાગા પાયિ. ૨૧

પછિ યુધિષ્ઠિરિ તેહ્‌ની સેવ કરી, સન્તોષ્યા મહિપતિ સોય;
આપી આજ્ઞા દેશિ પોતાનિ, વોલાવ્યા સવિ કોય. ૨૨

પછિ માગી આજ્ઞા ત્યહા થકી, પ્રભુ દ્વારામતીયિ પલાય;
વૈશમ્પાયન ઋષી પિરિ બોલ્યા, સુણિ, જનમેજે રાય' ૨૩

૨૮૮

## ૪. દિગ્વિજયપર્વ—

### કડવું ૧૧ મું—રાગ [ અસાઉરી ]

વૈશમ્પાયન કહિ, જનમેજો સુણ્ય રે;
કહો રે ઉપાય, જરાસન્ધ તણ્ય રે. ૧
વેદ—આશિષ, ઉચ્ચરિ વાણી રે,
આણી રે આનન્દ મનિ અતિ ઘણુ રે. ૨
ઢાલ—આનન્દ મનિ આણી ઘણુ, મિલી બિસા પાંચિ ભ્રાત;
રાય, ભીમ, અર્જુન, નિકુલ, સિહિદેવ, વિમાસિ મનિ વાત. ૩
અર્જુન કહિ, "હવિ રાયજી! કીજિયિ તેહ પ્રકાર;
ધન, કનક, મણિ, મુક્તાફલ, યિમ પૂર્ણ હોય ભણ્ડાર, ૪
મુઝ પ્રતિ આજ્ઞા આપિયિ, મૂંહિ એહવી ઇચ્છા થાય;
દિગ્વિજય કરી અનન્ત ધન, તમ કહિ લ્યાવું, રાય!" ૫
આજ્ઞા લેઇ ઉત્તર દિશિ, સાચર્યું અર્જુન વીર;
પૂર્વાભિમુખિ ચાલ્યુ સહી, ભીમસેન રણધીર. ૬
સિહિદેવ ચાલ્યો દક્ષિણે, પશ્ચિમિ નિકુલ, પલાય;
યુદ્ધ કરી જિત્યા બહુ, દેશ દેશના યે રાય. ૭
એક એકથી મહાબલિઆ, ભૂપ યે કહિવાય;
રાય પાણ્ડુ કેરા પુત્રને, આવી મિલ્યા સવિ રાય. ૮
કોષિ સોપ્યા અશ્વ ગજરથ, રત્ન—મણિ—ભણ્ડાર;
નિય દેશ પોતિ સમર્પી, મિલતા હવા તેણી વાર. ૯
દેશ આદિ અન્ત પર્યન્ત, રાજ કરતા યેહ;
ભીમ—અર્જુન—નિકુલ—સિહિદેવિ, વશિ કર્યા સવિ એહ. ૧૦
મ્લેચ્છાધિપતિ પર્વતનિવાસી, સુભટ જયપતિ—શરણિ;
સર્વસ્વ સોપી શરને, આવી લાગા ચરણિ. ૧૧
દેશમાત્ર માહિ કો નવિ રહ્યુ, મહા રમ્ય મહિતલ માહિ;
પુર, ગ્રામ, નગર કો રહ્યા નહીં, ગયા પાણ્ડવ યાહિ ૧૨

ભીમસેન પિહિલાં યુધિષ્ઠિરનિ, આવી લાગો પાયિ;
શિંધ પૂર્ણ લાવ્યો દેખીનિ, મન માહિ હરખ્યા રાય. ૧૩
પછી અર્જુન આવિઉ, મહા પ્રાક્રમી યે હોય;
સર્વસ્વ સોંપી યુધિષ્ઠિરનિ, ચરણિ લાગો સોય. ૧૪
સિહિદેવજી પછિ પધાર્યા, આનન્દભિરિ આશ્રમેવ;
તેહનૂં પ્રાક્રમ દેખી હર્ષ પામ્યા, રાયજી તત્ખેવ. ૧૫
પછિ નિકુલ વેગિ પધાર્યો, પામ્યા પદારથ પેદ;
રાય યુધિષ્ઠિરનિ આગલિ, તત્કાલ મેહ્લે તેહ. ૧૬
ગજ અશ્વ રથ સેના મિલ્યા, તેહનુ નવિ જાણું પાર;
બહુ રત્ન માણિક કનકમે, સવિ પૂર્ણ થયા ભણ્ડાર. ૧૭

ઊથલુ

સવિ પૂર્ણ થયા ભણ્ડાર, રાજા! તે માંહિ કાઇ સન્ધે નહીં;
ઋષિ વૈશમ્પાયન ઉચ્ચરિ, રાય જનમેજે! સાભલિ સહી. ૧૮
૩૦૬

---

## ૫. રાજસૂયિકપર્વ—

### કડવૂં ૧૨ મૂં—રાગ [ ગુડી ]

દિગવિજે કરી ઘિરિ આવિઆ વીર રે;
ધીર હર્ષ હૈડિ ધરિ રે. ૧
ધર્મ પોતા તણુ રાખવા કાજિ રે;
રાજિ રાજા યુધિષ્ઠિર કરિ રે. ૨
ઢાલ—રાજ પાલિ યુધિષ્ઠિર, આનન્દ અઙ્ગિ નવિ માય:
પોતા તણિ વશિ—વરતી ત્યાંહાં, હતા સહૂકો રાય. ૩
ત્યાંહાં માગ્યા મેહ વરશિ સહી, અનિ સુખી સઘળો દેશ;
સહૂ સતિ માર્ગિ પ્રવર્તિ, અધર્મનુ નહીં લેશ. ૪

વણખેડિ વસુધા અન્ન પાકિ, નહીં નિરધન કોય;
મન વ્યપિ યે ઇચ્છા કરિ, તત્કાલ પામે સોય. ૫
ભણ્ડાર સઘલા પૂર્ણ થયા, ધર્મિં તે કરતાં રાજિ;
ત્યાહરિ રાજાનિ ઇચ્છા હવી, રાજસૂઇ કરવા કાજિ. ૬
પછિ સભાસદ સર્વકો પ્રતિ, રાજાયિ કહી વાત;
વલતા એણી પિરિ ઉચ્ચર્યા, તે સુભટ વીર વિખ્યાત, ૭
"હાવિ શીઘ્ર થૈ આરમ્ભિયિ, રાજસૂઇ તણુ ઉપાય;"
એહવિ દ્વારકાથી પધાર્યા, સ્વામી વૈકુણ્ઠરાય. ૮
પૂંઠે સૈન્ય અનન્ત છિ, ધનનુ નથી કાઇ પાર;
ત્યાહરિ પાંચ બાન્ધવ પ્રેમશું, આવી મિલ્યા તેણિ હારિ. ૯
પાણ્ડુસુત હરખ્યા સહી, અર્ઘપાદ્ય પૂજા કીધ;
પ્રેમિ કરી મહાપુરષનિ, કનકમિ આસન દીધ. ૧૦
ત્યહાં ધૌમ્ય દ્વૈપાયન ઋષિ, એહ તણુ નવિ લહૂં પાર;
તે સર્વ સાન્નિધિ પ્રભુનિ, ઇમ કહિ ધર્મકુમાર, ૧૧
"દેવકીનન્દન! તવ કૃપાયિ, જિત્યા અનેક રાય;
ધન અપરિમિત પામ્યા સહી, હાવિ એક ઇચ્છા થાય. ૧૨
ધર્મિં ૧મલી લક્ષ્મી બહુ, તેહનૂં કો નવિ જાણિ માન:
હાવિ હવન-મુખ તેહનિ વશ કરૂં, સાન્નિધ્ય શ્રીભગવાન." ૧૩
શ્રીકૃષ્ણ એહવૂં સાભલી, પછિ બોલિયા તત્ખેવ;
"સમ્રાટપણૂં રાય' એ રથકી, હાવિ પામશુ અશ્વમેધ. ૧૪
ધન ધન જીવિતવ્ય તાહરૂં, રાય! ધન્ય તાહરૂં રાજિ;
હાવિ શીઘ્ર થૈ આનન્દભિરિ, આરમ્ભિયિ એ કાજ." ૧૫
પછિ ધર્મનન્દન ઇમ કિહિ, પ્રભુનિ કરી પરણામ;
"તમ કૃપાયિ માહરિ કૃષ્ણજી' સફલ થયા સવિ કામ." ૧૬
યજ્ઞ-કારણિ જોઇઇ, નાના ઉપસ્કર યેહ;
સ્થાપતા હવા સિદ્ધિદેવજી, ધૌમ્યનિ પૂછી તેહ. ૧૭

ઇન્દ્રસેન રાયનુ સારથિ, પાર્થ તણુ યે વિશેષ;
તેણિં અન્ય સામગ્રી કરી, નિત્યકાર્ય નાના લેખ. ૧૮

લાવના નાના ઉપસ્કર, તેહનિ નવિ લાગિ વાર;
તેહ સર્વ સોંપી યુધિષ્ઠિરનિ, જૈ કર્યું નમસ્કાર. ૧૯

પછિ વરણુ–કારય ઋત્વિજિ, જૈ કર્યું નમસ્કાર;
ધૌમ્યનિ પૂછી યિમ કર્યૂં, તિમ આદર્યૂં તેણી વાર. ૨૦

ત્યહાં દ્વૈપાયન બ્રહ્માપતિ, ઉદ્દગાતા જે મુન્ય;
અધ્વર્યુ હોતા યાજ્ઞવલ્ક્ય, કર્યા સુણિ રાજન્ન! ૨૧

પૈલ ઋષિ સહ ધૌમ્ય ત્યહાં, હોતા હવા તત્ખેવ;
તે સઘલિ મિલીનિ સ્વસ્તિવાચન, કર્યૂં ત્યહાં અશ્વમેવ. ૨૨

શિલ્પશાસ્ત્ર વ્યપિ વિશારદ, યે કો જન કિહિવાય;
તેહ પાસિં વેદી તણું સાધન, કરાવ્યૂં છે, રાય! ૨૩

મહાદુર્ગ સરસાં ભવન ચિત્ર, રચ્યા વિવિધ પ્રકારિ;
વલિ ગોખ જાલી કનકમે, તેહનુ નવિ જાણું પાર. ૨૪

તેણિં સમિ રાજા યુધિષ્ઠિર, ઇમ બોલ્યા તત્ખેવ;
"તહ્મ્યો આમન્ત્રણનિ કાજિ વેગિ, પધારો, મિહિદેવ! ૨૫

તેડન્યો ભૂપતિ સર્વને, ભૂતલ વ્યપિ યે હોય;
વલિ વિપ્ર, વૈસ્ય, શુદ્ર સરસ્યા, તેડન્યો સવિ કોય. ૨૬

ઊથલુ

તેડન્યો સવિ કોય રે," એહવી ગજાપિ વાણિ કહી;
તેહ વચન શ્રવણિં સાભલી, સિહિદેવ ચાલ્યા સહી. ૨૭
૩૩૩

### કડવું ૧૩ મું–રાગ એજ

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
ધર્મપુત્રનિ દિક્ષા ધરાવી, આનન્દ અંગ્નિ નવિ માય. ૧
વેદી વ્યપિ પછિ રાય પધાર્યાં, આણી પ્રેમ અપાર;
સભા જોઇ સન્તોષ હૃદિ માંહિં, પામ્યા ધર્મકુમાર. ૨
ત્યહાં અનેક નટનત્યકી પધાર્યાં, આણી પ્રેમ અત્યન્ત;
યજ્ઞશોભા જોવાનિ મિલ્યા, ત્યહાં માગધ સૂત અનન્ત. ૩
ત્યહાં અનેક ગાય સવચ્છી, આપે બહુવિધ દાન;
રુકમજ્યોપિતા અનેક વિપ્રનિ, આપે તવ રાજાન. ૪
પછિ નિકુલ પ્રતિ સુત-ધર્મ વદિ, " હસ્તિનાપુરિ તહ્મ્યો સીધાવુ;
ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, વિદુરનિ, આંહિ તેડીનિ આવુ. ૫
શત બાન્ધવ સહીયિ તેડજ્યો, દુર્યોધન રણધીર;"
રાય તણું એહવું વાયક સાંભલી, વેગે ચાલ્યો વીર. ૬
શીઘ્ર થઈ પછિ નિકુલ વીર, પુહુતુ હસ્તિનાપુર માંહિ;
આમન્ત્રણ ધૃતરાષ્ટ્ર, વિદુરનિ, જૈ દીધું તવ ત્યાંહ. ૭
ભીષ્મ-દ્રોણ ત્યહાં આદિ દેઇનિ, શૂર સુભટ યે હોય;
આમન્ત્રણ સર્વનિ દેઇ, સાથિ તેડયા સહૂ કોય. ૮
એકેકથી એકેક ૧છ બલિઆ, પ્રાક્રમનુ નહીં પાર;
રાજસોઇ જાવાને કારણિ, મનિ હરખ્યા તેણી વાર. ૯
વૈશમ્પાયન ઇણી પિરિ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
યજ્ઞ વ્યપિ યે કો ચાલ્યા તેહનુ, સાંભલિ, કહૂં ઉપાય. ૧૦
૩૪૩

---

## કડવૂં ૧૪ મૂં—રાગ એજ

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાય !
ત્હાં ચાલ્યા ધૃતરાષ્ટ્ર, વિદુર નિ, ભીષ્મ દ્રોણ સર્વ પલાય. ૧
શત બાન્ધવ—સઙ્ઘાથિ રાજા, દુર્યોધન ચાલ્યુ તત્કાલ;
શલ્ય, શકુનિ, મહા સુભટ શિરોમણિ, સોમદત્ત ચાલ્યુ શિશુપાલ. ૨
અશ્વત્થામા અચલ નિ કૃપ, બાહ્લીક રાય બાહુક યેહ;
જયદ્રથ નિ ભગદત્ત ભૂપ, રાય કુન્તીભોજશું ચાલ્યુ તેહ. ૩
પ્રતાવન્ત ઔહ્ર પ્રાક્રમી, પ્રાગ્જ્યોતિષ, પૌણ્ડ્રક વાસુદેવ;
પર્વત—અરણ્ય—સમુદ્રનિવાસી, મ્લેચ્છરાજ ચાલ્યા તત્ખેવ. ૪
કુન્તલ નિ વૈરાટ બૃહદ્રથ, વઙ્ગ, કલિઙ્ગ દેશ, કિરાત વીર;
યે યે ભોમિ તણા યે મહીપતિ, માર્ગ વ્યપિ ચાલ્યા રણધીર. ૫
અક્રૂર નિ બલભદ્ર સઙ્ઘાથિ, પ્રદ્યુમ્ન વીર બલવન્ત;
અનિરુદ્ધ, સારણ, સામ્બ મિલ્યા, ચાલ્યા પ્રાક્રમી યોધ અનન્ત. ૬
અનેક ભૂપતિ, ભૂપતિ તણા સુત, તુઝ રાય ! કહ્યા મિ યેહ;
ધર્મપુત્રના યજ્ઞ વ્યપિ, ઇન્દ્રપ્રસ્થ આવ્યા તેહ. ૭
યુધિષ્ઠિરિ સન્માન દીધૂં, સુભટનિ મનિ હર્ષ નવિ માય;
પરમ પવિત્ર રહ્યાના સ્થાનક, સર્વનિ અપાવ્યાં રાય. ૮
વિસ્મિ—યુક્તિ પ્રકાશ મનોહર, મણિ સૂર્ય કોટિ પ્રકાશ;
રત્ન કનકમે ગોખ જાલિઆં, શોભિ યિમ શિખર કૈલાસ. ૯
જલ સમ્પૂર્ણ દીર્ઘ શોભિ, નાના વૃક્ષ તણુ નહીં પાર;
યુક્ત સુગન્ધ સિંહાસન શય્યા, ભવન અનન્ત ઉદાર. ૧૦
ત્હાં આવી સર્વિની પૂજા કરતા, હવા યુધિષ્ઠિર રાય;
પછિ ધર્માત્મજ એહવૂં વાયક બોલ્યા, ભીષ્મ દ્રોણના પ્રણમી પાય. ૧૧
"અહો," દુર્યોધન, કૃપ, દ્રોણનિ કહ્યૂં, "હસ્તિનાપુર છિ યેહવૂં;
રખિ મન માહિ શઙ્કા આણુ, ઇન્દ્રપ્રસ્થ લેખવૂં તેહવૂં." ૧૨

કિહિ યુધિષ્ઠિર, "યજ્ઞ વ્યપિ ત્યહાં, કરવાં કાર્ય ઘટિ બહુ જેહ;
તે તે કાર્ય પોતાનાં જાણી, સ્વામિ! તહ્મ્યો કરવાં તેહ." ૧૩

સર્વ સહૂંયિ વિનિ કરી, એહવૂં બોલ્યા ધર્મકુમાર;
જેહનિ જે ઘટિ યુક્તારથ, તેહનિ તે આપ્યુ અધિકાર. ૧૪

વિપ્ર-અતિગ્રહ કેરિ કારણિ, રાખ્યુ અશ્વત્થામા વીર;
કાર્ય કૃતાકૃત વ્યપિ પ્રતિષ્ઠગા, ભીષ્મ, દ્રોણ રણધીર. ૧૫

રાજપૂજાયિ રાખ્યુ સઞ્જે, કનકદાનિ કૃપ બલવન્ત;
અર્હણ-કાર્ય વ્યપિ દુર્યોધન નિ, વડૂ સ્થાનક વિદુર મહન્ત. ૧૬

બાહ્લીક નિ સોમદત્ત જિદ્રથ, જેહનાં પ્રાક્રમનુ નહીં પાર;
કૌરવપતિ ધૃતરાષ્ટ્ર-સહુંયિ, પ્રમુખિ રાખ્યા એ ચ્યારિ. ૧૭

દુઃશાસનનિ સત્કાર વ્યપિ, રાખ્યુ છિ અશ્વમેવ;
જે જે સ્થાનકિ જે યુક્તારથ, તે ત્યહાં રાખ્યા તત્ખેવ.. ૧૮

ધર્મપુત્રનિ તેણિ સમિ, બહુ ધન આપિ સર્વ રાય;
મહન્ત મહીપતિ વ્યનાં કરિ છિ, યજ્ઞ ચાલતો થાય. ૧૯

પશુ યજ્ઞિ કરી ચ્યમર યજ્ઞ્યાનિ, હવન હોમ વિધિ હોય;
દાન-અન્ન-પાનાદિકથી, સન્તુષ્ટ હવાં સવિ કોય. ૨૦

ઊથલુ

મન્ત્રેશ્વર સન્તુષ્ટ હવા, વિપ્ર દાનિ રલિઆતિ થાય રે;
વર્ણચ્યારિ સહૂ આનન્દ પામ્યા, વૈશમ્પાયન કિહિ, સુણિ રાય રે! ૨૧
૩૬૪

## ૬. અર્ઘાભિહરણપર્વ—

### કડવું ૧૫ મું–રાગ એજ

વૈશમ્પાયન ઉચ્ચરે, સાંભલિ, જનમેજે રાય રે!
વર્ણ ચ્યારિ સન્તુષ્ટ હવા, તેહનિ હૈડિ હર્ષ નવિ માય રે. ૧
નારદ–આદિ દેઇ ઋષિ ભૂપતિ, યે યે બિઠા ત્યાંહિ રે;
અભિષેક–સમિ સવિ કો પધાર્યા, અન્તર–વેદી માંહિ રે. ૨
બ્રહ્મસભાયિ અનેક ઋષિ નિ, અમર શોભિએ યિમ્મ રે;
અન્તરવેદી વ્યપિ વિપ્ર બહુ, રાય! શોભિએ તિમ્મ રે. ૩
મહાનુભવ સવિ કો બિઠા, અનેક વિપ્ર–વિતાણ્ડ રે;
ધર્મ કર્મ–વિધિ માર્ગ વિચારિ, અનેક શાસ્ત્ર શ્રુતિકાણ્ડ રે. ૪
તે સર્વ સાહમૂં જોઇ નારદજી, મન માંહિ કરિ વિચાર રે;
ધર્મપુત્રની સભા વ્યપિ, જ્હાં બિઠા છિ સવિ સાર રે. ૫
અંશ–ચરણ સમ્ભાર્યૂં ચિત્ત માંહિ, ઋષિજીયિ તેણી વાર રે;
'દેવ ઋષીશ્વર તણા અંશ લેઇ, અવતરિઆ યેહ સાર રે. ૬
યે પ્રભુ મૃત્યુ લોક વ્યપિ, અવતરિઆ સવિ કોય રે;
પૂર્ણબ્રહ્મ સાક્ષાત સ્વરૂપિ, આહિ બિઠા છિ સોય રે. ૭
યેણી પિરિ નક્ષત્ર–ઘટા માંહિ, પૂર્ણકલા–યુગ ચન્દ્ર રે;
તેણી પિરિ રાય ઋષીશ્વર માહિ, અતિ શોભિ શ્રીગોવિન્દ રે. ૮
યેહના બાહુબલ વ્યપિ, અમરમાત્ર ગુણ ગાયરે;'
ઇમ જાણી સ્તુતિ કરી નારદિ, સુણિ, જનમેજે રાય રે! ૯
તિણિ સમિ ત્ય્હાં ભીષ્મ કિહિ, "તૂં ધર્મપુત્ર! અવિધારિ રે;
અનેક રાય ઋષિ આવ્યા છિ, ઇન્દ્રપ્રસ્થ મુઝારિ રે. ૧૦
ઋત્વિજનિ આવર્જ–આદિ દેઇ, વિપ્ર વર્યા છિ યેહ રે;
સંવત્સર એક થયુ યુધિષ્ઠિર, આંહિ પધરાવ્યા તેહ રે. ૧૧
હાવિ યજ્ઞ–કારય આપણું સરિ, તે કૃપા જાણજ્યો એહની રે;
ભલી યુક્તિ સહુંયિ, યુધિષ્ઠિર! પૂજા કરુ સર્વ કેહની રે" ૧૨

ધર્મપુત્ર કિહિ, "ઋષિરાજા, આદિ બિધ સવિ હોય રે;
કુહુની પૂજા પ્રથમ કરું ? મૂંહિ કુહુ, પિતામહ! સોય રે." ૧૩

ભીષ્મ કિહિ, "સુણિ, રાય યુધિષ્ઠિર ! સત્ય વાયક કહૂં આજ રે;
પ્રથમિ પૂજા યોગ્ય પ્રભુ, શ્રીકૃષ્ણદેવ મહારાજ રે. ૧૪

યેહનૂં તેજ સકલ ઘટિ વ્યાપક, ઇમ બોલિ શ્રુતિ ચ્યાર રે,
તેહની પૂજા પ્રેમિ કરતા, અખિલ વિશ્વ પૂજાય રે. ૧૫

નહીં સૂર્ય ત્યહા સૂર્ય એહ, નિશ્ચિત વ્યપિ એ વાત રે;
જોતા જમલ નહી કો બીજુ, કૃષ્ણસમુ સાક્ષાત રે. ૧૬

તેહ માટિ શ્રીહરિની પૂજા, પ્રથમ ઘટિ અવશ્યમેવ રે,"
ભીષ્મ તણુ સઙ્કેત લહી પછિ, ઇમ બોલ્યા સિહિદેવ રે. ૧૭

"શું મન માહિ વિલમ્બ કરુ છુ ? હજી વિલમ્બ શું થાય રે ?
સર્વાન્તર્યામી શ્રીહરિની, પૂજા કરુ કિં ન, રાય રે ?" ૧૮

સિહિદેવ કેરા વાયક સુણી, સહુ પામ્યા હર્ષ અપાર રે,
પછિ અનન્તજીની અર્ચા કીધી, વરત્યો જેજેકાર રે. ૧૯

પામ્યા હર્ષ સર્વ યાહુરિ, પૂજ્યા શ્રીજગદીશ રે,
તેણિ સમિ કાંઇ નારદજી, નિય હલાવિ શીસ રે. ૨૦

ત્યાહરિ પૂછિ કારણ ધર્મપુત્ર, "સ્વામિ ! એ થયુ મુઝ સન્દેહ રે,"
નારદ કિહિ, "યજ્ઞાન્ત-સમિ, તુઝનિ, કહેશ ગય ! એહ રે. ૨૧

સ્વભાવસહિત તે પૂજા ગ્રહી, પ્રભુ દીનાનાથ દયાલિ રે,
તેણિ સમિ મનિ ખમી નવિ સક્યુ, રાજા ચે શિશુપાલ રે. ૨૨

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાય રે !
વસતુ ચૈદ્ય રાય ઇમ બોલ્યો, તે તુઝનિ કહૂં ઉપાય રે. ૨૩

## કડવૂં ૧૬ મૂં—રાગ [ સિન્ધુડુ ]

તેણિ સમિ એહવૂં જાણી, મહા ક્રોધ મન માહિ આણી;
મુખિ વાણી ચેદીરાય ઇમ ઉચ્ચરિ રે. ૧
લોચન રક્ત કરી એહ, દુષ્ટ વચન બોલ્યુ છિ યેહ;
તેહ ઋષિ રાજા શ્રવણિ ધરિ રે. ૨

ઢાલ—ઋષિ રાજા શ્રવણિ ધરિ, અતિ રીસિ થયુ વિકરાલ;
ભીષ્મ, યુધિષ્ઠિર, વાસુદેવની, નિન્દા કરિ શિશુપાલ. ૩

" અણઘટતૂં આચરણ કીધૂં, કુરુ રે, શીખ કુણિ દીધી ?
એ આહીરની કૌરવપતિ બિઠાં, કુરુ, અર્ચા કિમ કીધી ? ૪
બાલક—બુદ્ધિ છિ પાણ્ડવની રે, ધર્મ વાત શું જાણિ ?
ભીષ્મ અલ્પદર્શી નિત્ય યે, પૂજ્ય કરી પરમાણિ. ૫

ભીષ્મ તણાં વાયક મનિ આણી, શોક ધાર્યો ધર્મિ;
મહાનુભાવ સવિ ભૂપ બિઠાં, ભરવાડ પૂજાયિ કિમ ? ૬
જુ કિહિશુ, ' એ કૃષ્ણ અહ્મારિ, પૂજ્ય કરી મનાય; '
તુ વસુદેવ છતા કિમ તેહનુ, પુત્ર પિહિલુ અર્ચાય ? ૭

જુ કિહિશુ, ' એહ સદા કાલ લગિ, શ્રીહરિ પ્રિય અહ્મારુ; '
તુ શિ નવિ પૂજા પ્રથમ કરી, યે દ્રુપદરાય તહ્મારુ ? ૮
જુ કિહિશુ, 'આચાર્ય કૃષ્ણ, તેહ માટિ માનિયિ એહનિ,
તુ વિદ્યાગુરુ દ્રોણ મહન્ત પિહિલાં, કા નવિ પૂજ્યા તેહનિ ? ૯

જુ કિહિશુ, ' બહૂ શૌર્ય વ્યપિ રે, મુખ્ય છિ મહારાજ; '
તુ તમ્મ્યો પૂજા કર્ણ તણી પિહિલાં, કા નવિ કીધી આજ ? ૧૦
જુ કિહિશુ, ' એ વૃદ્ધ અહ્મારિ, પ્રાક્રમ માંહિ અતિ પ્રૌઢ; '
તુ દ્વૈપાયન પ્રથમ તિજી, કાં આહીર અર્ચ્યુ મૂઢ ? ૧૧

જુ ઋત્વિજ નહીં, આચાર્ય નહીં, યશ—રાજિ નહીં કુલ યેહનિ;
અરે મૂઢો ! શું મનિ વિચારી, મુખ્ય કર્યો છે તેહનિ ? ૧૨

જુ એહ્‌ની પૂજા પ્રથમ કરવા, ઇચ્છા હૂતી મન માંહિ;
તુ બહુ દેશ તણા ભૂપતિ, શાહ્‌નિ તેડાવ્યા આંહિ? ૧૩
પાણ્ડવ માટિ મહીપતિ કો ભય, મન માંહિ ન પામિ લેશ;
ધર્મ-કાર્ય કરતુ જાણી, અહ્મ્યો કર આપ્યા, નરેશ ! ૧૪
તેહ સર્વ ભૂપતિ આંહિ બિઠાં, એહ્‌ની પૂજા કરી રે અપાર;
યશ તાહ્‌રો સર્વ ગયુ જાણ્યે, આજથી નિરધાર. ૧૫
અધર્મ અનેરા નિત્ય આચરિ, મહા મહીપતિ મહન્ત !
તેહ્‌ની પૂજા કરી પ્રથમે, શું જોયૂં વિમાશી ચિત્તિ ? ૧૬
કલેવર વ્યપિ યિમ દાહક્રિયા, અન્ધનિ દર્શન યિમ્મ;
રાજહીણનિ રાજ-પ્રતિષ્ઠા, તે સહી જાણુ તિમ્મ. ૧૭
યેહ્‌વુ યુધિષ્ઠિર તેહ્‌વુ ભીષ્મ છિ, અનિ તેહ્‌વુ કૃષ્ણજ એહ;
એહ સરખે સરખૂં મિલ્યૂં, તેહ માંહિ નહીં સન્દેહ. ૧૮
મુખ્ય સભા માંહિ સવિ કો બિઠા, ડાહ્યુ નથી કોએક;"
એહ્‌વૂં કહી બિઠુ થયુ સાહૂરિ, ઊઠ્યા ભૂપ અનેક. ૧૯

ઊથલુ

ઊઠ્યા ભૂપ અનેક નિ, મનિ ક્રોધ સહ્યુ નવિ જાય રે;
વૈશમ્પાયન ઇમ બોલિઆ, સુણિ, જનમેજે રાય રે ! ૨૦

૪૦૭

---

## કડવૂં ૧૭ મૂં—રાગ [ સામેરી ]

મહા ક્રોધ મન માંહિ ધરી, કાઇ ઊઠ્યો ભૂપતિ યાહૂરિ રે;
સાહૂરિ યુધિષ્ઠિરિ વાણિ કહી રે. ૧
"... ... ... અણુઘટતૂં, વાયક તું બોલિ યેહ રે;
તેહ રે આજ તૂંહિ ઘટિ નહીં રે. ૨
ઢાલ—તુઝને આજ ઘટે નહીં, અહ્મ્યો આચરતા શુભ કર્મ;
આજ થકાં દુષ્ટ વાયક કહિ, તેહ સમુ કો નહીં અધર્મ. ૩

સર્વથા પિરિ જાણિ સહી, ભીષ્મનૂં વાયક વેદ;
એ અયુક્તારથ નવિ કિહિ, તૂં ધરિ મિથ્યા ખેદ. ૪
તુઝ થકા મોહટા મહન્ત આંહિ, અનેક બિઠા છિ રાય;
સર્વાન રચિત વાત છિ, તૂં દુઃખી કાં મનિ થાય? ૫
શ્રુતિતત્ત્વ જાણિ અનેક વલી, યે ભીષ્મદેવ સુજાણ;
ક્ષત્રી થકુ અક્ષત્રીનિ, એહજ પૂન્ય પ્રમાણ. ૬
તૂં કિહિ છિ, 'આગિ અનેક કૃષ્ણિ, હણ્યા ભૂપ અનન્ત;
તુ એહજ પૂન્ય પ્રમાણિયિ, એહતુ નથી કો બલવન્ત. ૭
શાન્તન તણુ સુત અસત્ય નવિ વદિ, હદિ તૂં વિચારિ;
બ્રહ્માણ્ડ માંહિ હરિ પૂન્ય છિ, ત્રૈલોકિ એહનિ આધાર. ૮
વિપ્ર, જ્ઞાની, વૃદ્ધ, ક્ષત્રી, શર તેહ કિહિવાય;
તેહ ઉભિ ગુણ છિ એ કૃષ્ણ માંહિ, જો મનિ વિમાશી, રાય! ૯
એહાન ભ્યપિયાં ઊપનાં, પઞ્ચ તત્ત્વ, તૂં જાણિ;
સવિ ધર્મમાર્ગ શ્રીકૃષ્ણથી, તે પ્રગટ થયા નિરવાણ. ૧૦
તેજ મુખ ભાસ્કર કહિયિ, મુખ સાયર સરિતા ચિન્મ;
મનિ, ભૂપ! સત્ય વિચારયે, મુખ્ય ધર્મ શ્રીહરિ તિન્મ." ૧૧
એહવા યુધિષ્ઠિરનાં વાયક શ્રવણિ, સાંભલી અશ્વમેવ;
તેણિ સમિ વલતુ વચન ઇણી પિરિ, બોલિઉ સિહિદેવ. ૧૨
"શ્રીકૃષ્ણની અર્ચા થકી યે, દુઃખ પામતા હુયિ આજ;
તેહનિ શીસિ ચરણ અહમ્યો ધરી, પૂજિયિ શ્રીમહારાજ." ૧૩
અન્તરિક્ષથી તવ પુષ્પવૃષ્ટિ, અમરિ કરી તત્ખેવ;
તે કારણ સવિ જોના હવા, તેણિ સમિ નારદ દેવ. ૧૪
શિશુપાલના આશ્રિત તિહાં, તવ હૂતા યે ભૂપાલ;
તે યુદ્ધ કરવા સર્જ્જ થયા, સહૂ ઊઠ્યા કરી કરવાલ. ૧૫
સાહૂરિ ભીષ્મ પ્રતિ ભય પામનાં, બોલ્યા યુધિષ્ઠિર રાય;
"સ્વામી! તદ્મ્યો ક્રુદ્ધ, કવણ મિ, કરવુ ઘટિ ઇહાં ઉપાય? ૧૬

યત્ર માંહિ વિઘ્ર નવિ ઊપજિ, કલ્યાણ સર્વનિ હોય;
તહ્મ્યો પિતામહ વેગિ કરી, ઇહાં કુણ વાયક સોય." ૧૭
ત્યાહરિ ભીષ્મ વલતા બોલિઆ, "સુણ, વાયક કહું, ભૂપાલ!
યિમ સિંહસુતનિ વ્યપિ ઝાઝાં, કરે શ્વાન કોલાલ. ૧૮
તેહ તણું પ્રાક્રમ ત્હાંલગિ, ચ્હાં ન જાગિ મૃગરાજ;
તિમ પ્રભુ આગલિ ભય સઘલા, લહે છે મુખ્યિ આજ. ૧૯
કેસરી શ્રીહરિ આગલિ, રહી સકિ, કુણ, કયાંહિ?
તેહ માટિ, સુનધર્મ! તૂં ભય, મ પામેશ મન માંહિ. ૨૦

ઊથલુ

ભય મ પામેશ મન માંહિ રે," એહવી ભીષ્મિ ત્હાં વાણિ કહી;
તેહ વચન શ્રવણે સાંભલી, શિશુપાલ તવ બોલ્યુ સહી. ૨૧

૪૨૮

---

કડવું ૧૮ મું–રાગ એજ

ચૈદ્યરાય વલતુ ઇમ બોલ્યુ, " ગંગાસુત! અવિધારિજી;
હું કિઞ્ચિત ભય કૃષ્ણ થકી, નવિ પામું હૃદય મુઝારિજી. ૧
હું આગલિ અધિક વિખાણિ, કૃષ્ણ તણું બલ જેહજી;
એહના પ્રાક્રમ તણી પ્રૌઢતા, હું જાણું છું તેહજી. ૨
મારી પૂતના, વૃષ હણ્યા પછિ, કર્યું શકટનુ ભંગજી;
ગિરિવર વલ્મીકસમો તોલ્યો, તેહનું કશું કરિ અંગજી? ૩
અબલા–ઘાતકી, પશુ–હત્યા તેહનિ, સ્મૃતિ અધમ પ્રમાણિજી;
અરે ભીષ્મ! તેહનું બલ પ્રાક્રમ, મુઝ આગલિ શું વિખાણિજી? ૪
તૂં કિહિ છિ, 'શ્રુતિ-પ્રાણિમાત્રનિ, પ્રેમિ પૂજ્ય શ્રીરંગજી;'
ઇમ કિહિતા તાહરી જીહ્વા, શું નથી થાતી શતખણ્ડજી? ૫
આણી સભાયિ કૃષ્ણ તણા ગુણ, તુઝ વિના કવણ વિખાણિજી?
કલીબ–દશા જુ તૂં પામ્યો, તુ ધર્મવાત શું જાણિજી? ૬

તુઝ માટિ નૃપ કાશીસુતાયિ, પ્રાણ તિન્યા કિહિવાયજી;
ગૃહસ્થ–ધર્મની વાત નવિ જાણિ, મુખિ કૃષ્ણના ગુણ ગાયજી. ૭
શલ્ય, કર્ણ, દ્રોણ, અશ્વત્થામા, પ્રાક્રમ માંહિ અતિ પ્રૌઢજી;
તેહના ગુણ કાં મેહલી મુખિથુ, અધમ વિખાણે મૂઢજી ? ૮
કુરુના વંશિ નિકન્દન તૂં તાં, અવતરિઉ અજ્ઞાનજી;"
તેણિ સમિ વલી ભીષ્મ પ્રતિ, એક કહ્યું હંસ–આખ્યાનજી. ૯
કૃષ્ણ તણા ઉપવાદ સભા માહિ, બોલે દુષ્ટ અનન્તજી;
મન માંહિ ક્રોધ ધરી તવ ઊઠ્યુ, ભીમસેન બલવન્તજી. ૧૦
મન માહિ આણ્યૂં, 'હાવિ દુષ્ટના, હરૂં પ્રાણ તત્કાલજી;'
તેહ દેખીનિ મન માહિ ભય, નવિ પામ્યો શિશુપાલજી. ૧૧
ભીષ્મ કિહિ, "રે ભીમ ! ક્ષણ એક, સ્થિર થાઉ રણધીરજી !
કૃષ્ણ વિના કો એહનિ, મારી નહીં સકિ અન્ય વીરજી. ૧૨
એહની ઉત્પત્ય કેરૂં કારણ, તુઝનિ કહૂં નિરધારજી;
પ્રસવ હનુ તવ એહના હૂતાં, ત્રણિ નેત્ર, ભુજ ચ્યારિજી. ૧૩
માત, પિતા, મન્ત્રી સવિ મન માહિ, પામ્યાં ત્રાસ તત્ખેવજી;
'બાલકનિ મેહલી આવિયિ, નવિ રાખિયિ અશ્વમેવજી.' ૧૪
એહવૂં વિમાસ્યૂં, તેણિ સમિ ત્યહાં, આકાશ–વાણી હોયજી;
'બાલકની બહુ પિરિ કરજ્યો, શુશ્રૂષા સર્વ કોયજી. ૧૫
મહાબલિઉ એહ સુભટ હશિ, નહીં મિલિ જમશુ કો અન્યજી;
અસ્ત્ર–આયુધિ નહીં મરિ, તહ્મ્યો સત્ય જાણજ્યો મનિજી.' ૧૬
એહવૂં સાભલી તેણિ સમિ ત્યહાં, વિસ્મિ સહૂકો થાયજી;
વલતાં પૂછે માત–પિતા યિમ, 'એ મરશિ કવણ ઉપાયજી ?' ૧૭
'ચેહનિ અંકિ મેહલતાં પડશિ, એક નેત્ર, બિ પાણિજી;
તેહનિ હાથિ એહ બાલકનૂં, મૃત્યુ હશિ નિરવાણજી.' ૧૮
એહનિ જોવા, કાજિ મિલ્યા બહુ, મુનિજન સુભટ વિખ્યાતજી;
મેહલ્યુ અઙ્ક અંકિ સર્વનિ, નવિ હુયિ નેત્ર–ભુજ–પાતજી. ૧૯

દિવસ કેટલિ હલધર નિ, શ્રીકૃષ્ણ પધાર્યા સોયજી;
મેલ્હ્યુ અર્ભક અંકિ પ્રભુનિ, તવ પડ્યૂં નેત્ર, કર દોયજી. ૨૦
પછિ જાણ્યૂં મન વ્યપિ, 'મુઝ પુત્રનિ મારિ એહજી;
વિનય કરી તવ કૃષ્ણ તણી, સ્તુતિ કરવા લાગા તેહજી. ૨૧
'કૃષ્ણદેવ! તમ કહિ વર માગૂં,' વચન કહ્યૂં શિર નામીજી;
'માહરા પુત્રના અપરાધ તહ્મ્યો, નવિ ધરવા મનિ, સ્વામીજી!' ૨૨
કૃષ્ણ કહિ, 'એક સમિ પ્હાં, કરશે શત અપરાધજી;
ત્યહાંલગિ હૂં તાહરા સુતનિ, નહીં કરૂં પ્રતિબાધજી.' ૨૩
એહ્વુ પૂરવિ વાયક-વર તે, તેહનિ આપ્યુ જગદીશિજી;
શત અપરાધ પૂરા હશિ ત્યાહરિ, હેલા છેદશિ શીસજી." ૨૪
એહવૂં કહીનિ ક્રોધ ભીમનુ, ઊતાર્યો તત્કાલજી;
વૈશમ્પાયન કહિ, તેણિ સમિ, ત્યહાં ઇમ બોલ્યા શિશુપાલજી. ૨૫

૪૫૩

---

## ૭. શિશુપાલવધપર્વ—

### કડવું ૧૯ મું–રાગ (સિન્ધૂડું)

ભીષ્મ તણાં વાયક એહ રે,
તેહ રે શિશુપાલ શ્રવણિ ધરિ રે. ૧
મહા ક્રોધ મન માંહિ તવ આણી રે,
વાણી રે ડાહોલપતિ ઇમ ઉચ્ચરિ રે. ૨
ઢાલ–ડાહોલપતિ ઇમ ઉચ્ચરે, "હરિ! હજી રાખૂં મામ;
તાહરિ હાથિ માહરૂં મૃત્ય છિ, તુ ઊઠિ, કરૂં સંગ્રામ. ૩
સર્વ ભૂપ સાન્નિધ્ય ત્યહાંલગિ, કરૂં યુદ્ધ અપાર;
જ્હાંલગિ પાણ્ડવ સાથિ રહ્યિ, તાહરુ કરૂં સંહાર. ૪
પાણ્ડવ હણૂં, તે કહૂં કારણ," બોલિઉ બલવન્ત;
"એણિ અધર્મીની પૂજા કરી, બહુ તિજી ભૂપ અનન્ત" ૫

વલિ વાચક મુખિ બોલ્યુ હશી, " અરે અન્ધ ! સાભલિ આજ;
રુખમણી મુઝ વરતા હરી, તુહી નથી ધરતુ લાજ　　૬
ઘર ગ્યકો, માહ્‌વા ! તુઝ વ્યતિ, મહાધૂર્ત–લક્ષણ હોય
એહવા દોષ તાદગ તુઝ વિના, નવિ પામિ બીજો કોય "　　૭
દુષ્ટના દારુણ દોષ ત્હા, ત્હાંનગિ ખમ્યા દેવાધિદેવ,
ત્હાંનગિ શત અપરાધ તે, પરિપૂર્ણ થયા અશ્વમેધ.　　૮
ઉદપાત્ર લેઇ પછિ ચક્રનૂ, ચિન્તન કર્યૂં જગદીશિ,
તેણિ કરી રાય શિશુપાલનૂ, તત્કાલ છેદ્યૂ શીસ.　　૯
તેણિ સમિ ત્રૈલોકિ માહિં, થૈ રહ્યુ હાહાકાર,
ભય ત્રાસ સહ ભૂપતિ હવા, મન માહિ કરિ વિચાર　　૧૦
શિશુપાલ કેરા શરીર માહિથી, તેજ પ્રગટ્યૂ ચેહ,
મહારાજજીના મુખ વ્યતિ, પછિ સમાયૂ જૈ તેહ　　૧૧
સત્કારવિધિ કરવા તણી, શીખ ધર્મપુત્રનિ દીધ,
શિશુપાલ–સુતનિ રાજ કેરી, પ્રતિષ્ઠા તવ કીધ.　　૧૨
તેણિ સમિ ત્હા સર્વ કો, મન માહિ વિસ્મે થાય,
પછિ યજ્ઞ પૂરણ હવુ સહી, આનન્દ અઙ્ગિ નવિ માય　　૧૩
ઋષિ–રાય સવિ હરિનિ સ્તવિ, અનિ બિહુ શ્રીભગવાન,
ગુરવાયક લેઇ યુધિષ્ઠિરિ, કીધૂ અવભૃથ–સ્નાન　　૧૪
બહુ દાન આપે દક્ષિણાય, હર્ષ મન માહિ હોય,
પછિ વેદ–મન્ત્રે રાયને, આશિષ દિઇ સર્વ કોય　　૧૫
સવિ કો રાજા એમ કહિ, ' ધન ધન ધર્મકુમાર '
કુરુ–વંશ–મધ્ય યુધિષ્ઠિર ' તિ, કર્યો યશ–વિસ્તાર '　　૧૬
એણી પિરિ દેશ અનેકના, આવ્યા છિ ભૂપતિ ચેહ,
સ્વસ્થાનકિ જાવા યુધિષ્ઠિર કહિ, આજ્ઞા માગે તેહ　　૧૭
નૃપ–માત્રની પૂજા કરીનિ, યુધિષ્ઠિર કહિ વાત,
" આપ આપણિ હવિ દેશિ સર્વનિ, જુહારુ જૈયનિ, ભ્રાત '　　૧૮

વૈરાટ રાય મહા પ્રાક્રમી, દ્રષ્ટદ્યુમ્ન બલિઉ વીર;
તેહ્નિ વુલાવા તહ્મ્યો સાંચરુ, સાથિ, ધનઞ્જય ધીર ! ૧૯
ધૃતરાષ્ટ્ર નિ વલિ પિતામહ, તે ભીષ્મદેવ મહન્ત;
તેહ્નિ વુલાવા તહ્મ્યો સાંચરુ, ભીમસેન બલવન્ત! ૨૦

આચાર્ય નિ વલિ અશ્વત્થામા, આવ્યા છે અશ્વમેવ;
તેહ્નિ વુલાવા તહ્મ્યો સાંચરુ, શીઘ્ર થઈ, સિહિદેવ ! ૨૧
શલ્યરાય સ્વપુત્રશું, તેહ્નું કશું કરૂં વિપ્પાણ ?
તેહ્નિ વુલાવા તહ્મ્યો સાંચરુ, નિકુલ વીર સુજાણ! ૨૨

બાકી ભૂપતિ માત્ર પે, ત્યહાં હ્તા એકાએક;
તેહ્નિ વુલાવા કાજ તવ, મોકલૂં ભૂપ અનેક " ૨૩
ઋષિ સાથિ નારદજી વલ્યા, ત્યાહ્રિ એહ્વૂં પૂછિ રાય;
" યજ્ઞ—અન્તિ ક્લેશ,' કહ્યૂં હતૂં, તે હાવિ કુણ રે ઉપાય " ૨૪

ઋષિ કહિ, " યાહ્રિ તેર વર્ષ, પૂરણ હશિ નિરધાર:
ત્યાહ્રિ એણિ નિમિત્તિ હશિ નિકન્દન, કૌરવકુલ—સંહાર." ૨૫
એહ્વૂં કહી નારદ આદ્દેશ લેઈ, ઋષિ સાથિ માર્ગિ પલાય;
તેણિ સમિ મનિ ચિન્તા ઘણી, ધરે યુધિષ્ઠિર રાય. ૨૬

ઇમ સકલ મહિપતિ અનિ બ્રાહ્મણ, વુલાવ્યા તત્ખેવ;
પછિ આદ્દેશ માગી સાચર્યા, દ્વારિકાં દેવાધિદેવ; ૨૭
ત્યાહ્રિ શકુનિ સાથિ રાય, દુર્યોધન રહ્યુ ત્યાંહિ;
તેહ્નિ સભા જોવા કારણે, ઇચ્છા થૈ મન માંહિ. ૨૮

ઊથલુ

ઇચ્છા થૈ મનિ સભા જોવા, વૈશમ્પાયન ઇમ ઉચ્ચરે રે;
વિષ્ણુદાસ કિહિ, તે વાયક, રાય જનમેજે શ્રવણિ ધરે રે. ૨૯

૪૮૨

## ૮. દ્યૂતપર્વ—

### કડવું ૨૦ મું–રાગ રામગ્રી

વૈશમ્પાયન બોલ્યા વાણીજી;
પ્રેમ પ્રીતિ આભ્યન્તર આણીજી. ૧
મહાબલિઉ યે દુર્યોધન રાયજી;
માતુલ ચેહનિ શકુનિ સાહિજી. ૨
ઢાલ–સાહિ ચેહનિ શકુનિ સરીખા, ઉગ્ર પ્રાક્રમી હોય;
પછિ તે યુધિષ્ઠિરની સભા જોવા, રહ્યા બિહુ જણ સોય. ૩
હસ્તિનાપુર માંહિ દીઠી નથી, ઉપમા કહી નવિ જાય;
તેહવી ઇન્દ્રપ્રસ્થ વ્યપિ સભા, જોતુ હવો તે રાય. ૪
એક દિવસિ બિહા પાણ્ડુસુત, તે સભા શોભિત માંહિ;
ધૃતરાષ્ટ્ર કેરા પુત્ર તે, તેણિ સમિ આવ્યા ત્યાંહિ. ૫
તિહા ભોમિ દીઠી સ્ફાટિકમિ, જાણ્યું 'ભર્યૂં છે તોય;'
ત્યાહરિ વસ્ત્ર ઊંચા ચહ્રાવી, સાચર્યું મહીપતિ સોય. ૬
ત્યાહરિ અમ્બુ ત્યહા દીઠૂં નહીં, ચિત્તભ્રંશ થયુ ત્યાંહ;
સ્થલભોમિ જાણી સાચર્યું તવ, જઈ પડ્યો જલ માહિ ૭
પછિ વસ્ત્ર ભીને બાહરિ આવ્યુ, દુઃખી થયુ રાજાન;
પછિ કિંકરિ શુભ વસ્ત્ર આપી, કરાવ્યાં પરિધાન. ૮
પછી અરૂપરૂ અવિવેકવાનિ, ભૂપ લાગો સોય;
ત્યાહરિ ભીમ, અર્જુન, નિકુલ, સિહદેવ, હશી સાહમૂં જોય. ૯
જાણ્યૂં, 'હાવિ કાંઇ નીસરૂં,' નહીં આપ કેરી શુદ્ધિ;
પગથારી ચહ્રવા ગયુ ત્યાહરિ, પડ્યુ તે વાપી–મદ્ધિ. ૧૦
વાપી સ્થકુ પછી બાહરિ આવ્યુ, અનિ ઊંચી ન કરિ દૃષ્ટિ;
વલી સુભટ સહૂ ઊઠ્યા હશી, ત્યાહરિ પરજળ્યુ પાપિષ્ઠ. ૧૧
જાણ્યૂં, 'મન્દિર માંહિ જાઊં ધશી,' ઊપની રાય–મનિ રીસ;
પછિ દ્વાર–સ્થાનકિ ભીંતિમિ, 'અફલાઇ ભાગ્યૂં શીસ. ૧૨

ત્યાહ્‍રિ અટાલીથી દ્રુપદી હશાનિ, વાચક બોલ્યાં ઇમ્મ;
" શું દષ્ટિહીન થયુ ઘટિ, જલ-સ્થલ ન જાણ્યુ મર્મ ? ૧૩
યાહ્‍રિ પિતા સરીખા પુત્ર હુયિ, ત્યહાં મનિ નવિ ધરિયિ રોષ.
અન્ધના અન્ધ ઘટિ સહી, ત્યહાં દેવનો શો દોષ ?" ૧૪
પરજલ્યુ ભૂપતિ ઇમ કહિ, " મુઝ વાયકે સાંભલિ એહ;
વચન તાહ્‍રા માટિ કરૂં પ્રભવ, હાવિ ખમયે તેહ." ૧૫
મનિ ક્રોધ-જ્વાલા ઊપની, તેણિ આકુલવ્યાકુલ થાય;
પછિ શકુનિ સરશુ હસ્તિનાપુર માંહિ, સાંચર્યો તે રાય. ૧૬
તેણિ દીઠી રીધ રાય યુધિષ્ઠિરની, યજ્ઞલીલા પ્રૌઢ;
પછિ પાપમતિ પાણ્ડવ વ્યપિ, ફરતો હવો માન મૂઢ. ૧૭
વપુવેગિ રાય વિહ્વલ થયુ, દુ:ખ શોક ધરતુ જાણિ;
નિશ્વાસ મુખિ મેહ્‍લતુ જાણી, શકુનિ બોલ્યો વાણિ. ૧૮
"તાહ્‍રૂ દીસિ મુખ અતિ દામણું, મુઝ હૃદિ આશ્ચિન્ત્ય થાય;
તુંહ્નિ શી ચિન્તા મનિ ઊપની ? મૂંહ્નિ કહિ કારણ, રાય ! ૧૯

ઊથલુ

કહિ કારણ, રાય ! મૂંહ્નિ," એહ્‍વી શકુનિ વાણી ઉચ્ચરિ;
પછિ દુર્યોધન વદતૂં વદિ, તેહ વચન ત્યહા શ્રવણિ ધરિ. ૨૦
૫૦૨

---

## કડવું ૨૧ મું-રાગ [ પરજિઉ ]

વૈશમ્પાયન ઋષિ ઉચ્ચરેજી,
સુણિ, જનમેજે ! રાજા શ્રવણિ ધરેજી. ૧
ત્યાહર પૂંઠિ યે હવું સોયજી,
તેહ સમ્ભળાવૂં કથાયજી. ૨
ઇમ બોલ્યા દુર્યોધન રાયજી,
" સાંભલ્લુ, શકુનિ ! કહું ઉપાયજી. ૩

સુખ પાણ્ડવનાં કહ્યાં નવિ જાયજી,
તે દેખી મિ ક્ષણુ નવિ રિહિવાયજી. ૪

ઢાલ—ક્ષણમાત્ર મિ નવિ રહ્યું જાય, દુઃખી થયૂં મુઝ આપ;
તેહની રાજલીલા દેખાનિ, ઊપનુ મનિ પરિતાપ. ૫

એણિ રાજસુઇ કર્યું સહી, સાન્નિધ્ય શ્રીજગદીશ;
પાણ્ડવ-અન્ન પ્રતાપથી, બહુ નૃપિ નમાવ્યાં શીસ. ૬

શિશુપાલ સરીખુ નૃપ હણ્યુ, જે મહાબલિઉ હોય;
પાણ્ડવ-રૂપી અગ્નિ માંહિ, ભૂપ બાલ્યા સવિ કોય. ૭

તિમ તેણિ અગ્નિયિ બહુ બલ્યુ, સુખ નહીં મુઝનિ લેશ;
હાવિ ઝમ્પાવૂં જલિ કિ પિઉં વિષ, કિ કરૂં અગ્નિ-પ્રવેશ? ૮

જેહવુ યજ્ઞ કીધુ પાણ્ડવિ, કાંઇ તેહવુ મિ નવિ થાય;
તુ નેટ સહી મરવૂં ઘટિ, હાવિ નવિ ઉપાય. ૯

ઉપાય પૂરવિ બહુ કર્યા, તેણિ નવિ પામ્યુ મૃત્યુ;
દીપતા દિનદિન દીસિએ, દૈવની અવલી ગતિ. ૧૦

માહરિ તેહના સરીખી નહીં સભા, રીધ નહીં શુભ સાહિ;
ઉપહાસ પામ્યો એહ માંહિ, તેણિ દુઃખિ દાઝે કાય." ૧૧

એહવાં વાયક સાભલી, ત્યાહરિ શકુનિ બોલ્યુ વાણિ:
"એ યુધિષ્ઠિરનિ વ્યધિ, ભૂપ! ઇમ રખે તૂં મનિ આણિ. ૧૨

એ પાણ્ડુના સુત ભોગવિ, પોતા તણો જે ભાગ;
એહનિ બાહુબલિ લક્ષ્મી મિલી, આપણિ શો અનુરાગ! ૧૩

દ્રુપદી સરીખી સ્રીય પામ્યા, શ્રીકૃષ્ણ સરખા સાહિ;
આપણિ કાંઇ આપ્યૂં નથી, તૂં કાં દુઃખી મનિ થાય! ૧૪

ગાણ્ડીવ ભાથા અક્ષિ પામ્યો, પાર્થ મહા રણધીર;
તેણિ અગ્નિ કેરૂં દુઃખ ટાલ્યૂં, કર્યૂં દિવ્ય શરીર. ૧૫

મય દૈત્ય કાઢ્યો અગ્નિથી, તેણિ રચી દિવ્ય સભાય;
નિય બલિ રાજા વશિ કર્યા, તૂં કાં દુઃખી મનિ થાય? ૧૬
ભીષ્મ, દ્રોણ નિ કર્ણ, કૃપ, સોમદત્ત સુભટ ઉદાર;
તેહ છતાં તૂં કાં હિદિ, દુઃખ ધરિ રાજકુમાર? ૧૭
તેહ માટિ તૂં દિગ્વિજિ કરિ, વાયક કહૂં નરેન્દ્ર!
બહુ રાય જિતી યજ્ઞ કાં, કરતુ નથી રાજેન્દ્ર?" ૧૮
રાય કહિ, "પિહિલાં એહ જિતૂં, ઊતારૂં એહનુ ગર્વ;
ત્યાહરે પછી, માતુલ! મેહ્લી, આહરિ વશિ છે સર્વ." ૧૯
પછિ શકુનિ કહિ, "યે પાણ્ડુના સુત, મહાબલિઆ હોય;
ત્રૈલોકિના યોધા મિલિ પણિ, જિતી નવિ સકિ કોય. ૨૦
તેહ માટિ કાઇ છલ કીજિયિ, તૂં માનિ વાયક વેદ;
એહનિ દ્યૂતવિદ્યા પ્રિય છિ, પણિ ન જાણિ તેહનુ ભેદ. ૨૧
હૂં દ્યૂતવિદ્યા માહિ લહૂં, બહુ ભર્મ ભેદ વિચાર;
દ્યૂત રમાડી એહનુ હરી લીજિયિ, રાજરીધ-ભણ્ડાર. ૨૨
પણિ તેહ માહિ એક વાક છિ, તૂં ભૂપ સાભલિ! આજ;
જુ માનશિ ધૃતરાષ્ટર તુ, આપણૂં સરશિ કાજ." ૨૩
પછિ નગર માહિ આવ્યા સહી, ચિન્તા ઘણી મનિ થાય;
ધૃતરાષ્ટ્ર આગલિ જૈયનિ, બેહૂ જણ લાગા પાયિ. ૨૪

ઊથલુ

બેહૂ જણ લાગા પાય અનિ, ત્યાહરિ શકુનિ વાણી ઉચ્ચરિ;
ઋષિ કહિ, વાયક તેહ તણાં, ધૃતરાષ્ટ્ર તવ શ્રવણે ધરિ. ૨૫
૫૨૭

કડવું ૨૨ મું–રાગ એજ

શકુનિ કહિ, " સુણિ, રાયજી ! સતિ વાયક કહું સોય;
આજ સમિ દુર્યોધન સમુ, નર નથી દુઃખિઉ કોય. ૧
દારુણ ચિન્તા સુતનિ ઊપની, મનિ ઝૂરિ દિન અનિ રાતિ;
દીન દશાનિ સુત પામ્યુ સહી, સુખ નહીં હદિ–સઘાંતિ. ૨
કૃશ કાયા એ પુત્ર તણી, ધરતુ વેષ વર્ણ અપાર;
મુખની શોભા, કાન્તિ, કલા ગૈ, પિરિ પિરિ કરિ વિચાર. ૩
શત્રુ તણા બહુ સુખ દેખીનિ, અન્તરિ દાઝે તેહ;
ચિત્ત વ્યાપિ બહુ આરતિ ઊપની, કો નવિ સમાવિ તેહ. ૪
દુર્યોધનનિ તૂં નથી પૂછતુ, સુખ દુઃખ કેરી પિરિ.
એક હોય તુ મન લાગી રહિ, બહુ સુત તાહરિ ઘિરિ". ૫
એહવા વાયક શ્રવણિ સાભલી, દુઃખ પામ્યા મનિ ભૂપ.
દયા ઊપની રાય તણે મનિ, દેખી દીન સ્વરૂપ. ૬

૫૩૩

---

કડવું ૨૩ મું—રાગ [ રામગ્રી ]

શકુનિ તણું વાયક મનિ આણી, વલતા બોલ્યા તાત;
"અરે પુત્ર ! તાહરિ દુઃખ શું છિ ? તે કહિ મુઝને વાત, ૧
સકલ વિભૂતિ અછિ ઘિરિ પૂરણ, રાજ તણું સુખ સાર;
ગજ હયવર રથ બહુ આપણિ છિ, ધન તણુ નહીં પાર. ૨
સકલ પદારથ પૂરણ છે, બહુ બીજા સુભટ સાર;
તુ કાં, પુત્ર ! ધરિ દુઃખ મન માહિ ? મૂંકિ કુડ તે નિરધાર." ૩
દુર્યોધન એહવું વાયક સાભલી, બોલ્યુ પિતા–સઘાંતિ;
"રીધ દેખી સુત–ધર્મ તણી, હું પરજલું દિન–રાતિ. ૪
એહવું મિં સાભલ્યું નથી કહીં, એહનિ ઘિરિ જે ધન;
કનક–થાલિ ઋષિ સહસ અઠચાસી, નિત્ય કરિ ભોજન. ૫

આરિ દિશાના ભૂપતિ આવ્યા, બહુ ધન લ્યાવ્યા સોય;
દ્વાર વ્યપિ પછી કિંકર થૈયનિ, રહ્યા છિ તે સવિ કોય. ૬
સાંભલિ, તાત ! યુધિષ્ઠિરનિ ઘિરિ, રાજરીધ છે એહવી;
વરુણ, કુબેર તથા યમ કેરી, પૂરન્ત મિલિ નહી તેહવી. ૭
એહવી રીધ પાણ્ડવની દેખી, માન-દહન હું થાઉં;
એહ માહરૂં દુઃખ સમાવવા-અર્થિં, કવણુ આગલિ જાઉં !" ૮
ત્યાહરિ શકુનિ કહિ," સુણિ વ્યાસસુત ! એક ઉપાય જ કીજિ;
ધૂત રમાડી પાણ્ડવની, રીધિ-માત્ર હરી સર્વ લીજિ." ૯
ત્યાહરિ નૃપ કહિ," આપણિ વિદુર પ્રતિ, જૈ કારણ પુછિયિ એહ;
પ્રજ્ઞાવન્ત મહા ધર્મ વ્યપિ, મનિ સમદષ્ટિ છે યેહ." ૧૦
ત્યાહરિ દુર્યોધન કિહિ, " વિદુરનિ, ઘણું પાણ્ડવ વાહલા હોય;
મુઝ સઊંયિ અમિત્રપણું, અહોરાત્ર લેખવિ સોય. ૧૧
વલતૂં રાય ધૃતરાષ્ટ્ર કિહિ, " તુઝનિ વાયક કહું વેદ:
વિદુર તણી ત્યાં દષ્ટિ વ્યપિ, લવલેશ નહીં કાંઇ ભેદ. ૧૨
યેહવુ અમરગુરુ, તેહવુ એ, વિદુર મહાબુદ્ધિવન્ત;
બુદ્ધિ સ્થપી તેણિ કહ્યૂ છિ, ' [ધૃતિ] હોશિ ક્ષત્રી-કુલ-અન્ત.'૧૩
વિદુર-વાયક નવિ વૃથા હુયિ, તે કિમ આચરિયિ આંહિ ?"
વલતુ દુર્યોધન ઇમ બોલ્યુ, ક્રોધ ધરી મન માંહિ. ૧૪
"વિદુર તણૂં તૂં વાયક પાલવા, વસી કરિ વિખ્યાણુ;
તેહ માટિ, તાતજી! તિજીશ, તુઝ આગલિ મુઝ પ્રાણુ. ૧૫
વિદુર સાથિ પછિ સુપ્યી થૈયનિ, બેહૂ જ કરજ્યો રાજિ;
તે યે કહિ તે, પિતા! પાલજ્યો, પુત્ર તણૂં સૂં કાજ ! ૧૬
હેમરત્નમિ જડિત્ર મનોહર, સહસ્ર થંપ, શત દ્વાર;
એહવી સભાયે દ્યૂત રમ્યાનુ, ભૂપતિનિ અધિકાર." ૧૭
દુર્યોધનનૂં વાયક સુણીનિ, અતિ આતુર થયા રાય;
કહ્યૂં, "કિંકરો ! શીઘ્ર થૈયનિ, રચુ વિચિત્ર સભાય." ૧૮

એવિ સમિ ત્યહાં વિદુર પધાર્યા, કહ્યૂં, "માભનુ, ભ્રાત!
ઘૂત થશી કુલ–અન્ત હશિ, એ કાં આદરુ વાત?" ૧૯
વિદુર તણૂં એહવૂં વાક્ય સાંભળી, વળતૂ બોલ્યુ રાય,
"પુત્ર સાથિ નવિ ક્રનહ ઉપજિ, કરવા તેહ ઉપાય. ૨૦
શુભ અથવા મહા અશુભ હુયિ, પણિ કરવુ એહ વિચાર
ઘૂત તણુ ત્યહાં સમુ શીઘ્ર થૈં, આહિ રચનુ આચાર ૨૧
હવિ' વિદુર! તમ્યો આ રચિ બિશી, શીઘ્ર સાચરુ ત્યાહિં,
ઇન્દ્રપ્રસ્થિ જૈ ધર્મપુત્રનિ, તેડી આવુ આહિં." ૨૨
રાય જનમેજે કહિ, ઋષિજી! તેહ કુળ કયા વિચારી,
કુણ કુણ શત્રુ હવા પાણ્ડવના? કવણ હવા હિતકારી? ૨૩
ઋષિ કહિ, દુર્યોધન, દુઃશાસન કર્ણ શકુનિ હોય
એહ દુષ્ટ–ચતુર્થી મિત્ર્યા, બહુ બીજા શત્રુરૂપ થયા સોય. ૨૪
તે સઘલિ મન માહિ વિચારી, માંડયુ કપટ–ઉપાય
વૈશમ્પાયન મુની પિરિ બોલ્યા, સુણિ, જનમેજે રાય! ૨૫
૫૫૮

---

## કડવું ૨૪ મું—રાગ [ વેરાડી ]

વિદુર પ્રતિ ઇમ બોલ્યા રાયજી,
"ભાઇ! તમ્યો કરવુ એહ ઉપાયજી ૧
શીઘ્ર થૈયનિ જાઉ ત્યાહિજી,
ધર્માત્મજનિ લાવુ આહિજી ૨
ઢાલ—યુધિષ્ઠિરનિ લેઇ આવુ," રાજાયિ વાણી કહી,
એહવૂ સાંભળીનિ વિદુરજી, પછિ શીઘ્ર થૈ ચાલ્યા સહી. ૩
એવવિ દીઠાં મન્દિર મનોહર, મણિરત્ન–ખચિત અતિ ઘણા,
જેહવાં દિવ્ય ભવન કુબેરના, તેહવા યુધિષ્ઠિર રાય તણા ૪

પાણ્ડુના સુત પાંચિ સુભટ, તે શીઘ્ર સાહ્મા ચાલિઆ,
પછિ આલિંગન દેઇ વિદુરનિ, મન્દિર વ્યપિ પધરાવિઆ. ૫
પછિ આસન આપ્યૂં કનકમિ, અતિ પ્રેમ મન-મધ્ય ધરી,
ચિત્તભાવ સરખી વિદુરની, અતિ પ્રેમશ્યૂં પૂજા કરી ૬
પછિ યુધિષ્ઠિર કહિ, " તમ મિલિ, આજ કૃતાર્થ થયા અહ્મ્યે,
શત પુત્રશ્યૂં ધૃતરાષ્ટ્રની, રવિ કુશલ વાત કુહુ તહ્મ્યે " ૭

વિદુર કિહિ, " શત પુત્રશ્યૂં, ધૃતરાષ્ટ્ર સુખલીલા કરિ,
જિમ સુર સકલશ્યૂં પરવર્યુ, અતિ શચીપતિ શોભા ધરિ ૮
તેણિ વાયક મુઝનિ કહ્યૂં છિ યે, ' વિદુર ' તૂ વિહિલુ જજ્યે,
રાય યુધિષ્ઠિર આગલિ જૈયનિ, કુશલ પિહિલૂં પૂછજ્યે ' ૯
તેણિ દ્યૂત રમવા કારણિ, સભા એક રચી સહી,
મણિરત્ન કેરી વિવિધ રચના, શોભા નવિ જાય કહી ૧૦

તે માહિ મર્મ રચ્યા ઘણા, દિનદિન કના અધિકી ધરિ,
તે સભા માહિ બિહુ થકુ, ધૃતરાષ્ટ્ર એહૂવૂં ઉચ્ચરિ ૧૧
' માહ્રરા પુત્ર નિ પાણ્ડુના સુત, આહિ એક રાશિ યશિ,
એક વાર રમતા દ્યૂત દેખૂ, તુ માહ્રરૂ મન ઉંનગિ ૧૨
કૌરવિ દ્યૂત-સભિ રચ્યુ, અનિ મિની સહૂ બિહા સહી
આહિ યુધિષ્ઠિરનિ લેઇ આવુ,' મુઝ પ્રતિ વાણી કહી " ૧૩

એહ્વૂં વાયક સાભલી, ધર્મપુત્ર વલતૂં ઉચ્ચરિ,
" એ દ્યૂત કામ કવા તણૂં, શ્રીવન્ત કો નવિ આદરિ ૧૪
ભીષ્મ, દ્રોણુ નિ કર્ણ, કૃપ, નૃપનિ કો વારિ નહીં ?
તહ્મનિ ગમ્યૂં તુ કાલ-રૂપિ, પુહુતુ ઘટિ હવડા સહી " ૧૫

ત્યાહરિ વિદુર કહિ, " મિ ભૂપ વાર્યુ, કહ્યૂં માહરૂં નવિ કર્યૂં,
મતિહીણુ મહીપતિ નવિ માનિ, મન ગજમદ માહિ આનર્યૂં. " ૧૬
ત્યાહરિ યુધિષ્ઠિર કિહિ, "'વિદુરજી' અતિ પરમ વહ્લભ દ્યૂતના,
કવણુ કરણુ બિરા ધૂર્ત છિ, ધૃતરાષ્ટ્ર-દુર્યોધન વિના ?" ૧૭

વિદુર કહિ, " ચિત્રસેન, સત્યવ્રત, વિવિંશતિ રાજા વલી;
રાય અતિદેવી, મુખ્ય શકુનિ, અનેક નૃપ બિઠા મિલી." ૧૮
રાય યુધિષ્ઠિર કહિ, " મહન્ત સહૂ, મનિ દ્યૂત–મન બિઠા અહી;
તુ સર્વ કૃત એ ઈશ્વરી ઇચ્છાયિ ત્યહાં નીપજિ સહી. ૧૯
એહવિ કર્મિ આવવા મન માહરૂં, નવિ લગાર ઉંઘશિ;
પણિ વૃદ્ધવાયક નવિ લોપિયિ, પે દૈવ કરશિ તેહ હશિ." ૨૦
એહવૂં કહિ રથિ થયા આરૂઢ, નિય વિભૂતિશૂં ગય પરવર્યા;
દ્રુપદી મુખિ કરી પૃથાશૂં, સુભટ પાચિ એ સાચર્યા. ૨૧
જાવા વ્યપિ અનુચિત છિ પણિ, માર્ગિં વિહિ ઊતાવલા;
ચેહૂનિ વ્યપિ દીપતી દીસિ, દિનદિન અતિ અધિકી કલા. ૨૨
સ્વલ્પ દિન માહિ હસ્તિનાપુરિ, આવ્યા પાણ્ડવ સાભલ્યા;
ત્યાહૂંગિ ભીષ્મ, દ્રોણ નિ કર્ણ, કૃપ, સર્વ માહૂમા જૈ મિલ્યા. ૨૩
સોમદત્ત, શકુનિ, દુઃશાસન, તેહૂનિ દુર્યોધન મુહુવડિ કરી;
સુત પાણ્ડુના સાહૂમિ જૈ મિલ્યા, અનિ આનન્દ મન માહિ ધરી. ૨૪
રાજભવન માહિ પધાર્યા, ગાન્ધારીનિ ચરણિ નમી;
ધૃતરાષ્ટ્રનિ પછિ જૈ મિલ્યા, પાચિ સુભટ મહાપ્રાક્રમી. ૨૫
રાજાયિ પાણ્ડવ હદિ ચાપ્યા, માન દીધૂં અતિ ઘણૂં;
હરખ્યા તે કૌરવ કહિ, " હાવિ, કારય સરશિ આપણૂં." ૨૬
મણિ–જડિત્ર મુહુલ વિચિત્ર રચના, રચી છિ ત્યહા અતિ ઘણી;
ધૃતરાષ્ટ્રની હવી આજ્ઞા, પાણ્ડવનિ ગિહિવા તણી. ૨૭
તેણિ ભવનિ પાણ્ડવ જૈ રહ્યા, પાચિ સુભટ બિઠા મિલી.
દ્રુપદી દેખી ભૂપ–સુત તે, ગ્યુ અન્તરિ પજ્જલી. ૨૮
બહુવિધ રસોઇ નીપની, પાણ્ડુના સુત ભોજન કરિ.
નર્તકીના નૃત્ય હુયિ ત્યહાં, વિદ્યા સવિ વિપ્ર ઉચ્ચરિ, ૨૯

ઊથલુ

વિદ્યા સવિ વિપ્ર ઉચ્ચરિ, આનન્દ વર્તિ અભિનવુ;
હરિસ્મરણ કરતા નિશા ગઈ, પ્રભાત તણુ સમિ હવુ. ૩૦

૫૮૮

### કડવું ૨૫ મું—રાગ એજ

ઋષિ વૈશમ્પાયન ઉચ્ચરિ, સુણિ, જનમેજે રાય !
અમ્બિ ચઢી રાય એકાકી, તે સભા જોવા જાય. ૧

સભા માહિ બિઠા છિ, મહા સુભટ બલિઆ યેહ;
આવતા દેખી યુધિષ્ઠિરનિ, સ્વસ્થ થયા સવિ તેહ. ૨

મણિરત્ન ભાંતિ વિચિત્ર મહા, રચના રચી જ્યાં પ્રૌઢ;
તેહ સભા દેખી ધર્મસુત, મન માંહિ થયા દિગ્મૂઢ. ૩

ત્યાહરિ શકુનિ વાણિ ઉચ્ચરિ, "સાભલુ, ધર્મકુમાર !
આજ દ્યુત રમિયિ સભા માહિ, યે ક્ષત્રીનિ અધિકાર." ૪

"ગાન્ધારપતિ ! સાંભલિ સહી," એહવૂં વદિ ગજા ધર્મ;
"અધિકાર તે પાપી તણુ, એ આપણૂં નહીં કર્મ." ૫

શકુનિ કહિ, "રાય યુધિષ્ઠિર ! તહમ્યો કહ્યૂં વાયક એહ,
તુ આગિ ક્ષત્રી કિમ રમ્યા, મહાનુભાવ હૂતા યેહ ?" ૬

પછિ યુધિષ્ઠિર કહિ, "દુષ્ટ વિના, દ્યૂતિ નવિ રાચિ કોય;
વિદ્યા એ યેણિ અનુભવી, દુઃખી થયા અન્તિ સોય. ૭

ધન-અર્થ હુઇ તુ સુહૃદ્દ્‌ઉ, રચિયિ સમિ નિરધાર;
યે જિતિ તે હાર્યાં તણા, લીજિયિ સહૂ ભણ્ડાર. ૮

દ્યૂતિ હરી યે લીજિયિ, ધિક પડયો તેહનિ શીસિ;
એ અક્ષત્રીનૂં કર્મ, શકુનિ ! રખે ધરતુ રીસ.' ૯

શકુનિ કહિ, "ધન-લોભ માટિ, એહવૂં કહુ છુ, રાય !
દ્યૂત માહિ દૂષણ પ્રકટ કીધૂં, પૂછૂં કારણ-ઉપાય. ૧૦

ગમતૂં નથી તુ વલુ પાછા, નથી તમથૂં કાજ;
સવિકો મહીપતિ મિલી બિઠા, જાઉ, પધારુ આજ." ૧૧

"હૂં યુધિષ્ઠિર ધન-કારણિ, મુખિ નવિ ભણૂં નાકાર;
મહા રત્નમણિ-કનકના, બહુ પૂરણ છિ ભણ્ડાર. ૧૨

તહ્મ્યો ધર્મમાર્ગ વિમુખ થયા, સર્વકો કારણ—અર્થ;
દુ કાલની ગતિ જાણવાનિ, નથી કોય સમર્થ; ૧૩
હાવિ શીધયા આપણિ દ્યૂત રમિયિ, કવણ સાક્ષી હોય?
જોનાર હુઇ તે પાસિ આવી, બિસજ્યો સર્વ કોય, ૧૪

ઊથલુ

બિસજ્યો સર્વ કોય રે," એહ્વી ધર્મપુત્રિ વાણી કહી;
વૈશમ્પાયન કહિ જનમેજિનિ, તેહ કથા વિસ્તારી કહૂં સહી. ૧૫
૬૦૩

---

[२]કડવૂં ૨૬ મૂં—રાગ એજ

વૈશમ્પાયન ઇણી પિરિ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
દ્યૂત રમવાનિ તત્પર થૈ બિઠા, શકુનિ નિ ધર્મરાય! ૧
ધર્મપુત્ર કહિ, "શકુનિ! મન માંહિ પ્રથમ વિમાસિ;
આંહિ દ્યૂત રમવા કારણિ, ધન અર્થ છિ શ્યું તુઝ પાસિ?" ૨
એહ્વૂં સાભલી રાય દુર્યોધન, ઇમ ઉચ્ચર્યા તત્ખેવ;
"યે જોઇઇ તે ધન માહરિ, ભણ્ડારિ છિ અશ્વમેવ. ૩
હૂં દ્યૂત તુઝશ્યું રમૂં છૂં, સાચ્યૂં, યુધિષ્ઠિર! જાણિ;
માહ્‌રી વતી એ શકુનિ, પાસા ઢાલશિ નિરવાણ." ૪
એહ્વૂં કહી દ્યૂત તણૂં કર્મ, આરમ્ભ્યૂં ક્ષણ માંહિ;
તે જોવા કારણિ સુભટ જન, સર્વકો આવિ ત્યાંહિ. ૫
ધૃતરાષ્ટ્ર નિ ત્હ્યાં વિદુર આવ્યા, ભીષ્મ—દ્રોણ મહન્ત;
વલિ કર્ણ, કૃપ નિ અશ્વત્થામા, દુઃશાસન બલવન્ત. ૬
અનેક બલિઆ સુભટ બહુ, આવ્યા સહૂ ક્ષણ માંહિ;
તે સભા માહિ બિઠા સહૂ, દ્યૂત—રમતિ જોવા કાયિ. ૭
એક યુધિષ્ઠર રાયિ ધર્યું મણિ, અમૂલ્યક યે હોય;
ત્યાહ્‌રિ પાસા ઢાલિ શકુનિ, કૌરવ કેરા સવિ કોય. ૮

મહી સુભટ કો જાણિ નહીં, તેહનૂં કપટ-કારણ્ય એહ;
પિહિલાં પાડ્યા દાહા કૌરવિ, મણિ હરી લીધુ તેહ. ૯
પછિ સહસ્ર નિષ્ક સુવર્ણનૂં, પણ કર્યૂં ધર્મકુમારિ;
તે હારતાં રાય યુધિષ્ઠિરનિ, ક્ષણ નવિ લાગી વાર. ૧૦

એક સહસ્ર રથ મહા પવનવેગી, રત્ન-જડિત્ર વિશાલ;
પોણ કરી રાયિ ઓડિયા, તે હારિઆ તત્કાલ. ૧૧
એક સહસ્ર મેગલ મદઝરતા, કનકભૂષણ-સાથિ;
પોણ કરતા રાય સર્વ હાર્યા, ગયા કૌરવ-હાથિ. ૧૨
શત સહસ્ર દાસી દાસ નિય બહુ, આઊં વર્જિત-ગર્વ;
રાજાયિ હાર્યાં મેહલતાં, કૌરવિ લીધાં સર્વ. ૧૩

અનેક ગજ-રથ-અશ્વશાલા, રત્ન મણિ ભણ્ડાર;
મેહલતાં રાય સર્વ હાર્યા, તેહનુ ન લહૂં પાર. ૧૪
પછિ છત્ર, ચામર, મુગટ, અંગદ, મુદ્રિકા પોણિ કીધ;
હાર કુણ્ડલ મેહલતાં, કૌરવિ સર્વ લીધ. ૧૫

બહુ વસ્ત્ર, શય્યા, પાલખી, કનકગિ સિંહાસણ;
નિય રાજિ પૃથ્વી પોણિ કર્યૂં, હાર્યૂં સર્વ તત્ક્ષણ. ૧૬
ત્યાહરિ વિદુર કહિ, " રે રાય ! સુણિ, તૂંહ્નિ કહૂં વાયક વેદ;
કુલનાશક કૂંઅર કા જણ્યુ, વંશનુ કરવા છેદ ? ૧૭

કુલ તથા ગામ વ્યયિ યે કો, દુષ્ટ જન્ન કિહિવાય;
ત્યહાં ત્યકા તિજિયિ તેહનિ, તુ સર્વનિ સુખ થાય." ૧૮
ત્યાહરિ દુર્યોધન કિહિ, " અરે પાપી ! શૂં બોલ્યુ મુખિ આજ ?
તૂંહિ વૃદ્ધ જાણી હજી લગિ, મન માહિ રાખૂં લાજ. ૧૯

વલી વસ્ત માહરી ભોગવિ, પાણ્ડવનિ કરિ પ્રૌઢ;
અધિકાર તાહરિ બહુ હુઇ તુ, કહૂં, ગિહિયે, મૂઢ ! ૨૦
આંહિ તૂંહિ કો નથી પૂછતૂં, તૂં શાહનિ બોલ્યુ વાણિ ?
જુ માન રાખિ આપણી તુ, મુન્ય, મૂરખ ! આણિ." ૨૧

પછિ વિદુર કહિ, " તહ્મ્યો પાણ્ડવનિ, એહ પ્રકટ કીધુ ક્રોધ;
તેહ્નની અગ્નિ–જ્વાલાયિ તહ્મ્યો, બલી મરશુ યોધ." ૨૨
ઋષિરાય કિહિ, પોણુ કર્યૂં, વલી દ્યૂત રમવા કાજિ;
ત્યાહ્રિ હાર્યા બાન્ધવ ચ્યારિ તેહ, અવિલોકતાં ક્ષણુ માંહિ. ૨૩
ત્યાહ્રિ પોણુ કર્યૂં નિય દેહનૂં, શકુનિ કિહિ, " સુણિ રાય!
આ વાર ઓડિ તૂં દ્રુપદી, હાવિ રમ્યિ કાયર થાય." ૨૪
પછિ સતી કેરૂં પોણુ કર્યૂં, ત્યાહ્રિ પડ્યુ સઘલિ ત્રાસ;
ત્યાહ્રિ ચ્યારિ બાન્ધવ ત્હ્યાં ગયા, મુખિ મેહ્લતા નિઃશ્વાસ. ૨૫
કેટલાએક મૂર્છાકૃત હુવા, કહ્યૂં, 'ત્રાહિ, ત્રાહિ, જગદીશ!'
ત્યાહ્રિ વિદુર જલ નૈણિ ભરિ, ધરી પાણિ બિહા શીસિ. ૨૬
પછિ પાસા નાખ્યા પાણિયા, મિલી બિહા પાચિ ભાત;
મતિ–ભ્રષ્ટ રાય હવા સહી, નવિ કશી સૂઝિ વાત. ૨૭

ઊથલુ

નવિ કશી સૂઝિ વાત, એહ્વી, ઋષિજમિ વાણી કહી;
તેણિ સમિ દુર્યોધન રાજા, વિદુરનિ કહિ છિ સહી. ૨૮
૬૩૧

---

કડવૂં ૨૭ મૂં—રાગ [ આંદોલ. ]

હાવિ દુર્યોધન રાજા ઇમ બોલિ, " વેગિ, વિદુર! સીધાવુ;
શીઘ્ર થૈ તહ્મ્યો સભા વ્યચિ, આંહિ પાચ્ચાલીનિ લ્યાવુ. ૧
શૂર સુભટ સાવ યોધ દેખતાં, મેહ્લી માન છ્ચડાવૂં;
માહરા ભવન વ્યચિ તૂં તેહ્નનિ, દાસીપણૂં કરાવૂં." ૨
વિદુર કિહિ, " રાજા દુર્યોધન! સાંભલિ સાચૂં એહ:
પાચ્ચાલી દાસપણૂં, કો કાલિ ન કરિ તેહ. ૩
યુગમ મૃગ સિંહ સાહ્મા ધરિ, મનિ આણી અતિ ઉલ્લાસ;
તિમ પાણ્ડવ સાહ્મુ તૂં, પાપી! મનથી મેહ્લવી દાસ. ૪

એ પાઞ્ચાલીનિ પ્રભવ્યા માટિ, કરશુ કુળ-સહ્વાર;
યિમ પોતાની અગ્નિ થકી, વનિ વેણુ દહિ નિરધાર " ૫
દુર્યોધન કિહિ, " ધિક વૃષલી-સુત ! શ્યૂ બોલ્યુ મુખિ વાણી ?
કહીંયિ અહ્મારુ તૂં નથી થયુ, મિ તાહરી ગતિ જાણી." ૬
પછિ પ્રાતિકામીનિ કિહિ દુર્યોધન, " સુણિ શાખામણ માહરી,
શીઘ્ર થૈ હવિ લ્યાવજ્યો આહિ લગિ, પાણ્ડવ કેરી નારી " ૭

દુર્યોધન ગજ્ન તણૂ એહવૂ, વાયક હૃદિ માહિ આણી,
પ્રાતિકામી પાઞ્ચાલી આગલિ, જૈ બોલ્યુ મુખિ વાણી ૮
" રાય કૌરવશ્યૂ દ્યૂત રમ્યા, નવિ જોયૂ જ્ઞાન વિચારી,
રાજરીધ-ભણ્ડાર પ્રાનથ, પ્રાણ સહિત તૂ હારી ૯
તેહ માટિ તેડવા દુર્યોધનિ, હૂનિ મોકલ્યુ છિ આહિ,
કૌરવઘિરિ દાસપણૂ, હાવિ કરુ શીઘ્ર થૈ ત્યાહિ' ૧૦

સતી કિહિ, "સૂતપુત્ર ! તૂ, કા મન માહિ ન વિચારિ
ધર્મવન્ત કો દ્યૂત રમાનિ, સ્ત્રી પોતની હારિ ? ૧૧
જુ હારી તુ પૂછિ જઇ તૂ, સેવક ચતુર સુજાણ !
દ્યૂત રમી પિહિલા હૂ હારી, કિ તહ્મ્યો નિય પ્રાણ ? ' ૧૨
પ્રીતકામીયિ જૈ કહ્યૂ પણ, ધર્મ ન બોલ્યા વાણી
દુર્યોધન કિહિ " અરે દુષ્ટ ! તૂ, શાહ્યુ વચ્યુ શ્યૂ જાણી ? ૧૩
હાવિ શીઘ્ર થૈ સમ્ભલાવિ તેહૂનિ, તુઝનિ ગયિ તેડાની
તાહરિ પૂછવૂ ઊપજિ તેહનૂ, પૂછિ સભા માહિ આવી " ૧૪
શીઘ્ર થૈ પછિ સતી કહિ, સૂતપુત્ર ત્યહા ચેહ,

દુર્યોધનના વચન કહ્યા, મન માહિ નવિ ધર્યાં તેહ ૧૫
સતી કહિ, ' રે સેવક ! તુઝનિ, સત્ય વાયક સમ્ભલાવૂ ;
શાહૂનિ તૂ તેડવાનિ આવ્યુ ? હૂ ત્યહા કહ્નિ નહીં આવૂ." ૧૬
પછિ સેવક તુ પાછુ વલ્યુ જૈ સભા વ્યયિ સમ્ભલાવિ,
" સુણિ, સ્વામી ! પાણ્ડવની પત્ની, મુઝ સાથિ નવિ આવિ." ૧૭

ત્યાહરિ દુઃશાસન પ્રતિ દુર્યોધન, વાયક બોલ્યુ ત્યાંહિ;
"પાછુ વલ્યુ ઇમ ભીમ થકુ, ભય પામ્યુ છિ મન માંહિ. ૧૮
દીન દશા હવિ પાણ્ડવ પામ્યા, રહ્યા રાજ—સુખ હારી;
અહી સભા વ્યપિ કો તુઝ વિના, નહીં લ્યાવિ તે નારી." ૧૯

એહવું સાંભલી દુઃશાસન તવ, ક્રોધ ધરી ત્યહાં જાય;
દુષ્ટ આવતુ દેખીનિ મન—માંહિ ભયાતુર થાય. ૨૦
ગાન્ધારીના ભવન વ્યપિ પછી, નાહ્કી આપ સમ્ભાલી;
પાપી તવ પૂંઠિ ધાયુ, તેણિ, કેશિ ગ્રહી પાઞ્ચાલી; ૨૧
સતી અનાથવતી દુઃખ પામિ, તન અબલા નિય આપ;
પાપી સભા વ્યપિ ગ્રહી આવ્યુ, તવ તે કરતી વિલાપ. ૨૨

સતી કિહિ, "મુજ કેશ ગ્રહી, શા માટિ આણ્યા આંહિ?"
એકિ વસ્રિ રજસ્વલા છૂં, કિમ લેઇ જાએશ ત્યાહિ?" ૨૩
દુષ્ટ કિહિ, ;"મુખથી નવિ બોલેશ, હજી રાખૂં છૂં લાજ;
સભા વ્યપિ તૂંહિ ગયા વિના, હૂં નવિ મેહ્લૂં આજ." ૨૪

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
સભા વ્યપિ ઇમ કરતાં આવ્યુ, હૈડિ હર્ષ નવિ માય. ૨૫
૬૫૬

---

## કડવું ૨૮ મું—રાગ એજ

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, જનમેજે! અવિધારિ;
દુષ્ટ દુઃશાસન દ્રુપદસુતાનિ, લાવ્યુ સભા મુઝારિ. ૧
સભા માંહિ તેણિ પાપીયિ, પ્રેમદાનિ પમાડી કષ્ટ;
કરિ કેશ ગ્રહી ઊભુ રહ્યુ, મનિ લાજ નવિ ધરિ દુષ્ટ. ૨
દ્રુપદી કિહિ, "રે દુઃશાસન! તુઝનિ ન ઘટિ ઇમ કર્મ;
દ્રોણ ભીષ્મની દૃષ્ટિ આગલિ, ઇમ નથી ક્ષિહિતુ ધર્મ. ૩

સહી સભાસદ સતી–વિમુખ, થયા ઘટિ છિ સોય;
ચે સ્થવિર હુઇ તે પક્ષ ધર્મનુ, જોતા નથી આંહિ કોય." ૪
ઇમ કાલાવાલા બહુ કરિ, પણિ કો નવિ રાખણદાર;
તેહનાં નયણ–કોપ–કટાક્ષથી. પરજલ્યા પાણ્ડુકુમાર. ૫
ત્યાહરિ દુઃશાસન કહિ, " કાલાવાલા, મેહ્લિ, મનિ વિમાસિ;
તૂં ત્રિયા પાણ્ડવની ટલી, હાવિ થા કૌરવ–ઘિરિ દાશ. " ૬
ત્યાહરિ કર્ણ વાયક હસી વદિ, આનન્દ મન માંહિ આણી;
" કહૂં, ભલુ રે તૂં દુઃશાસન, યુક્તારથ બોલ્યુ વાણી. " ૭
ત્યાહરિ ભીષ્મ સાહ્મૂં જોઇનિ, દુઃખ ધરિ મહિલા મનિ;
" તમ છતાં પાપી પ્રભવિ છિ, તુ રાખશિ કુણ અન્ય ? " ૮
ત્યાહરિ ભીષ્મ કિહિ, " દ્રુપદસુતા ! સાંભલિ સત્ય ઉપાય;
શૂં કરૂં જુ તુઝનિ, સતી ! હારી યુધિષ્ઠિર રાયિ ? ૯
સત્યવાદી રાયશૂં ધર્મ રાખ્યુ, મન માહિ ધરી રીસ;
ધર્મનિ પાસિ એક છિ, સ્વામી શ્રીજગદીશ. ૧૦
હાવિ સહી તુઝનિ કહૂં સત્ય, વાયક સાભલિ સોય;
એ રાજ–ધન–મદિ આવર્યું, હાવિ રહિ નવિ કોય. " ૧૧
ત્યાહરિ ભીમ કિહિ, " કાં રાય ! બિઠા, કરી એહવૂં શીસ;
દુઃખ પામતી દેખી સતી, માન નથી ધરતુ રીસ ? ૧૨
દ્યૂત રમીનિ સર્વ હાર્યૂં, રાજ–રીધ ભણ્ડાર;
નિય પ્રાણ, પ્રેમદા હારી નિ, મન હવા દીન અપાર. ૧૩
આંહિ પાચ જણા બિઠાં સ્થકા, જુ સતી ઇમ પીડાય;
તુ ધિક જીવિતવ્ય આપણૂં, તૂં જો વિમાશી, રાય ! ૧૪
ચેણિ પાણિ, ભૂપતિ ! જૂ રમ્યા, અબલા પમાડી દુઃખ;
તે હસ્ત બાલૂં અગ્નિ માંહિ, તુ થાય મુઝનિ સુક્ખ." ૧૫
ત્યાહરિ ધનઞ્જય વલતૂં વદિ, " ભીમસેન ! સાંભલિ વાત;
એ દુષ્ટ વાયક તુઝનિ, કિહિ નવિ ઘટિ, ભ્રાત ! ૧૬

એહ સત્ય માટિ મકશ ફેર, આપશિ શ્રીગોપાલ
પાપી જન જે હશિ તે, પામશિ નરક-નિવાસ.' ૧૭
એહવૂ કહીનિ ભીમનિ મનિથી, શમાવ્યુ સહી ક્રોધ,
વલી પાપી પ્રેમદા દમિ, બિહા જુઇ સર્વ જોધ ૧૮

ઊથલુ

બિહા જુઇ સર્વ જોધ બનિઆ, કો મુખથી વારિ નહીં,
ધૃતરાષ્ટ્ર કેરુ પુત્ર જે વિકર્ણ, તેહ તન બોલ્યો સહી. ૧૯
૬૭૫

---

## કડવું ૨૯ મું—રાગ એજ

વલતુ વાચક વિકર્ણ વદિ, જે મહાબલિઉ હોય,
"સભાસદ! શા માટિ રહ્યા છુ, મનિ કરી સર્વ ગોપ? ૧
સભા વચ્ચિ અધિકારવન્ત થૈ, બિહા છુ શ્યૂ જાણી?
ધર્મ તણિ પામિ મુખથી, કાંઇ નથી બોલતા વાણી?" ૨
ભીષ્મ, દ્રોણ, કૃપ—આદિ દેઇ, બહુ સુભટ હૂતા જે જેહ,
જાતા વાચક વિકર્ણ પ્રતિ, કો નવિ બોલ્યા તેહ ૩
"દ્યૂત-કુમતિ દેખિ મનિ રાચ્યુ, મહાનુભાવ કા રાય,
ત્યાહરિ જાણવૂ થોડા કાલ માહિ, નેટ દુખી તે થાય. ૪
વણ-અપરાધિ ધર્મપુત્રનિ, દુષ્ટિ દ્યૂત રમાડ્યુ,
કપટિ રાજ હરી સર્વ લીધૂ, મહીપતિ દુખ પમાડ્યુ ૫
હૂ જાણૂ છૂ, દ્રુપદસુતાનિ, યુધિષ્ઠિરિ નથી હારી,
અરે પાપીયો! સભા વચ્ચિ, શા માટિ દમુ છુ નારી? ૬
વણ-અપરાધિ તમ્યો દમીનિ, દુખી કરુ જે સન્ત,
એણિ અધર્મિ હશિ સહી, કુલ કૌરવનુ અન્ત" ૭
વલતુ વાચક વદિ રવિનન્દન, મહા ક્રોધ મનિ આણી,
"અરે દુષ્ટ! સહૂ સભા દેખતા, શ્યૂ બોલ્યુ મુખિ વાણી?

સર્વ દેખતાં એ અબલાનિ, જિતી કૌરવરાયિ;
તૂં કિમ ના કહિ છિ, રે પાપી? શું ભૂલ્યુ શિરિ ધાય? ૯
અનેક વૃદ્ધ સભા માંહિ બિઠા, તે વચિમાહિ શું બોલિ?
સકલ ધર્મ તુઝ કહિ આવ્યુ, થૈ બિઠુ તાપસનિ તોલિ. ૧૦
ધર્મ-મારગિ યે જિતી આપી, તેહ કિમુ નવિ જાય;
એહવી યોગ્ય અછિ એ અબલા? નિય પાપિ પ્રભવાય. ૧૧
એક નારિ પતિ પાંચ ભોગવિ, સર્વ કો જાણિ આજ;
વસ્ત્ર વિના જુ ગ્રહી રાખિયિ, તુ એહૂનિ શી લાજ?" ૧૨
પછિ રાય કિહિ, "દુઃશાસન! દેખતાં સભા સહૂ કોય,
પાંચાલી નિ પાણ્ડવ કેરાં, હાવિ કાઢિ વસ્ત્ર તૂં સોય." ૧૩
એહવૂં સાંભલી પછી પાણ્ડવિ, વસ્ત્ર નાંખ્યાં તત્ખેવ;
એકેક વસ્ત્રિ પાણ્ડુ તણા સુત, થૈ બિઠા અશ્વમેવ. ૧૪
પછિ પાઞ્ચાલીનાં ચીર કાઢવા, આવ્યુ તેહ પાપિષ્ઠ;
દીન દામણી દેખી અબલા, દયા ધરિ નવિ દુષ્ટ. ૧૫
સતી કિહિ, "રે ત્રાહિ, ત્રાહિ, પ્રભુ! તુઝ વિના નહીં કો સાહિ;"
હાહાકાર હવુ તેણી વેલાયિ, સુણિ, જનમેજે રાય! ૧૬

૬૯૧

---

કડવું ૩૦ મું-રાગ એજ

વૈશમ્પાયન ઉચ્ચરિ, સાંભલિ, જનમેજે રાય રે!
પાઞ્ચાલી હરિનિ સ્તવિ, તેહૂનિ હૈડિ શોક ન માય રે. ૧
"કરુણાનિધિ! કહી પિરિ સ્તવૂં, સ્વામી! અભાગણી હૂં મન્દ રે;
આજ કૌરવ પાપીનિ વશિ પડી, ત્રાહિ, ત્રાહિ, શ્રીગોવિન્દ રે! ૨
ગુણસાગર ગોવિન્દજી! તાહરિ દ્વારામતી વાસ રે;
માહરાં દુઃખ-પ્રભવ તૂં નવિ લહિ, તાહરી છિ મુઝનિ આશ રે. ૩
ક્રીડા-કારણિ, કૃષ્ણજી! વીંટી રિહિ વનિતા માંહ રે;
ત્યહાં સુખ-લીલા સુખિ કરિ, મુઝનિ ન સમ્ભારિ ક્યાંહિ રે. ૪

આગિ કરી, ભગવન્તજી! બહુ ભક્ત તણી સમ્ભાલ રે;
તે સાચૂં બિરદ પોતા તણું, સમ્ભાલુ, શ્રીગોપાલ રે! ૫
જ્યાં જ્યાં દુઃખ અબનિ પડ્યાં, તહ્મ્યો ત્યહા ત્યહાં કીધી સાર રે;
હાવિ કરણાસાગર કૃષ્ણજી! મૂંકિ કૃપા કરુ આ વાર રે. ૬

દારુણ દુઃખ માહરા મન તણૂં, કુહુનિ કહૂં, મહારાજ રે?
હાવિ જુ મહિમા માહરુ જાશિ, તુ તુઝનિ લાગશિ લાજ રે. ૭
સર્વ કો મનિ જાણિ સહી, પાણ્ડવનિ કૃષ્ણજી સાહિ રે;
તુ નાથ! તહ્મ્યો કિમ છૂટશુ, વણ્ઝાલ મુઝનિ સાહિ રે? ૮
ભક્ત-કાજિ પ્રકટ્યા સહી, સ્થમ્ભ માંહિ દીધુ સાદ રે;
ત્યહાં હિરણ્યકશિપુ દાનવ હણી, પ્રભુ! રાખ્યુ જન પ્રહ્લાદ રે. ૯
ઉત્તાનપાદ રાજા તણુ સુત, ધ્રુવજી જેહનૂં નામ રે;
અબલા-વચનિ વનિ ગયુ, તેહનિ આપ્યુ અવિચલ ઠામ રે. ૧૦
ગજેન્દ્ર ગ્રાહનિ વશિ પડ્યુ, નવિ સ્વજન રહ્યાં કો ત્યાંહિ રે;
ત્યાહરિ અનાથ જાણી, નાથ' તેહનિ, મેહલાવ્યુ ક્ષણ માંહિ રે. ૧૧
નાભાગસુત અમ્બરીષનિ, ઋષિ-શાપ હવુ નિરધાર રે;
તેણિ સમિ, પ્રભુ! તેહની વતી, તિ લીધા દશ અવતાર રે. ૧૨
વલી અનેક બીજા દેશનિ, દુઃખકાલ પડ્યા જ્યહા યાહિ રે;
ત્યાહરિ હેલા માત્ર માંહિ આવીનિ, સમ્ભાલ કરી ત્યાંહિ રે. ૧૩
ઇમ આંહિ પ્રભવ પાપી તણા, ક્ષણ માત્ર કહ્યાં નવિ જાય રે;
હાવિ મુક્તાર્થ જેહવું હુઇ તેહવૂં, કરજ્યો યાદવરાય રે!" ૧૪

તે દારુણ દુઃખ દ્રુપદી તણું, પ્રભુ જાણીનિ મન માંહિ રે;
ત્યાહરિ અદષ્ટ થૈ પાસિ રહ્યા, પટ પૂરણ કરવા ત્યાંહિ રે. ૧૫
પછિ પાપી લાગુ પટ કાઢવા, પાસિ બિઠા પાંચિ વીર રે;
એક અમ્બર કાઢૂં કરિ ગ્રહી, બીજૂં પિહિર્યૂં દેખી ચીર રે. ૧૬
વલિ તેહ પણ કાઢ્યૂં સહી, નવૂં દેખિ છિ તે દુષ્ટ રે;
"તિમ ત્રીજૂં ચોથૂ પાંચમૂં, કાઢતુ ન રહિ પાપિષ્ઠ રે. ૧૭

એહવાં પટ કાઢિ તેહ સ્થકાં, નવા દીસિ નીતન–ભાતિ રે;
પણિ તુહી દુષ્ટ ચેતિ નહીં, મદિમાન્ધુ મન–સદ્ભ્રાંતિ રે. ૧૮

તે પાપી ન રિહિ પટ કાઢતુ, પાઞ્ચાલીના ચેહ રે;
આગલિ અમ્બર–ગિરિ હવુ, ગણુતાં ન આવિ છેહ રે. ૧૯

ત્યાહ્રિ શાન્ત થયુ પટ કાઢતુ, પછિ દુષ્ટ હવુ મન–ભાઙ્ગ રે;
"ભાઈ! તેહ્નિ કુણ પ્રભવી સકિ, યેહ્નિ ગખ્યિ પ્રભુ શ્રીરઙ્ગ રે?" ૨૦

"વણ–અપરાધિ," સતિ કહિ," મૂકિ પ્રભવી વિવિધ પ્રકારિ રે;
હાવિ એહજ પાપ માટિ હશિ, કૌરવ–કુલ–સઙ્ઘાર રે. ૨૧

ત્યાહ્રિ જેજેકાર હવુ સહી, બિહા પાચ્યિ જણ જોય રે;
ત્યહાં વાગા દુન્દુભિ દેવ તણા, કરિ પુષ્પવૃષ્ટિ સવિ કોય રે. ૨૨

ત્યહા સર્વ કો મુન્ય કરી રહ્યા, પાઞ્ચાલી કરિ રુદન્ન રે;
ત્યાહ્રિ ભીમસેન મનિ પરજલ્યુ, મુખ્યિ બોલ્યુ વચન્ન રે. ૨૩

"તાહ્રૂ રુધિરપાન જુ નવિ કરુ તુ, શ્રી હરિની ન હશુ આશ રે;
માહ્રરા પૂર્વજનિ હૂં નવિ મિલૂં, પામૂં અધોગતિ–વાસ રે." ૨૪

સહૂ ધિક ધિક પાપીનિ કહિ, પાણ્ડવના યશ બોલાય રે;
પછિ પાઞ્ચાલીની શી ગતિ થઈ, દુષ્ટ સભાનિ માહિ રે? ૨૫

ઊથલુ

પછિ સભા માહિ શું કરતા હવા, દુષ્ટ જન યે કિહ્નિવાય રે;
વૈશમ્પાયન ઋષિ[૧] વિસ્તારીનિ, સમ્ભલાનુ તેહ કથાય રે. ૨૬

૭૧૭

## કડવું ૩૧ મું–રાગ [ સામેરી ]

વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાય!
વિદુર કિહિ ભીષ્મ–દ્રોણનિ, "હાવિ કુણ કરશુ ઉપાય? ૧

સભા વ્યપિ પાઞ્ચાલી યે, પાણ્ડવ કેરી નારી;
મૌન કરી સર્વ કો રહ્યા છુ, એ ગતિ કુણ તહ્મારી? ૨

ઢાલ–ક્વણ ગતિ એ તહ્મારી? મનિ ધરતા લાજ;
ધર્મનિ પાસિ પૈયનિ, કાં નથી બોલતા મુખિ આજ? ૩
દુર્યોધનનુ સમાવી તહ્મ્યો, નથી સકતા ક્રોધ;
તુ અર્ધ પાપ તણા વિભાગી, થાશો સકલ યોધ. ૪

અધિકારવન્તની આગલિ, કરિ કોય અધર્મ;
તેહ્નિ સભાપતિ વારિ નહીં, તુ ભોગવિ વિકર્મ." ૫
વિદુર કિહિ, "સુભટ તહ્મ્યો, આણજ્યો મનિ વિશ્વાસ;
એ ઊપરિ તહ્મનિ વલી હૂં, કહૂં એક ઇતિહાસ. ૬

એક સમિ અઙ્ગિરા-વિરોચન માંહિ, પડ્યુ વાત–વિરોધ;
બે કન્યા–કારણિ પરસ્પર, ધરતા હવા મહાક્રોધ. ૭
ઋષિ કિહિ, 'તુઝપિ હૂં ભલુ,' 'હૂં ભલુ', કિહિ ભૂપાલ;
દેહિ પોણ કરી પ્રહ્લાદનિ, પૂછવા ગયા તત્કાલ. ૮

ત્યહાં જઈ ઋષિ વાયક કહિ, 'સુણિ, વિષ્ણુભક્ત પ્રહ્લાદ!
તાહ્રરા પુત્ર નિ મુઝ માંહિ ઘણુ, ઊપનુ છિ વિવાદ. ૯
પક્ષપાત કુડુ કરુ તુ, બ્રહ્મહત્ય઼ તુઝ શિરિ હોય;
અહ્મ્યો ઉભય માહિ અધિક ક્વણ? તૂં કહિ કારણ સોય. ૧૦

એહવૂં સાંભલી પ્રહ્લાદ, ચિન્તાતુર થયુ અશ્વમેવ;
પછિ પ્રશ્ન તે કશ્યપ પ્રતિ, જૈ પૂછિઉ તત્ખેવ— ૧૧

'જાણતુ સ્યકુ મનિ, મુખિ વાયક, વદિ જાૂઠૂં પેલ;
મૂંહિ, સ્વામી! સાચૂં કહુ, ગતિ ક્વણ પામિ તેહ?' ૧૨

કશ્યપ કહિ, 'જાણતુ સ્યદુ, યે કો વદિ અન્યાય,
તે સમિ આતુર જીવનુ, નરકાધિકારી થાય ૧૩
પછિ વરણ-પાશિ બન્ધાયુ, મહાગતિ ભોગવિ તેહ,
જાણતુ સ્યદુ મુખિ સભાસદ, સાચૂં વદિ નવિ યેહ. ૧૪
તૂં તેહ માટિ સત્યાર્થ-વાયક, બોલજ્યે અશ્વમેન'
પ્રહ્લાદિ પછિ આવી વાર્યું, પુત્રનિ તત્ખેવ ૧૫
'એ સકલગુણ-સંયુક્ત ઋષિ, માનુભાવ મહાદુખ-હરણ,
આપણા રયકા એ અધિકા, સુત ! સેવિયિ એહના ચરણ' ૧૬
પુત્ર જાણી પક્ષ નવિ કર્યું, ઋષિ કહિ, 'સુણિ રાય !
સત્ય કહ્યૂ નિ શતાધિક, વર્ષનુ હનુ આહિ'' ૧૭
વિદુર કિહિ, "તેહ માટિ, સુભટો ! સન્ત અધિક યે હોય,
ધર્મનિ પાસિ ચઈ કા, નથી બોલતા મુખિ સોય ? ૧૮
આપણિ છતા એ સભા માહિ, વચવલિ અગથા ઇમ્મ,
સાધ્વી દુઃખ પામિ ઘણૂ, કાઇ નથી રિહિતુ ધર્મ," ૧૯
ત્યાહરિ કર્ણ વાયક ઉચ્ચરિ, યે મહા સુભટ કિહિવાય,
"એ દાસીનિ, દુઃશાસન ! ભવન માહિ લેઇ જાય" ૨૦
દુઃશાસનિ પછિ કેશ ગ્રહી, સુત-પાણ્ડુ-પત્ની સોય,
મન્દિર વ્યપિ લાગોજ જાવા, ત્યહા દેખના સર્વ કોય ૨૧

ઊથલુ

દેખતા સર્વ કોય રે, મન માહિ દુષ્ટ દયા ધરિ નહીં,
ત્યાહરિ ભીષ્મ સાહમૂ જોઇનિ, મુખિ પાઞ્ચાલી બોલી સહી ૨૨
૭૩૯

## કડવું ૩૨ મું–રાગ [રામેગ્રી]

ભીષ્મ પ્રતિ કિહિ દ્રુપદસુતા, મનિ ધરી દુઃખ અપાર,
" મિ અપરાધ કર્યું નથી, અરે ગંગાસુત ! અવિધારિ. ૧
તુ કાં તમ દેખતાં મૂંહિ, દુષ્ટ દમિ છિ અપાર?
એ કરતાં કાંઇ, શ્વસુર ! તહ્મારુ, નથી રિહિતુ ભાર. ૨

ઢાલ અધિકાર કાંઇ રિહિતુ નથી, મહા પ્રૌઢ વરતિ પાપ;
કો પીડતાં પ્રેમદા ખમી, કો શ્રર નવિ રિહિ આપ. ૩
રવિ–પવન કેરુ સ્પર્શ મુઝનિ, નહીં હતુ તુ લવલેશ;
એ આજ પાપી સભા માહિ, પ્રભવિ ગ્રહીનિ કેશ. ૪
મૂંહિ દુષ્ટ પાપી ચે દમિ, તહ્મ્યો વારી ન સકુ તેહ;
તુ કાલની ગતિ સર્વથા, વિપરીત દીસિ એહ. ૫
ધર્મવન્તની દષ્ટિ આગલિ, નથી ધર્મ રિહિતુ નાટ;
ધર્મની આશ્રિ તહ્મો ધરી, નથી બોલતા શા માટિ ? ૬
મૂંહિ હારી અથવા નથી હારી, દ્યૂત રમતાં, રાય!
જેહવું દીઠું હુઇ તેહવું કહુ, હું કરું કવણુ ઉપાય ?" ૭
ત્યાહરિ ભીષ્મ કિહિ, " રે કલ્યાણી! વિશ્વાસ મન માંહિ આણિ;
સત્ય વાયક કહુ પણિ, ધર્મની વેલા નથી નિરવાણ. ૮
સુહુ વ્યધિ કૌરવ આશ્રિયા, માનિનિ મનિ વિશ્વાસ;
તેહ માટિ એક રહિશિ સહી, પોતા તણુ કુલનાશ. ૯
આહિ દ્રોણુ પ્રમુખ અનિ બાહ્લીક, આ સુભટ ચે ચે હોય;
ગતપ્રાણ થૈયનિ સભા માંહિ, બિઠા છિ સર્વ કોય. ૧૦
હારતાં પ્રાણુ, વિભૂતિ, સ્ત્રી, ધન, સત્ય ન ચૂકયુ રાય;
તેહ ધર્મ પાસિ છિ સહી, પરબ્રહ્મ એકજ સાહિ. ૧૧
એ દુર્યોધન રાજા તણુ, ભય સર્વનિ મનિ હોય;
તેહ માટિ એહનિ વારી, નથી સકતા કોય. ૧૨

તેણિ સમિ રાજા દુર્યોધન, ઇમ ઉચ્ચર્યું તત્પેવ,
" હૂં ભીમ-અર્જુન તણા પ્રાક્રમ, લહૂં છૂં અશ્વમેવ. ૧૩

જુ આદરિ તુ ઇન્દ્રનિ, બેઠ બાધી લ્યાવિ સોય,
શૂં કરિ, જો તૂંહિ હારી, રહ્યા હેકૂં જોય ? ૧૪

હાવિ યુધિષ્ઠિર યે ઇમ કહિ, ' મિ નથી હારી એહ:
તુ તૂંહિ મેહ્નૂં આહિ રથડી, કાઇ તેહ માહિ નહી સન્દેહ." ૧૫

ત્યાહ્રિ સભાસદ સર્વ કો, મનિ વિમાગિ તત્પેવ,
શું બોલશિ હવિ ભીમ—અર્જુન, નિકુલ નિ સહદેવ ? ' ૧૬

ત્યાહ્રિ ભીમ કહિ, " અમ જેના કોઇ, નથી ધરતા લાજ,
શૂં કીજિયિ જુ ધર્મસંકટ—વશિ પડયા અહ્મ્યો આજ, ૧૭

માહ્રા—બાહુ પ્રહારિ ઇન્દ્રનિ, પ્રાજિ કરૂં ક્ષણુ માહિ;
તુ દુષ્ટ પાપી મુઝ આગલિ, રહી સકિ કૌરવ કયાહિ ? ૧૮

જુ શીખ દિયિ સુત-ધર્મ તુ, મુઝ દેખાડું પ્રાક્રમ્મ,
કેસરી આગલિ યથા જમ્બુક, મુઝ આગલિ એ તિમ્મ." ૧૯

ત્યાહ્રિ વિદુર ભીષ્મ વદિ ઇમ, " પવનસુત ' અવિધારિ,
મનિ ક્રોધ કીધા તણુ અવસર, નથી આણિ ઠારિ. ૨૦

ઊથલુ

નથી આણિ ઠારિ રે," એહ્વી ભીમ પ્રતિ વાણી કહી,
તે વચન શ્રવણિ સાભલી, તવ કર્ણ પછી બોલ્યુ સહી. ૨૧
‾‾‾‾
૭૬૦

## કડવું ૩૩ મું–[ રાગ ગોડી ]

સૂર્ય તણુ સુત બલિષ્ઠ છિ જેહ, પાઞ્ચાલી પ્રતિ બોલ્યો તેહ;
" દ્રુપદસુતા! મનિ ધરિ વિશ્વાસ, પાણ્ડવ થયા કૌરવના દાસ; ૧
સ્થિર રાખી મન પોતા તણું, કરિ કૌરવ–ઘિરિ દાસીપણું;
હાવિ પ્રિયા પાણ્ડવની ટલી, ધૃતરાષ્ટ્રના સુતનિ ભજિ વલી. ૨
જ્યુ પિહિલાં પાણ્ડવ–ઘિરિ રહી, દીન દશા તૂં પામી સહી;
ભાવે ભજિ દુર્યોધન રાય, જિમ દાસી કુહુની નવિ થાય." ૩
કર્ણ તણૂં વાયક સાંભલી, રહ્યુ ભીમ મન માંહિ પરજલી;
તેણિ સમિ રાય દુર્યોધન, દ્રુપદસુતાનિ કહિ છિ વચન. ૪
" કાં તૂં રુદન કરિ દુઃખ ઘણિ? જાવૂં નથી ઘિરિ પાણ્ડવ તણિ.
જ્યુ હિવિ તુ કુન્તીસુત ૧૭ જેહ, ઇન્દ્રપ્રસ્થિ વોલાવૂં તેહ. ૫
મુઝ ઊરુ–અંકિ બયસિ, સુન્દરી! આવી બિસિ તૂં વેગિ કરી."
ઇમ ધૃતરાષ્ટ્રનુ કુંઅર વદિ, ત્યાહરિ ભીમ દુઃખ પામ્યુ હૃદિ. ૬
અમ્રિ બિહૂ આખડીયિ ભરિ, ક્રોધભર્યું વાણી ઉચ્ચરિ;—
" અરે દુષ્ટ! અમ સાન્નિધિ રહી, તિ જે ઊરુ દેખાડ્યુ સહી; ૭
ગ્રહી ગદા હવિ પાણિ પ્રચણ્ડ, ભાંગી તેહ કરશું શતખણ્ડ;
તુ મુઝ નામ ભીમ જાણયે, આજ રથકી નિશ્ચે આણયે." ૮
વિદુર વાયક ત્યાહરિ બોલ્યા વલી, "અરે કૌરવ! કાં શુદ્ધિ ટલી?
વણુ–અપરાધિ પાણ્ડુ–કુમાર, દુષ્ટો! કાં દમુ છુ અપાર? ૯
મહો! મનિ જાણજ્યો નિદાન, રાજ–રીધ–સુખ સ્વપ્ન–સમાન.
એણિ પાપિ આગલુ સવિ કોય, નેટ કુશલ તહ્મનિ નવિ હોય." ૧૦
સુભટિ તેહ નવિ સાંભલી વાત, એહવિ ભુવન માંહિ થયુ ઉત્પાત;
કાગ ઉલૂક ખર જમ્બુક જેહ, કરિ કોલાહલ ભુવન માંહિ તેહ. ૧૧
બોલ્યા ભીષ્મ–કૃપ–દ્રોણ સુજાણ, "રાજાનિ હવિ ક્યાંયૂં કલ્યાણ!"
તેહ વાત શ્રવણિ સાંભલી, સુબલ–સુતા મન માહિ પરજલી. ૧૨

વિદુર-સહૂતિ વિમાસ્યૂં સોય, વાર્યા સુત વેગિ સર્વ કોય;
કરવા તે ઉત્પાત-વિધાન, જઈ વૃદ્ધ વીનવ્યા રાજાન. ૧૩
રાયિ પ્રીતિ મન માહિ ધરી, તેડાવી તવ દ્રુપદ-કૂંઅરી;
રાજા મનિ રીઝ્યો નિરવાણ, વધૂ તણિ ગિરિ મેહ્લ્યુ પાણિ. ૧૪
" અહો ધર્મપત્ની ! અવિધારિ, રખે ધરતી દુઃખ હૃદિ મુઝારિ;
દુર્યોધનિ તૂહ્નિ પ્રભવી પેહ, મન માહિ વાત વિમાસી તેહ. ૧૫
તાહ્‌રા ગુણનુ નવિ લહૂં પાર, તિ કીધુ કુરુવંશનુ ઉદ્ધાર;
માગિ, માગિ, વર આપૂં સોય, યે તાહ્‌રિ મનિ ઇચ્છા હોય." ૧૬
સતી કહિ, " છોડાવુ એક વાર, દાસ-વૃત્તિથી ધર્મકુમાર "
"અરે દ્રુપદી ! માગ્યલિ તૂં મહી, એહ દુઃખ તહ્મનિ ધરવૂં નહીં.૧૭
ધર્મસ્વરૂપ યુધિષ્ઠિર જોય, દાસવૃત્તિ તેહ્‌નિ કિમ હોય ?
એ ચિન્તા રખે મનિ આણતી, વળી માગિ બીજુ વર સતી." ૧૮
" સસુર ! વધૂ હૂં છૂં તમ તણી, તહ્મ્યો કૃપા કરુ અતિ ઘણી;
તુ દુઃખથી છોડાવુ અશ્વમેવ, અર્જુન-ભીમ-નિકુલ-સિહિદેવ." ૧૯
વલિ ધૃતરાષ્ટ્રિ વાણી કહી. "માગિ, સતી ! ત્રીજુ વર સહી, "
પછિ બોલ્યા દ્રુપદી ઇમ્મ, "હાવિ માગૂં તુ ધર્મ રિહિ કિમ્મ ?" ૨૦
ત્યાહ્‌રિ કર્ણ સભા માહિ બોલ્યુ મદી, "મિ પાઞ્ચાલીની પિરિ લહી,
ધીર નારિ દ્રુપદી સમાન, ત્રિભુવન માહિ કોઇ નહીં નિદાન. ૨૧
પાચિ અધર્મ પૃથાસુત પેહ, તે ઘિરિ વનિતા નવિ ઘટિ એહ;
હીણ-પ્રાક્રમી પાણ્ડુકુમાર, પ્રેમદા સ્થકા એ પામશિ પાર. ૨૨
ત્યાહ્‌રિ ભીમ કહિ, "કુમતિ ! ખરૂં, ધર્મ માટિ હઠ સાસુ કરૂં;
મુઝ પ્રાક્રમ જોજ્યે એક વાર, કૌરવ-દલ વાલૂ સહૂંાર." ૨૩
કિહિ શ્રુતધર્મ, "વૃકોદર ! સુણ, નથી સમિ બલિ બોલ્યા તણ,"
ભીમસેનનિ વારી ગય, ધૃતરાષ્ટ્રનિ જૈ લાગા પાયિ. ૨૪
આદરયૂં અમ્બિકાસુત તણી, યુધિષ્ઠિરિ સ્તુતિ કીધી ઘણી;
"વચન યથાર્થ કુણ હવિ તહ્મ્યો, કૃપાનાથ ! શ કરવૂં અહ્મ્યો ?"૨૫

પછિ ધૃતરાષ્ટ્રિ અતિ આદર કરી, પાણ્ડવ તણી પ્રશંસા કરી;
"ધર્મ ! સાધુ તૂ પુત્ર સુજનણુ, કેહી પિરિ મુખિ કરૂ વિખાણુ ? ૨૬
દુર્યોધનિ તહ્મ્યો પ્રભવ્યા ચેહ, રખે ધરુ, પુત્ર ! મન માહિ તેહ,
સત્ય સાભલુ, પુત્રો સન્ત ! એ પાપી કરશિ કુલ-અન્ત　　૨૭
એહના કૃત્ય મનિ ધરવા નહી, અમ સાહમૂં તહ્મ્યો જોવૂ સહી,
અહ્માનિ એહ ગમિ છિ વાત, કુશલ હજ્યો તહ્મ્યો પાચિ ભ્રાત ૨૮
હાવિ હેમ-રેત્ન-મુક્તાફલ ચેહ, મિં તહ્માનિ અવિ આપ્યા તેહ
ગજ-હયવર-રથ અંગીકરુ, ઇન્દ્રપસ્થિ વેગિ સાચરુ　　૨૯
આહિ સ્યકા જૈયનિ પુરમાજ, ત્યહા સુખિ તહ્મ્યો કરજ્યો રાજ".
એહવૂ વાચક સુણી ધર્મકુમારિ, રાજાનિ કીધુ નમસ્કાર.　　૩૦
પાણ્ડુપુત્ર આનન્દ મનિ ધરી, જઈ -ચિ બિહા વેગિ કરી
સાથિ સેના ચતુરઙ્ગિણી, વેગિ ચાલ્યા નિય પુર ભણી.　　૩૧
દુઃશાસનિ તેહ લહ્યુ ઉપાય, જે વીનવ્યુ દુર્યોધનરાય.
"વેરી કાર્ય કિ નવિ ચેહ, આજ કર્યૂ ધૃતરાષ્ટ્રિ તેહ.　　૩૨
સોપી રીધ અવિ પાણ્ડવ તણી, દ્રુપદીનિ લેઇ ચાલ્યા પુર ભણી.
મહા વગિઅર છઞ્છેડ્યું જિમ્મ, પાણ્ડવનિ તહ્મ્યો કીધા તિમ્મ. ૩૩

×　×　×　×　×

સાવધાન શિ નવિ થાઉ, રાય ? હાવિ ગ્યાનુ નથી ઉપાય," ૩૪

## ૯. અનુદ્યૂત પર્વ—

દુર્યોધન એહવૂ શ્રવણિ ધરી, ગયુ પિતા કહ્નિ વેગિ કરી
"તિ મેહ્લ્યા કુલવેરી ચેહ, અન્ધ ! કાર્ય શ કીધૂ તેહ ? ૩૫
અહ્મારિ ગુરુએ એક કહી છિ વાત, તે સાભલિ, રે મુગ્ખ તાત !
વાધી લતા, નિર, વેરી સોય, તે છેદતા દુઃખ નવિ હોય　　૩૬
પાછા તેડાવિ હવિ પાણ્ડુકુમાર, ફરી દ્યૂત રમશં એક વાર.
આ વાર દ્યૂત રમશ એટલ, વર્ષ બાર્‌ નૂ પણ પાકલ.　　૩૭

દ્યૂત રમી હારિ જે કોય, દ્વાદશ વર્ષ રહિ વનિ સોય.
એક વર્ષ નિશ્ચલતા ગ્રહી, ગુપ્ત દશાયિ રહિવું સહી, ૩૮
જે કો જતા સોધતા લહિ, નવાં બાર વર્ષ વનિ રહિ."
એહવા વાયક શ્રવણિ સાંભલી, પાણ્ડવનિ તેડાવ્યા વલી. ૩૯
માંડી રમતિ, હર્ષ મનિ ધર્યું, રાયિ વનવાસ તણું પણ કર્યું.
કપટકારણ ધર્મિં નવિ લહ્યૂ, હાર્યૂં સર્વ, વલિ કાંઇ નવિ રહ્યૂ. ૪૦
પાંચિ સુભટે હેવા ચિત્તભર્યા ઇમ્મ, હોય દવિ દણિઆ તિમ્મ.
માનુભાવ હવા મનિ નિરાશ, ચિત્તિ ચતુર્ભુજ કેરી આશ. ૪૧
વન માહિ જવા હવિ સાવધાન થાય,
વૈશમ્પાયન કહિ, સુણિ, રાય! ૪૨

૮૦૨

---

## કડવૂં ૩૪ મૂં–રાગ [રામગ્રી]

વૈશમ્પાયન ઇણી પરિં બોલ્યા, સુણિ, જનમેજે રાજન!
કૃષ્ણાર્જુનિ પરધાન કરી, પાણ્ડવ જાય મહાવનિ ૧
દુઃશાસન ઇમ વાયક ઉચ્ચરિ, "સુણિ, દુર્યોધન રાય!
દીન દશા હવિ પાણ્ડવ પામ્યા, જે સત્યવન્ત કહિવાય. ૨
રાજ તણૂં સુખ સર્વ તજીનિ, પામ્યા વન–અધિકાર;"
વચતુ ભીમસેન ત્યહા બોલ્યુ, મન આણી ક્રોધ અપાર, ૩
"મૂહિ વાગિ છિ હદિ તાહરા, વચન ગર્વ આહિ જેહ,
પણિ યુદ્ધ સમિ જોયે સહી, માહરા બાહુ તણૂ બલ એહ, ૪
હૂં દુર્યોધનનિ સાહીનિ, શતખણ્ડ કરૂ એહનુ દેહ;
કર્ણ તણૂ વધ કરશિ રણ માહિ, સુભટ ધનઞ્જય જેહ. ૫
શકુનિ મહાપાપી તણૂ વધ, કરશિ રણિ સિહિદેવ,
વલિ દુઃશાસન ' હૂં' તૂહિ મારેશ, રણ–મધ્ય તત્ખેવ. ૬

વલિ દુર્યોધનનિ હણી તેહનૂં, રુધિર કરેશ મુખપાન; (?)
શીસ-ચરણાં અવનીયિ ચાંપૂં, હું ભીમસેન અવિધાન." ૭
પાર્થ કિહિ, "રે ભીમ! મુખિ નવિ, દેખાડી કહિવિ એહ;
યે યિમ હોનાર હશિ તિમ, સહી નીપજશિ તેહ." ૮

પછિ ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, વિદુર, બહુ મિલિઆ સુભટ ઉદાર;
તેહ સર્વ કહિ વનિ જાવાની, આજ્ઞા માગિ ધર્મકુમાર. ૯
એહવૂં સાંભલીનિ સુભટ સર્વકો, રહ્યા નીચૂં જોય;
દક્ષિણ પાણિ સ્વસ્તિવાચન, આશિષ દિયિ સવિ કોય. ૧૦
પછિ કુન્તાની આજ્ઞા માગી, મનિ આણી પ્રેમ અપાર;
પાઞ્ચાલીનિ સાથિ લેઇનિ, ચાલ્યા પાણ્ડુકુમાર. ૧૧
પુત્રવધૂ વનિ ચાલતાં માતા, કરિ રુદન અનેક;
વિદુર વીરિ શાન્તના પમાડી, બોલી વચન વિવેક. ૧૨
ધૌમ્ય સાથિ વન માહિ સાંચર્યા, પાણ્ડવ યે પાંચિ ભ્રાત;
નગરલોક તેણિ સમિ સવિ, કરિ ત્યહાં આંસૂપાત. ૧૩
ત્યાહરિ વિદુરનિ ભવનિ તેડાવી, ધૃતરાષ્ટ્રિ પૂછ્યૂં એહ;
" શી યુગતિ વનિ જાય છિ આજ, પાણ્ડુ તણા સુત યેહ ?" ૧૪

વિદુર વાયક વદિ વલતૂં, " તૂં સાંભલિ સાચૂં, રાય !
મુખિ વસ્ત્ર ટાકી કરીનિ, ધર્મપુત્ર વનિ જાય. ૧૫
લિહિકાંતિ ભુજ ભીમ સુભટ, સિકતા અવિશોકિ અર્જુન;
માદ્રીસુત પૂંઠિ થકા, પાઞ્ચાલી કરિ રુદન. ૧૬

તવ પુત્રિ છલભેદ કરીનિ, કાઢ્યા સુભટ મહન્ત;
સતી દમ્યાના પાપ સ્થકી, હાવિ હશિ તહ્માર અન્ત. ૧૭
યાહરિ આંહિ સ્થકા વનિ સાંચર્યા, પાંચિ પાણ્ડવ ભ્રાત;
ત્યાહરિ તાદૃશ નગર વ્યપિ, હવુ મહા ઉત્પાત. ૧૮

તેણિ સમિ આવ્યા ઋષિ નારદ, વાયક કહ્યૂં મુખિ સોય;
'વર્ષ ચૌદમિ આવટશિ, કૌરવ-દલ સર્વ કોય.' ૧૯

એહવું કહીનિ ત્યહાં રચકા, શીર વલ્યા ઋષિરાય.
ત્યારિ દુર્યોધન કહિ દ્રોણ પ્રતિ, 'હાવિ કરવુ કુણ ઉપાય ?' ૨૦
વિદુર વાયક ઇણી પિરિ બોલ્યા, "સતિ સાંભળિ, ભૂપાલ !
દ્રોણાચાર્ય તાહરા પુત્ર પ્રતિ, શું બોલ્યા તતકાલ. ૨૧
દ્રોણ કહિ, 'સાંભળિ, દુર્યોધન ! કહ્યૂ વાયક માનિ મોય,
ક્રોધ–ભર્યા પાણ્ડવ વનિ ચાલ્યા, તે તૂઝિ કુશલ નવિ હોય ૨૨
હૂં નિશ્ચિ મનિ જાણૂં છૂં, દ્રુપદ તણુ સુત જેહ;
ધૃષ્ટદ્યુમ્ન મહા યોધ પ્રાક્રમી, મૂઝિ મારશિ નિશ્ચિ તેહ ૨૩
હાવિ જીવવૂં નેટ નથી, તેર વર્ષ ગયા તૂ જાણિ,
એ પાણ્ડવ મરૂંારા વાયશિ, કૌરવદલ કેરુ નિરવાણ ૨૪
બાકી અન્ય ઉપાય નથી, કાંઇ આત્મ–સાધન કેરુ અપાર,
અથવા પાણ્ડવનિ સન્તોષી, આણિ પાછા વાલુ એક વાર.' ૨૫
વિવિધ પિરિ તુ સુત આગલિ, કહિ દ્રોણ વચન સુખિ જેહ,
રાજ તણિ મદિ અન્ધ થયુ, ઋષિના વચન ન માનિ તેહ. ૨૬

ઊથલુ

વચન ન માનિ તેહ રે," એહવી વિદુરિ વાણી કહી.
વૈશમ્પાયન ઉચ્ચરિ, જનમેજે ! સાંભળિ સહી. ૨૭

૮૨૯

---

કડવૂં ૩૫ મૂં—રાગ [ ગુડી ]

વિદુર તણા ત્યહાં વાયક જેહ, ધૃતરાષ્ટ્રિ સાંભળિયા તેહ,
પછિ વિદુર પ્રતિ વાણી કહી, "તૂ ઊતાવલુ જા રે મહી ૧
બહુ દુઃખ પ્રપઞ્ચ કરીનિ ત્યહાંહિ, જૈ પાણ્ડવનિ તૂ લ્યાવિ આંહિ,"
એહવૂં સાંભળીનિ વિદુર પલ્યા, પછિ સાઝિ માર્ગ વ્યપિ તે મિલ્યા ૨
રહુ રાય ચિન્તા મનિ આણી, ત્યાંહિ જઈ સુખિ બોલ્યા વાણી,
"પાણ્ડવ સાથિ વેર કરી, શ્યૂ મિટૂ તૂ શોક મનિ ધરી ? ૩

ભીષ્મ, દ્રોણ, વિદુરિ તૂહ્નિ કહ્યુ, તાહરિ હૃદિ વચન નવિ લહ્યૂં,
અતિ સ્વાગ્ય કીજિયિ યેહ, સહી મૂલ અનરથનૂ તેહ. ૪
પાઞ્ચાલી સાધવી સતી, પાપ ટલિ યેહના નામ વતી,
પુત્રિ ક્રોધ હૃદિ દ્વેષ ધરી, યાહરિ આણી સભામાધ સુન્દરી ૫
ત્યાહરિ સભાસદ હૂતા યેહ, મન માહિ અતિ કોપ્યા તેહ,
તેહનિ પાપી ઊભુ કેશ ગ્રહી, સતી સભા માહિ પ્રભવી સહી. ૬
હાવિ અન્ય ઉપાય કરુ કહ્યુ, તેહ પાપ કીહા છૂટશુ ?
તેહ માટિ એહનૂ નિશ્ચિ થશિ, કૌરવનૂ કુલ આવરશિ ૭
પરમ સાધુ આ પાચિ છિ એહ, સુત પાણ્ડુ તણા કહિયિ યેહ,
તેહ સાચિ કપટરંગ કરી, તેહનૂ રાજ—સુખ સવિ લીધૂ હરી ૮
અપરાધ વિના સર્વ હરાવ્યૂ, ઘણૂ સુખ તેહનૂ છણ્ડાવ્યૂ,
તેહ તિન્યની મોકલ્યા વન માહિ, સુખ–અ શા કરશિ હવિ ક્યાહિ?”૯
એહવૂ વાયક શ્રવણિ સાભલી, ધૃતરાષ્ટ્ર તવ બોલ્યા વલી,
વૈશમ્પાયન કિહિ, સુણિ, રાય' તેહ પૂહ્નિ હૂ કહૂ ઉપાય. ૧૦
૮૩૯

—∘∘∘—

## કડવૂં ૩૬ મૂં—રાગ [મલ્હાર]

ઋષિજી કારણ તે ઉચ્ચરિ રે, સઞ્જે પ્રત્તિ કિહિ રાય,
પુત્રિ યેહવૂ કર્યૂં રે, તેહનૂ કુશિ નવિ થાય ૧
યાહરિ ત્યહા પ્રભવી મહી રે, ત્યારિ વિદુરિ કહી મુઝ વત,
હસ્તિનાપુર વ્યાપિ રે, વરતી રહ્યુ છિ ઉત્પાત ૨
ઢાલ–મહા ઉત્પાત ન્હ્યુ છિ વરતી, વિદુર કિહિ, “સુણિ, રાય'
એ કાઇ કુશલ નહી આપણુનિ, સાભલિ ભત્ય ઉપાય. ૩
તેહ માટિ વર આપિ સતીનિ, સન્માન સાધુનિ કીજિ;
પાપ કર્મ યિમ યે કર્યૂં, રાયજી' કદાચિત છૂટીજિ” ૪

પછિ સતીનિ મિં વર આપ્યુ, પાણ્ડવ દૂખ છોડાવ્યા,
એન સુભટ રીધ–માત્ર મમર્પી, ઇન્દ્રપ્રસ્થ વુલાવ્યા ૫
પછિ પાપીયિ ફરી તેડાવ્યા, દયા ધરી નહિ મનિ,
રમી દ્યૂત સર્વ લીધૂં હરિનિ, પાણ્ડવ કાઢ્યા વનિ ૬

ચે ભીમિ ભાગ્યૂં ભુજ–પ્રહારિ, જરાસન્ધનૂં માન,
તેહના બાહુ તણા બલ–આગલિ, અહૂર્યો સહુ કુણ માન ? ૭
એણિ ધર્મ ફલના ધીર્ય ન મૂક્યૂં, ધન્ય એ પાણ્ડુકુમાર,
દિન થોડિ હવિ કૃપા વાળી, એહૂનિ કરશિ જગદાધાર. ૮

કાલ તણિ વશિ કૌરવ, મૃત્યુ કરી ધરિ છિ એહ,
હોનાર પદારથ ચે હોશિ, નીપજશિ સહી તેહ ૯
દૂખ પડિ પાણ્ડવ નહિ ચૂક્યા, ધર્મ તણા આચરણ,
વર્ષ બાર પછિ વન માહિ વેઠ્યા, કરતા હદિ હરિસ્મરણ ૧૦

પાણ્ડવના દૂખ ચૂર્ણ થયા, તે કૃપા કૃષ્ણની હોય,
ચે ભગવન્ત ભજિ મનિ નિશ્ચે, સર્વ સુખ પામિ સોય ૧૧
એ પછી જાહ્નવી તણૂ જલ, ચન્દ્ર માહિ અહિ જિમ,
ભારથ ગ્રન્થ સ્થકી ણુષ્યમાનિ, કથા કહિયિ તિમ ૧૨

ઓગણત્રીસ(?) વાણી કહી, કડના બટત્રીસ થાય,
રૂપક અષ્ટ શતાધિક ઊપરિ, મારાહિ ગ્રન્થ સઙ્ખ્યાય ૧૩
સમ્વત સોલ ચોપન–મધિ, ઉત્તમ દિવસ અપાર,
આશ્વિન માસ, કૃષ્ણ પક્ષ પાવન, તૃતીયા નિ રવિવાર ૧૪

શ્રીગુરુચરણ–કૃપાયિ કરી મિં, માડ્યુ એહ અભ્યાસ
પદબન્ધ તે પૂર્ણ થયા નિ પુહુતિ મનની આશ ૧૫
ગાતા સુણતા અકેક અક્ષરિ હોય ગઙ્ગાસ્નાન,
અન્તકાલિ તેહનિ નિર્ભય પદ, આપિ શ્રીભગવાન ૧૬
ચે એ ભાવ ધરી સાભળશિ, નરનારી નિરધાર,
મનવાઞ્છિતનિ પામિ, ન આવિ ઉદર મુઝારિ ૧૭

અડસઠ તીરથ કેરૂં ફલ, તે ઘિરિ બિઠાં હુઇ સ્નાન;
ભારથનૂં પદ એક સાંભલતાં, પામિ પરમ નિધાન. ૧૮
શ્રોતા વક્તા નિ કવયિતા, ત્રણિ પાવન થાય;
સંસાર તણૂં સુખ ભોગવી, અન્તિ વૈકુણ્ઠિ જાય. ૧૯
એકિ આસનિ એકાગ્ર ચિત્તિ, સાભલિયિ નિરધાર;
પુણ્ય તણી સઙ્ખ્યા નવ જાણૂં, ભારથ–કથા છિ સાર. ૨૦
મન સાચાનિ ત્રણિ છૂટિ, મનસા વાચા કર્મનાં પાપ.
સભાપર્વ સમ્પૂર્ણ થયૂં, શ્રીકૃષ્ણ તણ પ્રતાપ. ૨૧
વૈશમ્પાયન ઋષિ ઇમ બોલ્યા, સુણિ, જનમેજે રાજન!
અન્તકાલિ તેહનિ નિર્ભય પદ, આપિ શ્રીભગવાન. ૨૨

ઊથલુ

શ્રીભગવાન અન્તિ પદ આપિ, ટાલિ ગર્ભ-નિવાસ રે;
શ્રીગુરુચરણ-પ્રતાપિ કરી, કિહિ સેવક વિષ્ણુદાસ રે. ૨૩
૮૬૨

## ઇતિ શ્રીમન્મહાભારતે વિષ્ણુદાસ–વિરચિત સભાપર્વ સમ્પૂર્ણ

આ નીપુષ્પિકાઃ—

ઈતીશ્રી માહાભાર્થે સભાપર્વ સંપુરણ્ણ લષીતંગ શુભં ભવતું ॥ કલ્યાં મસ્તુ ॥ અક્ષર ભુલો ચુકયો હોએ તે સંભાલીને વાચવો લખનારને દોષ દેવો નહીં કાંએ જે જેહેવી પ્રત હતી તેવી લખું છે એ ગોપડાનો માલીક વડનગરા નાગર બ્રાહ્મણ્ પ્રહ્લસ્ત મુનશી મંગલાશંકર પ્રાણશંકરનો છે ને એ ગોપડો વાંચવા અથવા વંચાવી સાંભલવા અથવાં વંચાવી સંભલાવવા અથવા ઊતારવા અથા કોઈ પાશ ઊતરાવવા અથવા એ એ શીવાએ હરકોઈ પ્રકારે લઈ જાએ ને પાછો ન આપે તેહને શીયક્ત ગુર શાહાથીવ. શીવહર શંકર માહાદેવ શંભુની આણ છે ત્યા ઇષ્ટ દેવ શ્રી બાલાજી આદ ત્રિપુ-નારાયણ હરી. રામ ક્રષ્ન નીરંજન નીરાકારની આંણ છે ત્યા તેને માંહે બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા, ગૌહત્યા, આત્મહત્યા, બાળહત્યા એ પાંચ હત્યા છે તે જાણજો. ( પૃ૪ ૪૪ )

## श्रीकृष्णः ।

# આદિપર્વ—વિવેચન



**શોધપત્રમાંથી:**–પૃ. ૧ થી શરૂ થતા ૧ લા કડવા પહેલાં ૬ પ્રતિને અનુસરી શોધપત્રમાં આપેલી ૯ કડીઓ વાંચવાની છે. ૬ પ્રતિ પાછળથી મળેલી હોવાથી આરમ્ભનાં ૧૧ કડવાંનો સંવાદ થઈ શક્યો નથી. તે શોધપત્રમાં આપવામાં આવેલ છે.

**સુભગ શરીર**–સુન્દર શરીરવાળો ( બ. શ્રી. )

**કરિ**–( સં. कर=હાથ+इ મધ્યકાલીન ગુજરાતીમાં સાતમીનો પ્રત્યય ) હાથમાં. [ હેમચન્દ્રે સિદ્ધહૈમ ૪-૩૩૪ એ સૂત્રમાં આ इકારનું વિધાન કર્યું છે. જુઓ તે સૂત્ર ઉપરનું ઉદાહરણ:—

सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइं ।

सामि सुभिच्चु वि परिहरइ सम्माणेइ खलाइ ॥

આ સંયુક્ત इકારનો પાછળથી લઘુપ્રયત્ન યકાર થયો છે. આનાં ઉદાહરણો આ **આદિપર્વ**માં અનેક છે. **શિષ્ટ** ગુજરાતીમાં એ યકારનો વિકલ્પે લોપ થવાનું વલણ છે. ]

**મણુડણુ–સુર–તેત્રીશ**–તેત્રીશ કરોડ દેવોના ભૂષણરૂપે રહેલા. [ ગુજરાતી કવિયોએ સમાસમાં આમ પદો ઊલટપાલટ મૂકવાની છૂટ લીધી છે ] સમાસ ષ. ત.

**મુન્ય**–( સં. मुनि ) મુનિ જેવી રીતે સાતમીના इકારનો લઘુપ્રયત્ન યકાર થાય છે તે જ રીતે બીજે પણ અનેક સ્થળે અન્ત્ય તેમ જ અનન્ત્ય इકારનો **મધ્યકાલીન યુગ**માં અને ક્વચિત છેટ **શિષ્ટ ગુજરાતી** સુધી લઘુપ્રયત્ન य થવાનું વલણ છે. રા. નરસિંહરાવ નારીજાતિના અકારાન્ત તદ્ભવ શબ્દોમાં તેમ જ આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનમાં જે લઘુપ્રયત્ન યકાર બતાવે છે, તે આજ. આ યકારને આપણે કોઈ પણ રીતે કાઢી શકિયે તેમ નથી. ]

**કરિ**—(સ करोति પ્રા करइ) કરે છે [ करइ આ રૂપ વિક્રમની સત્તરમી સદીની પહેલી પચ્ચીશી સુધી મળી આવે છે કવિ નાકરે **વિરાટપર્વ** સં ૧૬૦૧ માં રચ્યું છે, તેમાં આવા અસંયુક્ત अइ વાળાં રૂપો વિપુલ પ્રમાણમાં સ્વીકાર્યાં છે करि એવી રીતે સંયુક્ત इकारવાળાં રૂપો વિક્રમની સત્તરમી સદીની બીજી અને ત્રીજી પચ્ચીશીમાં પૂર્ણ પ્રચારમાં હતાં, તે ચોથી પચ્ચીશીમાં ઘસાઇ એવાળાં થયાં છે સં ૧૬૪૮ માં નકલ કરેલ **ગીતગોવિન્દના** ગુજરાતી ભાષાન્તરમાં તેમજ છેટ ૧૬૯૮-૯ માં નકલ કરાયેલ **વિષ્ણુદાસના રામાયણમાં** સંયુક્ત इकारવાળાં રૂપો મળે છે ]

**આવની-દોખ**—આવનીના દોષ [ षकारનો खकार મધ્યકાલીન યુગમાં અતિ પ્રચારમાં હતો લહિયાઓ પ્રાય खकारને સ્થળે षकार લખતા તેમજ ક્વચિત षकारોચ્ચારણવાળા શબ્દોમાં પ્રાસ મેળવવા વગેરે માટે खकार પણ પ્રોજતા ]

**સ્તુત્ય**—(સ स्तुति) સ્તુતિ, સ્તવન, સ્તોત્ર [ इकारનો લઘુપ્રયત્ન યકાર ઉપર શુન્યમાં સૂચવ્યો છે તેજ રીતે ]

**મછર**—(સ मत्सर) મત્સરદોષ, પારકાનો ઉત્કર્ષ ન સહન થવો તે

**આપે**—(સ अर्प् ઉપરથી आप्+ए આનાર્થ બીજા પુરુષ એકવચનનો પ્રત્યય) [ अप आपवहि म ग् आपि એ પછી इ નો અર્વાચીનત્વની અસરે ए થતાં આપે જ્યાં इ નો ए નથી થતો ત્યાં લઘુપ્રયત્ન યકાર થાય છે તે પછી વિકલ્પે **શિષ્ટ ગુજરાતીમાં** આ રૂપ **આપ્ય-આપ** ઉતરી આવે છે ]

**જેહનિ નામ  પદ્મપ્રકાશ**—જે મહર્ષિ વ્યાસના બનાવેલ શબ્દસરોવરમાં **મહાભારતરૂપી** પદ્મને દીપાવનારા આદિત્યનો ઉદય થયો છે [ પૃ રના ટિપ્પણમાં ૨૧ મી કડીમાં જેહૂનાં  પ્રકારા એ લીટી પાછલા લહિયાઓથી અર્થહીન જેવી થઈ છે ]

**જેહનિ**—જેહેને, જેને [ સામાન્ય રીતે જૂનાં પુસ્તકોમાં આ લઘુપ્રયત્ન હકાર આગલા સ્વરની પુનરુક્તિ સાથે આવે છે **જેહેને** વગેરે કેટલાક શિષ્ટ લખાણમાં **જેહને** એમ અકારયુક્ત ह આપેલો હોય છે પરન્તુ ઉચ્ચારણ તો અલગ થતું જ નથી ह પૂર્વેના સ્વરમાં કે સ્વર પછી એ છે કેટલીપે પ્રતિયોમાં **અહ્મારા, તહ્મારાં, અહ્રૂપો, તહ્રૂપો, ત્યાહ્રૈં, ચાહ્રૈં, જ્યાહ્રૈં,**

એમ સ્વર પછીના વ્યઞ્જનમાં જોડાયેલા હ વાળાં રૂપો મળે છે. આ ધ્યાનમાં રાખી અહીં હ જોડો આપવામાં આવ્યો છે. **શિષ્ટ ગુજરાતીમાં** તો હકાર પૂર્વ સ્વરમાંજ લખવાનું વલણ છે. ] જેહુનિમાંનો નિ પ્રત્યય સાતમીના ઙકારવાળો છે **જેહનૂં નામ, તેમાં તે જેહુનિ નામ.** ]

**નાણિ**—ના આણે ( सं. मानयति अप. माणइ )

**વચન...અપાર**—વચનરૂપે રહેલો અધરપલ્લવ=નીચેનો હોઠ; તે ઉપરનો અમૃતરસ, એ જેમાંથી અત્યન્ત ઝર્યો છે, તેવાં આ વચનનું કથન, પ્રશ્ન, શ્રવણ, તેમજ ગણપતિના ગુણોનું પણ તેજ કરવાથી પુષ્કર તીર્થમાં નાહવાથી જેટલું પુણ્ય થાય તેટલું થાય.

☞ આ પછી પૃ. ૧ ઉપરની કડવા ૧ લા ની કડી તે ૪ ની ૧૦ મી કડી **પૃ. ૧—અમરપતિ-કે અકલમતિ** એવો પાઠ આપે છે, તે વધારે સુસઙ્ગત છે. અકલ બુદ્ધિવાળા જે અવની-અમર=બ્રાહ્મણો, તેની હાથ જોડી સેવા કરૂં, એવી કવિ અહીં અભિલાષા બતાવે છે.

**માયાવદની**—માયા=પ્રેમ, તે યુક્ત મુખવાળી સરસ્વતી. **કલ્મષ**—પાપ. **અઘ-ઓક**—અઘ=પાપ+ઓક=સમૂહ. **સચરાચર**—સચર=ચેતન+અચર=જડ; જડ-ચેતન બધામાં. [ સપ્તમીનો પ્રત્યય લુપ્ત થયો છે. ] **ઓલાયા**—દુઃખ પામ્યા. **વિને**—( सं. विनय ) વિનયથી. [ ત્રીજીનો પ્રત્યય લુપ્ત છે. મૂળ તત્સમ શબ્દોમાંના य કારનો ए કાર થવાનું વલણ મધ્યકાલીન ગુજરાતીમાં હતું. **સમય** ઉપરથી **સમે**, **વિષય=વિષે** (**વિસઇદ્વારા વિશે** પણ) આમાં અહ સંયુક્ત થઈ ए આવ્યો છે. ]

**પૃ. ૨. વેણાપુસ્તકપાણિ**—વીણા અને પુસ્તક, પાણિ=હાથમાં જેને છે તેવી સરસ્વતી, ( વ્યધિકરણ બહુવ્રીહિ. ) [ વીણા, ભૂમિ વગેરે શબ્દોમાં इ-उ હ્રસ્વ બની પછી ए-ओ માં પરિણામ પામે છે. ] **કુલીર**-કાંઠો. **પલ્લવ-પુર-પાત્ર**—પલ્લવપુટપાત્ર જોઈયે;=પાલવનો પુટ=પડિયો તે રૂપી પાત્ર=ઠામ. ( કર્મધા ) **રલિયાત્ય**-(दे रली=આનન્દ)=આનન્દ-યુક્ત. **કિરપા-ક્રિપા**=કૃપા, મહેરબાની

**પૃ. ૩. પદ-પલ્લવ**—પદરૂપી પલ્લવ=અઙ્કુર. **અવિગત્ય**—ન જાણી શકાય તેવું. **ઉદ્યોત**-પ્રકાશ. **ગોઅહવિલાસ**-વાણીના નાશનો ખેલ જેમાં છે, તેવી મિથ્યા વાર્તાઓ. **વિવિધ્ય** (सं विविध) જુદી જુદી જાતનું [ વિધિના આભાસસામ્યે વિવિધમાં य કારનો પ્રક્ષેપ. ] **ચૌત્ય**-( सं.

જ્યોતિષ્) તેજ. [ માગધીમાં ज કારનો य કાર થવાનું વલણ છે. જુઓ. मध्यये यः સિ-હે. ૪-૨૯૨. કોઈ રીતે તે હાથપ્રતિયોમાં ૧૮ મી સદી સુધી મળી આવે છે ] આદ્યશરીર—જેનું પ્રથમજ શરીર છે તેવા બ્રહ્મા. (બ. વ્રી) ઉપાય—(સં. उत्पाद्य) ઉપાઇ, ઉત્પન્ન કરીને. બુદ્ધય ( સં. बुद्धि ) બુદ્ધિ. કંહૂં-કહ્યું. જ્યક્ષ-યક્ષ. વ્યાલ-સર્પ. માયારૂપ-સંસારને માયારૂપ દેખી. કુશલપ્રસઙ્ગિ-કુશલતાયુક્ત પ્રસઙ્ગે ઊપર. તણુ-(અપ. तणउ ) તણો, નો ( પ્રત્યય ) ત્યજિ-ત્યજીને. [ સમ્બન્ધક ભૂતકૃદન્તનો હ્રસ્વ इ પ્રત્યય અહીં છે. કવિયોએ હ્રસ્વ-દીર્ઘ બન્ને इકાર પ્રયોજ્યા છે.]

પૃ. ૪. મુનિવરિ-( મુનિવર+इ તૃતીયાનો પ્રત્યય ) મુનિવરે. [ અપભ્રંશમા તૃતીયાના ए-एं પ્રત્યય મળે છે. તેના મધ્યકાલીન યુગમાં इ-ઇ પ્રથમ અસંયુક્ત પછી સંયુક્ત થયા. તે પછી અર્વાચીન ए-एं થયા. મુનિવરે-મુનિવરેં. ] ઘેર્યઁ ( सं गृहे ઉપરથી गहिरि થઈ घहरि કે घिरि તે ઉપરથી ઘેરિ-ઘેર્યઁ. )-ઘરમાં, ઘેર. કીધુ- ( સં-कृत शौर. किदअ. અપ कीधउ. મધ્ય.ગુ. કીધઉ-કીધુ ઉપરથી અત્યારે કીધો. ) કીધો, કર્યો. આસન્ય—( આસન+इ સપ્તમીનો પ્રત્યય, તે ઉપરથી લઘુપ્રયત્ન य ) આસન ઉપર.

પૃ. ૫ કણ્ઠય—(કણ્ઠ+य ( ઉપર મુજબ સપ્તમીના इ ઉપરથી ) કણ્ઠમાં, ગળામાં. કિરપાલ ( सं कृपालु ) દયાળુ. અનુભવિનિ—અનુભવીને પરકાર-પ્રકાર. સારમેય (?)—ङ માં પણ આજ પાઠ છે; ત્યાં સરમા જોઈયે. ભ્રાન્ત્ય-( स. भ्रान्ति ) ભ્રમ. વ્યણુ-( स. विना ) વિના, સિવાય. [અન્ત્ય માફકજ અનન્ત્ય इનો લઘુપ્રયત્ન યકાર ] ચ્યન્તા-( स. चिन्ता ) ચિન્તા ( ઉપર મુજબજ. ) રાજયિ—( રાજ+इ તૃતીયાનો તેમાં લઘુપ્રયત્ન ઉચ્ચારણ થતાં યિ ) રાજયે [ ઠેઠ આકૃતના સમયથી આમ સ્વરોમાં લઘુપ્રયત્ન યકારત્વ છે. ( જુઓ ખાસ કરી अ કારના વિષયમાં वर्णो यश्रुतिः સિ હૈ. ૧-૧૮૦ ) યકારોચ્ચારણ ન હોય ત્યારે રાજાઈ ઉપરથી રાજાએ. ] કહુ-( कथयत. અપ. कहहु ह લુપ્ત થતાં कहउ, कउ તેમાંથી અર્વાચીન કહો ) કહો. ઇમ-એમ. [ જુઓ कथं-यथा-तथा थदि केम-जेम-तेम-इध थादृशः સિ. હૈ. ૪-૪૦૧ આ સૂત્રમાં કેમ-જેમ-તેમની હકીકત છે, એનાજ આભાસરૂપે ઇમ છે.] હત્યેષ્ઠી-હાથ્ય-(ह यष्टिका हस्तेन-भत यष्टीहस्ति ) લાકડી છે હાથમાં જેને, તેણે ( બહુ-બહુ )

તારથ-( सं. कृतार्थ ) કૃતકૃત્ય. [ કવિતાનું માપ સાચવવા આ રીતે અનેક અર્વાચીન તદ્ભવો બન્યા છે. ] **નાગલોકય**-( નાગલોક+य, સપ્તમીના इ ઉપરથી ) નાગલોકમાં.

☞ **કશિયો, વશિયો**—આ વગેરેમાં स કાર પછી ઇ-ઉ-એ આવતાં સ નો શ થવાનું વલણ વિક્રમની ૧૭ મી સદીથી પૂર્ણ પ્રચારમાં છે. આધુનિક જોડણીમાં વિદ્વાનો તેને વિકલ્પે સ્વીકારે છે. છતાં સરળતા ખાતર આમ શકાર લખવા વલણ ઓછું છે.

**સદ્ધાર્થ્યે**—( सं. सक्षांते-सद्धायि-सद्धा॑र्थ—આમાં સાતમીના इ ઉપરથી ઊતરેલો લઘુપ્રયત્ન य હોવા છતાં ફરી સાતમીનો ए લગાડવામાં આવ્યો છે. આંહ્ય. આંહિમાં इ નો य થયે

**પૃ ૬.—માટ્યે** (सं. मात्रं ) માટે [ अप माटइ. મ. ગૂ.–માટિ ઉપરથી માટ્ય. તેને ઉપર સદ્ધાર્થ્યે માફક ફરી ए પ્રત્યય. ) **નાવે**-ન આવે. **આદરિ**-( स. आदर+इ તૃતીયાનો મ. ગૂ. પ્રત્યય ) આદરે, આદરથી. **ઉચ્છવ**-( सं. उत्सव ) ઉત્સવ, ઓચ્છવ, **પરેર્યો**-( सं प्रेरितकः મ ગૂ. પરેરિઉ ઉપરથી ) પ્રેર્યો, પ્રેરણા કરી. **ચ્યનૂં**-( स चिह्नितम्-ઉપરથી સમ્ભવે ) ચીંધેલૂં. **દેશુ**-દેશો. [ वत्स्र्यति स्यस्य स' સિ. હૈ. ૪-૩૮૮ ) થી दास्यय ઉપરથી દેસહુ-દેસઉ-દેસુ-દેશુ. ] **આપિશું**-( આપ્+ઇશું आप्स्यामः ) [ મૂળ દીર્ઘ ઈકાર ઉપરથી આ ઇ ઉત્પન્ન થઈ તેનો લઘુપ્રયત્ન य કાર થયા બાદ આપશૂં એવો કાઠિયાવાડી પ્રયોગ ઊતરી આવ્યો છે. ] **વાંદવા** ( सं. वान्दितुम् अप. वन्देवि થઈ મ. ગૂ. વન્દિવા ઉપરથી ) વન્દવાને, નમવાને અહીં સન્ધ્યા કરવાને.

**પૃ. ૭ બેહ્‌રે**-બેઠ. ગુરે-( स. गुरुणा. अप. गुरुइ મ. ગૂ ગુરુઇ-ગુરિ ઉપરથી ) ગુરુયે **મુનિ**-મુનિને. **કરિયે**-( सं. क्रियते-अप करीयइ ઉપરથી મ. ગૂ. કરીઇ, કરિઈ-ઇ નો એ થતાં કરિએ આ इ માં લઘુપ્રયત્ન ઉચ્ચારણ છે તેને અનુસરી કરિયે એવો અર્વાચીન પ્રયોગ. કરીઇ ઉપરથી કરીએ લાવવા માગિયે, પરન્તુ સ્વરભારના સિદ્ધાન્તે આરમ્ભથીજ ई હ્રસ્વ થયા પછીજ અન્ત્ય इ નો એ થઇ શકે. આ રીતે કરીએ એ તદ્દન ઉચ્ચારવિરુદ્ધ પ્રયોગ છે. ] **વૃત્ય** ( सं. वृत्ति ) વૃત્તિ, ગુજરાન, નિર્વાહ. **કરેશ**. ( स. करिष्यामि, करिष्यसि ઉપરથી अप करिस्सउं-करिस्सहि-મ. ગૂ. કરીસઇ,-કરિસઈ; કરીસિ ને કરીશ; કરિસિ ને કરિશ, કરિશ ઉપરથી કરેશ. કરીશ. અત્યારે પણ કાઠિયાવાડ;

(અપ-पहुच्च् ) પૂગીશ. **કારય** ( સ, कार्य-અર્વાચીન તદ્ભવ ) કાર્ય, કામ, ઠાર્ય. ( અપ दर्द. ઠારિ-ઠેકાણે. સાતમીના इ નો य़् )-ઠેકાણે **પૃ. ૧૮. હૂયો**-( સ. भूतकः અપ हूअउ-હૂઉ. લઘુપ્રયત્ન ય મળતા ) થયો **પુરિષ**-છાણ. **અષ્ટમાંસિદ્ધ**-( अष्ट महासिद्धि ) અણિમા વગેરે આઠ મહાસિદ્ધિ

**પૃ. ૧૯. વીનતી**-( सं विज्ञप्तिका अप. विण्णतिआ ) વિનન્તી, વિજ્ઞપ્તિ, આજીજી, પ્રાર્થના **પાખલ્ય**-( મ ગૂ પાખલિ. ) પછવાડે, પાછળ. **ઓલી**-ઓળીને, ગોતીને, શોધીને, **હોએ**-( अप होइ-મ ગૂ. હુઇમાં ઉ નો ઓ અને ઇ નો એ થતા ) હોય

**પૃ ૨૦**—**નીશ**-( स. निश्चयम् ) નિશ્ચે, નક્કી કેહી-શું ? **ઉપક્રર્મ**-( स. उपक्रम ) ઉપક્રમ, હિલચાલ **અરથિયો**-( स आर्थिक ) અપેક્ષાવાળો, જરૂરિયાતવાળો.

**પૃ ૨૧ આગલ્યો**-આગળનો. **વાર્ય** ( स वारि ) વારિ, પાણી.

**પૃ ૨૨ પારલૂં** પવરવૂ, બદલવૂં, ફેરવવૂ **અન્તાર અન્તાર**-( स. अन्तरतः ) છૂપાઇ ને **ઊપર્ય**-( सं उपरि अप उप्परि ઉપરથી **ઊપર્ય** થઈ અર્વાચીન **ઊપર** ) ઉપર

☞ [ અત્યારે **શિષ્ટ ગૂજરાતીમા ઉપર** એવી હ્રસ્વ ઉકારવાળી જોડણી પ્રસિદ્ધ છે જૂના ગ્રન્થોમા કવિયોએ કાવ્યોમા જ્યા જ્યા **ઊપર** શબ્દ કે उप्परि વાપર્યો છે, ત્યા સર્વત્ર ઉ ઊપરનો ભાગ છે, આમ તેની દીર્ઘતા અતિ સ્વાભાવિક છે सायर उप्परि तणु धरइ ( સિ હૈ ૮-૪-૩૩૪ )] **કલકલે**-કળકળે, કલ્પાન્ત કરે, રુવે **પેર્યે**-( स प्रकारेण अप-पयारइ ઊપરથી पयारइ पयरइ દ્વારા મ ગૂ पइरइ-પઇરિ કે પિરિ તે ઊપરથી પેર્ય **સ્ત્રી.** તેને સાતમીનો ए લાગી) પ્રકારે, રીતે **સોચ**-( स. सोचि-अप सोचि-सोइ) તે

[ જુઓ —केम समप्पउ दुट्ठु दिणु किध रयणी छुडु होइ ।

नव-वहु-दसण-उालसउ वहइ मणोरह सोइ ॥ ]

**ઉકાંટો**—કાંટો, ઉત્સાહ **રોચ્ય**-( स. रोमन्-रोम + इ = રોમિ-રોચ્ય) રૂંવાડામા

**પૃ. ૨૩. અન્તક્ષ**-( सं अन्तरिक्षम् ) આકાશમાં **વાહૂરે**-મદદમાં. અર્જૂન કીધૂં-અર્જુના એકરૂપ થઈ ગયો **ખિઙ** (?)-શિષ્ય હોઇ શકે. તો ‘ તે ઋષિશિષ્ય તે કેરી” એમ પાઠ જોઇયે. **પાવન**-પવન જોઇયે.

પૃ ૨૪. ઊપાયૂ-(સ उत्पादितकम्-अप उप्पाइयउ) ઉત્પન્ન કર્યું સાખ-આબરૂ જુયિ-જુવે [ અપ મા જો અર્થ મળે છે —

जइ पुट्ठइ घर वड्डाइ ता वड्डा घर ओइ ।
निहलअ-जण -अ मुद्धरणु कन्तु कुडीरइ जोइ ॥

(સિ હૈ ૮-૪-૩૬૪)

તે જુવે છે ના અર્થમા પણ જોઇ તે ઉપરથી મ ગૂ મા જુઇ પણ ઈ મા લઘુપ્રયત્ન ઉચ્ચારણને લીધે જુયિ-જુયે તેમજ જોઇ -જોયિ - જોય પણ ]

પાખે રહ્યૂ—એ વિના ચલાવી લેવૂ સારૂ

પૃ ૨૫ શુખી (?)-ત્યા કા ઋષિ (સ ऋषि) અથવા ગુરુ જોઇયે વિમાસૂ (સ विमाशितम् ગણીને વિમાશ્યૂ)-વિમાસ્યૂ વિચાર્યૂં પાપ્યણી (સ पापिना) પાપણી ઓળખૂ-ઓળખવૂ જાણવૂ અન્તરાય પુ વિઘ્ન [ આ શબ્દ નરજાતિમા તેમજ નારીજાતિમા પણ વપરાય છે અહીં નારી જાતિમા પ્રયોજાયો છે ] શ્રમ-(સ श्रम) મહેનત થાક પૃ ૨૬ વિડારવૂ-(સ वि+दृ) વિદારવૂ મારી નાખવૂ વાય-(સ वायु) વાયુ

પૃ ૨૭ યેનો-જેનો [ ય અને જ નૂ સાવર્ણ્ય મધ્યકાલીન ગુજરાતીમા અતિ સામાન્ય છે મૂળ સંસ્કૃતમા ય પ્રકૃતિ છે તેવા શબ્દોમા હોય તેમા નવાઇ નહીં, પરન્તુ જ પ્રકૃતિવાળામા પણ આ ફેરફાર માગધી માફક પ્રચારમા હતો. યીવવૂ=જીવવૂ, યમણ=જમણ વગેરે અનેક ]

પૃ ૨૮ સાહમ-સાહસિક સ્થાર ચાર [ સમ્ભવ છે કે અન્તસ્થ ઉચ્ચારણ બતાવવા આ ય-જ વગેરેમા ય નો પ્રક્ષેપ હોય ઊપજાવ્યો એ વગેરે તેની મ ગૂ મા અતિ સામાન્ય છે ]

પૃ ૨૯ ચી-જી

☞ [ આ જી ની વ્યુત્પત્તિ ચર્ચાસ્પદ છે કેટલાક વિદ્વાનો આર્ય ઉપરથી ઉતારવા માગે છે કેટલાક એને નકામો પાદપૂરક માને છે પરંતુ તેનૂ ખરૂ સ્વરૂપ જોતાથી તે (૧) जीव=આત્મા શબ્દ ઉપરથી ઉતરી આવ્યો હોય તેમ લાગે છે જુવો —सव्वइ सं विमहारिणी त कर पुल्लाइ जाइ સિ હૈ ૮-૪ ૪૩૦ જીઉ માથી અનેક ઉં મ ગૂ. મા સુલભ થતા જી

☞ કવિયે આ કડવામા પ્રથમવાર **ઉત્પ્રેક્ષાઓ** આપી છે સામાન્ય રીતે **પૌરાણિક ધાટીયે** લખાયેલા કાવ્યોમા કવિયો અલઙ્કાર વગેરેમા બહુ ઓછા પડે છે ક્વચિત આવો સંયોગ આવતા પ્રાય ઉત્પ્રેક્ષાનો આશ્રય કરે છે. **લ ધિ**–લઈ, સાથળ **એકએકપિ** એક એક કરતા (મ ગૂ. પઇ પઇ=કરતા) **અલગા**—(સ अलग्नका) અળગા. **વલગુ**–(સ विलग्नक) વળગ્યો

**પૃ. ૩૫ ન ધરી**–ન ધરી હોય ! [ ન માટે જુવો —इवार्थे न–नउ–नाइ नावइ–जणि–जणव सि है ८ ૪–૪૪૪ આમાના **નાઇ** ઉપરથી નઇ–નઇ દ્વારા નિ ને નૈં એ ઉત્પ્રેક્ષાવાચક અવ્યયો ઉતરી આવ્યા છે ] **કુવચન**–કુવચન **શ્રીગોવ્યન્દ**–ગોવિન્દ માના **द** નો લઘુપ્રયત્ન **य** થતા. **પ્રતિવચન**–જવાબ **વિગ્રહ**–અહીં સંવાદ, વાતચીત **વનિતા, ના**–વનિતાનાં, જોઈયે **ધીરત્ય**–સ્ત્રી ધીરજ્ય (સ धैर्य नपु)

**પૃ ૩૬ નિવર્ત્તિ**–નિવર્ત્તે ટળે–લજ્જત **નાણી વરધ**–વૃદ્ધોની લાજ ન માની **કહિ તતખેવ**–કહિતખેવ પ્રયોગ પણ ચાલૂ છે કહેતા વેત, કહેતામાત્ર **પ્રતિકાર** પ્રતીકાર, ઉપાય બચાવ

**પૃ ૩૭ કુણ્ડુભ**–સર્પ લાગ ઘા **આઘ** (સ अघ) પાપ **જ્ઞાત**–(સ ज्ञाति) ન્યાત **પૂરવ પૂર્વિં** જોઇયે=પૂર્વે–કુણ્ડ–કોઇ **દોર**–દોરો **પડયો** પરજો **કરયો** કરજો **લિ** લિયે, લે **કિહિયિ**–ક્યારે [ કિહિયિ કિહિયિ ઉપરથી પાછિયાના ‘િમાં કયેં’=ક્યારે ] **ધારા**=ધારિ ધારો **મારણિ** મારણે મારવામા

**પૃ ૩૮ મહાન્ત**–મહત્, મોટું, અથવા મોટાનૂ **તરણિ સૂર્ય**. **ઉરિત કહિ રાનૂ**–કહિ=કે, તીવ્ર કે રાનૂ ? **પૃ ૩૯ પડયો**–પડ્યે **ઊપજ્યો**–ઉપજ્યે **વીટાણા** વીંટાયા

☞ [ કર્મણિ કે ભાવે દ્વિત્વ ભૂતકૃદન્તમા આ **આણ**’ પ્રત્યય જૂના ગુજરાતમા શિષ્ટ પ્રાચીન સાહિત્યમા વપરાયેલો છે અત્યારે એને **કાઠિયાવાડી** ગણી બાતલ કરવામા આવ્યો છે સંસ્કૃતમા આગન્ત ધાતુનૂ ભૂતકૃદન્ત न પ્રયત્નથી થાય છે તે ઉપરથી આ આણ ઉતરી આવેલો છે નાકરના સાહિત્યમા આ પ્રાચુર્યથી વપરાયેલ છે. ] **જઇઇ**–જઈને **તુરી**–તુરંગ ઘોડો **અભ** વાદળૂ

**પૃ. ૪૦. દાશ** ( સં. दासि મ. ગૂ. દાસિ, દારય, દાશ) દાસી. **અહિ**–સર્પ. **વિસમી**-( સં. विषमा. ) વિષમ, આકરી, અઘરી, વસમી. **નિરન્તરિ**-નિરન્તર, સદા.

**પૃ. ૪૧. ઓસરયે**–ઓસરજો, ખસજો. **ખદિરાંગાર**-( સં. ) ખેરના અંગાર. **જન્ત**–જન્તુ. **તુહિ** ન હોય ! **ખરખરવો**–નડતર કરતો.'

☞ ટિપ્પણમાં ક્ષેપક તરીકે આપેલી **શૂગાળી** બ્રાહ્મણની ઉત્પત્તિની આ વિચિત્ર કથા કયા પુરાણમાંની છે, તે જાણવામાં નથી. આ હકીકત **નથી હરિદાસે** આપેલી, કે નથી **મનોહરદાસે** આપેલી, પરન્તુ પાછળથી બન્નેનાં કાવ્યોને એક કરી નાંખનાર કોઇ **માણુભટ્ટે** ઘૂસાડેલી છે.

**પૃ. ૪૨. નિષાદધિપ**-( અધિપનો અ લોપી નાંખ્યો છે. ) નિષાદનો અધિપતિ. [ રા. નરસિંહરાવે આ ઉત્સર્ગ Gujarati Lang. & Lit. Vol. I પૃ. ૩૬૮-૭૮ ઉપર આપ્યો છે. ] **કિયમિ**–કેમેય. **કરયો**–કરજો. **લડથડિઓ**-લથડિયાં ખાધાં, લથડ્યો **કિહિ**–કેમેય.

**પૃ. ૪૩ બિહૂઇ**–બેહૂયે, બન્ને જણા. **ચેટલિ**–એટલે. **વાલખિલ્યાદિક** ઋષિ માટે જુવો **પૈરાણિક કથાકોષ**. **વાજશિ** વાગશે, વાગશે, લાગી જશે **પરદેશિ** ( સં. परदेशे ) પરદેશમાં **પૃ. ૪૪ થૈયનિ**-થઈને. **પડી**–પડિ જોયે=પડે. ઉપેન્દ્ર ઇન્દ્રનો નાનો ભાઇ ગરુડ. **સન્નદ્ધ**–સુસજ્જ, તૈયાર, સાગ્રત. **આવરે** (?)–કર્તા અરુણ હોય તો અરુણ તેને ઢાંકી રહ્યા છે, તેમ અર્થ સુસંગત થતા(?) ની જરૂર નથી. **પૃ. ૪૫. લેશ્ય**-લેશી=લેગી, કિલ્લો પાડી વેરણછેરણ કરી નાંખ્યું. **કેલિ** કેલી; રમત **આજિ** પરાજય. **મેખા**–મેખ–( સ. मेष+उन्मेष ) પલકારા. **તુહિ**–તોહે, તોય, તોપણ. **પામી—પામિ** જોઇયે=પામે. **ઊપિરિ** ( અપ उप्परि, उव्वारि ઉપરથી ) ઉપર. **યારિ**–જ્યારે **સિદ્ધ**–સિદ્ધિ- સિદ્ધદશામાં

**પૃ. ૪૬. દેખ** દેખિ જોઇયે=દેખે. **દૃષ્ટિ**–નજરમાં. **આવચે**–આવજે. **ધાપો**–ચાલ્યો. **અણુરણુ**- ઉરણ, કૃતકૃત્ય, કૃતાર્થ, ઓશીંગળ. **ઉપજીવવા**–મેળવવા. **વિહિમ**- વિસ્મય ( विस्मय-विम्हइ-विम्हि )

**પૃ. ૪૭.–ગોપદ** ગાયના પગલાનું=ખરીનું જમીનમાં પડેલ નીશાન. **ઊસરી** ( સં. उत्सृत्य અપ. उस्सरिअ ) ખસી, જઈ. **ઇન્દ્રિ**–ઇન્દ્રે. **ઉપમાન**–અપમાન. [ ભાષામાં આમ કવચિત અ નો ઉ થાય છે, કવચિત ઉ નો અ પણ; ઉપવાસ=અપવાસ. ]

પૃ. ૪૮ રાઢિ—રાડ્ય, રાડ, કજિયો, ટંટો. **તમ આદિક**—તમો ગુણ જેમાં આદિ છે એના. **સાખ**-આબરૂ.

પૃ ૪૯. **મીટિ**—મીટ્ય, મીટ, નજર. **કમલભૂ**—બ્રહ્મા. **ક્ષુત્ક્ષામ**-ક્ષુધાથી દૂબળું. **જરાઇ**-ઘડપણને લીધે. [ **ઇ** તૃતીયાનો પ્રત્યય. ] **જરત્કાર**-જરત્કાર. **વીરણિય**-વીરણમાં, વાળામાં. **ઉનરે**-ઊંદરે.

પૃ. ૫૦—**પુરુષનિધાન**-શ્રેષ્ઠ પુરુષ. **તુતુ**-તો તો. **તપ્પણ**-તર્પણ, તૃપ્તિ. **શર્મ**-શ્રમ.

પૃ. ૫૧—**મન્ન્ય નાવિ**-મનમાં ન ગમે, ત્યાં રહેવું ગમે નહીં.

પૃ. ૫૨—**વંશ્ય**-(સ) વંશજ, પુત્ર. **કિમહિ**-કેમેય. **થયિ**-થયે; સતી સપ્તમીનો પ્રયોગ.

પૃ. ૫૩—**ભાવિ**-ભાવી, ભવિષ્યમાં બનવાનો. **ગાઢિ**-ગાઢે, ગાઢ અવાજે. **ઉછઙ્ગિ**-ઉત્સઙ્ગમાં, ખોળામાં. **સરિ**-જાણે, ખરેખર. **મિ તુ માહરિ**-મેં તો મારે. [ આ પ્રયોગ કાઠિયાવાડમાં સારી રીતે પ્રચારમાં છે. "હું તો મારે આ કામ કરીશ, તું તારે જાને." ] **ઊધર્યાં**=ઉદ્ધાર્યાં, ઉદ્ધાર કર્યો.

પૃ. ૫૪—**જૈશિ**-જઈશ. **છતાં**-પ્રગટ. **આધાન**-ગર્ભ, આધાન. **મૂકાવશિ**-છોડાવશે. **પ્રત્યિ**-પ્રતિ. **સત્ર** અને **યજ્ઞ** બન્ને સમાનાર્થ. **અચ્ચિઆ**-( स. अर्चितकाः ) અર્ચ્યાં, પૂજા કરી.

પૃ, ૫૫—**વરણ**-વરણી, પસન્દગી, ચૂંટણી. **આ વાર**-આ સમયે

પૃ. ૫૬—**મણધારી**-મણિધારી. **ગૂછલાં**-( स गुच्छकाः ए अप. गुच्छलाइ नथी.) ગૂંછળાં, ફીંડલાં, ગૂંચળાં. **કોટર**-દર, બખોલ, કોતર.

પૃ. ૫૭—**પ્રતક્ષ**-પ્રત્યક્ષ. ( **ય** લઘુપ્રયત્ન થઈ લુપ્ત થયો છે ). **ઇન્દ સહીં**-ઇન્દ્ર સહિત ( सं. सहित. अप-सहिअ) **શરૂઉ**-(सं ) शरुः) શરવો. **સતિ**-સતે, થતાં, સતી સપ્તમીનો પ્રયોગ. ત્યાં **અતિ** માનિયે તો, ઘણું. **અન્તરિ**-આકાશમાં. **આરડ્યો**-( सं. आ-रटितकः ) રડ્યો.

પૃ. ૫૮—**અરિષ્ટ**-સંકટ. **સત્રકરણિ**-સત્રકરણે, યજ્ઞ કરવા. **નાપૂં**-ન આપું.

પૃ ૫૯—**અવભથ**-યજ્ઞાન્તે શેષ જળથી થતું સ્નાન. **ગરલધારી**-ઝેરવાળો. **સરિ**-સરે, સિદ્ધ થાય. **શિંશ** ( स. शिंशप ) શીસમનું ઝાડ.

પૃ. ૬૦—**પરિભવિ**-પરાભવ કરે. **માનસ પાતક**-માનસિક પાપ. **વ્યંશ**-વંશ **જોડી**-યુક્ત કરી **ધર થકી**-મૂળથી માંડી. [ સરખાવો "ધર્મ વિચારો રે ધર થકી, તજી કપટ તમામ" ] **આદ્ય** આદિ, પ્રથમનૂ **વંશાઓલી**-(સ वंशावलिका અપ वंशावलिआ મ ગૂ વંશાવલી ઉ નો ઓ થઇ **વંશાઓલી**) વંશાવળી

પૃ. ૬૧—મધુ મીઠૂ **લીજિ**-લીજે, લીજિયે, લહિયે **આદિ** દેઇ-આડીને **સ્રીધર્મિ**-સ્રીધર્મમા, ઋતુધર્મમા પૃ. ૬૨—**વહી**-વહાલી **પલ્લવ**-પાદડ કે છેડો **પુહ**-પહિયો, દૂનો

પૃ. ૬૩—**અમોઘ**-સફળ **કરિ**-કરમાં, ગથમા **ઢીમર**-મચ્છીમાર. કર-યુક્તિ **અવરિ**-અન્તર, બીજા **ભાવ**-પ્રેમ

પૃ ૬૪—**પ્રતિકાર**-પ્રતીકાર, સામનો, વાધો **પરસંગ**-પ્રસંગ, સમાગમ **ઘુઘરિ**-ઘુમ્મસ **છીલી**-છેદીને **જલભમર**-પાણીમા ઘૂમરા પડે, તે. **નીહાર**-ઝાકળ

પૃ ૬૫—**કાલિન્દી**-કલિન્દ પર્વતમાથી ઉત્પન્ન થયેલી યમુના નદી **ભોમિ**-ભૂમિ **માયા**-પ્રેમ **સાહ્યિ**-સાહીને, પકડીને **જાયિ**-જાય [ जाइ મા ય શ્રુતિને લીધે ) **ચ્યાં**-ત્યા **રહિયો** રહેલો **દોહલી**-( स दुःखिका અપ दुहलिअ-દોહલૂ ) દુખમય **કૃતમર્કટપ-ઓરશી** કલ-જે મે વિચાર કર્યો છે, તે મુજબ કૃતકૃત્ય થવાને

પૃ, ૬૬—**સુપ્રિ**-સુપથે, સતી સપ્તમી **અવારિ**-તીવી વનસ્પતિ, કૂપદ્ગારાદિ **કૂડ**—( स कपट अप कडड ) કપટ, ઠગો **ઓસરિ**-ઓસરે, દૂર રહે ઉપકડ્ઢિઠ કાઢા નજીક

પૃ, ૬૭—**તૃતીય સ્વરે**-ગાન્ધારમા અથવા તીવ્ર સ્વરમા **શર્મ**-શ્રમ **ઊગવ્યાં**-સૂચવેના **નાવિ**-ન આવે **અસવાર**-સવાર **માગિ**-માગથી, મીટ માડી **જોય**-જુવે [ अप मा जोइ રૂપ છે જુઓ —

भमर म रुणझुणि रण्णडइ सा दिसि जोइ म रोइ (સિ હે ૮-૪-૩૬૮)

આજ્ઞાર્થ બીજા પુરુષમા, વર્તમાન ત્રીજા પુરુષમાં એકવચનમા રૂપો છે તે **જોઇ** ઉપરથી ઇ નો ય થતા **જોય** બીજૂ મ. ગૂ. ના જુઇ દ્વારા જુએ-જુવે ૨૧ ઉતરી આવ્યૂ છે—[ કઠિયાવાડમા અદ્યાપિ **જોય છે, રોય છે, હોય છે** એવા પ્રયોગ પ્રચારમા છે જૂના સાહિત્યમા પણ કવિયોએ હોય ના પ્રાસમા જોય રોય શબ્દો છૂટથી મૂકાયાં છે ] **રસાલ**-આમ્રવન

**બોર**-બાબાનો ફૂલરૂપ બોર **કણવીર**-કણેરનું ઝાડ **તાલિ**-તાડનું ઝાડ **ગહિર** ( સં गभीर अप गहीर गाहर ) ઘેર, ગાઢ **માજર** માંજર **પીચમન્દ**-પીચૂનું **તાલીસવૃક્ષ**-વનસ્પતિવિશેષ **ભાત્યિ**-ભાતભાતના **અવલી**-અવળી, ચૂચવાયેલી, વાંકી **કંદો**-કંદૂનું ઝાડ **કંકેલિ**-વૃક્ષવિશેષ **ઊંકણેટા**, **આક**=વૃક્ષવિશેષ **નીપ**-કદમ્બનું ઝાડ **નિગ્રોધ** ( સં न्यग्रोध) વડ **સ્મરરૂપ યોધ**-કામદેવ રૂપી રાજાના યોદ્ધા **વિકાર**, **કુલવટી**-વૃક્ષવિશેષ, **વરઘીરો**-વગ્વાગનું ઝાડ **વરસોલી**-બોરસલી **ઉર્દ્ધશાખા**-ઊર્ધ્વશાખા, ઊંચી ડાળી **અણીઆર**, **અક્ષ**-વૃક્ષવિશેષ **ચપલ**-વરવ, હલતા **મધુકર** મહુડો **મુઞ્જાલ**-મૂંજના ઝાડ **ઇરામણી** **શાલિર**-વૃક્ષવિશેષ **વીરણુય**-વાળો **અશ્મન્તક**-અશ્મન્તક

પૃ. ૬૯—**અતિથ્ય**-( સં अतिथि ) પરોણો, મહેમાન **બારિ**-બ્હાર **સમિધ્ય** સમિધ **કર્ત્તવ્ય**-( સં ર્તવ્ય )-કૃત્રિમ, બનાવટી **કુંઝન** (?)-કૂજન કલરવ **આફણીયે**-આફરડૂ, મળે મેળે **ઉર્દ્ધરેતા**-( સં ऊर्ध्वरेतस् ) અદ્દભુરેત, બાલ બ્રહ્મચારી **જાયો**-જાયો, જાવ **ધીગ્ય** **ધેર્ય** **દહિડ**-છાડે **ધર થકી**-બાગ્ગમથી મૂળથી મારી

પૃ ૭૨—**ઓતલિ**-ઓતલે, માને, શાન્તિ પામે **મધુ**-વસન્ત **મિહિમત્ત**-મદમત્ત ૧૦ની કડીમાં ઉત્પ્રેક્ષા સુન્દર આપી છે **મિમત્ત** મદમત્ત **સન્ધિઆ**-સાધ્યા **માનન્ત** મહન્ત, મોટાનૂ **અન્તરિ**-અન્તરમાં, મનમાં

પૃ ૭૩—**વેષ વપુવર યોગ્ય**-પોતાની વ્હેણી પરખી અને શરીર તેને અનુકૂળ વર પતિ પામી **આવેશ**-આવીગ **કુલીણ**-કુલીન, કુળવાન પ્રતિ પ૦, મા, **પરિધાન**-વસ્ત્ર **પધારયો**-પધાર્યો **માન્ય** માનીને **નેહ** નહી નથી **શર્મ**-શ્રમ [ શરમ-લજ્જા એવો અર્થ લેવા જરૂર નથી પ્રાય તે સમયે ફારસી-અરબી શબ્દો સાહિત્યમા માન પામ્યા ન હતા ]

પૃ ૭૪—**ચાફલવા**-( સં निगालयितुम ) નિહાળવા, જોવા **ઘાડી**-દરોજ **કુટીલ** કુટીર, કુટી ઝૂંપડી **ઘેવડા**-જેવડા **નિય**-નિજ, પોતાનું **નિરમલી**-નિર્મળ

પૃ ૭૫ **ત્રૂઠા**-[ સ तुष्यक अप तुट्ठा र નો પ્રક્ષેપ તર નો વર તેની માફક ] પ્રસન્ન થયા **શુદ્ધય**-શુદ્ધિ ભાન, સમ્ભાળ

પૃ ૭૬—**શરજ્યો** સરજ્યો, ઉત્પન્ન કર્યો **દીકયરી**-(પ્રા दिकरि) દીકરી **અમ્બર** **અન્તરિ**-વસ્ત્ર આડુ રાખી

પૃ. ૭૭—દીવિથી-દીવેથી સણમણી-ગરમાએલી ઓલટયા-ઓળંગ્યા, ફરી ગયા ઉપમાન-ઉપમાન જોઇયે-અપમાન વાહૂવા-છેતરવાને નોહિ-ન હોય કહિતત્ખેવ-પહિતખેવ, કહેતાં વેત કહિતખેવ પાઠ પણ છે હાઙિ-હા-હાડોહાડપ,અઙ્ગંઅઙ્ગંમાશ્રાણસરમય ચેવડો-સરખાવો ·

राजन् ! सर्सपमात्राणि परच्छिद्राणि पश्यसि ।

आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यसि ॥

પિઆરો- (स परकीयक) પારકો, બીજાનો

પૃ. ૭૮—મર્મ-રહસ્ય ઓસરે-ઓસરો, ફેરવી બાધો ડો. શર્મ-શ્રમ, સજ્જન પણ રાખવી રાક આત્માયિ આત્મા ઊપજે-પોતાથી પોતારૂપ પુત્ર ઉત્પન્ન થાય સરખાવો આત્મા વૈ પુત્રનામાસિ અન્તરિથી-આકાશમાંથી ત્રણે ઋણ-દેવ, પુત્ર, મનુષ્ય એ ત્રણના ઋણ ઊપન્યો-(स उत्पन्नक अप उपनत ઊપનો ઊપન્યો આધુનિક પ્રયોગ) ઉત્પન્ન થયો

પૃ.—૭૯—ભરતખણ્ડ ઋષભના પુત્ર ભરતથી પણ ભરતખણ્ડ કહેવાય છે તે માટે જુઓ ભાગવત -પઞ્ચમસ્કન્ધ રેવા દર્શન સાંભલિ-નર્મદાનૂ દર્શન કરવાથી જેટલૂ પુણ્ય મળે તેટલુ મહાભારત સાંભળવાથી મળે ૩૭ કડી ક પ્રતિમાં નથી માહા-નપુ (सं माहात्म्य नपु आप माहि) મદદ [અત્યારે માહ્ય સહાય અર્થમાં પ્રયોજાય છે ) મર્મ રહસ્ય, ભેદ ઘાટી (अप दिभाडइ) મ ગૂ દિહાડઇ-દિહાડિ દિયાહિ દરરોજ [ જુઓ - म मह णत्थु तिन्निमडइ कोवि दियहडा विलम्बु सि दे ८-४ ३८७]

પૃ. ૮૦—કાહવાય-કહિવાય જોઇયે કહેવાય કરો-સ્થિર થાવ

પૃ. ૮૧—અભિમન્ત્રીયનિ-અભિમન્ત્રીને મન્ત્રપ્રયોગ કરી વારુણી-દારૂ, મદિરા

પૃ. ૮૨-ચીવિ-જીવે અન્તર પેટમા દેવ-ગુરુ-તનિ દેવગુરુ તાનયે, કયે, ઉરણ અણુરણ, કૃતાર્થ, કૃતકૃત્ય

પૃ. ૮૩ સુન્દરી-પ્રયોગ દીકરીને અનુસરી

પૃ. ૮૪—અન્તર-તફાવત. આવટી-પીડા પામી પટી-પટિ જોઇયે. -પરે ભરાણા-ભરાયા સાખિ-પાસે, યામાત્ર-જમાત્ર-જમાતા, જમાઇ

**કામ્યની**-કામિની સ્ત્રી. **ભામ્યની**-ભામિની, સ્ત્રી **દીસિ ચન્દ્રપ્રકાશિ, પવન મન આકલૂં**-ચન્દ્રપ્રકાશ, દેવયાનીના મુખચન્દ્રનો પ્રકાશ દેખાતાં કચનું પવન જેવું મન વ્યાકુલ થતું હતું તેમ છતાં (પછીની કડીમાં) કાયર કાતર મનને કઠણ કરી કચ નીકળી શક્યો.

**પૃ. ૮૫**-**કહીઇ**-કહિયે **૩૩મી કડી** જોવાથી ખ્યાલમાં આવશે કે તત્કાલીન ગૂજરાતીમાં નરજાતિમાં ઉ કાર હતો કે નહિ **ઉપક્રમ મિ કર્યું** તેમાનો ઉ કાર છે તેની ખાતરી નીચે **વચન ચે ઉચ્ચર્યું.** એ જોવાથી થશે. **રહિ**-રહ્યા અથવા રહીને **નિસ્તરી**-ટળી ગઈ **ઉચ્ચરિ**-ઉચ્ચરી-જોઇયે

**પૃ ૮૬**—**વર**-સુન્દર **ચાહ**-ચહિ જોઇયે ચહે. **પ્રમાણ**-માન્ય. **અડવડી**-લથડી. **આખડી**-પડી, લથડી **ઝીલવા**-નાહવાને

**પૃ. ૮૭**—**કુગલે**-કોગળે, **વાય**-વાયુ **ઉપકૂલિ**-કાંઠા નજીક **કોય**-કોઇ **સન્ધેહ**-(सं सन्देह) સન્દેહ. **ઉપકુલિ**-ઉપકૂલિ જોઇયે **ઉપચીવિ**-ઉપજીવે

**પૃ. ૮૮**— **કૂખિ** (स कुक्षि अप कुक्खि) કૂખમા, ગોખલામાં, ખાંચામાં **દેવ્ય**-દેવી

**પૃ. ૮૯**—**અપટ્યાં**-મળ્યાં **ઓળખ્યાં**-ઓલખ્યાં જોઇયે પ્રતિયોમાં ળ મળતો નથી. **ચીવતી**-જીવતી **પરપઞ્ચ**-પ્રપઞ્ચ, યુક્તિ **સાંકલિ**-સાંકળ **તૂંઅજ**-તૂંજ. **બાંહ**-(स बाहु पु) બાહુ, બાં, બાવડું. **વાર**-ટાણુ

**પૃ. ૯૦**—**જાતિ**-જાતાં, જતાં, **સતી** સપ્તમી

**પૃ. ૯૧**—**અકાર**-મહેલ **કહિ તણુ ઉપક્રમ**-કોનો ઉપક્રમ

**પૃ. ૯૨**—**નગરિ**-નગરીમાં **કીચિઇ**-કીજિયે, કરિયે **અસન**-અસાર.

**પૃ. ૯૩**—**પાલા**-પાળા, પેદલ, **કોરમે**-(?) કોરમ્બે, બાજૂયે વિરમરણમાં. **કરિઇ**-કરીઇ-કરિયે (अप करिअइ-કરીઇ-કરિઇ તે પછી અર્વાચીન કરિયે-કરિએ.) **માય**-માતા

**પૃ ૯૪**—**ઘડીઇ**-ઘડીયે **કહી**-કહીં. **વિહવાય** વિહિવાય-વિવાહ. **કિયમ**-કિમ, કેમ

**પૃ. ૯૫** **સનદ્ધ, સાંતરા સાપ્રત**-તૈયાર

**પૃ. ૯૬** **ભત્તાર**-ભરતાર, ધણી **અવાર્ય**-લીધાં **કૂળ**-દેવાદિક.

**પૃ. ૯૭**-**મઙ્ગલચ્ચાર**-મઙ્ગલાચાર **સ્વતન્તર** (स स्वतन्त्र) સ્વાધીન.

પૃ ૯૮—નિકેતર્યાં-પગાર કર્યાં, વીંગાળા પ્રસૂન-પુષ્પ ગુખિ-(સં નેઇ અપ ગુવત) ગોખમા
સહસ્રકિરણુ-ચન્દ્ર ચુભાણુ ચાર જ્ઞાન ધરાવનાર ૧૬ગી કી સુન્દર ઉત્પ્રેક્ષા—નો નમૂનો છે તેમની એવી શોભા છે કે—એ ચાર પ્રાણીયોની એક સાથે ઉપમા આપી શકાય બિઉઅફ્વ-પાંચ્ ઘોડુ પલિવ-હોઠ કમ્બુગ્રીવા-શંખ જેવી ઉન્નત સરવાકાર ડોક ભાણુ-માનુ સૂર્ય કપોત પારેવ્ કે હોત

પૃ ૯૯—પદગાત પદગતિ જો યે ધરહરિ થનક થનક થાય ગત-ગતિ પાઉવિ-(સ પક્ષ) પાનવમા છે । સાથે કમ્મલ-ચાબખો કાબજો, મામજો અચ્ટાડું-આડે આવું

પૃ ૧૦૦—વીસરૂ વીસર્યું વીસરાયુ ભૂલાકુ મિતાં કિહિતા-કહેતા ગયેઠ (સ યાંચ)-ગાઠ

પૃ ૧૦૧—પુહુલિ-પહોચી સમય-રાત

પૃ ૧૦૨—અણબોલિ-અણબોલે બોલ્યા વિના અન્તરિ પ્રપાઇ મયની સ્થિતિમા સુખાશન્ય-સુખાસનમા પાલખીમા

પૃ ૧૦૩—પીહર-(સ પિતૃગૃહ અપ પિઅહર મ ગૂ પીહર પીયેર) પિતાનૂ ઘર પુહુતી પુહુતી પહોચી અણુહુણુ-આ વે પો ઉજાતા-જતા

પૃ ૧૦૪—આવશિશુ-અરશિન્શુ દિશ ઉર કાબૂ ન રહેતા જરાજીર્ણ છપુ ઘસાયેલૂ

પૃ ૧૦૫—પેઇ-ત્યેષ્ઠ સુઇ-પુત્ર તાક પુહુચિ પહોચે અવાધથી -અવધિથી જોઇયે

પૃ ૧૦૭—સૂધૂ—સાચુ

પૃ ૧૦૮—આપિજો-આપજો અથવા આપે જો ઊખ્ણુકાલિમા ઉષ્ણુ જોઇયે—ઉનાળામા મેડિ-અગાસી જ્યા વરસાદ પડે તેવી ઊચી જગ્યા

પૃ ૧૦૯—નિભ્રચ્છયુ નિર્ભર્ત્સના કરી ઓલટચા ભિન્ન થયા

પૃ ૧૧૦—દુવાણા-દુભાણા દુ ખપામ્યા તાણુ તેણિ જોઇયે-તણે નિવૃત્તા – નિવૃત્તો જોઇયે-નિવર્ત્યો ટળ્યો

પૃ ૧૧૧ સન્ધે સન્દેહ

પૃ ૧૧૨— બેયહુ બિહૂ બેહુ બન્ને

પૃ ૧૧૩—કિહિનિ-તૂ કહેને કિટિની મેની ર વચણુ-વચન સમન્ધ-સમ્બન્ધ રત્નેશ્વરે - ભાગવતના અનુવાદમાં આ શબ્દ છૂટથી સ્વીકાર્યો છે

પૃ ૧૧૪—ઓક-ઓકિ જોઈયે—એમ કોહો-કહો સત્તિ-સત્ય અન્તરિ-રહેજ છેટે ઉદાસ ઉદાસીન, પિયિ પિયે વાનતા વનિતા જોઈયે ભજિ-ભજે, ગોઠે અથવા મારા તરફ બેદરકાર રહે વૃદ્ધાવસ્થાને અંગે

પૃ. ૧૧૫—લિઉ-લિયો, સ્યો, સો

પૃ ૧૧૬-ધનુવિદ્યા-ધનુર્વિદ્યા જોઈયે ચોવા-જોવા

પૃ ૧૧૯—આધકૂં અધિકૂં-જોઈયે અધિક વધારે ગિહર-ગમ્ભીર જયત-જગત

પૃ. ૧૨૧—ઢિમ્બર(સ ધાવર) ઢીમર, મચ્છીમાર અતેકિ-અતેકે આધકાર-અધિકાર જોઈયે ધીમર-(ગં ધીવર) મચ્છીમાર પોહઢી-(સ પ્રૌઢ) મોટો

પૃ ૧૨૨—પરિયહ-સાંસારિક બધી જાતની ઉપાધિ સરવાળો ૧૩૨૪ જોઈયે.

પૃ. ૧૨૪—કાયિ-કાજે, માટે

પૃ. ૧૨૫—મ્હાભ્રા-સામા (સ सम्मुखक अप सम्मुहअ) શાંતરા-સાંતરા (સ सत्वाक) સાબદા તૈયાર જિત્યો-(સ जित ઉપરથી) અત્યારે જીત્યો એવી જોડણી શિષ્ટોએ સ્વીકારી છે, છતાં જિત્યો એમ લખવામાં બાધ ન ગણાય અક્ષર-લડાક

પૃ ૧૨૬—પિરામણિ-પ્હેરામણી ધાઇયિ ધાય-ધા-અરજ માટે કોશિયે-પ્રયત્ન કરિયે સિદ્ધ્ય-(સ सिद्धि) સિદ્ધિ, સ્થિતિ દોહલી-દુઃખમય

પૃ. ૧૨૭—કુણ્ડક-ગોલક "अमृते जारज कुण्डो मृत भर्तरि गोलक" પતિ જીવતા જારથી ઉત્પન્ન થયેલો કુણ્ડક પુત્ર પતિ મરી જવા પછી ઉત્પન્ન થયેલો ગોલક ધૃતરાષ્ટ્ર-પાણ્ડુ, વિદુર એ ગોલક અને પાણ્ડવો કુણ્ડક ગણાય ખરા નેત્રાનમીલન - નેત્રનિમીલન જોઈયે- આંખ મીંચવાની ક્રિયા

પૃ. ૧૨૮—ઉદ્વર્તન-લેપ

પૃ ૧૨૯—પરવાલ-તાંતણા મનસા-મન, ઈચ્છા

પૃ. ૧૩૦—દદામા-દુન્દુભિ, ઢોલ

પૃ. ૧૩૧—આરો આંક-એનાથી બીજી ક્રિયા હો

પૃ. ૧૩૨—તીડં તીડ઼ જોઇયે

પૃ. ૧૩૩—પ્રથા-રિવાજ આમન્ત્રણિયા-આમન્ત્રણ કરનારા એને જ પ્રયોગ અપરાધિઆ આગળ આવશે.

પૃ. ૧૩૮- ઓલાયો-આહ્વાન કર્યું.

પૃ ૧૩૧—જૈય-જઈ

પૃ ૧૪૦—અલવિ-હળવે-પ્રેમપૂર્વક અથવા યત્ન કરી

પૃ ૧૪૧—નાવ કઉ-નવિ, કરુ-કરો જોઇયે ઊપરલી-દાવળી

પૃ ૧૪૩—અવેથ (સ અવયવ) અઙ્ગ પાછ પછિ જોઇયે-પછી

પૃ ૧૪૪—અછિ-છે શૃંગાલ- શૃગાલ જોઇયે નષ્ટજન્મ(?) જેરી વિરાધ્ય(?)-વિરોધી

પૃ. ૧૪૫ તરલ-ચપલ

પૃ ૧૪૬—કાંબ-(સ્ત્રી) ડાળી

પૃ ૧૪૭—એકોદર-એક પેટમાથી ઉત્પન્ન થયેલા

પૃ ૧૪૮—આતા-તાત, ભાઈ વાસે-વસિ જોઇયે-વસે ફિરિફરી ફરીને

પૃ ૧૫૧—થઈઅ-થઇને (इअ પ્રત્યય) ઉતપતિ-ઉત્પત્તે, ઇ૦

પૃ ૧૫૨—ભાસ પક્ષિવિશેષ કૃત્તિમ કૃત્રિમ, બનાવટી

પૃ ૧૫૩—કૃત્યમ-કૃત્રિમ

પૃ ૧૫૪—શિન-શિંન, શે નહી, શા માટે નહી

પૃ ૧૫૫—વાધે વધગઇ જાય, હરી જાય સમોવડિ-સમોવડ, સમાન.

પૃ ૧૫૬—લિખિતલાભ-નસિબમાં લખેલાની પ્રાપ્તિ વાહનપતિ (स वाहिनीपति) સેનાપતિ. રાજા. પૃ. ૧૫૭—દિઇ-દિયે. દે, આપે.

પૃ. ૧૫૮—ઈશ્વર...નથી=આમાં ઈશ્વરને દોષ નથી

પૃ ૧૫૯—નીત્ય મારગ-નીતિમાર્ગ ઊતક્યા-ઓતર્યા, છટક્યા

પૃ ૧૬૦—દડવડિ-દડદડે, વાગે રણકાઓલી-રણની ભેરી. રણતૂડ-રણની તુરી દિવલ્લી (?)-વાદ્યવિશેષ સનાહ-સનવટ અથવા સજ્જન સંગ્રુગ-લડાઇ, સન્નાહ-કવચ જીવરખી-વેધ (?) જણસાલ-મોચી (?), ત્રાટક-કવચ કરવાલ-તરવાર જમધર-શસ્ત્રવિશેષ, બન્દૂક

પૃ. ૧૬૧—હલશલ-શસ્ત્રવિશેષ. કરભલ્લ-નાનાં ભાલાં. અખિઆલાં-તીક્ષ્ણ. ઘુરણુ-શસ્ત્રવિશેષ. નૈઅર-નગર. ( સં નગર અપ નયર ) શીત-સજેલાં, તીક્ષ્ણ.

પૃ. ૧૬૨—ઊહ-મૂળ. અન્તર થાય-દટૂાઇ જાય. ત્યમિર ( સં. તિમિર )-અન્ધકાર. ગુહરિ-ગમ્ભીર. ઘનપરિ-ઘનની પરિ=વરસાદની માફક એણી તરલ બલાક-બગલાની હાલતી પઙ્ક્તિ ન હોય ! મેહણુ-ચઢાઇ. ક્ષોણી-અક્ષૌહિણી સેના. ઘેહ્ર-ગમ્ભીર.

પૃ. ૧૬૩-અન્યાઇ-અન્યાયથી. છતિ-ક્ષતિ. કરભ-દોરી.

પૃ. ૧૬૪-તુ-હતો. અલ્પધી-ઓછી બુદ્ધિવાળો. ઉલ્લાદભરિ-આહ્લાદ ભેર. ભક્ષણુ-ભખણ. કૂતરો. ધાતી-ધારી.

પૃ. ૧૬૫— અભ્યાસૂ-અભ્યાસ કરે.

પૃ. ૧૬૭—નિવૃત્તિ-( સં નિર્વૃતિ ) આનન્દ. પાણ્ડવાન-પાણ્ડવનિ જોઇયે. -પાણ્ડવને. વાસિ-વાસે, વાસ કરે. ચાલ્યાં-ચાળ્યાં, તૈયાર કર્યાં.

પૃ: ૧૬૮—હિતપટ બત્રપણુ. હિતક્રિયા. નિવર્ત્યં-( સં. નિર્વૃતિ ) આનન્દ લાય-લાવ્ય, લાવો.

પૃ. ૧૬૯—અશન-અભોર. ખનક-ખાખુ વેહ-જાણુવી.

પૃ. ૧૭૧-અનામિક-નનામીનો કરનારો, કાળાં કામનો કરનારો. પીસવા-પીરસવા. આસૂધા-તત્પર. ચાણિ-જાણે. શેકય (?)-સૂચ્યા હોય તો અર્થ સઙ્ગત થાય.

પૃ. ૧૭૨—શ્રાવ સરવડાં, ફૂંડાં. દેઠિ (સં. દૃષ્ટે અપ દિટ્ઠિ) દીઠે,

પૃ. ૧૭૩— શિરોવેષ્ટન-પાઘડી.

પૃ. ૧૭૪—મોંહમુખ, કોરિ-કોરે, બાજૂયે. પૃ. ૧૭૫-પ્રાઘૂર્ણક પરોણો

પૃ. ૧૭૬—ન્યાલવા-નિહાળવા. પૃ. ૧૭૭—આશ્રય-સ્થાન. સજગ-જાગતો.

પૃ. ૧૭૯—અરહટ્ટ-ઘડા-પરહટ્ટ-ઘડા, પરઘાં. મોટ-મોટલી ટોટ-ટોટ.

પૃ. ૧૮૦—તુનિ આણ્યા-તને આણ્યે. અન્તય-અન્તર્યં જોઇયે.

પૃ. ૧૮૩—લિ-લે, લગની.

પૃ. ૧૮૪—ઘટોત્કચ્છ-ઘટોત્કચ. સારોદ્ધાર-ટૂંકમાં કહિયે તો.

પૃ. ૧૮૬—પ્રોહઉ-પરોઢિયું.

પૃ. ૧૮૭—સચ્ચિ-સત્ય થયો, કમલનાલિ-કમળની દાંખળી, દિગ્ગયતિ-દિક્પાળ, સત્યવગતા-સત્યવક્તા. મી-દાચલ-મહેન્દ્રાચલ.

પૃ. ૧૮૮—વેરિ-વેરે, ટાળે અભાગ્યણી-અભાગિની, કમનસીબ. સાહ્ય-મદદ. [કવિ આજની સાથે પ્રાગ માટે માહુન્ય માનતા હોય.]

પૃ ૧૮૯—પોઢી-પૂરી.

પૃ. ૧૯૦-કિહિતખેવ-કહેતાં એવ અઢીલ્યુ-ચાટૂ. પરભવ્યા-હેરાન કર્યા. ઊતાર્યું તેહનો નાદ—તેની ઉદ્ધતાઇને ટાળી નાખ્યું.

પૃ. ૧૯૧—દામણો-દામણો, દયામણો, કરુણ. કૂંકૂઆડ્યા-કૂંડાળા. ભીરૂ-ભેર, ભેડિયો. અલવિ-ળડાટે.

પૃ. ૧૯૨—વિખાણ-(સ વ્યાખ્યાન) વખાણ.

પૃ. ૧૯૪—માતા તેનીઇ-તેની માતાયે નગરમાધ્ય-નગરમધ્ય જોઇયે ઓછો-હલકા, તુચ્છ

પૃ. ૧૯૫—અબ્રબ-બ્રાહ્મણ. પૃ ૧૯૬—ભાલ-બલિ જોઇયે.-ભલે.

પૃ. ૧૯૭—ખધોલિ (સ સ્કન્ધ+ક) ખન્ધોલે, કાંધે

પૃ ૧૯૯—પ્રણિપત્ય-(સ પ્રણિપાત) પ્રણિપાત, આછછ દાઢ-દષ્ટિ જોઇયે તાપી-તપતી-નામની સૂર્યની પુત્રી પૃ ૨૦૦—ખર્વટ ખરબચડી

પૃ. ૨૦૧—જાઉ-જાવ, જાઓ

પૃ ૨૦૫—આરણીયિ-આરણિયિ, આફરડૂ, મેળે

પૃ ૨૦૭—ચાબખિ-ચાબકે, ચાબુકે રાખ્યસ-રાક્ષસ.

પૃ. ૨૦૮—ટાંક ન લાગી પ્રયત્ન નિષ્ફળ ગયો ટાંક વાગ, કારી. શગતિ-શક્તિ

પૃ ૨૧૧—ખાટયો-ખાળ્યો, રોકયો પરેર્યાં-પ્રેર્યાં

પૃ ૨૧૩—ક્રિતવીર્ય-કાર્તવીર્ય, જુવો. પૌરાણિક કથા કોષ અનર્ગલ-અત્યન્ત

પૃ. ૨૧૪—તેહેજ-તેહેજ, તેજ ઉચ્છ્રુંહલ (સ ઉચ્છૃંખલ) ઉદ્ધત. સાંતી-સન્તાડી

પૃ. ૨૧૬—ઉલ્હાદ-આહ્લાદ, આનન્દ

પૃ ૨૧૮—દ્રોણનો રિપુ સુત-દ્રોણાચાર્યનો દુશ્મન થાય તેનો ૭ પુત્ર. હૂતિ-હોતાં, સતી સપ્તમી દેઉલ-દેવાલય

ચડવા-ઘોડી ચીવન ષડ્કુન્તારશૂં—યદુવંશમા હાથીરૂપ રહેવા યાદવો સાથે જેનૂ જીવન છે તેવા હાથી

પૃ ૨૮૫—કોર=કેરિ જોઇયે=કેરે અનલ—અગ્નિ જેવી સવાલક્ષ (સ સપાદલક્ષ) માળવા પૃ. ૨૮૬—અર્કમણ સઙ્ક્રાન્તિ હરિદિન—દ્વાદશી

પૃ ૨૮૭—કલાપ સમૂહ આદરઇ—આદરે, જૂનુ રૂપ આખેટ—શિકાર

પૃ ૨૯૦—આકલ—આકુલ આકળા શિખાવલ-અગ્નિ

પૃ ૨૯૧—શરાડિ-સરાડે, સીધી રીતે. પૃ ૨૯૩—નિષઙ્ગ ભાથા આકૃત અક્રિત જોઇયે=ચિહ્નવાળૂ પૃ. ૨૯૬—ઉરગા-સર્પિણી

પૃ ૨૯૭—છુ-છો, છ પૃ ૨૯૯—વાહ્નિ-વહ્નિ જોઇયે=અગ્નિ

પૃ. ૩૦૧-પાશુ-મૂળ ચોયિ-જોયિ, જુવે પૃ ૩૦૫ કેહીશૂં-કહીશ.

પૃ ૩૦૬—અનુક્રમણિકા-મૂળ મહાભારતમા આ પર્વ પહેલૂ છે. હરિદાસ અહી છેલ્લૂ આપે છે મહાભારતના મૂળ પેટા પર્વોનો ક્રમ અહી અનુક્રમે આકડાથી આપ્યો છે ચન્દ્રમાની (?) આ કથા હરિદાસ નથી આપતો

પૃ ૩૦૭—નારદે ઉપદેશ (?) મા (?) ન જોઇયે પૃ ૩૦૮—મણિકથા-મુખ્ય કથા આદિકથા-ઉપાખ્યાન ૧૭ મી કડીમા આદિ કથા યાદવ કેરી, એમ કહ્યુ છે મૂળ મહાભારતમા આરમ્ભમા યાદવની કથા નથી-જ મનહર વોરે કવિયો આપે છે પૃ ૩૦૯—અનુપૂત્ય રજ પૃ ૩૧૦—બુદ્ધિમાન (સ બુદ્ધિમાન્ય) ઓછી બુદ્ધિવાળો. પૃ ૩૧૧—એક-મના-એક મન થઈ કૂડ સાખી ખોટી સાક્ષી કૈતવ ધૂર્તતા, કપટ, જુગાર હરિ હરે શ્રુતિ ધરતાં-સાભળતા ૧૬ મી કડીવાળી કલ્પના કવિની પોતાની છે પિણ્ડિ પુનરાવૃત્તિ-દેહમા ફરી આવવૂ, ફરી જન્મ. વાજિત્ર-વચનિ-વાઘની સાથે ગાઈ બતાવેલા વચનોથી શશાઙ્કકરા-ઙ્કિત-ચન્દ્રના કિરણોના ચિન્હવાળો, શુક્લપક્ષ હરિદિન—દ્વાદશી, આગસ-તાતિથિ-અગિયા સ-બારસના દિવસે ભાગવતાએકાદશીનૂ વ્રત હતૂ તે [illegible]નૂ રચન પૂર્ણ થયૂ વૃશ્ચિક. દિવાકર,—તે દિવસે વૃશ્ચિકનો [illegible] હતો, અને બપોરનો સમય હતો તે સમયે આ કથા પૂર્ણ થઈ

પૃ ૩૧૨—આમ દેખીત ૩૧૭૪ ને બદલે આમ દેખીતૂં ૩૮૨૩

# સભાપર્વ-વિવેચન

પૃ ૩૧૭—પહેલા કડવામાં આદિપર્વના અન્તની ખાણ્ડવદાહની અને તેમાથી મયના બચાવની કથા અહી કવિ અનુસન્ધાન માટે આપે છે

તૂંપ્રિ —(અપ તુહ્ +ગ,તઇ ઉપરથી) તને, તને બ્રહ્મસુતા-સરસ્વતી ઉલ્લાસ-ઉમગ સુઝ-(અપ સુઝ્ઝ) મને કર.. વિષ્ણુદાસ કવિવિષ્ણુદાસ અને તેનુ અનુકરણ કરનારો કવિ **શિવદાસ**, એ બન્નેની કવિતામા આ વાક્ય લાક્ષણિક છે આને પરિણામે વિષ્ણુદાસના કેટલાક કાવ્યો **શિવદાસને** નામે અને શિવદાસના નીરસ કેટલાક કાવ્યો **વિષ્ણુદાસને** નામે ચઢી ગયા છે પ્રાય વિષ્ણુદાસ કાવ્યના આરમ્ભમ , ક્વચિત વચ્ચે અને નિશ્ચે અન્તે પોતાની છાપ આપે છે, જ્યારે **શિવદાસ** ઘણું કરીને કાવ્યમા ઘણાખરાં કડવાને અન્તે પોતાની છાપ આપે છે

સહી-ખરેખર વ્યપિ-(સ વિષયે મ ગૂ વિસઇ વિન્દ-વિવિ-વ્યપિ) -વિશે. જેમ મૂન્નિ-મૂન્નિ જોઈએ-મને **ભારત**-મહન્તરાત **મહાભારતમાં** શ્વેતકિ અને શ્વેતકેતુ એવૂ નામ છે હરિદાસના **આદિપર્વમા** એપક વિભાગ ઘૂસાડનારે મહન્ત નામ સ્વીકાર્યું છે જુવો પૃ ૨૮૯, ટિપ્પણુ ૭ મૂ મહન્ત-નામ સ્વીકાર્યું છે **સુરમુખ દેવતા દેવોના સુખરૂપે** રહેલો અગ્નિદેવ અગ્નિરૂપી મુખેથી દેવતાઓ પોતાનો ભાગ લિયે છે, એ જ માન્યતા ઉપર સર્વ દેવોને ઉદ્દેશી અગ્નિમા હોમ કરવામા આવે છે

પૃ ૩૧૮—પાંડરૂ-(સ પાણ્ડુરકમ્ અપ પાંડરઉ) ફિક્કુ **સ્થૂલોદર** મોટું પેટ (અપચાનો દર્દી આવો ફિક્કો તેમ જ ગાગરપેટવાળો થઈ જાય છે, **લગાર**-એ ફારસી શબ્દનો પ્રયોગ ખાસ ધ્યાન ખેંચે છે ગુજરાતીભાષામાં અરબી ફારસીનો પ્રચાર વિક્રમની ૧૫ મી સદીથી કાઈક ખરો કેમકે ગુજરાતમા તે અરસામા મુસલમાનોનુ રાજ્ય હતું-દાખિ-લો **ચરી શરીશ**-(સ ચરિતુ શમ્યસિ) ઉપરથી જ ઉતરી આવેલ છે તુમ્ નો મ ગૂ મા ઇ આદેશ **મુગ્ધાવબોધ ઔક્તિકમા** છે જુઓ કરી લેઈ ઇત્યાદિ आगलि जाणइ सकइ ए बिहइनइ योगि तुम् हुइ (પૃ ૫) અહી જે तुम् વાપરવાની સંસ્કૃતનાની રીતનો ઉલ્લેખ છે, પરન્તુ તે જાણવૂ અને શક્વૂ

પૃ. ૨૧૯—તલયાતોરણ-તોરણ અદકપુષ્પી-અતકનાં પુષ્પનો વેલો. સાથરા-પાથરણુ વિણિજકરતા-(સં. वाणीज्यकर्ता) વેપારી.

પૃ. ૨૨૦—કહિ-કહીં, ક્યાં પણ નીપાયૂં-(સં निष्पादितम्)કર્યું. ઇન્દ્રાયુધ-વજ્ર. કાગલકર્તવ્ય-કાગળનાં બનાવેલાં.

પૃ. ૨૨૧—અતિક્રમિ-અતિક્રમે, બધાને વટાવે ઉધાણુ-જુવાર, ભરતી પરિખા-ખાઇ.

પૃ ૨૨૨—કટાહ-કડાયૂં, બકડિયૂં.

પૃ. ૨૨૪—ઊકરા-ચિરેલા. આછેટ-આમતેમ ફેંકવૂં. ઊંડલ-બાથમાં ભરી

પૃ. ૨૨૫—જુઇ-જુવે સીંહ ઉપવાસી-ભૂખ્યા સિંહના જેવી રેડ.

પૃ. ૨૨૬—લિહ-ને, લગની શેહરાફૂલ-શેહરા-( સ. शीर्ष )=સેંથા વચ્ચે કપાલ પર હળવૂ ગહેનૂં ધરેલૂં, દામિયો

પૃ. ૨૨૭—ચાક-વસ્ત્રના છેડા, બાં. અષ્ટ-કષ્ટ, બ્યણુઘાતીને-ઉરજવાથી

પૃ. ૨૨૮—ઓલતસી જાય-ચાકી જાય. સાંડચો-તૈયાર થયો, સીદ્યો. શીધૂં-(સં सिद्धम्) સિદ્ધ થયૂ

પૃ ૨૩૧—ટેરા-તરત

પૃ ૨૩૨—અલવિ સરમાતી, સંકોચ પામતી

પૃ ૨૩૩—સાહ્ન(સં. मज्जा ) નાન.

પૃ ૨૩૪—બ્યહૂ-બેઉ, બેય, બન્ને

પૃ ૨૩૫—હકાર્યો-હાકલ્યા, પડકાર્યા

ઊનોવાય-તકલીફ પામે, ઉનવાય

પૃ. ૨૩૬- કાલી-ફીળીયારી, ભયંકર અવાજ. ચાલની-ચાલણી શાકિ ( સ शाक )-શાક. કર્ણશિરિ-કર્ણના માથા ઉપર

પૃ ૨૩૭—દુર્ગ... રાજસ-ના દુર્ગની વાટ લીધી. જાલીટા- T આ આકારની ચોટીયોને ગભરાની પેટી

પૃ. ૨૩૯—વિદિશી-વઢેશી. પૃ. ૨૪૦—ખાપર-છાપર.

પૃ. ૨૪૪—પિરાજ-પીરૂં. આસ્તીજ-આસ્તીર્ણ જોડવે=પાથરેલ.

પૃ ૨૪૫—ધાર-પરિ જોઇએ=ધર્વ, પર. બિહિકિ-બ્હીકે.

પૃ. ૨૪૭—દિનિ-દિને, દિવસે. ફૂત્તિ-ફૂતી જોઈયે=ઙતી. ૩૦ મી કડી. ૧ સત્યવર્મ, ૨ સુબલ, ૩ શુભકીર્તિ. ૪ સુમતિ અને ૫ સુકુમાર આ પાંચ ગુણ ધરાવનાર

પૃ ૨૪૮ વિહુતાં-વ્હેતાં વ્યમાન-વિમાન દિવ્ય-દિવ, આકાશ.

પૃ. ૨૫૦—વિશ્વભૂ...કહિવાય (?)-આખી લીટી સંદિગ્ધ છે. વિશ્વભૂ શિવજી હોઈ શકે કે વિષ્ણુ કહે છે, ત્યાં અશ્વિનીકુમાર હોય તો દ્વિતીય ચરણનો મેળ બેસે વિશ્વભૂ=બ્રહ્માયે વિચાર કર્યો, તે અહી કોઈ રીતે સુસઙ્ગત નથી થતૂ. ૬૮ મી કડીમા પાયે કુન્તાના ઉદરમાં ઊપન્યા એવો ઉલ્લેખ પણ ઠીક નથી

પૃ. ૨૫૨—પોહ્કણ-પોખણુ. પૃ ૨૫૨—માહિરા-મધ્ય-(સ માતૃગૃહક અપ માઇહરઅ માહિર=માયરૂ) માયગામા પૃ ૨૫૪—વાસા દિવસ.

પૃ. ૨૫૫—યૈ-જ્યા, પૃ ૨૫૬—અઝ્બાર-ઢગલો પૃ. ૨૫૭—સુભગસુન્દર આઇકથા ઉપાખ્યાન. અન્તરિ વચ્ચે પૃ. ૨૫૮—જાઇઇ-જાઇયે

પૃ ૨૫૯—અનલ-અગ્નિ, અહી ઉત્પાત પૃ ૨૬૦—હિરણ્યકશ્યપ ન જોઇયે °ગર્ભ=બ્રહ્મા ધવલ-વોળ વ્યલકલિઆ-આનન્દ પામ્યા. અમૂઝિ-મૂઝાય ઊપટિ-ઊપટયે-વટાવી

પૃ. ૨૬૧—ધરાધીર-ધગધર, રાજાઓ માગ-માર્ગ વિશેખ-વિશેષ, કૃપા જૈઇ-જાઇયે પૃ. ૨૬૨—નિવૃત્તિ-નિર્વૃત્તિ, આનન્દ માથાઊરા-માથાના પૃ ૨૬૩—તેષિ તેજે, તેજથી પૃ ૨૬૫—ઓહ્તિરિ (સં દ્વાસતતિ) ગોતેર પૃ ૨૬૬—પરઠ-શગત. પારિ-પાર, બાનૂ

પૃ. ૨૬૭- ધીર્ય-ધૈર્ય ઘા-ઘો જોઇયે

પૃ ૨૬૯—કામબાલ-કામબલિ જોઇયે=કામના બળે

પૃ. ૨૭૦—અર્થિ અર્થી, જારૂગ્યાતવાણૂ-માગનાર જલવિમરપાણીનો ધૂમરો ઉપકાણ્ઠ-ઉપકણ્ઠિ જોઇયે=કાઠા નજીક પૃ. ૨૭૨ શિષ્ઠ-શિ°ન=શા માટે નહી મન્ન (?)-શિન ને સ્થળે ઘણા લહિયાઓ આમ લખે છે=શા માટે

પૃ ૨૭૩—ધનદ-કુબેર ધીર્ય તે છાંડચો નહીં જૂનો પ્રયોગ ધૈર્ય તેણે છાંડ્યૂં નહીં-નવો પ્રયોગ પૃ ૨૭૪—ગ્રહયો-ગ્રહ્યો

પૃ ૨૭૬—આસન બેઠક. અહી સન્માન, પૃ ૨૭૮—કારાણૂ-કારણિ જોઇયે થયિ થયે થઈને, પૃ, ૨૭૯—દેવ્યા-દેવી, ગૌરી તરવરિ ફરે અલ્પધી-ઓછી બુદ્ધિવાળો કુચ્છિત-કુત્સિત, નિન્દ્ય પૃ ૨૮૪—

વરષા–રાટી ચીવન ધદ્દુકુન્તારથં—યદુવંશમાં હાથીરૂપ રહેલા યાદવો સાથે જેનૂં જીવન છે તેવા હાથી.

પૃ. ૨૮૫—કોર=કેરિ જોડ્યે=મેરે અનલ—અગ્નિ જેવી સવાલક્ષ (स सपादलक्ष) માળવા પૃ ૨૮૬—મહૂમળુ સંક્રાન્તિ હરિદિન–દ્વાદશી.

પૃ ૨૮૭—કલાપ સમૂહ આદરઇ–આદરે, નૂર્નુરૂપ આખેટ-શિકાર

પૃ ૨૯૦—આકલ–આકુલ આકળા શિખાવલ–અગ્નિ

પૃ ૨૯૧—શરાડિ-ગગડે, સીધી રીતે. પૃ ૨૯૩—નિષઙ્ગ-ભાથા આકુંત અંકુિત જોડ઼ો=ચિહ્નવાળૂં પૃ. ૨૯૬—ઉરગા-સર્પિણી

પૃ ૨૯૭—હુ–હો, ૭ પૃ ૨૯૯—વાહ્નિ–વહ્નિ જોડ્યે=અગ્નિ.

પૃ. ૩૦૧-પાંશુ–ધૂળ ચોયિ–જોયિ, જુવે પૃ ૩૦૫ કૈહીશૂં–કહીશં.

પૃ ૩૦૬—અનુક્રમણિકા–મૂળ મહાભારતમાં આ પર્વ પહેલૂ છે. હરિદાસ અહીં છેલ્લૂ આપે છે મહાભારતનાં મૂળ પેટા પર્વોનો ક્રમ અહીં અનુક્રમે આંકડાથી આપ્યો છે ચન્દ્રમાની (?) આ કથા હરિદાસ નથી આપતો

પૃ ૩૦૭—નારદે ઉપદેશ (?) મા (?) ન જોઇયે પૃ ૩૦૮—મણિકથા-મુખ્ય કથા આડકથા ઉપાખ્યાન ૧૭ મી કડીમાં આદિ કથા યાદવ કેરી, એમ કહ્યુ છે મૂળ મહાભારતમા આરંભમા યાદવની કથા નથી-મ મનહર વગેરે ક્ષત્રિયો આપે છે પૃ ૩૦૯—અનુષ્ટ્ત્યે–રબ પૃ. ૩૧૦—બુધ્ધિમાન (સં बुद्धिमान्य) ઓછી બુધ્ધિવાળો. પૃ ૩૧૧—એકમના–એક મન થઇ કૂટ સાખી ખોટી સાખી કૈતવ ધૂર્તતા, કપટ, તુનાર હરિ–હરે શ્રુતિ ધરતાં–સાંભળતા ૧૬ મી કડીવાળી કલ્પના કવિની પોતાની છે પિણ્ડિ પુનરાવૃત્તિ–દેહમા ફરી આવવૂ, ફેરી જન્મો. વાજિત્ર–વધનિ–વાદ્યની સાથે થઇ બાતાવેશાં વચનોથી શશાઙ્કકરાઙ્કિત–ચન્દ્રના કિરણોના ચિહ્નવાળો શુક્લપક્ષ હરિદિન દ્વાદશી, આરંભ. નન્દાતિથિ–અગિયારસ આરંભના દિવસે જ ગરતાએકાદશીનૂ મત હતૂ તે દિવસે–આનૂ રચન પૂર્ણ થયૂ વૃશ્ચિક..દિવાકર,–તે દિવસે વૃશ્ચિકનો ચન્દ્રમા હતો, અને બપોરનો નનય હતા, તે સમયે આ કથા પૂર્ણ થઇ

પૃ ૩૧૩—આમ દેખાનૂં૩૧૭૪ ને બદલે આમ દેખાનૂં ૩૮૨૩ વાંચવૂ

---

# સભાપર્વ-વિવેચન

---

પૃ ૩૧૭—પહેલા કડવામાં **આદિપર્વ**ના અન્તની ખાણ્ડવદાહની અને તેમાંથી મયના બચાવની કથા અહીં કવિ અનુસન્ધાન માટે આપે છે.

**તુંહ્નિ**—(અપ તુહ+ગુ.નઇ ઉપરથી) તહને, તને **બ્રહ્મસુતા**-સરસ્વતી ઉલ્લાસ-ઉમંગ **મુઝ**-(અપ મુજ્ઝ) મને **કર**...**વિષ્ણુદાસ** કવિ વિષ્ણુદાસ અને તેનું અનુકરણ કરનારો કવિ **શિવદાસ**, એ બન્નેની કવિતામાં આ વાકય લાક્ષણિક છે આને પરિણામે **વિષ્ણુદાસનાં** કેટલાંક કાવ્યો **શિવદાસને** નામે અને શિવદાસના નીરસ કેટલાંક કાવ્યો **વિષ્ણુદાસને** નામે ચઢી ગયાં છે. પ્રાય વિષ્ણુદાસ કાવ્યના આરમ્ભમાં, ક્વચિત વચ્ચે અને નિશ્ચે અન્તે પોતાની છાપ આપે છે, જ્યારે **શિવદાસ** ઘણું કરીને કાવ્યમાં ઘણાખરાં કડવાને અન્તે પોતાની છાપ આપે છે

**સાહી**-ખરેખર **વ્યધિ**-(સ. विदधे મ ગૂ विसइ-विधइ-विधि-व्याधि)-વિશે, વિષે **મૂહ્નિ**-મૂહ્નિ-જોઈયે-મને **મોરત**-મરુન્તરાજા **મહાભારતમાં** શ્વેતકિ અને શ્વેતકેતુ એવું નામ છે હરિદાસના **આદિપર્વ**માં ક્ષેપક વિભાગ ઘુસાડનારે મરુન્ત નામ સ્વીકાર્યું છે જુવો પૃ ૨૮૯, ટિપ્પણ ૭ મૂ **મરુન્ત**-નામ સ્વીકાર્યું છે **સુરમુખ-દેવતા**-દેવોના મુખરૂપે રહેલા અગ્નિદેવ અગ્નિરૂપી મુખેથી દેવતાઓ પોતાનો ભાગ લિયે છે, એ જ માન્યતા ઉપર સર્વ દેવોને ઉદ્દેશી અગ્નિમાં હોમ કરવામાં આવે છે

પૃ ૩૧૮—**પાંડરૂ**-(સં पाण्डुरकम અપ पांडुरउ) ફિક્કું **સ્થૂલોદર**-મોટું પેટ (અજીર્ણનો દર્દી આવો ફિક્કો તેમ જ ગાગરી પેટવાળો થઈ જાય છે, **લગાર**-એ ફારસી શબ્દનો પ્રયોગ ખાસ ધ્યાન ખેંચે છે ગૂજરાતીભાષામાં અરબી ફારસીનો પ્રચાર વિક્રમની ૧૫ મી સદીથી કાંઈક ખરો કેમકે ગુજરાતમાં તે અરસામાં મુસલમાનોનું રાજ્ય હતું-**દાખિ**-જો **ચરી** **શકીશ**-(સ. चरितु शक्यासि) ઉપરથી જ ઉતરી આવેલ છે તુમ્ નો મ ગૂ મા इ આદેશ **મુગ્ધાવબોધ ઔક્તિક**માં છે જુઓ करी लेइ इत्यादि आगलि आगइ सक्इ ए बिहुहनइ योगि तुम् इइ (પૃ ૫) અહીં જો કે તુમ્ વાપરવાની સંસ્કૃતની રીતનો ઉલ્લેખ છે, પરન્તુ તે જાણવું અને શકવું

ના યોગમાં તુમનો તત્કાલીન ગૂજરાતીમા ઈ આદેશ હોય તેવી વાત કરેછે **વિષ્ણુદાસે** આ પ્રયોગ પોતાના કાવ્યોમાં પ્રાચૂર્યથી કર્યો છે મારા લેયેલા **રામાયણુમાં** તે પ્રયોગ દરેક સ્થળે છે

**સાહિ**–( સં साद्य જુવો म आदि बभूव कल्यः कौंतेयः महत्सु साद्य-कर्माणि २१६–२०) મદદગાર, સહાયક) **રહુ**–રહો

પૃ ૩૧૯—**ચુઝનિ** ( अप तज्झ+भ ग्रू नइ )તેને તને **વિનિ** ( सं विनय ) વિનય **ચુઝનિ**–ગુઝને; અહી **ચતુર્થીનો** પ્રયોગ છે તે અર્વાચીન ગૂજરાતીમા બન્ધ છે. તો અત્યારે **પષ્ઠી** જ વપરાય છે **કશી**–કાંઇક **કશું** નો અનિશ્ચિત સર્વનામ તરીકેનો પ્રયોગ પણ પ્રાચીન છે कीदृश ઉપરથી ઉત્પત્તિ હોવા છતા ક્યાક કિઞ્ચિતના અર્થમા પણ દેખાય છે જુવા નીચે ११ मी કડી આજ જડવાની

પૃ ૩૨૦—**બ્રહ્મ**–બ્રાહ્મણ દરે- મઙ્ગલકાર્યના આરમ્ભમાં બ્રાહ્મણનૂં પૂજન કરવૂ જોઈયે

પૃ ૩૨૧—**હેલા**–( सं अव्यय )રમતમાત્રમા **આગન્યા**–( सं आज्ञा ) **નિય** ( सं. निज ) –પોતાનૂ **શ્રી યુગતાત**–જગતના તાત જગનૂ **ચગ**, થઈ **યુગ**

પૃ ૩૨૨—**મણિભાવડ**–મણિનૂ પાત્ર **શોભિયે**– ( सं शुभ्यते अप- सोभीइ–सोभिइ અને મૂનૂં સરસ્કૃતીકરણ ४० म ) –શોભે **ભણિજિ** ( सं. भण्यते अप भणिय्यइ भणिज्जइ, ભણીજિ–ભણિજિ ) ભણિયે. **સુધન**–સારૂંધન

પૃ. ૩૨૩—**કરી સકિ** કરી શકે જુવો ઉપર **ચરી શશિ સુરુ** મોહ. **સલીલસંયુત**–સલિલ જોઇયે –પાણીથી યુક્ત **નિયનાથ**–નિજનાથ, ઋતુઓના અધિષ્ઠાતા **શોભીઇ**–જુવો ઉપર **શોભિયે અછે**–છે, **હરતી અછે**–જૂના હરની યાદને નૂ રમરણ કરાવે છે **ગમાં**–ગમ, બાજૂ

પૃ ૩૨૪—**સ્થકિત** થાકેલા અથવા ચકિત, **પૃથક્**–( सं पृथक् ) જુદાં જુદા **અછિ**–( सं अस्ति अप अच्छइ अछि ) છે

પૃ. ૩૨૫ **અવરિ**–( सं अपरे ) અવર, બીજા **બ્રહ્મસદન**–(બ્રહ્મસભી) બ્રહ્માના લોકમા **આવર્જનના**–આગતાસ્વાગતા.

પૃ ૩૨૬—**તામ વચન**–તારે વચને **અગ્નિ વ્યધિ**–અગ્નિના હોમ કરવામા જૂના સમયમા કરાવતા પૂછતા અગ્નિનૂં કૌશલ્ય પણ પૂછવામાં આવતૂં **ઔચન**–સ્વીજન **કૈદિ**–કહિયે **દત્ત–ઊજુટ**–દાન અને ભોજનટો.

**ઋતુપુત્ર**–ઋતુસમયે ઋતુદાન આપી ઉત્પન્ન કરેલો પુત્ર. **શીલ–પ્રતિ**–સદાચાર અને વ્રતપાલનથી.

પૃ. ૩૨૭—**દીર્ઘકાં**-મોટાં. **પ્રેમલ**–( सं. परिमल ) સુગન્ધ. **બહુધીરા**-ઘણા આધીગ=રાજાઓ –**નૃત્યક, રાય !**–નૃત્ય કરાય. વાંચવામાં પણ બાધ નથી. **દુખ:–શોક**–દુઃખ શોક જોઇયે.

પૃ. ૩૨૮—**ભોગવતી**-નાગોની નગરી, અથવા ભોગશીલ લક્ષ્મી.

પૃ ૩૨૯ **સૂધી**–સારી કે સીધી. **અપરિચિત–અપરિમિત** જોઇયે.

પૃ. ૩૩૦·-**કામિની**–કંસની સ્ત્રી, જરાસન્ધની પુત્રીયો, પિતા જરાસન્ધને પ્રેરણા કરતી હતી. **માન–મનિ** જોઇયે.

પૃ. ૩૩૨—**સરિ**-ખરેખર. **શોહિ–શોહે**, શોભે. **ઉહ્લાદ** ( सं आह्लाद ) આનન્દ. **જુ**-જુવો. **છતાં**–જે છતાં. **કરિ**–કરી, કર્યે.

પૃ. ૩૩૩ **ધીરયપણુ**- ધૈર્ય. **હુનાહૂર**–હોનાર. **શરોદ્-થશે**–અનુકૂળ થશે. **જુગલિઅ**–જોડલું. સાથે જન્મેલ બે બાળક. **સહકાર**–આમ્રવૃક્ષ.

પૃ. ૩૩૪—**ચુવટે**–ચોવટે.

પૃ. ૩૩૫—**સુહ્લભ**–( स. सुलभ )સુલભ. **નિત્ય–નીત્ય** જોઇયે–નીતિ

પૃ. ૩૩૬–**અન્તક**–મૃત્યુ. પૃ. ૩૩૭—**ઉન્માર્ગિ**–આડે માર્ગે.

પૃ. ૩૩૯—**ભવાન્ન–ભવન્નિ** જોઇયે.–ઘર તરફ.

પૃ ૩૪૧—**પજ્યંન્ત**–(सं पर्यन्त ) સુધી

પૃ ૩૪૩–**માન**–માપ. **ઉપસ્કાર**–સામગ્રી.

પૃ ૩૪૫—**દિક્ષા–દીક્ષા** જોઇયે. **રુક્મજયોષિતા**–( स रुक्मयोषिता) સોનાની પુતળીયો પૃ. ૩૪૭—**વડૂસ્થાનક–વ્યયસ્થાનક** જોઇયે.

પૃ ૩૪૮—**આવર્જ**–સ્વાગત પૃ ૩૫૦—**મુખ્ય**=મુખિ (મુખ+इ) મુખમાં, અગ્રભાગમાં

પૃ ૩૫૩—**વાચક**–( स. वाचक ) વગન. **ભાજૂ**-ઘણું. **કોલાહલ**–( स. कोलाहल ) અવાજ **વિખાણિ**–( स. व्याख्यान ઉપરથી નામધાતુ)–વખાણે **તોલ્યો**–તોળ્યો. પૃ. ૩૫૪—**ઉપવાદ** ( स. अपवाद ) કટુ વચન, ગાળ્ય, નિન્દા. **જમહુ**–જમલો, જોટો, સમોવડ. **અર્ક્ક**–ઓળો.

પૃ. ૩૫૫—**દોય**-બે, **અતિબાધ**-બાધ, મુશ્કેલી, અડચણ. **ડાહોલા**–એટી દેરા. સરખાવો–' દવ ડાહોલિયાના આવે ' રુક્મિણી હરણ **આમ**–મર્યાદા ? મમતા

પૃ. ૩૫૬—તુહી–તો પણ ધર સ્થણી–મૂળથી પામિ–જાણે, કોઈ કોય–(સં कोपि अप कावि–काइ અને ઇકારનો य ) કોઈ [ તેજ રીતે આહ–ય, સોઇ–સોય, હોઇ–હોય વગેરેનો વિકલ્પ મ ળૂ મા છે ] ઉદ પાન–પાણીનૂ ઠામ

પૃ ૩૫૭—એકેકોક–એકેક, દરેક આસુશ–રજા [ જતી વખતે વડીલો 'દીર્ઘાયુ રહો.' એમ કહે તે ઉપરથી પછી આસુશ માગવું એમ પ્રયોજાયૂં દીસે છે ]

પૃ ૩૫૮— આભ્યન્તર– મનમા, અન્દર તોય–(સ ) પાણી અમ્બુ–(સ ) પાણી અઈપઈ–નહી તહી, આડૂ અવળૂ અવિલોક વાનિ–અવલોકવાને પગચારી (સ્રી) પગથી પૃ ૩૫૯—પ્રભવ–(સ. पारिभव ) હેરાનગત. ખમઘે ખમજે મરશુ સગ્સો, સાથે વપુવેગિ–અની શક્તિ જેટલા શરીરના વેગથી આશ્રિત્ય–આશ્રય પૃ. ૩૬૦ નવિ રહ્યૂ જાય–જૂનો પ્રયોગ = રહેવાતુ નથી મનિ મહર્ને કે મનમા, નેટ–નક્કી દીઠિપે–દીસે

પૃ ૩૬૧—ભમ–(સ ધ્રમ ) ભ્રમ, ભ્રાન્તિ ભ્રમોત્પાદક ક્રિયા વાંક (સ वक्र ઉપરથી નામ) અત્યંત, મુશ્કેલી પૃ ૩૬૨—વરતુ–વર્ગો જેડાળ

પૃ ૩૬૩—પૂરન્ત–પૂરતી કે એ બધાની ભેળી થતા પણ ન પૂગે તેની માન–દહન–માનથી જેનૂ દહન છે તેવો માનદધ લેખવિ–લેખવે ગણે ધૃતિ હોશિ ક્ષત્રીકુલ અન્ત–જુગાગથી ક્ષત્રીકુલનો નાશ થશે. [ મૂળમા ક્ષત્રી કુલવન્ત હતૂ તેમજ ધૃતિ ન હતૂ, પરન્તુ ૧૯ મી કડી જોવાથી સ્પષ્ટ થશે કે આ સુધારેલા પાઠ જ યોગ્ય છે ] રાજિ–(સં राज्य) રાજ્ય યૂપ–થાંભલો પૃ ૩૬૪—જાઉ–(સં. यात अप जाइ, મ ન જાઉ ) જાવ જાઓ ક્યાણુ–લઈ આવો ગઝિયત–સઙ્કેત

પૃ ૩૬૫—એકરાશિ–એક સમૂહ થઈ રહેવા રાશિ સમૂહ શ્રીવન્ત–(સં श्रीमत्–અ વ श्रीमन्त ) ધનવાન કાલરૂપિ–કાલરૂપે આવર્યૂ–(સં आवृतकम् અપ आवरेव ) ઢાક્યૂ

પૃ ૩૬૬—સુખ્ય=સુખિ સુખે અમાપી થઇ મનિ ગૃતમન–મનમા હુંગારનો વિચાર, મન–દિલ કે વિચાર વિહિ–વદે સુહૃદિ મોર્વ અમર્ષી સુહુલ–મ્હોલ, મ્હેલ પ્રાસાદ

પૃ ૩૬૭—રાચિ–રાચે આનન્દ પામે પડ્યા–પડ્યે

પૃ. ૩૬૮—કારણુ-અર્થ-અર્થ કારણે. કાચિ-કાજે, માટે. અમુલ્યક-અમૂલ્ય (બ. મી.)

પૃ. ૩૬૯—દાહા-દાવ, પાસા. પોણુ-હોડ, પણ. ઓડિઆ-નાંખ્યા. વસ્ત-વસ્તુ. પ્રૌઢ-મોટો. મામ-મર્યાદા. સુન્ય-મૌન.

પૃ. ૩૭૩—સ્થવિર-વૃદ્ધ. ત્રિયા સ્ત્રી. પૃ. ૩૭૫—પ્રભવ-પરિભવ કે પરાભવ. વીંટી-વીંટાઇને. પૃ. ૩૭૬—યુક્તાર્થ-યોગ્ય.

પૃ ૩૭૭—નોતન-ભાતિ-નૂતન=નવી નવી ભાતનાં (બ. મી.)

પૃ. ૩૭૮—કડી ૫ મી સાથે સરખાવોઃ-(સભાપર્વ ૬૮-૬૩, ૬૪:—)

यो हि प्रश्नं न विब्रूयाद्धर्मदर्शी सभां गतः ।
अनृते या फलावाप्तिस्तस्याः सोऽर्धं समश्नुते ॥
यः पुनर्वितथं ब्रूयाद्धर्मदर्शी सभां गतः ।
अनृतस्य फलं कृत्स्नं सम्प्राप्नोतीति निश्चयः ॥

દેહિ-પોણુ—પ્રાણ દાવમાં મૂક્યા મે, સરખાવોઃ—

तयोर्देवनमत्रासीत्प्राणयोरिति नः श्रुतम ( स. प. ६८-६७ )

પૃ ૩૮૦—માનિતિ-માન્યને. ગતપ્રાણ-મૃત્યુગત, નિશ્ચેષ્ટ.

પૃ. ૩૮૨—ભજિ-ભજ, આશ્રય લે. પૃ ૩૮૪—વશિઅર-(સં. વિષધર) સર્પ.

પૃ. ૩૮૫—પણ-પુ નપું. પોણ, પ્રતિજ્ઞા પરધાન-મુખી, મુખ્ય.

પૃ. ૩૮૭—આવટશિ રગદોળશે. પૃ ૩૮૮—દ્દષ્ટીજિ-દ્દષ્ટિએ.

પૃ. ૩૮૯—વાણી-દરેક કડવાને અન્તે આવતો ઊથલો, તેમા " એહવી વાણી કહી " એ વાક્ય આવે છે, તે

અષ્ટશતાધિક-આઠસો ઉપર અધિક ભામક

પૃ. ૩૯૦—કવયિતા-કવિ.

ગ્રન્થ ૬ ઠ્ઠો પૂર્ણ *



* ગ્રન્થ ૬ ઠ્ઠાનું સમ્પાદન તા. ૨૬-૫-૩૩ ને દિને પૂર્ણ.